# વિપિન



## નવલકથા



કર્તા

રાજેંદ્રરાવ સોમનારાયણ,

બી. એ.



"જીવાય તો તે જગના ભલાને,
મરાય તો તે જગના ભલાને;
આ વીર તે ચંદનવૃક્ષ જેવા,
અનંત હો! આર્યભૂમિમહીં આ"







સુરત "જૈન" પ્રિન્ટિંગ પ્રેસમાં મુદ્રાંકિત

આવૃત્તિ બીજી



સંવત ૧૯૭૪ સન ૧૯૧૮



મૂલ્ય રૂપીઆ દોઢ

## સોલ એજંટ

જીવણલાલ અમરશી મહેતા

બુકસેલર, અમદાવાદ અથવા મુંબાઈ (નં. ૨.)

પ્રસિદ્ધ કર્તા,

રાજેંદ્રરાવ સોમનારાયણ

અંબાજીરોડ, સુરત.

શા. ખુબચંદ અમીચંદના ધી સુરત "જૈન" એન્જીન પ્રિન્ટિંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું ખપાટીયા ચકલા, સુરત.

# અર્પણપત્રિકા.



પરમપૂજ્ય માતપિતા!

જેનો યત્કિંચિત્ પણ બદલો વાળવા અશક્ત છું એવા અવર્ણનીય અનેક ઉપકારો તથા જે આર્થિક વા અન્ય સ્થિતિમાં હાલ વિચરૂં છું તે સ્થિતિ સંભારી, તે આપના શ્રમનું, કૃપાનું ફળ માની, અલ્પ સેવારૂપ, આ સ્વલ્પ પુષ્પ તમારા પૂજ્ય પાદમાં અર્પું છું

તે

પ્રીતિથી

ગ્રહણ કરો.

રાજેંદ્ર.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

નીતિના વિષય ઉપર નિબંધ લખવા વિચાર હતો. નિબંધના વાંચનારા ગુજરાતીવર્ગમાં બહુ થોડા, તેમાં રસ લેનારા તો ક્વચિતજ તેથી એક વાર્તા લખવાનું મેં ઉચિત ધાર્યું. એ અભિલાષા વિક્રમાર્ક ૧૯૫૪ માં મને થઈ. કંઈક વસ્તુ નક્કી કર્યું. એક કોરી ચોપડીપર પ્રકરણનાં મથાળાં અને પાત્રનાં, કર્ણને સારાં લાગે એવાં તથા મ્હારા મનથી તદ્દનજ નવીન નામો થોડાંઘણાં લખી મૂક્યાં. મ્હારો અભ્યાસ તથા તે પૂર્ણ થયા પછી બીજી કેટલીક અડચણો એ કામને આડે આવ્યાં. વર્ષ કંઈક વીતી ગયાં. ૧૯૬૩નું વર્ષ પૂરૂં થવાની તૈયારીમાં હતું. તે સમયે હું મુંબાઈ હતો; ઘરમાં એકલોજ હતો. વાંચવાનાં પુસ્તક પણ પાસે હતાં નહીં. દશ વર્ષપરની વાત યાદ આવી. લખવું શરૂ કર્યું. એક સુહૃદે વાંચ્યું અને આગળ ચલાવવા તેણે કહ્યું. ૧૯૬૪ના પોષ માસમાં પુસ્તકની સમાપ્તિ થઇ, પરંતુ કંઈક વ્યવસાયને લીધે તેમજ કેટલાંક અન્ય કારણોને લીધે જાહેરમાં લાવતાં વિલંબ થયો.

વાર્તા આ કાળનીજ છે. વીસમી સદીની સ્થિતિ સમજાવવા પ્રયાસ કર્યો છે. સંસારસુધારાને અંગે ચર્ચાતા વિષયો વાર્તામાં થોડાઘણા આવી જાય છે. બીજા વિષયોની ગુંથણી પણ યથાશક્તિ કરી છે.

મ્હારો આ અલ્પ પ્રયાસ છે છતાં ભૂલો રહી ગઈ છે તે સુધારી લેવા વાચકવર્ગ કૃપા કરશે એમ સવિનય વિનતિ છે.

આ નવલકથા વાંચ્યાથી સ્ત્રી, પુરુષ કે બાળકને લાભ થશે તો લખેલું સાર્થક, જીવને આનંદ અને મનને સંતોષ થશે. અસ્તુ.

વિક્રમાર્ક ૧૯૬૬,
અંબાજી રસ્તા, સુરત.

કર્તા.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

ગુજરાતી વાંચક વર્ગની સેવામાં 'વિપિન'ની બીજી આવૃત્તિ મૂકતાં મને આનંદ થાય એ સ્વાભાવિક છે. મ્હારો પ્રથમ પ્રયાસ છતાં કંઈ દોષો રહી જવા છતાં મને જે ઉત્તેજન મળ્યું છે તે માટે વાંચક વર્ગનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. તે સાથે ગુજરાતી વર્તમાનપત્રકારો તેમજ માસિકના તંત્રીઓએ નિષ્પક્ષપાત અવલોકન બદ્ધ મને જે સૂચનાઓ કરી છે તે માટે તેમનો આભાર માનું છું.

કાગળ વગેરે છાપવામાં વપરાતી સર્વ ચીજોની મોંઘવારી છતાં પુસ્તકના મૂલ્યમાં કોઈ પણ જાતનો વધારો કર્યો નથી.

વસ્તુમાં વિપિનના "વિદ્યાર્થીજીવન" માટે બે બોલ લખી હાલે જમાં હાલ ચાલતી વાતાવરણ સમજાવવા અલ્પ પ્રયાસ કર્યો છે તે, અસ્થાને નહીં ગણાય.

વિક્રમાર્ક ૧૯૭૩,
અંબાજી રસ્તા, સુરત.

કર્તા.

# અનુક્રમણિકા.



॥ શ્રી ॥

# વિપિન.



## પ્રકરણ ૧.

### વિલાસભવન.

રંગરાવના પિતાએ બંધાવેલો બંગલો ગિરગામ ટ્રામટર્મિનસથી થોડે દૂર આવેલો છે. બંગલાની આગળ એક બગીચો બનાવેલો હતો, અને તેમાં જાતજાતના નાનામોટા છોડવાઓ અને ઝાડો રોપવામાં આવ્યાં હતાં. કેટલાંક તેની સુગંધને લીધે તો કેટલાંક તેના રૂપને લીધે, કેટલાંક ફળને લીધે તો કેટલાંક ફૂલને લીધે, ત્યારે કેટલાંક તેની અછતને લીધે ત્યાં પસંદ કરવામાં આવ્યાં હતાં. દરેક છોડ અને ઝાડનું નામ તેને વળગાડેલા પતરા ઉપર લૅટિન ભાષામાં લખવામાં આવ્યું હતું. બંગલામાં રહેનાર કોઈ પણ શખ્સને તે ભાષાનું જ્ઞાન નહોતું, પરંતુ પાશ્ચાત્ય બાગનું અનુકરણ કરવામાં કાંઈ પણ ન્યૂનતા ન આવે એવો મુખ્ય હેતુ આમાં સમાયલો હશે એવું સહેજ કોઈને લાગે. બાગની દેખરેખ રાખવાને અને તેમાં કયાં ઝાડ લાવવાં, તેમાંથી કયાં કાઢી નાંખવાં તે માટે રાણીના બાગની અંદર કામ કરનાર એક ફીરંગી સાતઆઠ દિવસે આવતો તથા શેઠને પૂછીને યા પૂછ્યા વગર ઝાડો બાબત મનધાર્યું કરી જતો ને મહિને દહાડે પોતાનો પગાર ગણી જતો. ગુજરાતી ક ક્ બ ભુ જાણનાર જંગલી માળી ફીરંગી આવતો ત્યારે ગુંચવાતો. કેમકે તે ભાઈ તો લૅટિન ભાષાના પંડિત એટલે લૅટિન નામોજ બોલતા. ફલાણું લાવ, ઢીકણું લાવ; ફલાણો રોપો કાઢી નાંખ, ફલાણો તેના કુંડા સાથે ઉંચકી લાવ એમ બોલતા—માળીના મનથી લવતા. બાપડો માળી ઘણું ગુંચવાતો, આમતેમ ફાંફાં મારતો, કેટલીક વાર થાંભલાંની માફક ઉભો રહેતો, વિચારમાં પડતો, પણ એટલામાં ફીરંગી સાહેબનો મિજાજ હાથથી જતો રહેતો, તથા જાણે બાગનાં ફૂલોનો માળીને ઓછો ઉપભોગ હોય તેમ ડૅમ ફૂલ સુવરની પુષ્પાંજલિ તે આપતો.

કોઈ વાર હાથ ઉગામવા તૈયાર થઈ જતો પણ માળી પોતાના કરતાં બહુ કદાવર હોવાથી ડરી જતો. સાહેબનું રૂપ પ્રકાશ્યું જોઈ બિચારો માળી ગભરાતો ને ભાષાથી અજ્ઞાત હોવાને લીધે હાંફ્‌લોફાંફ્‌લો થઈ જતો. સાહેબ થોડોક વખત આમ ધમપછાડ કરી ચાલ્યા જતા અને જાણે માથે ભમતો કાળ આવીને જતો રહ્યો હોય એમ માળીને લાગતું. હર્ષમાં આવી માળી પોતાની મરાઠી ભાષામાં, ઘાસપર આરામથી બેસી, ક્વચિત્ આળોટી, ગીત લલકારતો તથા થોડીક વાર પછી પોતાના કામમાં મશગુલ થતો. બાગની ખરેખરી દેખરેખ અને સંભાળ આ સાત રૂપરડીનો માળીજ રાખતો ને તેનો યશ ફીરંગી પામતો.

છોડવા અને ઝાડોની આસપાસ મેંદીની એક સુંદર વાડ કરવામાં આવી હતી, ને તેને કોઈ જગાએ ઉંચી તો કોઈ જગાએ નીચી એમ સફાઈથી કાપવામાં આવી હતી. વાડની આગળ ઢોળાવ પડતા સીધા નાનામોટા ક્યારા કરવામાં આવ્યા હતા, અને તેમાં જાતજાતની સાદી કે ચળકતી, લીસી કે કાંગરાવાળી, ઉંડી કે ચપટી નાનીમોટી સીપો તથા શંખલા ઘણીજ કારીગીરીથી ગોઠવવામાં આવ્યાં હતાં. પશુ યા પક્ષીથી અથવા તો બીજી કોઈપણ રીતે તે અવ્યવસ્થિત થતાં તો તેને બરાબર કરવામાં માળી ઘણી કાળજી રાખતો. આ રચનાની આસપાસ ઘણી સફાઈથી ઝીણુંઝીણું ઘાસ ઉગાડવામાં આવ્યું હતું, અને તે જોઈએ તે કરતાં વધે નહીં માટે વારંવાર કાપવામાં આવતું હતું. ફૂલોમાં ગુલાબ, મોગરો, ચંબેલી, ચંપો, જાઈ, જુઈ, વગેરે અગ્રસ્થાન ભોગવતાં હતાં, અને ફળોમાં કેરી, બદામ, જમરૂખ, જાંબુ વગેરેનાં ઝાડ આગળ પડતાં હતાં. વિલાયતી ફૂલોમાં લીલી, ઘંટના આકારનાં હોવાથી કહેવાતાં 'બેલ ફ્લાવર' વગેરે જોનારનું મન ખાસ આકર્ષતાં હતાં, ને વિલાયતી ફળોમાં ચીકુ, પીચ વગેરે અધ્યક્ષસ્થાને હતાં. કેટલીક જગાએ વેલીઓ સ્ત્રી જેમ પોતાના પતિને વિંટળાઇ વળે તેમ પોતાના પોષક વૃક્ષની આસપાસ જોરથી વિંટાઈ ગઈ હતી, કુદરતનું ભાન કરાવતી હતી. બાગની એક બાજુએ શમોશીને વાસ્તે એક દેવડી કરવામાં આવી હતી. વચ્ચોવચ એક હોજ બનાવવામાં આવ્યો હતો અને તેની મધ્યમાં અતિશોભાયમાન પત્થરની એક પુતળી ઉભી હતી ને તેના માથાપર ચારપાંચ વળવાળો પિત્તળનો મુકુટ શોભતો હતો. તે ફરતો હોવાથી નીચે પાણીમાં અનેક જાતનાં ચિત્ર પાડતો હતો; ઉષ્ણ ઋતુમાં બેસવાને ત્યાં સામસામે ચાર બેઠક રાખવામાં આવી હતી. પાણીની અંદર તરેહતરેહની નાનીમોટી, સોનેરી, રૂપેરી, લાલપીળી

રંગબેરંગી માછલીઓ દોડયાં કરતી, ક્વચિત્ ઉપર આવતી, ને નવોઢા લજ્જિત સ્ત્રીની માફક તરતજ પાણીમાં લપાઈ જતી. ફુઆરાની આસપાસ ચારે બાજુએ ચાર લોઢાની કમાન કરવામાં આવી હતી, અને તેનાપર જાતજાતની વેલ ચઢાવવામાં આવી હતી.

ઓટલાનાં પગથીઆં ઉપર બે મોટા જબરા કુતરા આવનારને આદર-સત્કાર આપવા ઘણું ખરૂં બેસી રહેતા, જાણીતાની સામે જઈ ગેલ કરતા, શરીરને વળગવા આવતા, કોઇકવાર શેકહૅંડ કરતા તથા સુધરેલ વિચારથી ગણાતી તેમની પવિત્ર જીભથી કેટલીક વાર ચાટતા. અજાણ્યા તથા નવા આવનારનો સત્કાર જુદીજ રીતે થતો. આ શેઠને ત્યાં પ્રથમ તો ગયો પાળવામાં આવતી હતી, પણ તેનો ખર્ચ માથે પડતો હોવાથી તેને હાલમાં પાંજરાપોળમાં મોકલવામાં આવી હતી. આ પરથી કોઈ માની લે કે આ સ્થાનમાં કરકસરના નિયમો ઉપર સારૂં લક્ષ અપાતું હશે તો તેમાં ભુલ છે. ઘરમાં લાખો ખર્ચ નકામા થતા ને તેની કોઈને દરકાર રહેતી નહીં. પાછળ વાડામાં ખૂણેખોચરે બાંધવામાં આવતી રાંકડી ગાયોની જગા કુતરાઓએ આગલા ભાગમાં લીધી હતી, ને તે ભાગમાં તેઓ પોતાનું નિરંકુશ રાજ્ય ચલાવતા હતા. કેટલીક વાર તો રાત્રે કાંઈ પણ કારણ વગર ભસતા યા રડતા, અને ઉંઘમાં ખલલ પાડતા. ઉંઘમાંથી એકાએક ચમકી ઉઠી બંગલામાં રહેનાર કોઈવાર બારીએ આવતું અને રામોશી કને કુતરાંનું આમ કરવાનું કારણ માગતું. કુતરાંનાં હૃદયથી બિનવાકેફગાર બિચારો રામોશી નાસિપાસ જવાબ દઈ કુતરાંની પાસે જતો, થાબડતો, થોડીક વાર માટે તેમને શાન્ત પાડતો, છાનાં રાખતો. બંગલાના ઓટલા ઉપર ચીનાઈ મોટાં રમકડાંઓ ગોઠવવામાં આવ્યાં હતાં. ઉમરાની બહાર પગ લહોવાને માટે એક "ડસ્ટર" મૂકવામાં આવ્યું હતું. તેના પર "વેલકમ" એમ લખવામાં આવ્યું હતું. બંગલામાં આવનાર તેનો સત્કાર અને ભાવ ભૂલી જઈ તેના પર જોડાનો પ્રહાર કરી પોતાના ગંદા મેલા જોડા ઘસતા, અને તેથી તેનાપર લખેલા અક્ષરો ધીમેધીમે ભુસાવા માંડયા હતા. બારણા ઉપર એક સફેદ અને લીલા નાનામોટા કાચના મણકાનું તોરણ ટાંગવામાં આવ્યું હતું. મણકાની વચ્ચે થોડા ઘણો ગાળો મૂકીને નાનીનાની સીપો કાણાં પાડીને પરોવવામાં આવી હતી. કાચના મણકા આઘેથી હીરાની માફક ઝળક્યા કરતા હતા, અને રાતના રોશની વખતે તો તેનો બહાર કાંઈ ઓરજ આવતો.

• નીચે મોટું દિવાનખાનું હતું, તેમાં બાજુ પર કોચ ગોઠવવામાં આવ્યા હતા, અને સાદી તથા આરામખુરસીઓ ઠેકઠેકાણે ગોઠવેલી

હતી. મધ્ય ભાગમાં ૭ જણ બેસે એવી ૭ બેઠકની એક ફરતી ગોળ ખુરસી હતી. તેના ઉપર વંચાયલાં યા વગર વંચાયલાં રોજીંદા વર્તમાનપત્રો કેટલીક વાર પડી રહેતાં. સામ સામી બાજુએ અને કોચની ઉપર જાપાનિસ લાકડામાં જડેલા તક્તાઓ આવી રહ્યા હતા. અને તેની આગળ નીકળતી અભરાઇઓ ઉપર ચોપડીઓ પડી રહેતી. એ દિવાનખાનામાં એક ગોળ ફરતું ચોપડીઓ મૂકવાનું નવી ઢબનું કબાટ હતું જેમાં "સાઇકલોપીડિયા" ના બધા ભાગ અનુક્રમે ગોઠવાયલા આવી રહ્યા હતા. તેમની ગોઠવાયેલાની સફાઈ તથા તેના અસલ રૂપમાં બિલકુલ નહીં થયલા ફેરફાર ઉપરથી આ બંગલાના વતનીઓનો જેને પૂર્ણ અનુભવ હોય તેને સહેજ જણાઈ આવતું કે તે ચોપડીઓને સ્થાનભ્રષ્ટ થવાનો વખત ભાગ્યેજ આવ્યો હશે. આ કીમતી સંગ્રહને તેને વસ્ત્રથી સાફ કરનાર માણસ સિવાય બંગલાના કોઈ પણ રહીશનો સ્પર્શ થયો નહોતો. દિવાનખાનાની છત લોઢાના વાર્નીશ કરેલાં અમેરિકન બનાવટનાં પતરાંથી જડી દેવામાં આવી હતી; અને તેની અંદર આવેલી સોનેરી પટીઓનો દેખાવ બહુ સુંદર લાગતો. તરેહતરેહનાં ઝુમ્મરો અને ઝાડો તે છતમાં લટકતાં હતાં. દિવાલ પણ પવાલાના આકારના કાંગરાકાંગરાવાળા દીવાની જોડીથી સુશોભિત થઇ રહેલી હતી. જ્યાંજ્યાં બારણાં આવેલાં હતાં ત્યાંત્યાં મચ્છરદાની જેવા બારીક બબ્બે પડદાઓ ટાંગવામાં આવ્યા હતા. આ પડદાઓનો નીચેથી લગભગ અડધો ભાગ બારણા નીચે જડેલી ખીલીઓ જોડે ગઠીબંધ બાંધી દેવામાં આવ્યો હતો, તેપરથી સમજાતું કે આ પડદાઓ માત્ર શોભાનેજ માટે ત્યાં રાખવામાં આવ્યા હતા. દિવાનખાનામાં દાખલ થતાંજ દિવાલપર સામે આવેલી સુંદર સોનેરી ફ્રેમમાં જડેલી બંગલાના હાલના માલિકની છબી સર્વનું ધ્યાન ખેંચતી હતી, તથા તેની સામે તેમનાં પત્નીની છબી આવી રહેલી હતી. દિવાનખાનાની એક બાજુમાં રંગરાવની તેની સ્ત્રી સાથે પડાવેલી છબી દેખાતી હતી. શેઠાણીની તેમજ આ બીજી છબી જોનારને તરતજ થઈ આવે કે આ ઘર સુધારાનું હિમાયતી હોવું જોઇએ. સ્ત્રીને ખુરસીપર બેઠક આપવામાં આવી હતી ને રંગરાવ તેના ગળા ઉપર હાથ નાંખી વિલાયતી ઢબે ઉભો હતો. બીજો હાથ પોતાની કમ્મરપર રાખ્યો હતો. રંગરાવને છબીમાં જોવો તેના કરતાં તેની ખુબી નિહાળતા આપણે દિવાનખાનામાંથી નીકળી દાદર ચઢી પહેલે માળે આવેલી તેની ઓરડીમાં બહાર ફરવા જવાની તૈયારી કરતો નિહાળીએ તો વધારે સારૂં.

દિવાનખાનાની પાસેના એક ઓરડામાં ફરતો એક નાનો દાદર હતો. એ ઓરડીમાં ચોપડીઓ મૂકવાનું કબાટ હતું. તેમાં અંગ્રેજી

વાર્તાની ચોપડીઓ ગમે તેમ પડી રહેતી તથા નીચલા ખાનામાં જૂનાં વર્તમાનપત્રો અવ્યવસ્થિત પડી રહેતાં. દાદર પર લાલ કપડું જડી લેવામાં આવ્યું હતું અને તે પહેલા માળના દિવાનખાનાના બારણા લગણ પહોંચતું હતું.

ઉપરના દિવાનખાનાનો ઠાઠ નીચેના કરતાં કાંઈ વધારે સારો નહોતો. વધારામાં ત્યાં એક હારમોનિયમ ઉઘાડું પડી રહેતું અને તેની આસપાસ કાચનું એક ફ્રેમ કરાવી લેવામાં આવ્યું હતું. રંગરાવનો ખાનગી ઓરડો દિવાનખાનાની બાજુમાં આવ્યો હતો. પોતે એકલો હોય તોપણ ઘણુંખરૂં તે બંધ રાખતો એટલે અંદર આવનારને બારણું ઠોકવાની જરૂર રહેતી. ઓરડામાં એક સીસમની ઉત્તમ કારીગીરી બતાવતું બહુ ઉંચી જાતનું ગોળ ટેબલ હતું, અને તેનાપર અંગ્રેજી નવલકથાઓ, લખવાનાં સાધનો અને એક સુંદર અંગ્રેજી તારીખવાર બતાવતું પંચાંગ પડી રહેતાં. ઓરડાની એક બાજુમાં મોટો છપ્પર-પલંગ બિછાવેલો હતો અને તેને મચ્છરદાનીથી ઢાંકવામાં આવ્યો હતો. બીજી બાજુમાં એક મોટા આયનાવાળું સુંદર કબાટ રહેતું હતું; અને તેમાં રંગરાવ પોતાનાં પાટલુન, કોટ, નેકટાઈ, કૉલર, મોજાં વગેરે કપડાં રાખતો. કબાટના નીચેના ભાગમાં બે નાનાં ખાનાં હતાં, જેના પર કાળા રંગની સુંદર વેલ ચીતરવામાં આવી હતી. આમાંના એક ખાનામાં સુગંધીઓની શીશીઓ, અત્તર, કાંસકી વગેરે તે રાખતો તથા બીજા ખાનામાં કોરા કાગળ વગેરે તેમજ પોતાના ખાનગી કાગળો રાખતો. આ કબાટ આગળ રંગરાવનું આગમન જોઈએ તે કરતાં વિશેષ થતું. રંગરાવ રંગે શ્યામળો તોપણ સોહામણો લાગતો. તેના શરીરનો દેખાવ બાંધી દડીનો હતો, અને ઉંચાઈ લગભગ સાડાપાંચ ફૂટ હતી પરંતુ અંગકસરત બહુ ન હોવાથી તેનામાં કૌવત સાધારણ હતું. અત્યારે તે બહાર જવાની તૈયારી કરતો હતો. દિવાલના એક ભાગ ઉપર જડી લીધેલી ઇલેક્ટ્રિક બેલ (ઘંટડી) તેણે વગાડી કે તરતજ એક ઘાટી ઉપર દોડી આવ્યો. રંગરાવે કબાટની કુંચી આપી તેને પોતાનાં લુગડાં કાઢવાનું કહ્યું. આગળ વરદી શી મળે છે તેની રાહ જોતો હતો એટલામાં "પાટલુન આજે કાળી કાઢજે" એમ રંગરાવે રામાને કહ્યું. પાટલુન, મોજાં, ખમીસ કઢાયા પછી રામાએ સફેદ ડગલો કાઢ્યો. રંગરાવ તેની સામે એકકી નજરે જોઈ રહ્યો અને કહ્યું "તુલા ત્રણ ચાર વાર સાંગીતલા કે કાળી પાટલુન હોઇલ તવા કોટ બી કાળોજ હોઇલ. તુલા કાંહી ઠાવુક નાહીં. તુમી ડામીસ આદમી આહે."

રંગરાવ મરાઠી બોલતો ત્યારે ગુજરાતી મરાઠીનું એવું મિશ્રણ કરતો કે બન્ને ભાષા જાણનારને તો હસવું આવ્યા વિના રહેજ નહીં. કોઈ વાર તેમાં હિંદુસ્તાની શબ્દો પણ આવી જતા. રામો દેશમાંથી નવો આવેલો હોવાથી ગુજરાતી સમજતો નહીં એટલે રંગરાવ અને રામા વચ્ચે થતી વાતચિતમાં સાંભળનારને ઘણો આનંદ મળતો. કાળો ડગલો કાઢી રામાએ કબાટ બંધ કરવા માંડ્યું. રંગરાવે ચીઢવાઈને કહ્યું.

" કાય? 'બો' આણાયચા નહીં કે?"

'બો' શું તે ન સમજવાથી રામો જડભરત જેવો ઉભો રહ્યો. રંગરાવને જાતે ઉઠી અંદરથી નેકટાઈ કાઢવી પડી. સાથે એક કૉલર પણ કાઢ્યો. કબાટ વાસી રામો હાશ કરતો ચાલતો થયો. ઘણોજ ઉંચી જાતનો; મોંઘા મૂલનો વિલાયતી સાબુ લઈ, મોં ધોઈ, ટુવાલે સાફ કરી, જર્મન બનાવટની કચકડાની કાળી કાંસકી હાથમાં લઈ રંગરાવ આયના આગળ ઉભો. વાળમાં ફ્રેન્ચ સંજ્ઞાથી ઓળખાતું સુગંધિદાર તેલ નાંખી, વચ્ચેથી સેંથી પાડી. બરાબર ઠીક ન લાગવાથી બે ત્રણ વાર વાળ વિખેરી નાંખ્યા. વાળ હોળાઈ રહ્યા પછી પાટલુન તથા ખમીસ ઉપર ગેલીસ ચઢાવી દીધું. ખરાં સોનાનાં બટનની બંગલામાં ખોટ નહોતી, પણ હલકી ધાતુનાં થોડાક સમય માટે સુશોભિત દેખાતાં ખોટાં બટન ઉપર તેનો ભાવ વિશેષ હતો. કૉલર બે ત્રણ ચઢાવી જોયા પણ તે પસંદ ન પડવાથી કબાટમાંથી બીજો નવો કૉલર કાઢ્યો. ખમીસના કૉલરની અસ્ત્રી વિલાયતી હોવાથી ગળાને બહુ સોસવું પડતું હતું. તેમાં નવો કૉલર ગળું રૂંધવામાં મદદગાર થયો. ગરદન કદાચને ખસી જાય તો તેને અટકાવવા નેકટાઈની હજી જરૂર હતી. તેથી તે ચઢાવવામાં આવી. બહાર જવાને ફક્ત હવે ટોપી પહેરવાની વાર હતી. ટોપી પહેરવામાં કાંઇ બહુ વખત લાગશે નહીં એમ ધારી તે જતી વખતેજ પહેરી લેવા ધાર્યું. ખરૂં મનનું કારણ એ હતું કે રંગરાવના મનથી પોતે ટોપી વગર વધારે સારો દેખાતો હતો. એને ટોપી કરતાં ઇંગ્લિશ હૅટ પ્રતિ વધારે ભાવ હતો. પણ જ્યાંત્યાં હૅટ પહેરી જવી એટલે લગણ તે હજી આગળ વધ્યો નહોતો. રંગરાવે ઘડીઆળમાં જોયું તો પાંચમાં દસ કમ હતી.

" ઓહો! આજ તો હું વહેલો પરવાર્યો. ચાર વાગ્યાની તૈયારી કરવા માંડી હતી ને એટલામાં બધું આટોપાઈ ગયું. હવે દસ મિનિટમાં એ આવી પહોંચશે કેમકે એ દરેક કામમાં બહુ નિયમિત છે. ચાલો, આજે આપણે એની તરફથી ' તું તો બહુ ચાપાચાપ કરે છે ' એવું

સાંભળવું નહીં પડે." આમ વિચારતો બાગના આગલા ભાગમાં પડતી કાચની બારી આગળ ડાબો હાથ કમરે રાખી, જમણા હાથની કહોણી બારીની કડણપર ટેકવી કોઈની વાટ જોતો હોય એમ ઉભો. થોડીક વારમાં બહારના દરવાજા આગળ કોઈનાં પગલાં સંભળાયાં, અને રંગરાવે દરવાજા તરફ જોયું. નાસિપાસ થઈ બારી આગળથી ગુસ્સામાં ને ગુસ્સામાં અંદર આવી આરામખુરસીપર પડયો.

"બસ! આજે એ મોડા થાય તો એને સો વાનાં સંભળાવું. મ્હારી દરરોજ એ ભૂલ કાઢે છે તો હવે આજે એનો પણ વારો આવ્યો છે. સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો."

છેલ્લું વાક્ય બોલાયું ન બોલાયું એટલામાં ઓરડામાં કોઈ દાખલ થયું.

"રંગરાવ! રંગ છે તને! પહેરવા કરવામાં દરરોજની માફક આજ પણ કચાશ નથી રાખી, પણ આજે તું વખતસર છે. ત્હારા જેવા અંગ્રેજી મિજાજને બધું અંગ્રેજીજ શોભે. વખતસર અને નિયમસર થવું આ સારો ગુણ અંગ્રેજી હોવા છતાં તને પસંદ નથી, તેમાં તું હિંદુઓનું અનુકરણ કરે છે, ને બાકી ઘણાખરામાં સારાસારનો વિચાર કર્યા વગર વિલાયતીજ તોર ચલાવે છે. કંઈ ખોટું હોય તોપણ તને ગમ્યું એટલે પહેલા નંબરનું! ને તેમાં તું તેમનો બચાવ કરવાનો, ને સારૂં હોય પણ તને ના ગમ્યું તો તેના દૂધપૌંઆ. પણ ઉભો રહે, હું તો ત્હારી રજા લેવા આવ્યો છું."

"કેમ, તું નથી આવવાનો?"

"ના, ના, એમ શું? એ તો આજે બંગલાની બહાર નવું પાટીયું લગાવ્યું છે કે 'રજા વગર અંદર આવવું નહીં' તે વાંચી હું વિચારમાં પડયો કે મ્હારે શું કરવું? રામોશી દેવડીમાં હતો નહીં એટલે રજા લેવા અંદર તો આવવુંજ પડે ને?"

"જા, જા, મશ્કરી શું કરે છે? ત્હારે વળી રજા કેવી?"

"ત્યારે કોને રજા લેવાની?"

"નવા આવનારને."

"પાટીયું અંગ્રેજીમાં છે, એટલે ગુજરાતીજ જાણનાર તો બિચારો ઘરપ્રવેશના ગુનાહમાં આવી જાય. તે તો જાણે ઠીક, પણ નવો આવનાર સારો માણસ હોય તો કોઈ દહાડો એમનો એમ બંગલામાં ઘુસી જાય છે ખરો કે? અને નઠારા માણસને એ પાટીયાની શી અસર થતી હશે તે મને જરા સમજાવે તો હું પણ પાટીયું મારૂં."

રંગરાવને જવાબ સુઝયો નહીં એટલે વાત ફેરવી કહ્યું, "ચાલો ત્યારે આપણે જઇશું ?"

"હા."

રંગરાવે ન છુટકે ટોપી પહેરી હાથમાં લાકડી લઈ ઉતરવા માંડયું. નહાનાં છોકરાં જેમ પોતાના ઓળખીતા જોડે બહાર જવાને તૈયાર થાય અને તેની પાસે જવાનું કરે તેમ ઓટલા પર બેઠેલા કુતરાઓએ કરવા માંડયું. રંગરાવે રામોશીને બૂમ પાડી, તેમને દૂર લઇ જવા કહી, પોતે લાકડી હલાવતાં હલાવતાં ચાલવા માંડયું. રામોશીની દેવડી આગળ ન પહોંચ્યો એટલામાં પોતે કાંઈ ભૂલી ગયો હોય એમ તેના મોં ઉપરથી જણાયું.

"કેમ શું ભૂલ્યો ?" તેના મિત્રે પૂછયું.

"ઘડીઆળનો પટો રહી ગયો."

"હશે, ચાલશે, આપણે ક્યાં હમણાં ઑફિસ જવું છે? ને મુંબાઇમાં તો ઠેકઠેકાણે ઘડીઆળ મળી આવશે."

"પણ તેમાં ખરી કઈ અને ખોટી કઈ તે સમજાય નહીં તો. મ્હારી ઘડીઆળ તો ટાવર સાથે મેળવેલી છે. તેમજ મને તેના વગર ચ્હેન પણ નહીં પડે." રામોશીને બોલાવી ઘડીઆળ લાવવા કહ્યું. ઘડીઆળ આવી અને બન્ને જણાએ ચાલવા માંડયું.

રંગરાવ—"વિપિન ! સારૂં થયું કે તું વખતસર આવ્યો, બાકી આજે હું તને ઘણું સંભળાવવા ધારતો હતો."

વિપિન—"એ પણ ઠીક. તું દરરોજ ત્હારી ચાપચીપમાં મોડો થાય તેનું કાંઈ નહીં, અને હું અગત્યના કામસર રોકાઉં તોપણ મ્હારે સાંભળવાનું ! હોય, મોટાની દુનિયા એમજ ચાલે છે."

આમ વાતો કરતા બન્ને મિત્રો ગિરગામ ટ્રામટર્મિનસ આગળ આવી પહોંચ્યા અને પ્રો. ગજ્જરની લેબૉરેટરીના દરવાજા આગળ પડેલી પાટલી પર બેઠા. આંખના પલકારાની સાથે સુસવાટા કરતી, ધૂળ ઉરાડતી, ટંગ, ટંગ, ખણુંગ, ખણુંગ, અવાજ કરતી, આસપાસ રહેનાર ને ફરનારના વિચાર ને વાતમાં ખલલ કરતી, પોતાના માર્ગમાં આડે આવનારને શાસન આપતી, અલબેલી નગરીમાં પોતાને જય મળ્યો તેના માનમાં વિજય વાવટો સાથે ધારણ કરતી, કદી કદી તારાની માફક ઝબુકતી, ગર્વ ધરતી, ધરતીને ધ્રુજાવતી, સરરર કરતી વિજળીક ટ્રામ પૂર્ણ વેગથી દોડી આવી–આવી અને અટકી.

વિપિન—રંગરાવ! જોયું? ક્યાં ગયો એનો વેગ! ક્યાં ગયો એનો રોફ! ક્યાં ગયું એનું અભિમાન! તવંગર પણ મૂર્ખ માણસ આ પ્રમાણે ગર્વમાં ને ગર્વમાં આગળ ચાલ્યો જાય છે ત્યારે પાછું ફરી જોતો નથી. કોઈ સમાન મિત્ર કદાચ સલાહ આપે તો તેને બેવકૂફ ગણી સાંભળતો નથી. બિચારા ગરીબના તો ભારજ શા કે પોતાની જીભ ઉપાડી શકે? પણ તે મૂર્ખને માલૂમ નથી કે મનુષ્ય માત્રને અટકવાનું તો છેજ. મેં કર્યું એમ ધારવું એ માણસનું અજ્ઞાન છે. તેનું નસીબ જ્યાં લગણ બળવાન્ હોય છે ત્યાં લગણ તે ફાવે છે. નસીબ વાંકું થયું કે ભલેને તે આખી ધરતીને ધ્રુજાવનાર હોય તો પણ એકદમ ભાંયે પડે છે, પાછળનો વિચાર કરતાં પસ્તાય છે, પ્રભુપર આસ્થા લાવે છે અને ઇશ્વિરસય થાય છે. કેટલાક તો "મિયાં પડ્યા પણ તંગડી ઉંચી" તેની માફક ફીસીઆરીમાંથી હાથ કાઢતા નથી ને મૃત્યુ સમયે દુઃખી થાય છે. જો, ટ્રામનો વાવટો પણ જાણે તેને પશ્ચાત્તાપ થતો હોય તેમ ઉતારી લેવામાં આવ્યો. ચાલો પાંચેક મિનિટમાં ટ્રામ ઉપડશે. આપણે બેસી જઈશું?"

"ટ્રામપર ચઢી રંગરાવ ફર્સ્ટકલાસમાં દાખલ થયો; વિપિન પાછળ ગયો. બન્ને જણાની બેઠક સાથેજ આવી. ટ્રામ ચલાવનારની પાછળની બારી આગળની જગા આગળ તેમની બેઠક હોવાથી, તથા ઘંટના વારંવાર થતા ઘોંઘાટને લીધે તેમની વચ્ચે થતી વાતચિત કોઈ સાંભળી શકે એમ નહોતું.

વિપિન—આજે ક્યાં જવા વિચાર છે?

રંગ—"આજે......કંપનીનો "બોનાફાઇડ ક્લિયરન્સ સેલ" છે તેથી ત્યાં માલ ઘણો સસ્તે ભાવે મળશે."

"દરરોજનું વેચાણ તો ત્યારે 'મેલાફાઇડી' થતું હશે?" વિપિન હસતાં હસતાં બોલ્યો. "તું આવા વેચાણ વખતેજ ત્યાંથી ખરીદી કરે છે?"

રંગ—"ના ના, એમ તો શું? પણ આવી તક મળે તો તે જવા દેતો નથી. બાકી હું ઘણુંખરૂં આવી અંગ્રેજી કંપનીમાંથીજ માલ ખરીદું છું. એક ભાવ કહે એટલે મ્હારે માથાકુટ નહીં. આપણા હિંદુ વેપારી તો બમણુંજ કહે."

વિપિન—"હા, તે તો ખરૂં. આપણા હિંદુ વેપારીઓમાં કેટલાએક એવા હોય છે ખરા. તેમ એટલું પણ નક્કી કે આમાં માલ બાબત તુલના કરવાની તને તક ઓછી મળે. તેણે કહ્યું તે સવાવીસ.

માલ લઈ પૈસા આપી ચાલતા થવાનું; પછી તે બમણું કહે કે ચારગણું. હિંદુ વેપારી બમણું કહે તોપણ તું જાતે માલના સારાસારનો વિચાર કરી શકે ને કદાચ એક વાર છેતરાય તોપણ તને અનુભવ મળે. બમણું કહે ને ન આપવું તે આપણા હાથમાં."

રંગ—"હું જાણતોજ હતો કે તું હિંદુઓનો બચાવ કરવાનોજ."

વિપિન—"ભાઈ! તું ભૂલે છે. હું એમ નથી કહેવા માગતો કે હિંદુ વેપારીઓની આ અપ્રામાણિકતા સારી છે. જુઠું તે સર્વદા જુઠું છે. પણ અંગ્રેજ વેપારીઓ એકજ વાત બોલે એટલે તેઓ પરમેશ્વરના અવતાર એ વાત મ્હારા ધ્યાનમાં તો નથી ઉતરતી. વારૂ, હુંજ તને પૂછું છું કે પાંચ રૂપીઆની વસ્તુનો ભાવ ઘટાડીને તેઓએ આજે ચાર રૂપીઆ કર્યો છે, તો તેઓએ શું આજે ખોટનો વેપાર કર્યો? વેપાર કરવા આવેલાને ઘરધણી થઈ બેઠા તે ખોટનો વેપાર કરે એ મારા ધ્યાનમાં તો ઉતરતું નથી. હિંદુસ્થાનમાં કાંઈ સદાવ્રત માંડવા તે બેઠા નથી. ચોકખો વીસ ટકાનો નફો તો તેઓ એ માલમાં ખાય છે; આજે ચાર રૂપીએ વેચીને પણ તેઓ પોતાનો સાધારણ નફો ખાશે. હિંદુ વેપારીઓ બે ભાવ બોલી બગાડે છે ત્યારે આ વેપારીઓ અવળે અસ્ત્રે મુડે છે. એકમાં આપણી કમઆવડત હોવાથી ઠગાઈએ છીએ ત્યારે બીજામાં છતી આંખે આપણે કુવામાં પડીએ છીએ. મ્હારે હિસાબે પહેલી બાબતમાં આપણું અજ્ઞાન છે અને બીજીમાં બેવકૂફી છે. દેશી ભૂખે મરે ને પરદેશી હવેલી બંધાવે એવા વિચારને તો સો ગજના નમસ્કાર. હા એક વસ્તુ પરદેશીનીજ દુકાને મળતી હોય અને તેના વગર આપણને ચાલે એમ ના હોય તો તે લેવામાં હું બાધ નથી ગણતો. બીજું હું ધારૂં છું તે પ્રમાણે પહેલાં કરતાં આપણા હિંદુ વેપારીઓમાં પણ ઘણો સુધારો થયો છે. હવે કેટલાએક એકજ ભાવ જ્યારે કહે છે ત્યારે એક દમડી પણ ઓછી કરતા નથી. વેપારીના વાંક સાથે આપણા હિંદુ ઘરાકોનો વાંક પણ ઓછો હોતો નથી; તેઓ આમ કહ્યા છતાં પણ ઓછી કીમતે માલ માગે છે ત્યારે બિચારા વેપારીઓની શી કસૂર! વળી તું જોતો હશે કે કેટલાક અંગ્રેજો પણ આપણા દેશીઓને ત્યાંથી માલ ખરીદે છે કારણ, એટલુંજ કે આપણા વેપારીઓનું નફાનું પ્રમાણ અંગ્રેજ વેપારીઓના કરતાં ઘણુંજ ઓછું હોય છે.

રંગરાવ આ ભાષણ સાંભળી ચું કે ચાં બોલી શકયો નહીં, વિપિન જવાબની રાહ જોતો હતો એટલામાં ટ્રામ એકદમ અટકી પડી અને અંદર બેઠેલા સર્વેને ઘણો જબરો આચકો લાગવાથી તેમ થવાનું કારણ જાણવા ઉતારૂઓ બહાર ડોકીઆં કરવા મંડયા. જોતાં માલૂમ પડયું

૭૫૮૯



કે એક ગાડું વચ્ચે આવી ગયું હતું. ટ્રામ ચલાવનારનું ધ્યાન જો એ તરફ ન હોત તો જરૂર જબરી અથડાઅથડી થતે અને કદાચ મોટું નુકસાન થતે. ગાડાવાળો તો 'હાંક સુલેમાન ગાલ્લી' ની માફક જોયા કર્યા વગર ગાડું હાંક્યો જતો હતો. તે પોતાની ભૂલ સમજ્યો ને ગાડું વાળી દીધું. પાછળ એક સાહેબની ગાડી ખોટી થતી હતી. ટ્રામ શોધી કાઢનાર સાહેબ તે જગાપર હતા નહીં તે બહુ સારૂં થયું, કેમકે ખોટી થતી ગાડીમાં બેઠેલા સાહેબનો મિજાજ હાથથી જતો રહ્યો હતો. ઘોડાવાળા પાસેથી ચાબુક લઇ બે ત્રણ ફટકા ગાડાવાળાને લગાવી ગાડી દોડાવી મૂકી.

" રંગરાવ! જોયું ? નીચી બોરડીને સૌ ઝુડે !" વિપિન બોલી ઉઠયો; "ટ્રામ ચલાવનારની સાવચેતીને લીધે અને એના કુટુંબના સારા નસીબે બચ્યો ત્યારે આ પ્રસાદી મળી. સાહેબના માથાનો કોઇ મળ્યો હોત તો ખબર પડતે. આ બિચારો કોને ફરિયાદ કરે અને કરે તો સાંભળે કોણ ?"

ગાડાવાળાએ વાંસો પંપાળતાં ગાડું ચલાવવા માંડયું, અને ટ્રામનો વેગ પણ વધવા માંડયો. પોતાને જેટલું કહેવાનું હતું તે કહી દીધું હતું, અને મરજી ઉપરાંત જવાબ કઢાવવાનું યોગ્ય ન લાગવાથી વિપિને ફરીથી......કંપનીનો સવાલ કાઢયો નહીં. તેણે જોઈ લીધું હતું કે રંગરાવના મનપર તેણે કરેલી તકરારની અસર કાંઈક થઈ હતી અને તે વધારે દઢીભૂત થાય માટે તુર્તાતુર્ત વધારે કહેવામાં સાર નહોતો. ......કંપનીની જગ્યા આવી પહોંચી ને બન્ને મિત્રો ટ્રામમાંથી ઉતર્યા.

## પ્રકરણ ૨.

### ......કંપનીમાં.

" દેશજ્ઞાતિકુળધર્મનું, ઉર રાખે અભિમાન,
તે નરવર નહિ તો ખરે, ખર સમજે મતિમાન."

ટ્રામમાંથી ઉતરી બન્ને મિત્રો......કંપનીમાં દાખલ થયા. દુકાનના બહારના ભાગ ઉપર મોટામોટા અક્ષરે જાહેર ખબરો મૂકવામાં આવી હતી. તેમાં શું લખ્યું હતું ? પહેલેથી છેલ્લે સુધી પોતાના માલની પ્રશંસા, પોતાનાં વખાણ, ઘટાડી નાંખેલા ભાવની તારીફ. વિપિન મન સાથે બોલ્યો " આ કાળની બલિહારીજ ઓર છે. જાહેર ખબરનો ઉપયોગ વસ્તુને જાહેરમાં લાવવાનો જતો રહ્યો ને પોતાની પ્રશંસા

કરવાનો થઇ પડયો. આત્મશ્લાઘા કેટલે દરજ્જે થાય છે તેનો પણ વિચાર નથી કરતા. દવાઓની બાબતમાં લોકોને આથી ખાસ ઘણું ખમવું પડે છે, કેમકે કઈ દવા સારી તે સમજ પડતી નથી. કોઈ બણગાં ફુંકવામાં બાકી રાખતુંજ નથી. ડાકટરો પણ સલાહ આપતાં ગુંચવાઈ જાય છે, પરિણામ એ આવે છે કે નરસા જોડે સારૂં પણ તણાઈ જાય છે, જાહેર ખબર પર લોકોને વિશ્વાસ બેસતો નથી અને કાગળીયું હાથમાં આપવામાં આવે છે કે જોયા કર્યા વગર તેને ફાડી, નાંખી દેવામાં આવે છે. ચાલો, જોઈએ તો ખરા કે અંદર શા રંગ છે.” શું હતું ? એનું એ.

ચર્મચક્ષુથી જોતાં તે કાંઇક દેખાતું, અને જ્ઞાનચક્ષુથી તપાસતાં તે કાંઇક સમજાતું. રંગરાવ તો પહેલાંનોજ ઉપયોગ કરતો. ડગલા અને પાટલુન વાસ્તે સારૂં ગરમ કપડું કઢાવી ફીરંગી દરજીને બોલાવવામાં આવ્યો. માપ લઈ ડબલ પનાનું ચાર વાર કપડું જોઈશે એમ કહી તે ચાલતો થયો. ભાવ તો પૂછવાના હતાજ નહીં કેમકે ભાવની ચીઠ્ઠી કપડા પર હતીજ. કપડાનું બિલ સાડાતેર રૂપીઆનું થયું. હિંદુ દરજીઓ નિયમિત ન હોવાથી, તેમજ કામના પૂરેપૂરા જાણીતા ન હોવાથી કંપનીનાજ દરજી પાસે સીવડાવવાનું ઠર્યું. સિલાઇના વીસ રૂપીઆ કહ્યા. વિપિને ગુજરાતી ભાષામાં કહ્યું. “ આ તો ‘પૈસાની ડોસી અને ઢબ્બુ મુડામણ’ તેના જેવું થાય છે.” વિપિનને અંગ્રેજી આંટીકુંટીનું ભાન ન હોતું. એક વાર ભાવ પૂછી ચૂકયા ને પછી ત્યાં ના સીવડાવીએ તો ખોટું દેખાય એમ કહી રંગરાવે ઠરાવેલા ભાવે કપડું ત્યાં સીવવા આપી દીધું. “ ચોથે દહાડે બધું તૈયાર થશે અને કહો તો તમારે ત્યાં અમારા માણસ જોડે મોકલી આપીએ.” એમ દુકાનના સાહેબે કહ્યું. “ જાતેજ. આવીશ ” એમ કહી રંગરાવ નેકટાઈ કૉલર વગેરે રાખવામાં આવતા ભાગ તરફ ગયો. એક રૂપીઆની વસ્તુના આજે બાર આના હતા એટલે પચ્ચાસ ટકા તો......કંપની એમાંની વેચેલી વસ્તુ ઉપર રળીજ ચૂકી હતી. એક ડઝન કૉલર અને અડધો ડઝન નેકટાઈ ખરીદાયાં. બિલ થયું પૈસા અપાયા. રૂપીઆ સત્તાવીસનું લગભગ ચક્કર થઈ ગયું, એટલે વધારે ખરીદી વેચાણને છેલ્લે દહાડે બેહદ ઘટાડવામાં આવતા ભાવ પર હાલ તો રખાઈ. છ વાગવા આવ્યા હતા, મોણાજીએ ......કંપનીની દુકાન આગળ મંગાવેલી ઘરની ગાડી આવી પહોંચી હતી. દુકાનમાં વારંવાર ખરીદી કરવાને રંગરાવની આવજા થતી હોવાથી ગાડીવાળો ગાડી કયાં લાવવાની હતી તે જાણતો હતો. કૉલર નેકટાઈ ગાડીમાં મૂકાયાં, ને બન્ને મિત્રો ગાડીમાં બેઠા. ગાડી કયાં લેવી છે એમ ગાડીવાળાએ પૂછ્યું.

રંગ—"ઘર તરફ. વિપિન ! આજે એપોલો જવાનો વિચાર નથી કેમકે મ્હારૂં માથું દુઃખે છે ને વળી પવન ખાઈ વધારે ચઢે."

"સારૂં થયું કે તું અહીં આવ્યો" વિપિન બોલ્યો. "નહીંતર બિચારા હિંદુ વેપારીઓની કચકચ ને તેની દુકાનમાં થતી ગડબડને ગાળ પડતે. તું જાણે છે કે એપોલો કે ચોપાટી હું ત્હારી સાથે આવ્યો કે વિવાદમાં ઉતરવાનો. મને પણ કાલે રાત્રે ઉંઘ ન આવવાથી અને બપોરે ઉંઘવાની ટેવ ન હોવાથી થાક લાગ્યો છે."

જોતજોતામાં બંગલો આવી પહોંચ્યો અને બન્ને જણા ઉતરી બંગલામાં દાખલ થયા. રંગરાવના કાકા એમની સાથેજ રહેતા હતા. તે જૂના વિચારના અને રૂઢીવાદી હતા. તેણે પૂછ્યું કે, "જોઉં તો ખરો, ભાઈ, આ શું લાવ્યો ? જીવ્યા કરતાં જોયું ભલું."

"ના, કાકા, તમને બતાવવામાં માલ નહીં. તમે વળી સત્તર વાનાં સંભળાવશો, અને તેમાં આજે તો વિપિન પણ છે એટલે તમારી જોડે તકરાર કરવી ફાવશે નહીં."

"હાસ્તો ભાઈ, આપણે તો એ તમારી તકરાર બકરારની કલમો જાણીએ નહીં. આપણી પાસે તો એક ધાના બે કકડા. તમારે તો બધું કલમ-પરજ આવી ગયું છે. એ કલમ દમવગરની થાય ત્યારે કાકાને સંભારશો."

રંગરાવને કાકાની થોડી ઘણી આમન્યા હતી અને વળી પોતાનું માથું દુઃખતું હતું એટલે વધારે રકઝક ન કરતાં પેટી બતલાવી. "હાય ! હાય ! કેટલા રૂપીઆપર પાણી ફેરવી આવ્યો ? ત્હારા કબાટમાં તો બે ત્રણ પેટીઓ છે ને વળી આનું શું કામ હતું ?"

ધારે રહીને કાકાને ખીલવવાને, રંગરાવને ચીઢવવાને વિપિને કહ્યું. "કાકા ! એ તો આજે ઘણા સસ્તા ભાવે આણ્યું છે......કંપનીનું વેચાણ હતું, અને તેમાં ભાવ બહુ ઘટાડી નાંખ્યા છે."

"મુઆ એ સસ્તાના વેચનારા. આપણા વેપારીઓની કયાં ખોટ છે કે એમનો ભાવ પૂછીએ ? પણ વિપિન, કહે તો ખરો, આના શું પૈસા આપ્યા ? હું જાણું છું કે રંગરાવ તો મને ઉડાવવાનો અને ખરૂં કહેવાનો નહીં."

વિપિન—"કૉલરના ફક્ત નવ રૂપીઆ અને નેકટાઈના સાડા ચાર."

"હું તો આની સાડાત્રણ દમડી પણ આપું નહીં," કાકાએ કહ્યું. રંગરાવ જે આટલી વાર થયાં સાંભળ્યા કરતો હતો તે બોલ્યો, "કાકા ! ફૅશનમાં તમે ન સમજો."

" હા ભાઈ! હું ક્યાંથી સમજું? એ ફેસલ બેસલ આપણે તો જોઈ એ નહોતી અને સાંભળી પણ નહોતી. એ તો ત્હારા જેવાને જોયા એટલે જૂની આંખે નવું જોવાનો વારો આવ્યો. હવે તો એક નૂર આદમી અને હજાર નૂર કપડાં એવો વખત આવ્યો. આમ ને આમ આપણી આર્યભૂમિનું નખ્ખોદ વળી ગયું, ને હજી ત્હારા જેવા વધારે વાળશે. આ ત્હારી નકટી કે નેક્ટી જૂની થાય તો માંડમાંડ ચુલામાં બે કાકડી મૂકાય, ને આ ત્હારા કૉલરનો તો તેટલો પણ ઉપયોગ નહીં. મને તો એ જોઈનેજ કોલેરા થાય છે. વિપિન આ નથી પહેરતો તેથી શું કદરૂપો દેખાતો હશે? કુદરત તે વળી ઢંકાતી હશે?"

વિપિન—" પણ કાકા! એની પેઠે મ્હારી ગરદન કાંઈ ઉંચી રહે છે?"
" ગરદન ઉંચી રાખવા જેવો આપણો વખત ક્યાં છે? મૂછ નીચી ને ગરદન ઉંચી એમાં ફળ શું? અંગ્રેજોને તે છાજે છે, આપણને નહીં, વારૂ, પણ મને એક સવાલ થાય છે કે આજ આપણા દેશમાં અંગ્રેજોને આવ્યાને ઘણાં વર્ષો થયાં. ત્યાંનાં હવા પાણી કરતાં અહીં હવા પાણી જુદાં છે. તમે તો હિંદમાંજ રહી તમારો જાતી પહેરવેશ મૂકી દો છો તો એઓ અત્રે લાંબો કાળ રહે છે છતાં પોતાનો કેમ ત્યજતા નથી? આપણેજ મૂર્ખ કેની કે પોતાનું મૂકી પારકું ગ્રહણ કરીએ છીએ."

રંગ—" આપણા કરતાં તેમનો પહેરવેશ સારો દેખાય છે."

" આંખમાં પણ વિકાર આવી ગયો તો. મને તો આપણું સસ્તું ને સાદું લાગે છે. તેમજ આપણા પહેરવેશથી આપણી જાતિનું તથા દેશનું ભાન થાય છે. ખરૂં સમજતા હો તો તેમને પોતાના દેશનું, જાતનું, અભિમાન છે, ને તમને નથી. તમારા જેવા એ મૂર્ખ નથી."

રંગ—" હવે બહુ થયું."

" ઠીક. તો તેમ. આપણે તો વૃદ્ધ એટલે ગમે તેવું બોલાઈજાય છે. તમને પસંદ ના પડે તો અમારાં અને તમારાં નસીબ."

" મ્હારૂં તો માથું બહુ દુઃખે છે" એમ કહી વિપિનને લઈ રંગરાવ ઉપર ગયો. " વિપિન! આજે પ્રકૃતિ ઠીક નથી માટે હારમોનિયમ વગાડ અને હું જરા લુગડાં બદલી, દવા લગાડી આવું છું." દવા ચોપડી દિવાનખાનામાં પડેલા કોચ પર રંગરાવ સૂતો, અને વિપિને વાજું વગાડવું શરૂ કર્યું. થોડાંઘણાં ગાયનો વગાડી વિપિને જવા વાસ્તે રજા માગી.

રંગ—" આજે અહીંજ રહેને! આપણે બે સાથે હોઈશું તો મને ગમશે ને વખત ઝટ નીકળી જશે. ત્હારે ઘેર માણસ મોકલી ખબર આપીએ."

વિપિન—"ના ભાઈ, મને માફ કર. મ્હારે ઘેર ગયા વિના આજે ચાલે તેમ નથી."

વધારે હોંસાતોંસી ન કરતાં રંગરાવે વિપિનને જવા દીધો, અને પોતે પોતાના ઓરડામાં જઈ પલંગ પર પડ્યો.



## પ્રકરણ ૩.

### સ્વદેશી.*

"સદા સર્વદા યોગ ત્હારો ઘડાયે,
ત્હારે કારણે દેહ મ્હારોજ જાયે;
ઉપેક્ષા ના કર, ગુણવંતા અનંતા,
રઘુનાયક! એટલું માંગુ હું તો."

સ્વદેશીનું જોમ હિંદુસ્થાનમાં સર્વ ઠેકાણે વ્યાપી રહ્યું હતું. ખાસ બંગાળ તથા મહારાષ્ટ્રમાં તેની ધામધુમ વિશેષ જણાતી હતી. અન્ય પ્રાંતોને પણ તે છાંટા લાગ્યા હતા. કેટલાક લોકો આગ્રહપૂર્વક પરદેશી માલને અડકતા નહીં. કેટલાક નછુટકે એવો માલ વાપરતા. ઠેકઠેકાણે સભા ભરાઈ વક્તાઓ તથા દેશના હિતચિંતકો સ્વદેશીની તરફેણમાં ભાષણ આપતા, પરદેશી માલ જેમ બને તેમ ઓછો વાપરવા સમજાવતા. કેટલાએક તેમના જાનમાલની જરા પણ દરકાર રાખ્યા વિના યાહોમ કરી તેમના મનમાં આવે તેમ પોતાના વિચારો દર્શાવતા. સરકાર તેમની દરેક હીલચાલ પર હમેશા નજર રાખતી અને તેથી સરકાર પર કરવામાં આવતા આક્ષેપોને લીધે તેમને પોતાના બોલ્યાનું પરિણામ ભોગવવું પડતું. કેટલાક ડોળઘાલુઓ એ બહાને પોતાની નામના થાય માટે બોલતા ઘણું, પણ કરતા કાંઈ નહીં. કેટલાક માનપાન-ચાંદના ભૂખ્યા સ્વદેશીની આ ચળવળ તરફ તિરસ્કારની નજરે જોતા.

પોલિસ આવા પ્રસંગનો લાભ લેવા ચૂકતી નહીં. નવી શોધ કરવાની શક્તિ તેનામાં છે એમ બતલાવી આપવા હમેશ તત્પર રહેતી. ન્યાયાધિકારી સારો હોય, સમજુ હોય, હિંદના વતનીઓનો તેને અનુભવ હોય તો તે આવી શોધની દરકાર કરતો નહીં; પોલિસની ગેરવર્તણુક તરફ તિરસ્કારની નજરથી જોતો તથા તેમને સખ્ત ઠપકો આપતો. વિચિત્ર મગજનો હોય—અત્રે આવવા આગબોટમાં બેઠો ત્યારથીજ એમ

* મરાઠી ઉપરથી.

માનતો આવ્યો હોય કે આ દેશમાં બધા બળવાખોર અને તોફાની માણસો વસે છે–તો ઝટ છંછેડાઇ જતો. ગમે તેવો મહાપુરુષ હોય તે રાજ્યદ્રોહી છે એમ માની લેતાં તે અચકાતો નહીં. સાહેબના મનથી તો તે પહેલેથીજ ગુનેહગાર ઠરી ચૂકયો હોય એટલે તેના કેસમાં પૂરેપૂરું લક્ષ આપવાની દરકાર રાખતો નહીં. વકીલ બિચારો બચાવમાં ઘણુંએ કહે પણ સાંભળે કોણ? કોર્ટનો હુકમ લખાય અને જેલજાત્રા અમુક વખત વાસ્તે નક્કી થાય. ઉપલી અદાલતમાં કામ ચલાવવાને પૈસાનાં સાધન હોય તો ત્યાં જાય અને આવો ન્યાયાધીશ ના હોય તો છુટી જાય.

મુંબાઇની શોખીન પ્રજા આ ચળવળ તરફ ઝાઝું લક્ષ આપતી નહોતી. કોઇ રડયોખડયો બોલવા નીકળ્યો તો તેને સાંભળનારની સંખ્યા ઘણી ઓછી રહેતી. વતન છોડી કમાવા આવેલા તે આવી ખાલી પંચા-તમાં શા માટે પડે? તવંગર તો આ ચળવળ તરફ વેપારી દૃષ્ટિથીજ જોતા. દુનિયામાં ગમેતેમ થાઓ પણ એમના વેપારમાં ખોટ આવવી ન જોઇએ. તેમાં લાખે લેખાં કરી ઝંપલાવે તેની ફિકર નહીં, શેરસટ્ટા કરી કદાચ રોયા તોપણ "હશે એ તો વેપાર છે, એમ પણ હોય," પરંતુ દેશહિતનું નામ આવ્યું કે ઉભી પુંછડીએ નાસવાના. કોઈ માનના ભૂખ્યા તો કોઈ ખાનના; કોઈ ગાનના તો કોઈ—ના; કોઈ વાહનના તો કોઈ મહાલણના; પૈસાનો આવો ઉપયોગ ઘણે ઠેકાણે થતો. વર્તમાનપત્ર આવ્યું, વેપારસમાચાર વંચાયા કે થઇ રહ્યું. પત્ર પડ્યું ખાંચરે. કોઇ વળી વાંચવાની તસ્દી લે ને પોતાના જેવા વાંચનાર મળ્યા હોય તો તે બાબત વાતો કરે. એક કહેશે 'મ્હારા સાળા બંગાળી જબરા તો ખરા, શું મચ્યા છે. આપણી તો આવી હિંમત ન ચાલે. તેજીમંદીની વાતો હોય તો ઝોકાવીએ.' બીજો કહેશે 'નારે બાપ, એમાં આપણે બોલવું પણ નહી. આપણા ઘરમાં બલા કયાં લાવીએ? એ તો સાળા અમથા, હિંદનો શુકરવાર કરવાના.' ત્રીજો કહેશે 'એમને બૈરાં છોકરાં હશેજ નહીં: અને હશે તોપણ આપણને વહાલાં છે તેવાં એમને વહાલાં નહીં હોય. નહીંતર વળી ખાલી બકબકાટ કરી આમ કેદમાં જાય? ભાષણો કર્યાં તેમાં આપણું શું વળ્યું? ખાલી મગજની મારામારી, સરકારની આપણા પર ચાર આંખ, ધાંટો દુઃખે તે મફતમાં ને પકડાયા તો તો ભોગજ.'

હિંદનાં વર્તમાનપત્રો પણ આ ચર્ચામાં ભાગ લેતાં. કેટલાંક દૂધમાં ને દહીંમાં બન્ને ઠેકાણે પગ રાખતાં. કેટલાંક 'વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો' ની માફક ચું કે ચાં બોલતાંજ નહીં.

પોતાનાજ દેશનો સ્વાર્થ જોતા કેટલાંક અંગ્રેજ પત્રો અર્થશાસ્ત્રને નામે તેમના ફાવતા સિદ્ધાંત આગળ કરી હિંદને આ ચળવળથી થતું નુકસાન બતાવતાં. તેમની સામે કોઈ ખરેખરો અર્થશાસ્ત્રી ઇંગ્લંડ અમેરિકા વગેરેના શાસ્ત્રીઓના દાખલા દલીલ વર્તમાનપત્રોમાં કે જાહેર ભાષણોમાં આપે તો તેવાને જવાબ આપવો તે ખાઈ જતાં; લાગ આવે તો તેના ભાષણને નરસિંહ રૂપ આપતાં અને તેમાં કાંઇ ગુનાહનું કારણ શોધતાં, અથવા તો ગધેડાનું પુંછડું પકડયું તે પકડયુંજ એમ એકનું એક વારંવાર ડહોળ્યા કરતાં.

આવા સમયમાં મુંબાઇના અબદુલરહેમાન સ્ટ્રીટમાં રહેનાર મેમણ શેઠ આ ચળવળ તરફ બહુ માનની લાગણીથી જોતા. આ ચળવળને આધારે તેણે નવી મિલ કાઢવા વિચાર કર્યો. શેઠનું નાનપણથીજ વેપારમાં બહુ લક્ષ હતું. નોકરી ના કરી તેમાંજ સુખ છે એ તેમની જાતવાળાનું ડહાપણભરેલું સૂત્ર શેઠ સારી રીતે સમજતા. 'સોય, કાંસકી, સીવવાની ડરી લાઇવો' એમ કરી નીકળી પડવું ને સ્વતંત્રતા ભોગવવી એ પરતંત્રતા કરતાં હજાર દરજ્જે સારૂં છે એમ તેમનો સિદ્ધાંત હતો. નાનપણથીજ બુદ્ધિ ચાલાક અને ચપળ હોવાથી તેમજ વેપાર બાબત સારી તાલીમ મળવાથી શેઠ જોતજોતામાં બહુ આગળ વધ્યા હતા, ગરીબાઈમાંથી તવંગર થયા હતા. શેઠમાં અભિમાનનું તો નામજ નહોતું. તેમની કોમનું ઠાવકાપણું તેમના મોંપર હમેશ જણાઈ આવતું. પૈસો આવે તેઓ છલકાતા નહીં, જતે દિલગીર ન થતા. તે જાણતા હતા કે પૈસો મળવો ન મળવો એ નસીબ આધીન છે. આવા વિચારનો માણસ વિલક્ષણ નીવડે એમાં નવાઈ શી ? પોતાના નોકર માણસો જોડે તે બહુ સારી વર્તણુક રાખતા. સ્વભાવે સાલસ હતા, મિજાજ કોઇકિજ વાર ખોતા. સારા માણસની કદર પિછાનતા. ગરીબની આપત્તિઓનું તેમને ભાન હતું. તે જાણતા હતા કે હું એક હાંક મારૂં તો સો માણસ મરી ફીટશે, પણ મ્હારા નોકર ગુમાસ્તાને ત્યાં ગાડીઘોડા કે નોકરચાકર હોતા નથી. નોકરી ઉપરાંત પોતાના ઘરનું કામકાજ પણ ગરીબ લોકોને વળગેલું છે. આથી તેમણે એવી ગોઠવણ રાખેલી કે વારાફરતી સર્વેને આરામ મળે અને ઘરકામકાજ વાસ્તે વખત મળે. આરામ વગર માણસની જીંદગી વહેલી પૂરી થાય છે એ પોતે સમજતા. એકવાર જેની પાસે મરજી ઉપરાંત વધારે કામ કરાવ્યું તે તેમની ગેરહાજરીમાં મોજ મારવાનો અને વખત નકામો ગુમાવવાનો, એ વાતથી પણ તેઓ બિનવાકેફ નહોતા. તેમજ નોકર માણસો બેદરકાર ન થઈ જાય અને પોતાની ભલમનસાઇનો ખોટો ઉપયોગ ન કરે તે બાબત ધ્યાન રાખતા.

શેઠનું ઘર સાદું પણ સ્વચ્છ હતું. શેઠને મળવા આવનારનો મેળાપ ઉપરના દિવાનખાનામાં થતો. દિવાનખાનામાં ફક્ત એક ગોળ ટેબલ અને ચાર ખુરસી સિવાય બીજું કાંઈ ફરનિચર જોવામાં નહોતું આવતું. આટલું પણ કોઈ મળવા આવે અને તેને ગાદીપર બેસવું ફાવે નહીં માટેજ મૂકવામાં આવેલું હતું. એ દિવાનખાનામાં ઘણા ગોખલાઓ નજરે પડતા હતા અને તેમાં જાતજાતનાં સ્વચ્છ વાસણ અને કાચનાં પવાલાં રકાબી ઘણી સફાઈથી ગોઠવવામાં આવ્યાં હતાં. શેઠ, મુનિમ તથા મહેતાઓની એકેક ગાદી તકીઆની હતી. આ દરેકની આગળ એકેક નાની લાકડાની પેટી પડી રહેતી અને તેની નજીક પિત્તળની, દરરોજ સાફ કરવામાં આવવાને લીધે ચળકતી દીવીઓ, કાચનાં મોટાં ફાનસોમાં રાખવામાં આવી હતી. વેપારી દૃષ્ટિથી જોનાર શેઠને આ જૂની વસ્તુઓમાં ઘણી જાતનાં ગુણ દેખાતા. આંખને ઠંડક, વસ્તુનું ટકાઉપણું, તથા ભાંગે ત્યારે થોડી ઘણી પણ કીમત વસુલ થાય; વળી આગનો બહુ ભય પણ તેમાં નહીં.

શેઠનું ઘર જેવું સાદું હતું તેવાજ તેઓ જાતે પણ સાદા હતા. કામની તેમનામાં અજબ ઝડપ હતી. અંગ્રેજી બેત્રણ ચોપડી તેઓ શીખ્યા હતા; પણ અંગ્રેજીમાં વારંવાર કામ પડવાથી તેઓ અંગ્રેજી બહુ સારી રીતે બોલતા, બાકી તેમનું લખાણ સાધારણ આવતું. શેઠનો વેપાર બહુ બહોળા વિસ્તાર ઉપર હોવાથી શેઠના તાબામાં અનેક ખાતાંઓ હતાં. દરેક ખાતાની ખબર શેઠ વારંવાર લેતા અને અઠવાડીઆમાં એક વાર તો તેની તપાસ લેવીજ એવો તેમનો નિયમ હતો. ખાતાપર પોતાના વિશ્વાસુ માણસો ઉપરી તરીકે નીમી દીધાં હતાં. શેરબજારમાં શેઠ ઘણી ઉથલપાથલ કરતા અને ધારે તે ભાવ બોલાવતા. બજાર પાસે તેમની ઑફિસ હતી. તેમાં સેંકડો દલાલો કામકાજ માટે આવતા જતા હતા. શેઠ જાતે મંદીના શોખીન હતા. તેમના નામને લીધે બજારમાં મોટી ઉથલપાથલ થતી. તેજીમંદીવાળા પોતપોતાની ધારણા ખરી છે એમ મનાવવાને હજારો ઉપાયો યોજતા, નવા બુટ્ટાઓ શોધી કાઢતા, અફવાઓ ઉરાડતા, કંઈ કંઈ બાજી રમતા. ભાવમાં ઘણોજ ફેરફાર થતો. કોઈકવાર એકદમ તેજી થઈ જતી, કોઈકવાર ભાવ એકદમ ગગડી જતા. વલણને દિવસે હજારો રડતા, કોઈકજ હસતા, અને કેટલાક પોબાર ગણી જતા. આ અનુભવ પોતાના યા બીજાના દૃષ્ટાન્તપરથી ઘણાઓને મળતો છતાં તેઓ પોતાનો ખ્યાલ મૂકતા નહીં. પોતાના ગજા ઉપરાંત ઘણાક આપલે કરતા. હાર્યો જુગારી બમણું રમે તેમ નુકસાન થતાં કાંઈ ગેબી ફત્તેહ મળશે એમ ધારી મૂગા બેસતા નહીં. નફો થતાં હવે

આપણું ધ્યાન ખેંચું અને તેથી વધારે રળીશું એ આશામાં તણાઈ વધારે અને વધારે ઝંપલાવતા. બજારમાં આ પ્રમાણે કંઈકંઈ જાતની ચોપટ રમાતી, શેતરંજ ખેલાતી. અભિમન્યુના ચક્રાવા કરતાં આ રચના ઉતરે એમ નહોતી. અનેક અનેક યોદ્ધાઓ તેમાં ગુંચવાતા, લપટાતા, ગુલાંટ ખાતા. આ ચક્રાવામાં આ બધા યોદ્ધાઓને હંફાવે એવો, તેમને ચાંચણની માફક ચોળે એવો, વૃદ્ધ દ્રોણાચાર્ય મનમાં આવે તેમ ફરતો, જરા પણ ગુંચવાતો નહીં, હજારોને રમાડતો, ઘણાઓને આંગળીપર નચાવતો, અનેકનાં હાંજાં ગગડાવી નાંખતો અને પોતાની અલૌકિક શક્તિ દેખાડતો.

૩, ચાંદી, અફીણ વગેરેનો પણ શેઠ વેપાર કરતા. શેઠનું નામ દેશદેશાવર પહોંચી ગયું હતું. નવી મિલ વાસ્તે પચાસ લાખના શેર કઢાયા. શેર ખપાવવાને દલાલો રોકવાની જરૂર પડી નહીં, કેમકે 'રામ-નામે પથ્થર તરે' તેમ મદેહનજરમાં શેઠનું નામ વાંચીનેજ લોકો શેર લેવા તુટી પડ્યા. ઑફિસમાં મોટી ધમાલ પડવા માંડી. મુકરર કરેલે દિવસે નોંધબુક તપાસતાં માલૂમ પડ્યું કે શેરોની સંખ્યાના પ્રમાણમાં લોકોની માગણી બમણી હતી. અમુક નિયમ પ્રમાણે સૌને શેર અપાયા.

એ શેઠને ત્યાં વિપિનના પિતાની નોકરી હતી. તે એને કેવી રીતે મળી, તેનો પોતાનો ઇતિહાસ શો હતો, આ નવીન મિલ વખતે તે કયે દરજ્જે પહોંચ્યો હતો તે જોવા આપણે લક્ષ દોરવીએ.



## પ્રકરણ ૪.

### ચન્દ્રરાવ.

**संपदि यस्य न हर्षो विपदि विषादो रणे च भीरुत्वम् ।**
**तं भुवनत्रयतिलकं जनयति जननी सुतं विरलम् ॥**

શરદ્ પૂનમની રાત્રે શહેરમાં સર્વ કોઇ હિંદુઓના ઘરમાં જાત-જાતની વસ્તુઓ બની રહી હતી. છોકરાંઓ 'આજે તો અગાસીમાં બેસી જમશું' એના હર્ષમાં ને હર્ષમાં પહેલેથીજ ત્યાં જઈ ગોઠવાયાં હતાં; કેટલાંક રમતાં હતાં, કેટલાંક કુદતાં હતાં. સ્ત્રીઓ આજે મહા ઉલ-ટમાં આવી ગઈ હતી. રસોઈ જેમ બને તેમ ઝટ કરી ચાંદની વખતે અગાસીમાં જવાની તૈયારી કરવાની ઉતાવળમાં હતી. કેટલીક નાગરિક

સ્ત્રીઓએ અગાસીમાંજ રાંધવાની ગોઠવણ કરી દીધી હતી. કેટલીક જગ્યાએ ગરબાની ધામધુમ પણ ચાલી રહી હતી. આમ અનેક રંગ ઉડી રહ્યા હતા ત્યારે પ્રમોદરાયના ઘરમાં પણ ઘણી ગડબડ મચી રહી હતી પણ તે આના કરતાં તદ્દન નિરાળીજ હતી. તેની સ્ત્રીને છેલ્લા દિવસ જતા હતા અને તેને આજે બહુ પીડા થતી હતી. પ્રમોદરાય ઘરમાં એકલોજ હોવાથી તથા જાતે મરદ પડયો એટલે બહુ ગુંચવાતો હતો. શું કરવું તે તેને સુઝતું નહોતું. સ્ત્રીને પણ બહુ ગભરામણ થતી હતી તેથી તે બૂમરાણ કરી મૂકતી હતી. એક વાર તો ડાકટરને તેડી લાવવા વિચાર કર્યો, એટલામાં કાંઈ સાંભરી આવવાથી હર્ષમાં આવી જઈ પડોશમાં કોઈ વૃદ્ધ સ્ત્રી રહેતી હતી તેને બોલાવી લાવ્યો. ડોસી બહુ અનુભવવાળી હોવાથી પ્રમોદરાય શાને વાસ્તે તેડવા આવ્યો છે તે તરત કળી ગઈ. પોતાનું કામ પડતું મૂકી તેની સાથે તે ગઈ. ઘરમાં આવ્યા પછી તેણે પ્રમોદરાયને કહ્યું "તમે ફલાણે ઠેકાણે જઈ દાયણને તેડી લાવો. હું છું ત્યાં લગણ વાંકો વાળ થવા દઈશ નહીં. મને આવડતા ઉપચારો તે આવશે તે પહેલાં કરવામાં બાકી રાખીશ નહીં, માટે સુખેથી જાઓ." પ્રમોદરાય ગભરાતો ગભરાતો કહેલે ઠેકાણે ગયો. આવું દુઃખ થતું હશે એમ એને ખબર નહોતી, અને તેથી તે તો એમજ ધારી બેઠો હતો કે એની વહાલી સ્ત્રીનો પ્રાણ જશે. રસ્તામાં પણ એનાએજ વિચાર આવવાથી હાંફલોફાંફલો ચાલતો હતો. નસીબને કરવે દાયણ પણ બહાર ગઈ હતી. શું કરવું તે સુઝયું નહીં. તેના ઘરનો દાદર ઉતરતાં માંડમાંડ પડતો બચ્યો. નસીબે હાથ મૂકી બારણા આગળ આવ્યો અને તે સ્ત્રી મળી. તેને સાથે લઈ ઘર તરફ વળ્યો. પ્રમોદરાયની સ્ત્રીએ ઘરમાં બધી જાતની તૈયારી આગળથીજ કરી મૂકી હતી કારણ કે તેને કાંઈ ઝાઝું સગુંવહાલું હતું નહીં. આથી કરીને ડોસીમાને ઝાઝી મુંઝવણ પડી નહીં. પ્રમોદરાયની પોતાની હાજરી કરતાં સાથે આવેલી સ્ત્રીની ઉપર વધારે જરૂર હતી, છતાં આતુરતા અને ચિંતાને લીધે પોતે પહેલો ચઢી ગયો. મૂળમાં ભવિષ્યના વિચારથી ગભરાયલો તેમાં વળી ઓરડામાં બધેજ અંધારૂંઘોર જોઇ એની મુઝવણનો પાર રહ્યો નહીં. ડોસીમાએ એટલામાં ખબર કહી કે પુત્રનો જન્મ થયો છે, પ્રમોદરાયનો હર્ષ માયો નહીં.

આહા! દુનિયામાં કેટલી જાતનાં નાટકો થયાં જાય છે. કોઈ હસે છે, કોઈ રડે છે, કોઈ પડે છે, કોઈ ચઢે છે. દુઃખમાંથી સુખ થતાં વાર નથી લાગતી, સુખમાંથી દુઃખ થતાં વાર નથી લાગતી. આશા નિરાશા થઇ જાય છે, નિરાશા આશા થઇ જાય છે. મનુષ્ય માત્ર તો ગાડા

તળેના કુતરા જેવાં છે. મનમાં ધારે છે કાંઇક, અને બને છે કાંઇક. પ્રમોદરાયનું જીવન ભક્તિપરાયણ હતું, અને તેથી નરસિંહ મહેતાનું નીચેનું પદ તેના મનમાં સ્ફુરી આવ્યું.

"નીપજે નરથી તો રહે નહીં કોઇ દુઃખી શત્રુ મારીને સૌ મિત્ર રાખે,
રાયને રંક કોઇ દૃષ્ટ આવે નહીં ભવન પર ભવન પર છત્ર દાખે.
ઋતુલતા પત્ર ફળ ફૂલ આપે યથા માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે,
જેહના ભાગ્યમાં જેહને જે લખ્યું તેહને તે સમે તેજ પહોંચે!"

આનંદમાં આવી જઈ પોતાના ઘરના એક અંદરના ઓરડામાં જઈ બેઠો. થોડીથોડી વારે પોતે જોયલો દેખાવ સાંભરી આવવાથી પરમેશ્વરનો ઉપકાર માનવા લાગ્યો. થોડીવાર આરામ લઈ પોતાને કામે લાગ્યો. જાતે સાધારણ સ્થિતિનો માણસ હતો. એક શેઠીઆને ત્યાં તે ગુમાસ્તાગીરી કરતો હતો; વર્ષે દહાડે રૂપીઆ ત્રણસો એને મળતા અને તે સિવાય કંઈ સારૂં ટાંકણું હોય કે દિવાળીના દિવસો હોય તે વખતે તેને કાંઇ ભેટ મળતી. આટલાથી સંતોષ માની તે પોતાનું કામ નિડરતાથી અને સત્યથી કર્યા કરતો. શેઠની તેનાપર મહેરબાની હતી. સુભાગ્યે સ્ત્રી પણ તેને યોગ્યજ મળી હતી. ઘરકામ નાનપણથી તેને માથે પડયું હતું તેથી વયે નાની હોવા છતાં ખૂબ ઘડાઇ હતી. તે દરેક કામ સપાટાબંધ કરતી, રસોઈ કરવામાં તો તે એકકોજ હતી. ઘરકામને લીધે મળતી કસરતને લીધે તેની શારીરિક સંપત્તિ સારી હતી. આ કારણને લીધે સુવાવડ વખતે તેને બહુ સોસવું પડયું નહીં.

પુત્ર દિવસે ન વધે એટલો રાત્રે વધતો, અને રાત્રે ન વધે એટલો દિવસે વધતો. પૂર્ણિમાને દિવસે તેનો જન્મ હોવાથી તેનું નામ ચંદ્રરાવ પાડયું હતું. તે શરીરે એવો ગોરો ગબરૂ દેખાતો કે દુશ્મનને પણ તેને એ ઘડી રમાડવાનું મન થાય. એનું શરીર દૂધથી બંધાયલું હતું. બધી વાતની કસર પ્રમોદરાય કરતો પણ દૂધ બાબત તે હમેશાં મોકળા મનથી વર્તતો. નાનપણથી પુત્રને કસરતની ટેવ પાડી હતી. આથી ચંદ્રરાવનું શરીર એવું કસાયલું હતું કે ઉમરના પ્રમાણમાં હરકોઈને તે મોટો લાગતો. નામ તેવુંજ એનામાં તેજ હતું. જાણે ચંદ્રમાએ પ્રમોદરાય અથવા તો તેની સ્ત્રીપર તેની ઈશ્વરભક્તિ જોઈ, તેપર પ્રસન્ન થઈ બીજું રૂપ પૃથ્વીપર ધારણ કર્યું હોય એમ સહેજ કોઇને લાગે. તેના ગૌરવર્ણ સાથે તેના શરીરમાં લોહીનો પ્રવાહ જબરો હોવાથી તેના શરીરપર રતાશ જણાતી. તે જરાક મોટેથી બોલતો તો રાતોરાતો થઈ જતો. સહેજ કોઈ કાંકું દાબે તો લોહી એકદમ તરી આવતું. એનું શરીર જોઈ

કેટલાએક તો એના પિતાને એને લશ્કરમાં મોકલવાનું કહેતા. જોશીએ જન્માક્ષર બનાવ્યા તેજ વખતે જોઈને કહ્યું હતું કે તે મોટો માણસ થશે તથા શરીરે નીરોગ રહેશે. લાખમાં એકાદ જોશી ખરો પડે છે, પણ ચંદ્રાવની બાબતમાં તો જોશી ખરો પડ્યો. પ્રમોદરાયને આ વિષયમાં બહુ શ્રદ્ધા હતી. શુદ્ધ અંતઃકરણથી કામ કરનારની વાસનાઓ ઘણુંખરૂં ફળે છે તેમ આ બાબતમાં થયું. પ્રમોદરાય નિર્ધન હોવા છતાં ચંદ્રાવની કેળવણી બાબત બહુ લક્ષ આપતો. તે જાણતો હતો કે તેનો ચંદ્ર જેવો પુત્ર કેળવણી રૂપી સૂર્યના તેજથી પ્રકાશશે, અને મોટી નામના મેળવશે. તેને શિક્ષણ આપવામાં પૈસો ખરચતાં બિલકુલ અચકાતો નહીં, તેમજ પોતે પણ વારંવાર પુત્રને સારી શિખામણ આપતો. ચંદ્રાવ પણ પોતાના પિતા તરફ ઘણી માનની લાગણીથી જોતો. તેને રાજી રાખવામાં આ લોકમાં અને પરલોકમાં પણ સુખ મળશે એવો તેના મનનો સિદ્ધાંત હતો. પિતાની આજ્ઞા મોંમાંથી નીકળે તે પહેલાં ઝીલી લેવા તે સદા તત્પર રહેતો. વર્ગમાં હમેશા ઉપલો નંબર રાખતો. તેના શિક્ષકોને પણ તે અતિ પ્રિય થઇ પડ્યો હતો. રૂપ અને ગુણ એ બે ભેગાં થયાં ત્યાં કયું માણસ કોઈને અળખામણું લાગે ? ઉપલે નંબરે પસાર થઈ છ માસિક અને વાર્ષિક ઇનામો દરેક વર્ગમાં મેળવતો. આ પ્રમાણે તેના અભ્યાસમાં તે આગળ ચાલ્યો જતો હતો, તે જોઈ જાણે તેની અદેખાઈ આવી હોય તેમ નસીબે તેના વેગમાં ખલલ પાડી. તેના પિતાનું વય બત્રીસ વર્ષનું હતું, એટલામાં તે ભયંકર વ્યાધિનો ભોગ થઇ પડ્યો. અનેક ઉપચારો નકામા થઇ પડ્યા.

આશા ! તું પણ કોઇ અલૌકિક વસ્તુ છે. ત્હારા વિના મનુષ્ય માત્રની શી અવસ્થા થતે ! ત્હારે લીધે કેટલા બધાને આશ્રય મળે છે ? આશા રૂપી અમૃત પ્રભુએ મનુષ્યને બક્ષ્યું ન હોત તો તેને પોતાની જીંદગી વ્યર્થ લાગતે. ત્હારા ટેકા વગર અનેક શરૂ કરવા જેવાં કામોનો પ્રયત્ન પણ કરવામાં આવતે નહીં, હજારો અધવચથી મૂકી દેવામાં આવતે. ત્હારા વમળમાં અનેક મનુષ્ય આગળ ચાલ્યાં જાય છે, મનમાનતી મોજ માની લે છે, અનેક કિલ્લાઓ બાંધે છે. એ કિલ્લાઓ બચ્ચાંને માટે બનાવવામાં આવતા પાનાંના કિલ્લા માફક એક ટકોરાની સાથે એકદમ જમીનદોસ્ત થઇ જાય છે, ત્યારે તું નિરાશામાં ફેરવાઈ જાય છે. આશા રૂપી સ્વર્ગમાં વસતો આદમી એકદમ જાણે નરકનો ભોગી થયો હોય એમ તેને લાગે છે. પ્રમોદરાય ! તેં પણ ત્હારા ચંદ્રરૂપી પુત્રમાં કેવીકેવી મોટી આશાઓ

બાંધી હતી! તું તથા ત્હારી સ્ત્રી તેથી કરીને કેટલાં સુખી હતાં! એટલામાં એકદમ આ દુઃખનું વાદળ આવવાથી 'મનકી મનમેં રહે ગઈ.'

પ્રમોદરાયે અત્યાર લગણમાં જોઈ લીધું હતું કે પોતાનો પુત્ર રત્ન જેવો નીકળશે. વધુ કાંઈ કહેવા જેવું હતું નહીં. એટલે પાસે બેસાડી ચંદ્રરાવને તેની માતાની આજ્ઞાનુસાર વર્તવા કહી, તથા કોઈ પણ કારણસર તેને ન દુભવવા સમજ આપી, પોતાનો દેહ મૂક્યો. અનુબાને ત્રીસ વર્ષની જુવાન વયે વૈધવ્ય પ્રાપ્ત થયું! કેટલીકવાર સુધી તે બેભાન અવસ્થામાં રહી. તેનાથી ન રડાય કે ન બોલાય. સગાંવહાલાંઓએ પાણી છાંટી આશ્વાસન આપી તેને જાગ્રત કરી. તેને પોતાના ઉપર તિરસ્કાર આવવા લાગ્યો.

'મેં પેલે જન્મે શાં પાપ કર્યાં હશે કે મ્હારે આ દહાડો આવ્યો? સ્વામી! હું શું કરૂં! કયા જાઉં! મને કાંઈજ સુઝતું નથી.' એમ મનમાં બોલી તે પાછી જમીનપર ફડાક કરતી પછડાઈ. જ્ઞાતિના માણસો એટલામાં ભરાવા લાગ્યાં. પ્રમોદરાયના પર ઘણાની પ્રીતિ હતી તેથી આવેલામાંના ઘણાનાં મોં ઉપર દિલગીરી છવાઈ રહી હતી. માત્ર જૂજ પશુવત્ મરદ અને સ્ત્રીઓ વખત ન વિચારતાં માંહોમાંહે કાન કરડી ટોળટપ્પા કરતાં હતાં. જાણે લગ્નમાં આવ્યાં હોય તેમ કોઇકવાર હસતાં હતાં. સર્વથી આગળ પડતી અને અનુબાની મૂર્છાને ઢોંગ કહેનારી તથા તેણે પતિની સારવાર બરાબર કરી નહીં એમ વાત કરનારી સ્ત્રીનું ઓળખાણ, વાંચનાર, તને આગળપર થાય તો તું અકળાઈશ નહીં, હાલ તે કરાવવાનો સમય નથી.

ચંદ્રરાવ તો બિચારો આભોજ બની ગયો હતો. માની પાસે જતો, તેને ગળે બાઝી પડતો અને તેને ન રોવાનું કહી તેને રોતી દેખી પોતે પણ રોઈ પડતો. માતા તેને સમજાવી આઘો કાઢતી.

થોડીક વારમાં શબ લઈ જવામાં આવ્યું, અને ઘરમાં કકળાટ થઈ રહ્યો.

થોડા દિવસ પછી અનુબાને કાને ઉપલી વાત આવી. સ્વભાવે બહુ શાણી હતી, થોડાબોલી હતી તેથી આ ખબર કહેનારને તેણે કહ્યું 'બહેન! મ્હારી આંતરડી કકળે છે તેવી મ્હારા દુશ્મનની પણ ના કકળે એવી મ્હારી પ્રભુને પ્રાર્થના છે. કોઇ કાંઈ કહેતું હોય તેની મને દરકાર નથી. પ્રભુ તો જાણતો હશે કે હું ખરી છું કે ખોટી. વિચાર માત્ર મને એટલોજ આવે છે કે આપણી અવદશાના આ પડઘા છે. કરતેકારવતે લગ્ન પ્રસંગે લોકો અફવાઓ ચલાવે છે, વહેવાઈઓના કાન ભંભેરે છે તે તો જાણે ઠીક, પણ મૃત્યુપ્રસંગે પણ માણસો તેમનો ચડસીલો સ્વભાવ

છોડતા નથી તે બહુ દિલગીર થવા જેવું છે. મ્હારા માણસની દરકાર મને છે તેના કરતાં તેમને વધારે હતી તો તેઓએ જાતે તેમની સારવાર કરવા આવવું હતું. મહિનામાં એક દિવસ તો તેમની તબીઅત જોવા આવવા તેમને ફુરસદ નહોતી. તેમની સારી સૂચનાઓ સાંભળવાનો, તેમની સલાહ પ્રમાણે કરવાનો જ્યારે વખત હતો ત્યારે તેમણે ન કરી સૂચના કે ન આપી સલાહ. હવે ડહાપણ શા કામનું ? પૈસાના કાંકરા થઈ ગયા છે; મ્હારા મનથી બધે અંધકાર દેખાય છે છતાં લોકો નિર્દયતા મૂકતા નથી એ કેવું અજાયબ જેવું ! હું જાણું છું કે મેં તો મ્હારો ધર્મ બજાવ્યો છે, કાંઈ નવાઈ કરી નથી. બ્હેન ! તું મ્હારી પોતાની હોય તો તને વિનતિ કરૂં છું કે આવીઆવી વાતો ત્હારે મને કહેવી નહીં, કેમકે તેમના મનની ધારણા આ વાત તું મને કહે તેથી પાર પડે છે. મ્હારા દુઃખમાં વધારો કરવાનો આ વાતોમાં મુખ્ય હેતુ સમાયલો છે. સૌથી સારો રસ્તો એ છે કે આવી હવાઈ વાતોને હવામાંજ ઉડવા દેવી અને આપણે મૌન ધારણ કરવું. એક કાને સાંભળી બીજે કાને કાઢી નાંખવું.”

અનુબાના ઘરસંસારનો આમ છેડો આવ્યો. એનો સ્વામી–ઈશ્વર–એક બાળક મૂકી તેને યુવાન્ વયમાં ત્યજી જતો રહ્યો. પતિ વગર તેને ઘર ખાવા ધાતું હોય એમ લાગતું–સ્મશાન જેવું ભાસતું. બાળકને જોઈ તેના મનમાં અનેક ચિંતાઓ ઉઠતી હતી. એનું શું થશે, એનું કોણ, એ વિચારથી મસ્તક હમેશા ભમ્યાં કરતું. ‘હું એકલી હોત તો ગમેતેમ કરતે, ગમે તે ખાતે પણ આનું શું કરવું ? એને ભણાવવો છે, રળતો કમાતો કરવો છે, પરણાવવો છે. હું એને ક્યાં ક્યાં જોતી રહીશ ? હાલ તો બધી ટેવ સારી છે પણ કોઈની ખરાબ સંગત લાગી અને એને વિપરીત રસ્તો પસંદ પડ્યો તો હું એને શી રીતે અટકાવી શકીશ ? છોકરાને કોઈનો ધાક રહ્યો નહીં. આવાઆવા વિચાર તેને હરઘડી આવતા.

ચંદ્રરાવ તરફની આ બીક નકામી હતી. ઘર તેને માથે મોડે વહેલે પડશે તેનું તેને ભાન હતું. સંસાર આખો ખેડવાનો હતો. પિતાએ પુંજી કાંઇ મૂકી નહોતી. મોસાળમાં કોઇ હતું નહીં. પોતાનીજ તલવાર વડે લડવાનું હતું. તે ઘણીકવાર વિચારમાં પડી રહેતો હોય એમ લાગતું. વિચાર હમેશા ભવિષ્યનાજ તેને આવતા. માતાને કોઇ પણ રીતે દુઃખ ન થાય તેને વાસ્તે સાવધ રહેતો. પતિને સંભારી અનુબા ઘણીવાર રોદન કરતી ત્યારે તેને કરગરીને સમજાવી પટાવીને છાની રાખતો, પરંતુ ખાનગી રીતે પોતે ઘણીવાર રડતો. અનુબાનો વખત દેવસેવા તથા ઘરકામમાં

પસાર થતો. તેને ભરવાનું સાધારણ જ્ઞાન હતું. ટોપી વગેરે બપોરની વખતે ઘરમાં બેસી ભરતી અને તેના જે પૈસા ઉપજતા તેનો સદુપયોગ કરતી. વાંચતાં તેને બરાબર આવડતું નહોતું. પણ સ્તોત્રો કેટલાંએક મોઢે કર્યાં હતાં તે, તેમજ કેટલાંક ભજનો વારંવાર મનમાં ને મનમાં ગણગણતી. ઘરમાંથી બહાર કોઇકિજ વાર નછુટકે નીકળતી. સવારમાં વહેલાં ઉઠી સ્નાન કરી પૂજાની તૈયારી કરતી; પૂજામાં પ્રમોદરાયની એક છબી રાખી હતી તેનું પણ હમેશ પૂજન કરતી. મૂળથી થોડા આહારવાળીએ પ્રયાસે કરીને આહાર છેક કમી કરી નાંખ્યો હતો. કેટલીક વાર તો માત્ર ફળાહાર કે દૂધપરજ તે રહેતી. દેવદર્શનનાં આમ ઘરમાંજ સાધન હતાં એટલે તેટલા માટે પણ બહાર જવામાં તે વધારે ફળ સમજતી નહીં. એટલે પણ ઝાઝું બેસી રહેતી નહીં. તે, તેનું ઘર અને તેનું કામ એ તેનો નિયમ હતો. સગપણ ઝાઝું હતું નહીં એટલે કોઈ માંદું સાજું હોય તો તેને જોવા જવાનું પણ કોઇકિજ વાર તેને થતું. આવા પ્રસંગે ચંદ્રાવને વારંવાર મોકલી તબીઅતના સમાચાર મંગાવવાં તે ચૂકતી નહીં.

× × ×

દુઃખનું ઓસડ દહાડા. દિવસો થોડાઘણા વહી ગયા, વર્ષો ચાલ્યાં ગયાં ને ચંદ્રાવ મેટ્રિક લગણ આવી પહોંચ્યો.

## પ્રકરણ ૫.

### ચંદ્રાવનું સાહસ.

> " રહું જોવું, રોવું, સ્મરણ કરી, ગાવું કદિ કદિ !
> કભાવે ભાવે એ સહુની પણ ઇચ્છા પ્રભુતણી. "
>
> ( કલાપી )

ચંદ્રાવ સાતમા ધોરણમાં હતો અને અનુબાએ જૂના વિચારના હોવાથી વિવાહનું ચોકઠું બેસાડવા વિચાર કર્યો. તેના મનને તો એટલુંજ હતું કે તે તેને પરણેલો જુએ. ચતુર અને અનુભવી માતા પુત્ર પરના અપૂર્વ પ્રેમને લીધે ભૂલી. વિવાહની વાત અનુબાએ કાઢી ને ચંદ્રાવનો ચહેરો ફીક્કો પડી ગયો. એનો વિચાર બી. એ. થયા પછી તેમ કરવાનો હતો. કુંવારાજ રહેવું એવો કંઈ એનો વિચાર નહોતો, પણ જે બે પૈસાની મુઠી ઘરમાં હતી ને કંઈક દાગીનો હતો તેની મદદથી પાઠશાળામાં જવાનો હતો. પાઠશાળામાં જઈ ઉપલે નંબરે પસાર થઈ શિષ્યવૃત્તિ મેળવી પોતાના અભ્યાસમાં આગળ વધવાનું એ ધારતો હતો. પણ એ જાણતો હતો કે મુંબાઇમાં ભણવાનું થશે એટલે ખર્ચ વધારે થાય માટે ઘરની મદદની

જરૂર હતી. એના વિચાર એની પાસે રહ્યા ને માતાએ વિવાહનું ચોકઠું બેસાડી દીધું. એણે ધાર્યું કે હશે, લગ્ન લંબાવીશું. એમ પણ બન્યું નહિ કેમકે તે એની માતાના કરતાં એના સાસરીઆંના હાથમાં વિશેષ હતું. એના સસરાની ઉમર વૃદ્ધ હોવાથી લગ્ન વહેલાં કર્યાં. વળી એની વહુનું કાઠું ઉમરના પ્રમાણમાં મોટું હતું. ચંદ્રાવને આ વાત અનુબાએ એ મેટ્રિક પાસ થયો તેને સાતમે દિવસે જણાવી અને એના મનમાં ધાસકો પડ્યો. થોડી વાર તો દિઙ્મૂઢજ ઉભો રહ્યો. માના સામું જુએ, પૃથ્વીપર દૃષ્ટિ નાંખે, કપાળે હાથ મૂકે એમ એણે કરવા માંડ્યું. અનુબા એના મનનો વિચાર કળી ગઈ અને બોલી “ભાઈ, મ્હારા મનને કે વહુ ગરીબ ઘરની અને ત્હારા સ્વભાવને અનુકૂળ છે તેથી ગયો વખત આવશે નહિ એમ ધારી મેં બીડું ઝડપી લીધું. હું ધારતી નહોતી કે આજ વર્ષે લગ્ન કરશે. હવે ના કહીએ તો આપણું નાક વઢાય. તું જાણે છે કે ત્હારો વિવાહ થવાથી કેટલા લોકો ન્યાતમાં વાતો કરે છે. પ્રભુ પર આસ્થા રાખી પરણવા બાબત ના કહેતો નહિ. હું જાણું છું કે ત્હારૂં ભણવાનું લટકશે કેમકે આપણી પાસે ત્હારૂં લગ્ન કર્યા પછી મુડી રહેવાની નથી. ભાઈ, ભાવીએ મને ભૂલાવી. વહુ જો રત્ન જેવી નીકળશે તો થોડા પગારે પણ તું સુખી રહીશ. મોટી હવેલીવાળો હોઈશ અને વહુ માથું ભાંગે એવી હશે તો ત્હારો જન્મારો ધૂળ જશે. લક્ષ્મી કોઈની થઇ નથી અને થવાની નથી. હજાર ઉદ્યમ કરીશ પરંતુ નસીબમાં હશે એટલીજ સંપત્તિ તને મળશે.” વધારે બોલવા જતી હતી એટલામાં ચંદ્રાવે કહ્યું “હું સાંજે જવાબ દઈશ. હાલ મને કંઈ સમજ પડતી નથી. તેં જે કહ્યું, તે મ્હારા ધ્યાનમાં છે”

ચંદ્રાવ મા પાસેથી જતો રહી પોતાના વાંચવાના ઓરડામાં ગયો. એનો ઓરડો ઘણો સાદો પણ સ્વચ્છ હતો. ઓરડાની બારી રસ્તાપર પડતી હતી. રસ્તો એટલે કંઈ મોટો ધોરી રસ્તો નહોતો; મોટા સરીઆમ રસ્તા આગળથી એક ગલી નીકળતી હતી અને તેને કાટખૂણે એક તેના કરતાં નાની ગલી હતી તેમાં ચંદ્રાવના ઓરડાની બારી પડતી હતી. આ બે ગલીઓનો આવી રીતનો સંગમ હોવાથી ગૌમુખી જેવું લાગતું હતું. ઘર તેના આગળના ભાગમાં સાંકડું હતું પણ અંદરથી તેનો વિસ્તાર વધતો હતો. બાજુમાં ચોક હતો અને તેની પાસેના ઓરડામાં રસોઈ થતી. બીજા ઓરડામાં દાદર હતો અને તેપરથી ઉપલા માળના પાછલા ભાગમાં જવાતું હતું. ચંદ્રાવના ઓરડામાં જવાને બહાર પણ એક દાદર હતો એટલે તેને મળવા આવનારને નીચે ચોક-

માં જવાની જરૂર પડતી નહોતી. માદીકરા વચ્ચેની વાતચિત મા-ળના પાછલા ભાગમાં થઈ હતી. વાંચવાના ઓરડામાં આવી ચંદ્રરાવે એકી ટસે પોતાના ટેબલ સામું જોયું. કોઈની પાસેથી વાંચવા લાવેલી ગુજરાતી તથા અંગ્રેજી નવલકથાઓ તથા તેના નિશાળના અભ્યાસની ચોપડીઓ, તેના ઉપર સફાઈથી ગોઠવાયલી પડી હતી. "હવે હું આનો ઉપયોગ કરી શકીશ નહિ. મ્હારાં વહાલાં પુસ્તકો તમને હવે મ્હારે રામરામ કહેવા પડશે ? એક વિચાર થાય છે કે ઘર ત્યજી ચાલ્યો જાઉં. લોકો મને કદાચ ઉદ્ધત કહેશે તો ભલે. હું તેમને ક્યાં સાંભળવા આવવાનો છું. મ્હારો અભ્યાસ અધવચથી નહિ છોડું." આમ ચંદ્રરાવ વિચાર કરે છે એટલામાં ટેબલ સામે ટંગાવેલી પોતાના પિતાની છબી ઉપર તેની નજર પડી. પિતા જાણે તેની સામું એકી ટસે જોઈ રહ્યા હોય એમ તેને લાગ્યું. "શું તે મ્હારાપર ક્રોધાયમાન થયા હશે ? મેં એવું શું કર્યું ? માતાને હજી ના પણ મેં કહી નથી. શું એ બાબતપર હું વિચાર પણ ન કરૂં ?" તેણે અજાણપણે પોતાનું મસ્તક નમાવ્યું ને જાણે પિતાને આનંદ થયો હોય એમ તેને લાગ્યું. "શું ત્યારે તમારી પણ એવીજ ઇચ્છા છે કે મ્હારે પરણવું ? માતાના શબ્દો હું માથે ચઢાવીશ. મને આપે કહેલી શિખામણ યાદ છે અને તે હું કદી પણ વીસરીશ નહિ. માતા, દુઃખી માતા, મેં ત્હારા દુઃખમાં વધારો કર્યો. હું જતો રહું પછી આ સંસારમાં ત્હારૂં કોણ ? મેં કોઈ દહાડો ત્હારો બોલ ઉથામ્યો નથી છતાં આજે મેં આ શું કીધું ?" એમ બોલતાં રડી પડ્યો.

અનુબા એના મોંપરથી કળી ગઈ હતી કે તે તેના ઓરડામાં જઈ રડવાનો તેથી તે ન જાણે એમ તેની પાછળ આવીને બારણું આગળ ઉભી હતી. તે જાણતી હતી કે ચંદ્રરાવ તેને આડે આવનાર નથી. પોતાની ભૂલ સમજતી હતી પણ બાજી હાથથી ગઈ હતી એટલે બિચારી લાચાર હતી. રડવાનો અવાજ કાને આવ્યો ને અંદર દોડી આવી. "ભાઈ, તું શાણો થઈ આમ કરે તે કંઇ સારૂં કહેવાય ? ત્હારી ઇચ્છા ન હોય તો મ્હારે કંઈ ક્લેશ કરવો નથી; પણ તું રડે છે શા માટે ?" ચંદ્રરાવ માનું બોલ્યું સાંભળી ન સાંભળી ગર્જના કરી ઉઠ્યો "હું જાણું છું કે વિદ્યા કંઈ બી. એ. ની છાપ મેળવી એટલેજ મળવાની નથી." ધીમો ધાંટો કરી બોલ્યો, "બા, બી. એ. થયાથી વધારે લક્ષ્મી મળશે એમ ધારી હું પરણવાની ના કહું છું, એ ત્હારૂં ધારવું ભૂલ ભરેલું છે. લક્ષ્મી કરતાં વિદ્યા પ્રતિ

મને ભાવ વિશેષ છે. હવે, ધારેલો અર્થ પાર નહીં પડે. તું કહે તેમ કરવા હું રાજી છું પણ મ્હારી એક શરત તું કબૂલ રાખશે એવી મ્હારી તને પ્રાર્થના છે."

"ભાઈ, જે કહેવું હોય તે સુખેથી કહે."

મ્હારો વિચાર લગ્ન થઈ રહે ને મુંબાઇ જવાનો છે. ત્યાં જઈ, નોકરી શોધીશ અને મ્હારૂં સારી રીતે હું પોષણ કરી શકું એટલું હું કમાઉં નહિ ત્યાં લગણ ત્હારે એ......" આગળ બોલી શકાયું નહિ, અનુબા તેના કહેવાનો ભાવાર્થ સમજી ગઈ. "ભાઈ, તું મુંબાઈમાં શી રીતે નિભાવશે? નોકરી મળતાં વાર લાગી તો?"

"ત્હારી પાસેથી રૂપીઆ પાંચની મને જરૂર છે તે તું આપજે એટલે બસ; પછી હું મ્હારૂં નસીબ અને મુંબાઇ." અનુબાએ જોયું કે ના કહેવામાં સાર નથી માટે 'વારૂ' કહી પોતાને કામે ગઈ. ચંદ્રાવના ઓરડાની બહાર તેણે પગ મૂકયો ન મૂકયો ને સામેથી ઉન્મતિ આવી.

"કાકી, શા વિચારમાં છો? આજે કંઈ તમારે ચંદ્રાવના ઓરડામાં જવું પડયું."......

"ના, ના, એ તો સહેજ."

"મ્હારાથી કયાં લગણ છુપાવશો? હું બધું જાણું છું. મ્હારા વગર તમારે ચાલવાનું હોય તો ભલે. હું મ્હારે આ ચાલી."

"બેન, ગરજ પડી એટલે તું પણ મોંઘી થશે."

"હું કયાં મોંઘી થાઉં છું? એ તો તમે મને કહેતાં નથી, ત્યારે હું શું કરૂં?"

"તું જાણે છે કે ચંદ્રાવના લગ્નની વાત આજે બહાર આવી છે. હું જાણુતી નહોતી કે લગ્ન આટલું વહેલું ઠરશે. ભાઈને એ વાત પસંદ નથી. આજે મેં એને વાત છંછેડી ત્યારે વિચાર કરી જવાબ દેવા કહી પોતાના ઓરડામાં ગયો. હું એની પાછળ ગઈ ને થોડીક વારે એનો રડતો સાદ મ્હારે કાને પડયો."

"કાકી, છો તો ચતુર. વારૂ, એ તો ઠીક, પણ ભાઈ મનાયા કે નહિ?"

"હા, એ બિચારો કયાં ના કહે છે? પણ એના મનને ગમતી વાત નથી.

"ચાલો, હવે હું ભાઈને મળું."

ઉન્મતિમાં એના નામ પ્રમાણે ગુણ હતા. એ બોલવે બાખી,

મોંએ ચબરાક ને હાજરજવાબી હતી. એને કોઈ એક કહે તો તેને એ સો સંભળાવતી. સાસરામાં પણ એ સ્વતંત્ર હતી, કેમકે સાસુ સસરાનાં મન એના કામને લીધે એણે હરી લીધાં હતાં. સાસરામાં બધું કામ પોતેજ કરતી. કદાચ સાસુ કંઈ મદદ કરવા જાય તો તેને ના પાડતી. " ના, હવે હું આવી એટલે તમારે કંઈ કરવાનું હોયજ નહિ. હું ના હોઉં તોતો કરવાનું છેજ તો. " પતિ પર પણ એને પૂર્ણ પ્રેમ હતો તેથી તે પણ એને યોગ્ય માન આપતો. " પ્રસન્ન દેવતા રહે જ્યાં પામે સન્માન સુંદરી " તેમ આ ઘરમાં નાનામોટા બધા ઉન્મતિના કારભારને લીધે સુખી હતાં. તેની તરફ માનની લાગણીથી જોતાં હતાં. કોઇને પણ સહેજ તકરારનું કારણ આવતું તો તેનો ન્યાય ઉન્મતિ ચૂકવે તે બધાં કબૂલ કરતાં. એના ચૂકાદા સામું સુનાવણીની બીજી અદાલતજ નહોતી. એ હમેશા નિષ્પક્ષપાત અભિપ્રાય આપતી. એના શરીરનો રંગ ઘઉંવર્ણો હતો, નાક ટીણું હતું. કુદરતેજ એની આંખ એવી ઘડી હતી કે એની સામું કુદૃષ્ટિ કરવા કોઇની હિંમત ચાલતી નહિ. જાતે સદ્ગુણી હતી. ચંદ્રાવ અને ઉન્મતિ પિત્રાઈ ભાઇ બેન થતાં હતાં. નિકટનું કોઈ સગું ન હોવાથી ચંદ્રાવના લગ્નમાં સૌભાગ્ય કારભાર બધો એનેજ કરવાનો હતો. એ ગાવામાં કુશળ હતી. ચંદ્રાવ અને એની ઉમ્મર લગભગ સરખી હતી. મન ચોરીને વાત કરતાં એને આવડતુંજ નહોતું અને તેમાં નાનપણથી સાથે રમેલાં, રહેલાં એટલે ચંદ્રાવ જોડે નિર્ભયપણે બોલતી, બેસતી. ચંદ્રાવ એને વારતો અને ઘણી વખત તેમની વચ્ચે વાત થતી ત્યારે તે કહેતો કે તું મોટી થઇ અને આમ કરે તે સારૂં નહિ. "

" દુનિયા જખ્ખ મારે છે. મ્હારી વાત તો કરે ? રેવડી દાણા દાણ કરી નાંખું. "

" પણ સાથે મ્હારી થાય તેનું શું ? "

" તમેજ વારંવાર કહો છો કેની કે મન શુદ્ધ હોય તો કોઇની બીતિ રાખવી નહિ અને પછી ડરો છો શેના ? બીતિ તો માત્ર પ્રભુનીજ રાખવી."

" એ તો ખરૂં. પણ આજ જમાનો વિચિત્ર છે તો. "

" છો રહ્યો, મને તેની પરવા નથી. અને તમે પણ મ્હારે ખાતર એટલું સહન કરજો."

ઉન્મતિ દાખલ થઈ ત્યારે ચંદ્રાવ ટેબલપર કહોણિ મૂકી હાથ લમણા પર રાખી બેઠો હતો. " કેમ ભાઈ, આજે વિચારના વમળમાં પડયા છો ? ઢોંગ કરતા હશો કેમ ? કાકીને સમજાવ્યાં પણ મ્હારી આગળ નહીં ફાવે."

"ઉન્મતિ, તું તો ઉન્મત્તજ રહી."

તેણે સાંભળ્યું ન સાંભળ્યું કરી ચલાવ્યું. 'દાથરાદશેમ આજે નથી હોં. પરણવું અને પટેલાઈ કોને ના ગમે? ભાભી ઘેર આવશે એટલે કાકીના ભાવ ઘટશે અને મ્હારી સામું તો જોશોજ શેના? એ કહેશે તે સવાવીસ અને કરશે તે પ્રશંસાપાત્ર.

'સાસુ તીરથ, સસરા તીરથ, અડસેઠ તીરથ સાળી;
સાળો મ્હારો બોત્તેર તીરથ, સબ તીરથ ઘરવાળી."

તેમાં તમારે તો વળી સાળો કે સાળી છે નહિ એટલે તે તીર્થ પણ ભાભીનાં થયાં. પરણ્યા એટલે તો હું, મેમ સાહેબ અને મ્હારાં છોકરાં એમ કરવાના."

"બેન, કંઇ કહેવાનું બાકી છે? હોય તો કહી લે."

"આટલાનો તો જવાબ દો."

"મેં પરણવાની ના કહી નથી. સવાલ માત્ર વખતનોજ છે. બીજું, પરણીને મ્હારી માતાનો પ્રેમ ને ઉપકાર ભૂલી જઇશ એ તેં મ્હારા કયા અનુભવ ઉપરથી ધાર્યું? તેમજ સ્ત્રી ઘેર આવશે અને મ્હારી જોડે વાત કરવા માંગશે ત્યારે આડું ફરી હું બેસવાનો નથી કેમકે તેણે કંઈ મ્હારૂં બગાડયું નથી. મ્હારા દુશ્મનને હું દુઃખ દેવા રાજી નથી તો તેને હું શું કરવા દઇશ? પણ મ્હારા લગ્નમાં હાલના સંજોગો જોતાં આનંદ તો નહિજ થવાનો."

"જુઓની અત્યારથીજ વહુનું કેટલું પસ્તું છે!" ગંભીર થઈ કહ્યું, "ભાઈ, અવસર ચૂકયા મેવલા. ભાભી સદ્‌ગુણી અને ડાહી છે. તેના પિતાનો હોણ લગ્ન કરવા વિચાર છે અને આપણે ના કહીએ તે સારૂં નહિ. કદાચ લંબાવે અને ન કરે નારાયણ કંઈ અજુગતું થાય તો આપણે સાંભળવું પડે. વિવાહ ટાળી નાંખે તો એવી બીજી મળવાની નથી. વળી તે ઉમરલાયક પણ થઈ ગઈ છે."

"'વરને કોણ વખાણે, તો કે વરની મા' તું તેની સખી અને સગી અને વળી ચોકઠું બેસાડનારી પણ તુંજ એટલે પૂછવાનું શું?"

"અત્યારથી તો તેની વાતમાં કેટલો રસ પડે છે અને વળી ગાંગાંતલાં મારો છો. એમ કહી ભાભીના ગુણ સાંભળવા હશે પણ હવે હું વધારે બોલવાની નથી તો. ભાઈ, હવે બીજા વિચાર છોડી દો, કરવાનું બધું કામ તમારે માથે છે માટે કમ્મર બાંધો."

"તું છે પછી મ્હારે શી ફિકર?"

"પણ બજારનું તો તમારે કરવાનું કેની?" આમ કહી ઉન્મતિ કાકી પાસે ગઈ અને થોડીક વાર બેસી પોતાને ઘેર ગઈ.



## પ્રકરણ ૬.



### લગ્ન.

कुलं च शीलं च वयश्च रूपं विद्या च वित्तं च सनाथता च।
एतान् गुणान्सप्त परीक्ष्य देया कन्या बुधैः शेषमचिंतनीयम्॥

લગ્ન ધીરેધીરે પાસે આવ્યું. ચંદ્રાવનને ત્યાં બધું કામકાજ અનુબાને માથે પડ્યું. બહારનું ચંદ્રાવ કરતો તેમાં એને ઝાઝી મદદ કોઈની નહોતી. એનો એક મિત્ર ઘણા મોટા ઘરનો હોવાથી તેને એ કહી શકતો નહિ. મિત્ર વયે નાનો હોવાથી ઘરમાં એટલો સ્વતંત્ર નહોતો કે પોતાના માણસ ચાકરને ચંદ્રાવની મદદમાં મોકલી આપે. એકાદવાર તેણે ચંદ્રાવનેં કહ્યું પણ ચંદ્રાવે જરૂર પડશે તો કહીશ એમ કહી મદદ માગી નહિ. એ ઘણીવાર અતિશય થાકી જતો પણ નછુટકે કર્યો જતો અને ધારતો કે "હું કરીશ નહિ તો બા એમ સમજશે કે એને પરણવાનું મન નથી એટલે બેદરકાર રહે છે." ખરૂં જોતાં એ ઉમંગથી કંઈ કામ કરતો નહોતો. ફરજ આગળ એ લાચાર હતો. અનુબાને ઉન્મતિ કામમાં બહુ મદદ લાગતી. લગ્ન પાસે આવ્યું એટલે સાસુની અને પતિની રજા લઈ તેણે ત્યાંજ રહેવા માંડ્યું. તેના કામનો સપાટો એટલો હતો કે તેણે થોડી વારમાં બધું તૈયાર કરી દીધું. જે થવું જોઈએ તે આપણી સ્થિતિને અનુસરતું પણ સારૂં થવું જોઇએ એવું તેના મનમાં હતું. કંઈ ખામી નીકળી તો તે મ્હારી નીકળવાની એમ તે ધારતી. ચંદ્રાવે માને બધું કરકસરથી કરવા કહેલું. "બા, મ્હારે કશી વાતનો ઓરીઓ નથી જોઈતો. જે છે તેમાંથી બચે એવું કરજે અને કોઈનું ઉછીનું લીધું તો હું ઘરમાંથી જરૂર જતો રહીશ. કરકસરથી એકઠો કરેલો પૈસો લગ્ન વખતે બધો ખરચી નાંખવો એવું મોજીલાપણું લહેરી લાલાઓને પાલવે."

અનુબા ડાહી ને સમજુ હતી. તે જાણતી હતી કે કરજના ખાડામાં એક વાર ઉતર્યા તો વ્યાજ આપતાંજ કુચો નીકળી જશે, દરરોજ લહેણદારનું મોં જોવું પડશે, તે કહેશે તે સાંભળી રહેવું પડશે. કોઈની હવેલી જોઈ આપણી ઝુંપડી કંઈ પાડી નંખાય નહિ. લોકોની પાસે પૈસો હોય અને નાચરંગ કરાવે, બે જમણ વધારે કરે, તેમાં વસ્તુ પાંચ વિશેષ લાવે પણ તેની દેખાદેખી આપણે કરીએ તો પાછળથી પસ્તાવાનું થાય. આવા વિચારોને લીધે તેણે બહુ કરકસરથી કામ

ઉપાડયું હતું.

વાંચનાર ! તું વૃદ્ધ હો કે યુવાન હો, પુરુષ હો કે સ્ત્રી હો, બ્રાહ્મણ હો કે વૈશ્ય હો, ક્ષત્રી હો કે શૂદ્ર હો, પારસી હો કે મુસલમાન હો, દેશી હો કે પરદેશી હો, લગ્ન તેં ઘણાં જોયાં હશે, જોશે તો તેની વિધિથી તને કંટાળો આપવો એ ઠીક નહિ. ચંદ્રાવને કશી જાતનો ઉત્સાહ તો હતોજ નહિ. એ ત્હારાથી અજાણ્યું નથી. સ્ત્રીનું મુખ તેણે બેત્રણ વાર જોયું હતું અને તે પરથી થોડીઘણી તેના ગુણની પરીક્ષા થઇ હતી પણ વધારે અનુભવ બાકી હતો. એટલે હાલ તો એના મનમાં આનંદ નહોતો. મંડપમાં પણ ગંભીર રૂપ ધારણ કરી એ બેઠો હતો. ઉન્મતિએ એના મનના વિચાર પોતાની સખીને સમજાવ્યા હતા. પહેલી વાર જ્યારે 'સાવધાન' એમ બૂમ પડી કે પ્રતાપી શિવાજીના ગુરુ રામદાસ સ્વામીની માફક એને ચોરીમાંથી નાસી જવાનું મન થયું. તેના વિચારમાં એ ફાવ્યો નહિ. ઉન્મતિ પાછળજ હતી. ચંદ્રાવનો વિચાર કળી ગઈ. સખીને કાનમાં કહ્યું. "હવે નાસી જાય તો મ્હારો વાંક નહિ. અહીં લગણ લાવી છું તો હવે ત્હારા હાથમાં બધુંએ છે." ચંદ્રાવને કહ્યું. "સાવધાન થવાનું તમને નથી કહેતા, એ તો પુત્રીના માતાપિતાને કહે છે કે ભાઈ વિચાર કરી કામ કરજો. કન્યાદાન અયોગ્ય પાત્રને પૈસાના લોભથી યા ગમે તે કારણથી દેતા હો તો હજી ચેતો. સાક્ષી તરીકે બેઠેલા લોકોને કહે છે કે જુઓ, આ તમારી સમક્ષ થાય છે, એમાં તમારે કંઈ લાગતુંવળગતું હોય તો સંભાળી લો. પછી ફાવશો નહિ." ચંદ્રાવ જવાબ દેવા જતો હતો પણ ગુપચુપ બેસી રહ્યો. એકાદ વાર તો આંખમાં પાણી પણ આવી ગયાં :પણ જાણે પરસેવો થયો હોય તેમ મોં લુછી નાંખ્યું. ઉન્મતિથી આ વાત અજાણી નહોતી. એને આનંદ આપવા આજ સુધી તો તેણે તેના 'ટીખળી' સ્વભાવ વડે બને તેટલું કર્યું હતું પણ મંડપમાં બધાના દેખતાં એને કંઇ વધારે કહી શકે એમ નહોતું. અલ્પ સમય પૂરો થયો, દર્ભ ખેંચાયો, હસ્તમેળાપ થઈ ગયો, હર્ષના પોકારો અને વાજાં અને ટકોરખાનાના અનુમોદનથી ચંદ્રાવ —નો થયો. થયો, ન થયો હવે થાય એમ નહોતું. ઉન્મતિએ કહ્યું "ભાભી ને જીતાડયા ને તમને હરાવ્યા." "હારતો જમાનોજ સ્ત્રીઓનો છે." મનમાં બોલ્યો, "આર્ય ધર્મમાં મનાતી અને શાસ્ત્રરૂઢિથી ચાલી આવતી લગ્નની પવિત્ર ગાંઠથી હું જોડાયો, બંધાયો. એ લગ્નની ગાંઠ બાંધવી આપણે અનુભવી અને

વૃદ્ધ માતાપિતાના હાથમાં રાખી છે, કેટલાકોએ સ્ત્રીપુરુષના પોતાના હાથમાં રાખી છે. સારૂં કયું અને નરસું કયું તે નક્કી કરવું સહેલું નથી. જુવાનીના તોરમાં છાકી જઈ આપણે કદાચ ખોટો રસ્તો લઈએ માટે આપણે એ વાત યુવાનોના હાથમાં નથી રાખી. પસંદગીમાં જેટલી ભૂલ થાય તેટલી માતપિતાની ખામી. જાણી જોઈને પોતાના પુત્રને યા પુત્રીને કુવામાં નાંખે તો દોષ તેમને શિર. પછી આપણે તે જન્મ સુધી સહેવું પડે છે, પણ ભૂલ તેથી રૂઢિની કહેવાય નહિ. અજ્ઞાન માતપિતાઓજ. આવી ભૂલ કરે છે, સમજુક જવલ્લેજ ખાડામાં પડે છે. લગ્ન પછી એ ગાંઠ આપણે તોડી શકતા નથી માટે વિચાર પહેલેથી કરવો જરૂરનો છે. કેટલાક તો પોતાનું સારૂં ન હોય તોપણ સુધારી લે છે, સંતોષ વડે નિભાવી લે છે. પસંદગી યુવાનોના પોતાના હાથમાં હોવાથી તેમની જીંદગી આપણાં કરતાં સુખી હોતી નથી તે પણ જાણીતી વાત છે. પહેલાં તેની પાછળ ફીદા થાય છે, તેની પાછળ ભમ્યાં કરે છે, રાજી કરવા મથે છે, તે નચાવે તેમ નાચે છે. લોકોની ટીકાને પાત્ર થવામાં સ્ત્રી તથા તેના કુટુંબીઓ મોજ માણે છે. બેત્રણ હરીફ હોય છે તો સ્ત્રી કળી જાય છે અને બધાના મનપર સર્વોપરી સત્તા ભોગવે છે. એકને હાથતાળી આપી બીજાની પાછળ ભમે છે. નિર્ભાગીની સ્થિતિ વાંચનાર, તું પોતેજ કલ્પી લે તે વધારે સારૂં. બીજી જગ્યાએ તે પાસો નાંખે છે છતાં ઇર્ષ્યાનું મૂળ નંખાય છે અને તે મરણપર્યંત વીસરાતું નથી. આપણને એમ થવાનું કારણ રહેતું નથી. માબાપને કદાચ એક જગ્યાથી પછાત પડવાનું આવે તો પણ બીજે વગ્ગ થાય એમ હોય તો એટલું બધું દુઃખ થતું નથી; ઇર્ષ્યાનું કારણ બહુ રહેતું નથી. જે ફાવે છે તેના પણ પાછળથી ઘણું ખરૂં રડાકુટાજ હોય છે. મોહ થોડા વખતમાં કમી થતો જાય છે, ઉડી જાય છે. પાછળથી ઘણો ભાગ પસ્તાય છે. મહા અનુભવી કવિ શેકસપિયરે પોતાનાં મંડળનાં ઘણાં દ્દષ્ટાંતો અનુભવ્યાથી લખ્યું છે કે—

"Men are April when they woo
December when they wed,
Maids are May when they are maids
But the Sky changes when they are wives."*

* તરુણ પુરુષ તેમજ સ્ત્રી સ્નેહ કરતી વખતે પ્રેમમાં બહુ મશગૂલ રહે છે, પરંતુ પતિ પત્ની તરીકે તેમનો સંબંધ થયા પછી તેમનો પ્રેમ મંદ પડી જાય છે.

હાથે કરી પોતાના પગમાં કુવાડો મારનાર મૂંગો બેસી રહે છે. ગાલમાં તમાચો મારી મોં લાલ રાખે છે. પણ અંદરખાનેથી જોતાં સંસાર સુખી નથી હોતો તે ઉંડી દૃષ્ટિથી જોનારને જણાઈ આવે છે. કેટલાક તો લગ્નની ગાંઠ તે દોરીની ગાંઠ સમજીને તોડવા તૈયાર થાય છે. જ્યાં લગ્નની પવિત્ર ગાંઠ તોડવામાં વાંધો ન ગણાતો હોય ત્યાં પરીક્ષા કરવામાં ચોક્કસ ન રહેવાય એ સ્વભાવિક છે. બનતી ન આવી તો છુટાછેડા. વરઘોડા કોર્ટે ચઢે છે તથા ફજેતી થાય છે. અનેક જાતનાં તેમાં જુઠાંસાચાં કરવાં પડે છે. માતાપિતાનું અનુમોદન લેવાનું એમણે પણ રાખ્યું છે, તે એટલાજ વાસ્તે કે યુવાન જોડું જુવાનીના તોરમાં ગમેતેમ પગલું ન ભરે. પણ આ અનુમોદન ઉપરટપકાનું થઈ પડયું છે. તેઓ ના પાડી શકતાં નથી યા પાડતાં નથી. ના પાડે છે તો ઓરજ રસ્તો લેવાય છે. એક ઉત્તર તો બીજો દક્ષિણ જાય એવાં 'એલીઝાબેથ અને 'ડારસી' ‡ ના લગ્નની બાબતમાં માતા પૈસો દેખી કંઈ બોલતી નથી. પિતા 'તું ધારે છે કે એની જોડે તું સુખી થશે' એટલું પૂછી, જવાબ જાણી, વધારે ખટપટમાં ઉતરતો નથી.

આપણે સુધારો કરવાનો છે તે એટલોજ કે બહુ નાનપણમાં વિવાહ કરવો નહિ જેથી પરીક્ષા કરવાનું સાધન રહે. બન્ને વચ્ચે આઠ નવ વર્ષનો ફેર રાખવો. કુળ, વય અને વિદ્યા એ બરાબર ધ્યાનમાં લીધાં હોય તો દુઃખી થવાનો સંભવ ઓછો રહે છે. પૈસોજ દેખી ગમેતેમ ચોકઠું બેસાડી છતી આંખે દીકરીઓને કુવામાં નાંખવી નહિ. પાત્ર સારૂં હોય છે તો પસ્તાવાનું કદીજ થાય છે. કન્યા વિવાહ થતાંજ વરઘેલી થાય છે. મોટાની મર્યાદા પાળતું જોડું પારકું પોતાનું કરતાં શીખે છે, મનપર અંકુશ રાખતાં જાણે છે. તેમની લજ્જામાં પ્રેમ સમાયલો રહે છે. ધીરેધીરે તે વધે છે અને અંતે ઘણે ભાગે સુખી થાય છે. ઘણો ભાગ તો લગ્નથી સુખી હોય છે અને સાસરે ગયા પછી દુઃખી થાય છે. આમાં ભૂલ બે જણ તરફથી થવાનો સંભવ વધારે રહે છે. સાસુની યા પતિની. કમઆવડત યા ભૂલ થતાં તે ગળી જવી એ તો કોઇને ખબરજ નથી. કુમળા છોડ પર વારંવાર પ્રવાહ કરીએ તો તે ઠેકાણે રહેવો મુશ્કેલ થઈ પડે. સમજાવી પટાવી કામ લેવાતું હોય તો હિંદુઓનો સંસાર સુખી નીવડયા વગર રહે નહિ. પીએર લાડમાં ઉછરેલી બાળકીને જ્યારે ચોપાસ રાક્ષસી સૃષ્ટિનું દર્શન થાયત્યારે તે પણ તેવોજ ગુણ ધારણ કરે. સાસુ

---

‡ 'પ્રાઇડ એન્ડ પ્રેજ્યુડિસ.'

કદાચ વૈરાંબુદ્ધિથી કામ લેતી હોય અને પતિને માતા આગળ આમન્યા રાખવી હોય તથા તેને કહેવું ન હોય તોપણ તેની સ્ત્રીને તો આશ્વાસન આપવુંજ જોઈએ. સાસુની જેમ બને તેમ મરજી ઉઠાવવા અને તે અકળાય યા કસૂર કાઢે તોપણ તેને જાતે ન અકળાવા સૂચવવું. પતિ જો સ્ત્રીનો પક્ષ લઇ માને કહેવા ગયો તોતો દરરોજજ જાદવાસ્થળી. કેમકે સ્ત્રી કોઇ પણ માણસ બીજી સ્ત્રીનો પક્ષ લે તે સહન કરી શકતી નથી. હારૂન હોય તો પુત્રને અને તેની વહુને બન્નેને નવનેજાં પાણી ઉતરાવે. તેમ ના હોય તો ‘ ભાઇ તો હવે વહુના થઈ ગયા ’ એમ લોકોમાં વાતો કરે. તાજવું પતિએ પોતાના હાથમાં રાખવું. કોઇ તરફ જરા પણ વધારે નમ્યો કે ભોગજ સમજી લેવા. સ્ત્રી કલહ હોય તો પતિ તેની તરફેણમાં હોવાથી સાસુને જંપવા ના દે. સાસુ તથા પતિ બન્ને તરફથી દુઃખ ખમવાનું આવ્યું તો સંસાર દુઃખીજ નીવડવાનો. વહુ જબરી હોય તો સૌને માથે છાણાં થાપે. ગરીબ સ્વભાવની હોય તો વગર મોતે મરી જાય. સૌથી સરસ રસ્તો એજ કે ઘરમાં કલહનું બીજ રોપાવા દેવું નહિ અને અનુકૂળ હોય તો પુત્રે જુદી જગ્યાએ રહેવું. ઠેકઠેકાણે નોકરીએ જવાનું વધારે થવાથી આ અનુકૂળતા એની મેળે વધતી જશે અને પતિ સારો હશે તો ઘણે ભાગે સંસાર સુખી નીવડશે. સ્ત્રીને પણ તેની ફરજ સમજવાની આવશ્યકતા છે અને તે બરાબર જાણવા ઉચ્ચ કેળવણીની જરૂર છે. ગૃહ શિક્ષણ આપવામાં તો તેના માબાપે કોઈ જાતની ન્યૂનતા નજ રાખવી જોઇએ. કેળવણીનો લાભ પીએરમાં ન મળ્યો હોય તો તે બાબત પતિએ પૂરતું ધ્યાન આપવું જોઈએ અને વખત નકામો ગામગપાટામાં ન ગુમાવે તે જોવું જોઈએ.”

ચંદ્રાવના મનમાં આમ એક પછી એક તરંગોની પરંપરા ચાલવા માંડી. વિચારો ઉભરાવા લાગ્યા. માળાના મણકાની માફક અલ્પ સમયમાં એકેક જોડે તે ગંઠાઇ ગયા. અંતે ઉન્મતિના મધુર કંઠે તેમાં ભંગ પાડયો અને ચંદ્રાવનું લક્ષ તે તરફ દોરાયું. વિચારની માળા તુટી ગઇ. તોપણ ગંભીરતા જેવી ને તેવીજ હતી. કેટલીકવાર તો તેને બધું રસ વગરનું લાગ્યું, કેમકે મહા મહેનતે અને મધુર કંઠે ઉન્મતિએ લીટી ગાઈ હોય પણ તે બરાબર ઝીલનાર કોઇજ નહિ. બે ત્રણ સ્ત્રીઓ માત્ર જાતેજ સાંભળે એવી રીતે જોડકણું ઝીલે. ઉન્મતિને તેથી ઝીલવાની પણ દરકાર રાખવી પડતી, અને સાથેસાથે બીજી કડી શી બોલવી તેનો વિચાર કરવો પડતો. મોટો ભાગ પોતાને આવડતું

હોય છતાં તેટલી પણ તસ્દી નહોતો લેતો. મહાલવા આવેલાં તે કંઇને શું કરવા તસ્દી આપે ? ચંદ્રરાવના સગાં વિશેષ નહોતાં એટલે ન્યાતી લાઓને તો જરા ફજેતી થાય તો એ ઘડી વાત કરવાનું કારણ મળે. સગાં ઓછાં ને આવડે તે ઝીલે નહિ તેમાં વાંક કોનો, તે વાંચનાર તુંજ વિચારી લે. પરંતુ વાત તો એમજ થવાની કે ઝીલનાર કોઇ હતું નહિ એટલે રંગ જામ્યો નહિ. સ્ત્રીઓના કાન ગાનારના શબ્દો સાંભળવામાં અને આંખ નવાં જોડાં તરફ રોકાયાં હતાં.

બનાવ એવો બન્યો કે સાસરા તરફથી આપવામાં આવતા અને લગ્ન વખતે પહેરાતા પાનેતરના કપડાનો પનો જરા નાનો હતો. ચંદ્રરાવના શ્વસુરપક્ષ તરફથી બજારમાંથી લાવનારાની ચૂક થઇ હતી. લગ્નની ધામધુમ અને ગરબડથી વાંચનાર, તું અજાણ નહિ હોય. હજાર વાનાં કરીએ પણ કંઇક તો રહી જાય યા ભૂલી જવાય. કપડું આવ્યું તે કોઇએ તપાસ્યું નહિ અને મોકલાવી દીધું. ચંદ્રરાવના પહેરવામાં આવ્યું અને તરતજ સ્ત્રીઓએ માંહોમાંહે વાત કરવા માંડી. ઉન્મતિએ પણ જોયું હતું.

ચંદ્રરાવનું લક્ષ તદ્દન ઉન્માત તરફજ હતું. બન્નેની આંખ એક થઈ ને ચંદ્રરાવે અજાણપણે કપડું જરા ખેંચ્યું, ઉન્મતિએ જોયું અને સ્ત્રીઓએ માંહોમાંહે પાછી તે બાબત વાતો કરવા માંડી. ઉન્મતિથી ભાઈની ગંભીરતા મૂકાવવા ગવાઈ દેવાયું કે—

કાપડ કયાંનું, કાપડીઓ કયાંનો, માદરપાટ નહોતો શું મોટા પનાંનો;
નાનું મૂળથી તે ના થાયે મોટું, ચંદ્રભાઈ તાણોછો શીદને ખોટું.

ચરસીલી સ્ત્રીઓએ આ લીટી ઝીલવામાં બાકી ન રાખી અને ચંદ્રરાવથી હસી દેવાયું. ચંદ્રરાવની સાસુને માઠું લાગ્યું તો ખરૂં પણ ઉન્મતિ પોતાની સગી હોવાથી તથા તેના સ્વભાવથી સૌ કોઇ જાણીતું હોવાથી વાત વધી નહિ. બાકી, લગ્ન થઇ રહ્યા પછી નાની અને નજીવી બાબતથી ઘણીક વાર વહેવાઇઓનાં મન ઉંચાં થાય છે. ઉન્મતિએ પછી વહેવાણનાં વખાણ કરવામાં બાકી ન રાખી ને તેનું મન મનાયું.

વહુની મા લગ્નને દિવસે વહેવાણને ઘેર આવે ત્યારે શો તેનો સત્કાર, શાં તેનાં માન. ઘરમાં દાખલ થતાંજ પહેલાં તેના આદરસત્કારનો પાર નહિ. તેના દૂધથી પગ ધોય, ચાંલ્લો કરી ફૂલનો હાર પહેરાવે. એટલેથીજ બસ નહિ પરંતુ તેની આરતિ પણ ઉતારે. આમાં કંઇ વિસ્મય થવા જેવું નથી. જે માએ નવનવ માસ મહા કષ્ટ વેઠી,

બાળકીને ઉછેરી, મોટી કરી, કેળવણી આપી તે બાળકીને તેજ માતા પોતાનાથી નિરાળા કુટુંબને તેનું દાન કરી આપી દે, પોતાની હુકૂમત ઉઠાવી દે, પારકાની જાણી જોઈને સ્થાપે, પોતાનીજ, તેને ત્યારથી પારકી ગણે, લોકો પાસે પણ તેમજ મનાવવા ધારે એ કંઇ નાનો સુનો પરમાર્થ? કોઈ કહેશે કે કન્યા વયમાં આવી એટલે તેને પારકાનેજ સોંપી દેવી એ પરમેશ્વરના ઘરનો નિયમ છે; એમાં પરમાર્થ શો? ખરી વાત, તો તમારી કન્યાને બીજાને અર્પણ કર્યા પછી તમારી થતી તે મટી ગઈ છતાં કેમ તેનાંપર હુકૂમત ચલાવવા માગો છો? તે વખતે એમ કેમ કહો છો કે "અમારી કન્યા આપીને તમારા ઉપર ઉપકાર કર્યો, તમારૂં ઘર ઉજળુંવાજળું કર્યું, ન્યાતજાતમાં તમારી પ્રતિષ્ઠા વધારી—અમે પરમાર્થ કર્યો તેનો આ બદલો?"

કુદરત, કુદરત, ઘરસંસારમાં કે વ્યાપારમાં, રાજસભામાં કે જનસભામાં જ્યાં જુઓ ત્યાં 'આપકી લાપસી ઓર પરાઈ કુસકી.'



## પ્રકરણ ૭.



## અલબેલી નગરી.

"કયમ થશે તને! શું થશે મને?
સમજ ના પડે! દિલ આ બળે!"

(કલાપી.)

વેપારીઓના હિસાબ જેમ બને તેમ જલદી ચૂકવી નાંખી ચંદ્રરાવે મુંબઇ જવાની રજા લેવા, સમીસંધ્યાની વખતે અનુબા ચોકમાં બેસી વેપારીઓને ત્યાંથી આવેલી ટોપીઓ ભરતી હતી, ત્યાં આવી કહ્યું, "બા, વેપારીઓના હિસાબ ચૂકતે કર્યા છે, હવે કોઇનું કંઈ રહ્યું નથી તો હું મુંબાઇ જવા ધારૂં છું."

"ભાઈ, એટલી બધી ઉતાવળ શી છે? જરા આરામ તો લે. મુંબાઇનાં હવાપાણી તને ઠીક પડયાં, ન પડયાં. એકાદ મહિનો વિસામો લઈને સુખેથી જજે."

"એટલો બધો વખત તો કાઢવો મને બહુ વસમો પડશે. બે ત્રણ દિવસમાં જવું ધારતો હતો તેને બદલે દસ દિવસ પછી જઈશ. મ્હારૂં મન અહીંથી ઉઠયું છે એટલે મને ચેન નહીં પડે. વળી અવસર ચૂકયા મેવલા."

"ઠીક એમ કરજે. તું ત્યાં જઈ શું કરવા ધારે છે ?"

"હાલ તો કંઈ નક્કી કર્યું નથી. ત્યાં સુઝી આવશે તે ખરૂં."

"આવું સાહસ કરવાનું શું પ્રયોજન ? ત્હારા મિત્રના પિતાનો અહીં બહુ સારો વગ છે તો તેને કહી અહીં રાજ્યમાં ગોઠવણ થાય તો કેમ ? તું ચતુર છે અને ત્હારૂં નસીબ સારૂં હશે તો ઝટ ચઢી જશે."

"બા, મને રાજ્યની નોકરી પસંદ નથી. ચઢતાં એ વાર નહિ તેમ પડતાં પણ વાર નહિ. જીવ આખો દહાડો તાળવે. રાજા, વાજાં અને વાંદરાં. રીઝાતાં વાર નહિ ને ખીજાતાંએ વાર નહિ. આપણે વાસ્તે જરા ગુરુમંત્ર કોઈ દુસ્મને મૂકયો અને તે ફાવ્યો તો આપણું થઈ ચૂકયું. મોટા ઓધ્ધેદાર થયા તોએ ભોગજ. ખુશામતીઆના દર્શન દરરોજ સવારના પહોરમાં કરવાના. આપણે મોઢે આપણું સારૂં બોલે અને બીજાનું ભુંડું. બીજાને ત્યાં જાય તો એથી ઉલટુંજ ભાષણ ચાલે. આપણને રાજાની વરદી કયારે આવશે તેનું પણ ઠેકાણું નહિ. ન જોય રાત ન જોય દહાડો. નહિ જેવી બાબતમાં આપણને બોલાવે.

"સાધારણ નોકરીપર હોઈએ તો ઉપરી ગમે તેવો હોય, કોરે પાને મતું કરતો હોય પણ તેવાની આપણે ખુશામદ કરવી. ન કરીએ તો આપણાપર કરડી નજરે જુએ. પાંચ પૈસા એમને વધારે મળ્યા એટલે જાણે એમને પૂજવા. કામ કરતાં આપણો ડુચો નીકળી જાય અને માન બધું એમને મળે. રાજ્યની નોકરીમાં શઠ હોય તે તાગડધિન્ના કરે અને ગરીબ હોય તેનો વૈતરૂં કરતાં વાંસો બેવડો થાય અને તે છતાં સરપાવમાં અપજશ.

"રાજ્યમાં રહ્યા એટલે પછી મોટા ઓધ્ધેદાર હો કે નાના પરંતુ નિવૃત્તિનું તો નામજ નહિ. આખો દહાડો ને રાત રાજ્યનીજ વાત અને ખટપટ. કાગનો વાઘ થતાં વાર નહિ. સ્ત્રીઓ ન્યાતજાતની વાત કરવામાં શૂરી ત્યારે રાજ્યના નોકર રાજયની વાતમાં શૂરા. કંઈ કંઈ તર્કો ઉરાડે, કંઈ કંઈ ફેરબદલી કરે. આજે તો ફલાણાપર રાજા સાહેબ ગુસ્સે થયા, ફલાણાપર ખુશ થયા, એમ અનેક ખુટ્ટાઓ ઉરાડે. હજુર ફરવા ગયા અને માથું દુખ્યાથી પાછા ફર્યા તો તેમાં પણ કંઈ ગુહ્યાર્થ હશે એમ ધારે. જ્યાં ત્યાં પ્રપંચ અને કાવાદાવાજ દેખે. વકીલ બારિસ્ટરો વાત કરતા હશે તેના કરતાં એમની વાતચિત વધારે કાયદાસર ચઢતી રજા પણ પૂરી આરામ લેવા ભોગવે નહિ કારણ કે તે જગાપર તરાપ

મારનાર હોય તે તેમની ગેરહાજરીનો લાભ લેવા ચૂકે નહિ. હરતેફરતે, બેસતેઉઠતે, નાતે યા ખાતે રાજ્યનીજ ઝંખના. હું તો ધારૂં છું કે ઉંઘમાં પણ અનેક પ્રપંચો રચતા હશે, અનેક બાજીઓ માંડતા હશે, કોઈકને ફેંકી દેતા હશે, પોતાનાને ઉંચી પાયરીપર લાવતા હશે. મ્હારે તો એ ખટપટમાં નથી પડવું. કોલેજ મેં વાંચ્યું છે કે,

**स्पृशन्नपि गजो हन्ति जिघ्रन्नपि भुजंगमः ।**
**हसन्नपि नृपो हन्ति मानयन्नपि दुर्जनः ॥*"**

અનુબા આ મોટું ભાષણ સાંભળી પુતળીજ થઈ ગઈ. તેણે કહ્યું તે એની ધ્યાનમાં ઉતર્યું અને તેથી મુંબાઇ જવામાંજ પુત્રનો સ્વાર્થ કંઈ સંધાય એમ છે એમ ધારી વધારે બોલી નહિ. "ઠીક ત્યારે મુંબાઇ જજે. ઉતરવા બાબત શો વિચાર કર્યો ?"

' મ્હારો મિત્ર મને મુંબાઇમાં કોઈનાપર ચીઠ્ઠી આપવાનો છે તેને ત્યાં થોડા દિવસ નિભાવીશ. પહેલાં તો રહેવાની જગા શોધી કાઢીશ પછી નોકરીની શોધમાં રહીશ. જમવાનું પણ ઘેરજ રાખીશ. કારણ મને વીશીમાં ફાવશે નહિ. "

ચંદ્રરાવ મેડા ઉપર ગયો અને અનુબા સાંજ પડવાથી ભરવાનું મુકી દઈ, કોઈ સગામાં માંદું હતું તેને જોવા ગઈ. જતે જતે ચંદ્રરાવને બારણું જોતા રહેવાનું કહેતી ગઈ. તેને ગયાને પાંચ મિનિટ ભાગ્યેજ થઈ હશે એટલે દ્વાર પાછું ધડયું. "એ કોણ?" જવાબ મળ્યો પણ તે ઘણો ધીમેથી અપાયો એટલે ઉપર સંભળાયું નહિ. 'હશે, જે હશે તે ઉપર આવશે' એમ વિચાર કરી પોતાના હાથમાં પુસ્તક હતું તે વાંચવામાં રોકાયો. આવનાર માણસે ઘરના નીચલા ભાગમાં બધે ફરી કોઈ ન હોવાથી ઉપર કુચ કરી. ચંદ્રરાવના મેડાનું બારણું અડધું ઉઘાડું હતું, ત્યાં ધીરેધીરે પગલે આવ્યું. ચંદ્રરાવ એક તો વાંચવામાં લીન હતો, અને બીજું, બારણા તરફ એની પીઠ હતી એટલે આવનારને જોઈ શકયો નહિ. આવનાર અંદર જતાં ખંચાતું હતું. જાઉં ? કદાચ રીસે ભરાશે તો ? ના, ના, છે તો આનંદી એમ ઉન્મતિએજ કહ્યું હતું. પણ લગ્નથી ગુસ્સે થયા છે ને મ્હારો તિરસ્કાર કરશે તો. તિરસ્કાર કરવો હોત તો પરણુતજ નહિ.' આવા તર્કો રસિકાના મનમાં આવવા લાગ્યા. એટલામાં, હજુ કોઈ આવ્યું નહિ તેથી ચંદ્રરાવ સફાળોજ ઉભો થયો. કંઈ ચોરબોર ભરાયો કે શું એમ બોલતાં ચોપડી ટેબલ પર મુકી

---

* હાથી માત્ર અડકીને, સર્પ માત્ર ફુંક મારીને, રાજા માત્ર હસવાથી, અને દુષ્ટ માણસ વખાણ કરતાં કરતાં જીવ લે છે.

દીધી. રસિકા મનમાં બોલી 'ચોરતો ખરીજ પણ તમે ગણો તો.' ચંદ્રરાવે પીઠ ફેરવી બારણા તરફ જોયું તો કોઈ સંતાઈ ગયું હોય એમ એને લાગ્યું. 'ઉન્મતિ, ત્હારાં અટકચાળાં મૂક,' એમ કહી બહાર આવ્યો. આવ્યો અને ચમકયો. બન્નેના હૃદય ધડકવા માંડયાં. શબ્દો જીભ. પર હતા પણ બેમાંથી કોઈ બોલી શકયું નહિ. કોણ હારે છે તે જોવાનું હતું. રસિકા તો ઉંચુ જોઈ શકતીજ નહોતી; હિમ્મત હારી ગઈ હતી. સાસુજી નહોતાં તો ઉપર શું કરવા આવી એમ વિચાર કરવા લાગી. મનમાં એમ થયાં કરતું હતું કે કયારે જરા આડું જુએ કે પોબારા ગણી જાઉં. ચંદ્રરાવની દૃષ્ટિ તો રસિકા તરફજ હતી. તે તેના રૂપનુંજ અવલોકન કરતો હતો. 'આહા! આતો કોઈ દેવીજ છે. જેવું રૂપ છે તેવા ગુણ હશે તો મ્હારા સુખમાં બાકી નહિ રહે.' લજ્જિત, દયામણા મોંવાળી તથા ગભરાયલી રસિકાનું રૂપ કંઈ અલૌકિકજ અત્યારે લાગતું હતું. તેની ગંભીર અને નીચી નજરને લીધે તે સાક્ષાત્ સરસ્વતી જેવીજ દેખાતી હતી. હાથમાં વીણાની ખોટ છે એમ ધારી ચંદ્રરાવ હાથ આપવા જતો હતો. લજ્જામણીને સ્પર્શ થતાંજ તેના વસ્ત્રપલ્લવ સંકોચાયાં શરીરપર પણ અસર થઈ. હારીને બોલી સાસુજી કયાં ગયાં છે?"

"......માદા છે તેમને જોવા."

"ત્યારે તો હું જઈશ."

"કેમ, ખાસ ઉતાવળ છે?"

"ના, ના. રાત પડી જાય તો એકલાં જવાય નહિ."

"હું મૂકવા આવીશ," ચંદ્રરાવે મશ્કરીમાં કહ્યું. "શા વાસ્તે આગમન થયું?"

"સાસુજીએ બોલાવી હતી."

"ત્યારે બેસ. કદાચ કામ પણ હોય. આવે પછી મળીને જજે."

રસિકાએ નીચે જવા વિચાર કર્યો પણ પગ ઉપડતો નહોતો, મન માનતું નહોતું. ચંદ્રરાવ તેનો વિચાર કળી ગયો.

"હજી બાને આવતાં વાર છે તો મેડીમાં ચાલ." રસિકાને તો ભાવતું હતું અને વૈદે કહ્યું. જો કે કદાચ સાસુજી આવશે એમ મનમાં ધાસ્કો હતો એટલે બીતીબીતી મેડીમાં દાખલ થઇ. ચંદ્રરાવે તેને પોતાની સામેની ખુરસીપર બેસાડી. હિમ્મત આણી રસિકા બોલી,

"મુંબાઇ ક્યારે જવા ધારો છો?"

"તને કોણે કહ્યું?"

"ઉન્મતિએ. અહીં રહેશો તો પણ હું તમારા કામમાં વિક્ષેપ નહિ નાખું."

"હું કંઈ ત્હારાથી દૂર થવા નથી માગતો."

"ત્યારે આટલી બધી ઉતાવળ કેમ કરો છો?"

"વખત નકામો ગુમાવવામાં શો ફાયદો?"

"ક્યારે જશો તથા મને ક્યારે તેડાવવા વિચાર છે?"

"આવતા ગુરુવાર પછીના ગુરુવારે જઈશ. બરાબર ઠેકાણું પડ્યું નહિ હોય ત્યાં લગણ તને બોલાવવા વિચાર નથી. ઠેકાણું પડતે તને મોકલવી બાના હાથમાં છે."

વાતમાં ઉભય પક્ષને બહુ આનંદ આવતો, વખત જણાતો નહોતો. સૂર્યનારાયણ ધીમેધીમે અસ્ત થવાની તૈયારીમાં હતા પણ તેનું તેમને ભાન નહોતું. અચાનક ચંદ્રાવની દૃષ્ટિ ઘડીઆળપર પડી. તેણે રાહુનું કામ કીધું. ચંદ્ર નિસ્તેજ થયો અને ચમકીને તે બોલ્યો, "બાને આવવાનો વખત થયો."

"હું નીચે બેસું છું."

"હવે ક્યારે મળીશ?"

"તે તો શી રીતે કહી શકું?"

"મુંબાઇ જાઉં તે પહેલાં કંઈ બહાને મળી જવાય તો સારૂં."

"ઠીક થયું તમે બોલ્યા તો, હું કહેવાનું વીસરી ગઈ, ઉન્મતિ કહેતી હતી કે એને એક પોટલું મોકલવાનું છે તે લઈ જશો?"

"ચાલો, મેં તો હજી સામાન તૈયાર કર્યો નથી તે પહેલાં લોકોએ મ્હારે વાસ્તે તૈયારી કરવા માંડી. તું લાવશે તો લઈ જઈશ પછી નાનું હશે કે મોટું. બાકી લોકોને તો આપણી આપદાનું ભાન હોતું નથી. નાનું કહી મણ એકનું પધરાવતાં વિચાર નથી કરતા. આંગળી આપી કે પોંચો પકડવાના. ઉન્મતિ એવી નથી એટલું સારૂં છે."

"ઠીક ત્યારે, બનતા લગણ હું એ બહાને આવીશ તો ખરી પણ નહીંતર પત્ર તો લખશો કેની?"

"ત્હારાં માબાપને નહિ ગમે."

"ઉન્મતિને લખો તેમાં એ ચીટી લખજો."

ચંદ્રરાવ તેની કળા કળી ગયો, દિવાનો થઈ ગયો, માતા આવતી હશે તે ભૂલી ગયો અને રસિકાને ગળે બાઝી બોલ્યો આવી રીતે ચોરી કરતાં શિખવે તેને આ શિક્ષા એમ કહી......

"બ્હાનું કાઢી મળવા આવવા શિખવનાર ચોર કે હું ?"

"બારણા પાછળ ભરાઈ રહે તે. વિનોદમાં ઉતરવાનો વખત નથી. હવે ઝડપ કર." 'જા' શબ્દ તો મોંએ આવ્યોજ નહિ. ગોકળગાય ચાલતી હોય તેમ રસિકાએ ચાલવા માંડયું. મેડીનું બારણું ઓળંગતાં એક પ્રેમભરી દૃષ્ટિ નાંખી નીચે ગઈ. થોડીએક વારમાં અનુબા આવી પહોંચી.

"તું ક્યારની આવી છે ?" તેણે પૂછ્યું. "હું તો તને બોલાવી હતી તે વીસરીજ ગઈ."

"થોડીજ વાર થઈ." કલાક માત્ર એકજ થયો હતો પણ આનંદની રેલમાં તણાઈ ગયો હતો એટલે જણાયો નહોતો.

"મ્હારે કંઇ ખાસ કામ નહોતું. દીવો કોણે કર્યો ?"

"મેં કર્યો. અંધારૂં થયું અને મ્હારા મનમાં થયું કે તમને આવતાં કદાચ વાર લાગે. પરસાળમાં અંધારૂં જરા વહેલું થાય છે."

"હવે જમીનેજ જજે. હું રસોઈનીજ તૈયારી કરૂં છું."

"ઘેર કહ્યું નથી એટલે મ્હારી વાટ જોશે, માટે હું રાંધીનેજ જઈશ."

"ના, ના, ત્હારે રાંધવાની કંઈ જરૂર નથી."

જોઈતી સામગ્રી રસિકાએ ગોઠવી દીધી. વિવાહના કારણે શુભ અવસરે આવેલી તેથી ઘરની વસ્તુઓથી તે જાણીતી થઈ હતી. અનુબા તેના પર બહુ ખુશ થઈ અને મનમાં બોલી "હાલની વહુઓ આવી થોડીજ હશે." તૈયારી કર્યા પછી તેણે જવાનું કહ્યું. અનુબા તેને મૂકવા સાથે ગઈ. રસ્તામાં કોઈ તેનું ઓળખાણ મળવાથી તેની જોડે પીએર ગઈ અને અનુબા ઘરતરફ વળી. બીજે દહાડે બપોરે ઉન્મતિ ચંદરાવને મળવા આવી.

"ભાઈ, તમારી સામે મ્હારે ફરિયાદ છે."

"વકીલ કોને કરવો છે ? સાક્ષી પુરાવા છે ?"

"બધું તૈયાર છે. સાક્ષીમાં મ્હારાં ભાભી અને વકીલમાં પણ તેજ."

"વકીલ સામા પક્ષને મળી જશે અને કેસ ઉંધો વળશે."

"શું ભાભીની એક દિવસમાં પરીક્ષા કરી લીધી ?"

"વારૂ, પણ ફરિયાદ શું છે ?"

"મ્હારા પર તમે ખોટો આરોપ મૂકયો અને હમેશ મ્હારૂં તમે વગોણું કરો છો."

"તું અટકચાળી નથી ?"

"હા, હું અટકચાળી અને ભાઈ અને ભાભી બન્ને ડાહ્યાં ડમરાં. કાલે તોફાન કરી મ્હારી ભાભીને ઘેલીઘેલી બનાવી દીધી અને વળી મને અટકચાળી કહે છે! તે તો હવે તમનેજ ઝંખ્યા કરે છે. એને સાથેજ મુંબાઇ લઈ જાઓ નહીંતર સોસવાઈ જશે અને મને હરરોજ સતાવશે. કાલે રાતે નિરાંતે ઉંઘી પણ નથી." ચંદ્રાવના પોતાના પણ એવાજ હાલ થયા હતા. પણ કંઈ પણ નક્કી થયા વગર સાથે લઈ જવી એ ઉન્મતાઈનું પગલું છે એમ ધારી તેણે તેને લઈ જવા વિચાર કર્યોજ નહોતો. માતાના અનુમોદનની પણ જરૂર હતી.

જવાબ મળ્યો નહિ એટલે ઉન્મતિ બોલી. "મ્હારૂં પોટલું લઈ જશો ?"

"કોને આપવાનું છે ?"

"તમારી મરજી પડે તેને. મોંમાં આંગળી ઘાલી બોલાવો છો અને પછી વગોણું કરો છો."

"ખાવાનું હશે તો તો હુંજ ઉપયોગ કરી લઈશ. પણ ભૂલ્યો, લઈ જવું છેજ કોને ?"

"તમારે. જોઉં તો ખરી કેવા લઈ જતા નથી. ભાભીની જોડે જવાને આગલે દહાડે મોકલીશ અને તે કાકીને આપી જશે એટલે ચું કે ચાં થવાનું નથી."

"ત્યારે તો લઈ જવામાં વાંધો નથી."

"ભાઈ, હું તો ધારૂં છું કે અહીંજ રહી જાઓ. લગ્ન થઈ રહ્યાં ને ચારેક માસ થયા ને તેના પરિચયથી ટુંક વખતમાં આટલો બધો ફેરફાર પડયો તો આગળ જતે શું કરશો તે સમજાતું નથી. મુંબાઇમાં ગયાથી તે વધારે સાંભરશે અને નોકરીની શોધ કરી શકશો નહિ. માળા લઈ જજો માળા એટલે એનું નામ જપાયાં કરશે. મને કાગળ લખો તેમાં ભાભીને પણ બે બોલ લખજો નહીંતર મને જંપવા નહિ દે."

"ઠીક."

"ઉન્મતિ થોડીવાર કાકી પાસે બેસી ઘેર ગઈ. દિવસો ઝટ પસાર થઈ ગયા અને જવાનેઆગલે દહાડે રસિકા સાંજે સાસરે આવી. પતિપત્નીનો મેળાપ થયો. વિયોગ થવાનો એ વિચારથી બન્નેને બહુ દુઃખ થતું હતું. બન્નેના મસ્તક ભમી ગયાં. રસિકા ગરીબ ગાય જેવી થઈ ગઈ હતી. મુંબાઇ જવા અધીરી બની હતી.

"મને જેમ બને તેમ વ્હેલી તેડાવી લેજો હો."

"મ્હારા હાથમાં વાત હોત તો તને આજેજ લઈ જતે. નસીબ આધીન છે એટલે હું શું કરૂં?"

રસિકાનું મસ્તક ધીમેધીમે વધારે ફરવા માંડ્યું, ચંદ્રે તે જોયું અને કહ્યું, "જરા ડાહી થા, મન સ્વસ્થ કર. હું જેમ બને તેમ તને વ્હેલો તેડાવીશ. દુઃખી થતી ના, પ્રભુપર આસ્થા રાખ. તે સૌ સારૂંજ કરશે."

"મને આ અનુભવ પહેલીવાર મળ્યો. મને અત્યારે કંઈજ સુઝતું નથી, અડબડીઆં આવે છે. હું ઘેર શી રીતે જઈશ? મને તમારા વગર કેમ ગમશે?" બોલતાં બોલતાં ગળગળી થઈ ગઈ, રડી પડી, અને પતિને વળગી પડી.

"તું ડાહી થઇ આમ કરે તે સારૂં નહિ. ઉન્મતિને મળતી રહેજે તે તને ધીરજ આપશે. પુરસદને વખતે વાર્તાની સારી ચોપડીઓ વાંચજે એટલે તેમાં મન જવાથી વખત નીકળી જશે. માણસ માત્રને વિયોગ તો લખ્યોજ છે. આ પ્રમાણે અનેક વિયોગ થવાના તો પછી આમ કરવામાં શું ફાયદો? તું તો ત્હારા આપ્તમંડળમાં છે, મ્હારે અજાણી જગ્યામાં જવાનું છે, અજાણ લોકોમાં ફરવાનું છે, મ્હારૂં કોઈ ત્યાં છે નહિ, નોકરીને વાસ્તે પ્રયાસ કરવાનો છે તો વિચાર કર કે મને ત્યાં કેવી રીતે ગમશે? ગમેતેમ મન વાળી મ્હારે વખત પસાર કરવો પડશે. ત્હારે તો ઉલટી મને ધીરજ આપવી જોઈએ તેને બદલે તું આમ અકળાય તે કેમ બને. જરા હિમ્મત રાખ, ઉઠ, મોં ધોઈ નાંખ. બા હવે આવી પહોંચશે."

આ વાક્યોની અસર રસિકાના મનપર થઈ, તે ઉઠી, મોં ધોઇ આવી. "હવે વધારે કહેવાનું નથી. સ્ત્રીપણું મ્હારામાં હોય તો તેમાં નવાઈ જેવું નથી. મ્હારી ફિકર કરશો નહિ, કામમાં મચ્યા રહેજો અને કંઈ નક્કી થાય પછી જેમ બને તેમ વહેલી મને તેડાવી લેજો. આપદા ભોગવશો નહિ. હું જાઉ છું હોં. કાલે આવવા વિચાર નથી કેમકે સાસુજીના દેખતાં મન ભરાઈ આવે તે સારૂં દેખાય નહિ." જતાંજતાં ચંદ્રને બાઝી પડી, અને ફરી બોલી "મને વહેલી બોલાવી લેજો હોં." ચંદ્રે તેના કેળના પાંદડા જેવા લીસા ગાલપર તથા કમળની માફક બિડાયલા ઓષ્ઠ ઉપર પ્રેમમુદ્રા કરી. શરીર છુટાં પડ્યાં, હૃદય વધારે એક થયાં. સાસુને દાબડો સોંપી રસિકા ઘેર ગઈ.

સવારમાં ચંદ્રરાવની જવાતી તૈયારી થવા માંડી. ઉન્મતિ આવી હતી તેને પણ ભાઈના વિયોગનું દુઃખ થતું હતું. તેને મળવાનું,

વખત કાઢવાનું, ગમ્મત કરવાનું આ સ્થાન હતું. તેનો પતિ હાલ મુંબાઇ હતો એટલે ઘરમાં ઝાઝું ગમતું નહોતું. ચંદ્રરાવ જોડે તેને બહુ ફાવી ગયું હતું એટલે છુટા પડતાં રડવું આવી ગયું. અનુબાને પગે લાગી, તેનો આશિષ લઈ ચંદ્રરાવ ઘરથી નીકળ્યો; મુંબાઇ આવી પહોંચ્યો. અહીં તેનું આગમન બીજી વારનું હતું છતાં તે પહેલી વાર જેવુંજ હતું. પરીક્ષાની ગડબડ અને તે થઈ રહ્યા પછી ઝટ જવું પડ્યું એટલે તે કોઈ પણ રસ્તાથી માહિતગાર હતો નહિ. હેલકરીને માથે સામાન મૂકી પૂછતો પૂછતો તે રસ્તામાં ચાલતો હતો. કેટલાક તિસમારખાં તો પાધરો જવાબ પણ દેતા નહિ, પોતે અજાણ છે એમ કહેવું જાણે તેમને હલકું લાગતું હોય તેમ બોલ્યા ચાલ્યા વગર તેઓ ચાલવા માંડતા. ટપાલખાતાના માણસને પૂછતાં અંતે તે રસ્તે પડયો અને મહા મહેનતે માળો શોધી કાઢ્યો. જેને ત્યાં એ ઉતરવાનો હતો તે જરા ગબ્બર હોવાથી માળામાં તેને બધા પિછાનતા હતા, બાકી મુંબાઇના માળામાં રહેનાર તેના સાથે પાડોશીનુંજ નામ ઠામ જાણે તો તેનું મોટું નસીબ. શેઠે તેને આવકાર દીધો તથા ચંદ્રરાવે તેના મિત્ર તરફથી મળેલી ચીઠ્ઠી આપી. દરેક બાબતની તેને વાસ્તે સગવડ કરવા શેઠે માણસોને કહી દીધું. શેઠ ગરીબાઈમાંથી મોટા થયલા અને સ્વભાવે શાણા અને ખંતીલા હોવાને લીધે ગરીબની દાઝ રાખતા તેમજ તેમના ઘરમાં રહેનાર અતિથિનો સત્કાર બરાબર થાય છે કે નહિ, તે બાબતપર લક્ષ આપતા.

એકાદ દિવસ આરામ લીધા પછી, પોતાને માટે પહેલાં તો રહેવા વાસ્તે જગા શોધી કાઢવી છે એમ ચંદ્રરાવે શેઠને કહ્યું. શેઠે તેને ઘેર રહેવાનો વિવેક કર્યો પણ ચંદ્રરાવે તેની કેટલીક અડચણો બતલાવી એટલે એક માણસને સાથે મોકલી બે ચાર માળામાં ફરી સારી જગા હોય તો શોધી કાઢવા કહ્યું. મુંબાઈનો ખરો અનુભવ ચંદ્રરાવને આ જગા શોધવામાં મળ્યો. ભૈયાથી તે ભાડુત સુધી કોઈ પાધરૂં બોલેજ નહિ. તેમની પાસેનીજ જગા ખાલી હોય પણ ચંદ્રરાવ જાણે ચીનમાંથી આવ્યો હોય તેમ એ મુંબાઇના જગ્યા ખાલી નથી એમ કહે. કેટલાક વળી જુઠીસાચી અડચણો બતલાવે. કેટલા દાદરા ચઢયો ઉતર્યો ત્યારે એક માળો જડયો. ત્યાં ભૈયાજીએ પૂછ્યું, "તુમ તુમેરી ઔરતકી સાથ આયે હો ?"

"ના, ભૈયાજી."

"તબ તુમકુ ખોલી નહીં મિલેગા. શેઠકા હુકમ નહીં હયે."

નસીબના સંજોગે શેઠ પણ આવી પહોંચ્યા. શેઠનો પોતાનો માળો નહોતો

પણ તેઓ ધણી થઈ બેઠા હતા, કેમકે શેઠને પાછળ કંઈ હતું નહિ એટલે મુનીમજીના હાથમાં બધો કારભાર હતો. ટ્રસ્ટીઓને સમજાવવામાં મુનીમજી હોશિયાર હતા.

"કેમ, શું કામ છે ?" રૂઆબથી પૂછ્યું.

ભૈયાજીનાજ રોપ ઓછા નહોતા તો તેમાં આ તો શેઠના મુનીમ, કર્તાહર્તા; એટલે પછી પૂછવુંજ શું ?

"મ્હારે રહેવાની જગા જોઇએ છે."

"તમે એકલા છો કે ?"

"નાજી, પણ હાલ એકલો છું."

"ત્યારે તમને ખોલી કેમ અપાય ?"

"હું સારો માણસ છું એમ ધારતા હો તો આપો. બાકી બૈરી-વાળા બધાજ ડાહ્યા અને તે વગરના બધા નપાટ એ મ્હારી ધ્યાનમાં તો નથી ઉતરતું. કોઈને સ્ત્રી આવી શકે એમ ન હોય અને તેને મુંબાઇ આવવાનું થાય તો તેણે ક્યાં રહેવું ?"

"એવા કેટલાક માળાઓ છે ત્યાં રહેવાય."

"ત્યારે આબરૂદાર માણસો ન રહેતા હોય તો તેણે પણ તેના જેવાજ કહેવડાવવું ? મ્હારે વાસ્તે માળામાંથી કોઈ વાંકું બોલે તો મને તરતજ ખાલી કરાવજો."

આમ વાતો થતી હતી એટલામાં નળ આગળ ભેગી થયલી સ્ત્રીઓ વચ્ચે વઢવાઢ થઇ. કોલાહલ જરા વધ્યો, મરદો પણ આવી પહોંચ્યા. એક જણે ભૈયાને બોલાવ્યો. તેણે જઈ, દિવાળીને દિવસે જેની તરફથી વધારે બહોણી મળતી હતી તેની તરફેણમાં ઇનસાફ આપ્યો. માળામાં રહેનાર બ્રાહ્મણ વાણીઆ જેવી ભણેલી અને ઉચ્ચ વર્ણનો ઇનસાફ સાત આઠ રૂપરડીનો ભૈયો અને માળાનો રખેવાળ કરે એ અલબેલી નગરીનો ચમત્કાર ચંદ્રરાવે નીચે ઉભાંઉભાં જોયો. રસિકા વાસ્તે તેને ઉંચ અભિપ્રાય હતો છતાં શેઠને તેણે કહ્યું "મ્હારી સ્ત્રી નહિ આવે તો ભૈયાજીને એક ઇનસાફ ઓછો ચૂકવવો પડશે."

"ઠીક છે, કાલે આવજો. વિચાર કરીને જવાબ દઇશ."

ચંદ્રરાવ મનમાં બોલ્યો, "છે તો મોટા તત્ત્વવેત્તા નાનેથી તે મોટી બધીજ બાબતમાં બહુ વિચાર કરીનેજ કામ કરતા હશે." એના ગયા પછી મુનીમ–શેઠે ભૈયાને તેને રાખવાની વરદી આપી દીધી હતી. પણ એને આવો જવાબ આપ્યો ન હોત તો એમનું મહત્ત્વ કેમ ગણાત ? બીજે દહાડે ભૈયાએ પહેલા મહિનાનું ભાડું તથા ખુશબખ્શી

માગ્યાં તથા માળામાં રહેવા આવનારને પાળવાના નિયમો વંચાવ્યા. ચંદ્રરાવ તો આભોજ બની ગયો. એની પાસે રૂપીઆ હતાજ નહિ એટલે તે શી રીતે આપે ? વળી આ કાયદો અન્ય સ્થળે તેણે સાંભળ્યો નહોતો. નિયમોમાં પણુ બધી રીતે ઘરધણીનો ઉપલો હાથ હતો. કાલે આવીશ એમ કહી ચંદ્રરાવ વિચારમાં ને વિચારમાં ઘેર આવ્યો શેઠને વાતચિત પરથી માલૂમ પડયું કે તેની પાંસે જોઈતા રૂપીઆ નહોતા. પોતે તેને ખાતે ઉધારી આપ્યા તથા પોતાના માણસ સાથે મોકલાવી યા જાતે જઈ રૂપીઆ તેજ દિવસે ભરવા કહ્યું, કારણ ભાડાના રૂપીઆ તે દિવસે અપાય નહિ તો ભૈયો કદાચ બીજાને ઓરડી આપી દે. ચંદ્રરાવે શેઠના કહ્યા મુજબ કર્યું. બપોરે શેઠે તેને કહ્યું " એક મેમણને ત્યાં નોકરી છે. તમારે રહેવા વિચાર હોય તો મને કહેજો એટલે હું તમને ચીઠ્ઠી આપીશ." ચંદ્રરાવની રીતભાતથી શેઠ પ્રસન્ન થયા હતા. પોતાને જરૂર હોત તો તેને રાખી પાડતે. તેને વાસ્તે જોગવાઈ કરવા બેત્રણ જણને પોતે કહ્યું હતું. ચંદ્રરાવે ખુશી બતાવી એટલે શેઠે તેને ચીઠ્ઠી લખી આપી ચીઠ્ઠી લઈ ચંદ્રરાવ મેમણ શેઠને ત્યાં ગયો. શેઠ જાતે બહાર ગયા હતા પણ એક પારસી કારકુન દુકાનમાં બેઠો હતો. સાદા પોશાકમાં આવેલા ચંદ્રરાવને જોઈ ચસ્મા સાફ કરી નાક પર ચઢાવી તેણે કહ્યું, " કાંય, શેઠનું સું કામ છે ?"

" મ્હારે જરા મળવું છે."

" પછી આવજો."

" શેઠ ઘરમાં નથી ?"

" ઘરમાં હોત તો તને બેસવાનું ન કહેતે ?"

" કયારે આવશે ?"

" કેટલું ભેજું પકવેચ ?" ચસ્મા જરા ઠીકઠાક કરી કહ્યું. " ગરજ હોય તો તેવણ આવે ત્યારે આવજે, અમોને કહીને દર વખત બહાર જતા નથી."

દાદર ઉતરતાં ચંદ્રરાવને વિચાર થયો કે જો કારકુન જેવાજ શેઠ હશે તોતો ભારી થઈ પડશે. નીચે આવ્યો અને શેઠ સામાજ મળ્યા. શેઠને સલામ કરી ચીઠ્ઠી આપી, તેણે વાંચી અને ત્યાં પડેલી પાટલીપર બેસવા કહી પોતે ખુરસીપર બેઠા. " હું હમણાંજ પાછો ફરવાનો હતો અને તે મેં ઉપર કહી દીધું હતું."

ખરી વાત છુપાવતાં ચંદ્રરાવે કહ્યું “કદાચ આપને વધારે વખત લાગશે એમ ધારી મોડેથી આવવા વિચાર કર્યો.” જે માણસને તેણે આજેજ પ્રથમ જોયલો અને જેના ગુણદોષની તેને ખબર નહોતી તેને વાસ્તે ખરાબ ટીકા કરવી તેને યોગ્ય ન લાગી.

શું અભ્યાસ કીધો છે વગેરે સવાલો પૂછી શેઠે તેને પહેલી તારીખે આવવા કહ્યું.

પગાર સંબંધમાં વાત થઈ નહિ તેથી ચંદ્રરાવ આ વાક્યનો અર્થ સમજ્યો નહિ. તે દિવસપર નોકરીએ હાજર રહેવાનું કે નોકરીએ એને રાખવો કે કેમ તે ઠેરવવાનું રખાયું તે એ સમજી શક્યો નહિ. ત્રણ દિવસના અનુભવમાં તે એટલું તો શીખ્યો કે મુંબાઇમાં કોઈ પણ બોલીથી બંધાય નહિ. શેઠને નમ્રતાથી તેણે કહ્યું, “મને અત્રે આવ્યાને ત્રણ દિવસ થયા છે. હું અત્રે નોકરીની શોધમાં આવ્યો છું. આપના બોલવાનો અર્થ એવો હોય કે તે દિવસે મને નોકરીમાં રાખવો કે કેમ તે બાબત વિચાર કરશો તો બીજે ઠેકાણે મ્હારો પ્રયાસ કાયમ રાખું અને જ્યાં પહેલું નક્કી થાય ત્યાં રોકાઈ જાઉં. અહીંની આશા રાખું અને આપ મને રાખો નહિ તો દસબાર દિવસ મ્હારા નકામા જાય. વળી મ્હારી આશા ભંગ થાય અને તેનું દુઃખ કેટલું થતું હશે તે જેને નોકરી બાબત વીતી હોય તે જાણે. મને આપ અત્યારે ના કહેશો તો દુઃખ થવાનું બહુ કારણ નથી, જોકે આપ જેવા સુજ્ઞ શેઠને ત્યાં હું રહેવા વિશેષ રાજી છું. પણ હું આશામાં ને આશામાં દસબાર દિવસ કાઢું અને પછી મને આપ ના કહો તો મ્હારા સોએ વહાણ ડુબી જાય.” શેઠની સાથે થયલી વાતચિતપરથી ચંદ્રરાવને તેને વાસ્તે સારો અભિપ્રાય બંધાયો હતો. તે ઘણાજ સભ્ય ને સાદા હતા. એણે દાદર ઉતરતાં કરેલું અનુમાન ખોટું ઠર્યું, કારણ ઘણી જગાએ શેઠના કરતાં તેમના કારકુન વધારે ગુમાનીવાળા હોય છે ને એ અનુભવ ચંદ્રરાવને મળવો હજી બાકી હતો.

“ખરૂં જોતાં મેં પહેલી તારીખે તમારી બાબત વિચાર કરવાનું રાખ્યું હતું પણ તમે કાલથીજ અહીં આવજો.” શેઠ તેના નિખાલસ મનને લીધે ખુશ થઈ ગયા. તેને પ્રામાણિક માણસનો બહુ ખપ હતો. તેથી તેને તરતજ રાખી લેવા તેણે દુરસ્ત ધાર્યું. પગાર રૂપીઆ ચાળીસ આપવાનો હાલ તો નક્કી કર્યો. કામ જોઈ વધારવામાં પોતે ઢીલ નહિ કરે એમ શેઠે તેને જણાવી દીધું.

ચંદ્રરાવ હરખાતો હરખાતો ઘેર આવ્યો. વાત નિવેદન કરી શેઠનો આભાર માની તેને રહેવા આપેલી ઓરડીમાં ગયો. વાસણ વગેરે આવી પહોંચે ત્યાં લગણ ત્યાંજ રહેવા ધારતો હતો. નોકરી એકદમ મળી ગઈ તેથી નસીબનો પાડ માનવા લાગ્યો. ખુશ ખબર અનુભાને જણાવવા તેણે કોરો કાગળ લીધો. ઉન્મતિને લખવાથી એક પંથને દો કાજ થશે એમ ધારી તેનેજ લખવા નક્કી કર્યું. રસિક વાચકોને રસિકાને લખેલા, ઉન્મતિના પત્રમાં બીડેલા, કાગળમાંજ વિશેષ રસ પડે. તેનાપર આ પ્રથમ પત્ર હતો, તેમાં માત્ર એક કવિતાજ લખી હતી. પોતે વાંચેલી એક અંગ્રેજી કવિતાપરથી તેણે રચી હતી.

નદીઓમાં નાળાં સુપ્રણય સુભાવે મળી જતાં,
નદીઓ જો પ્રેમે, પતિ તરફ જાતી વિનયમાં.
તરંગો વાયુના ગગનમહિં દીસે ભળી જતાં,
બધાં, જો. તું આહા! પરમ નિયમે દોરઇ જતાં.
નહીં કોઈ ભાસે પ્રભુ નિયમને આધીન થઈ,
ચીજો આ સંસારે (જે) નહીંજ અનુસાંધી અવરથી.
પદાર્થો ભેળાયા અણુઅણુથી જ્યારે પ્રણયથી,
કહે, ત્યારે વહાલી, કયમ હું રહું છુટો તુજથકી.
રસિલી! જો પેલા, ભૂધર નભને ચુંબન કરે,
સમુદ્રે જો મોજાં, જળમહિંજ આલિંગન કરે.
અરણ્યોનાં પુષ્પો, ઉપવનબકુલો પ્રતિ જરા,
તિરસ્કારે જોતાં, નહીં કદી સુણ્યાં છે જગતમાં.
દઢાલિંગે પ્યારી, સૂરજકિરણો જો ભૂતલને,
મધુરી ચંદ્રિકા મણિસમૂહને ચુંબન કરે.
પરંતુ સર્વે આ, ચુમી તૃણ સમ, હા! નકી થશે,
કૃશાંગી પ્રિયા જો, ચુમી નહીં લે મને પ્રીતિ રસે.*

ઉન્મતિએ બન્ને પત્રો વાંચ્યા, ખુશખબર પહેલી કોને કહેવી તેના વિચારમાં પડી. કાકી સમાચાર જાણવાને અધીરાં હતાં રસિકા કાગળ વાસ્તે ગઈ કાલે આવી ગઈ હતી. તેના મનની ગુંચવણ અધીરી રસિકાના આગમનથી દૂર થઈ.

* કવિ શેલી (Shelley) ના પ્રણયવિચાર (Love's Philosophy) ઉપરથી.

"બેન, તું તો જરૂર ગાંડીજ થઈ જવાની આટલીઆટલી અધીરાઈ શી? નોકરી વાસ્તે મુંબાઇ ગયા હશે તે શું તને તરતને તરત પત્ર લખવાના હતા? તે બિચારાને બે ઘડીની પણ નિરાંત નહીં ને તરત પત્ર લખે!"

"શું ત્યારે આજે પણ પત્ર નથી?" ગળગળી થઈને રાસકા બોલી.

"પત્ર છે તો ખરો પણ તને બતાવવાનો નથી કેમકે વાંચીને તું જરૂર ગાંડીજ થઈ જશે."

"ઉન્મતિ, આમ ટવળાવ્યાં શું કરે છે, મને ઝટ પત્ર આપ. નહીંતર કહેતો ખરી તે સુખરૂપ પહોંચ્યા છે? ઉતર્યા છે કયાં? રહેવાની જગા મળી કે નહિ? તબીઅત તેમની કેમ છે? નોકરી કંઈ મળી? મને સંભારે છે કે નહિ? મ્હારી બાબત કંઈ લખ્યું છે? મને બોલાવવા બાબત કંઈ જણાવ્યું છે?"

ઉન્મતિ તો થંડીજ થઈ ગઈ. "આ તો જાણે મેલજ ચાલી. તેં સવાલો પૂછ્યા તે તને યાદ હોય તો ભલે, બાકી હું તો એક યાદ રાખતાં બીજો ભૂલી તો જવાબ શી રીતે આપું? લે, ત્હારો ચંદ્રજ જવાબ આપે એ વધારે સારૂં," કહી પોતાના પરનો લખેલો પત્ર તેને આપ્યો. તે વાંચી તેમાં લખ્યા મુજબ પોતાનો પત્ર માગ્યો તે ઉન્મતિએ જરાક તેને ખીલાવ્યા પછી આપ્યો. કવિતા વંચાઈ, આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં, લેખક હાજર ન હોવાથી તેનો લેખ હૃદય સાથે ચંપાયો, ફરીફરી વંચાયો, થોડો ઘણો ભીંજાયો અને બોલાઈ જવાયું કે;

"આ તન કુંડ રચી મહીં ઇન્ધન* અસ્થિ† તણાં
ધરી ધ્યાન ધરૂં છું,
મધ્ય ધરી વિરહાનળ‡ આ પળ અશ્રુતણી ઘૃત
ધાર કરૂં છું,
હું સુખઆહૂતિ આપી હુતાશન, ધીરજ
શ્રીફળ ધારી રહી છું,
રે પ્રિય! રે પ્રિય! રે પ્રિય! રે પ્રિય!
મંત્ર નિરંતર પાઠ કરૂં છું."

ઉન્મતિ તો આ ખેલ જોયાંજ કરતી હતી, "બેન, કોઈ આવી પહોંચશે એમ પણ તને વિચાર છે કે નહિ? હજી, કાકીને સમાચાર કહેવાના છે. ચાલ, ત્હારે આવવું હોય તો મોં ધોઈ બરાબર સાફ કર. જરા સમજ રાખ." બન્ને સખીઓ સાથે ગઈ. ઉન્મતિએ કાકીને સમાચાર કહ્યા તથા વધાઈ વાસ્તે પેંડા માગ્યા.

---

# પ્રકરણ ૮.

## રસિકાનો ઘરસંસાર.

**उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता।**
**सहस्रं तु पितॄन्माता गौरवेणातिरिच्यते ॥§ मनु.**

"સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય. યોગ્યતાના પ્રમાણમાં કુટુંબબંધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુંબની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુંબનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુંબના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે. સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી......સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

(ગોવર્ધનરામ.)

થોડા વખતમાં ચંદ્રરાવ પોતે ભાડે રાખેલી નવી જગ્યામાં રહેવા ગયો. શેઠને ત્યાં નોકરી હોવાથી તેને રસોઇકામ તથા નોકરી બે વાનાં કરવાં ફાવતાં નહોતાં. સવારે જવું પડે, આવીને ચુલા સાથે માથાકુટ અને પાછા નોકરીએ જવું અને રાત્રે પાછા આવીને પકાવવું. સૌથી અઘરૂં કામ તેમાં તેને ઘાટીની અનુકૂળતા સાચવવાનું લાગતું જરા ચંદ્રરાવને મોડું વહેલું થયું કે તેનાં દર્શન દુર્લભ થઈ પડે, તેનામાં દાઝનું તો નામજ નહિ. આથી તેણે અનુબાને મુંબાઇ આવવા વાસ્તે લખ્યું વળી વસ્તીવાળું મુંબાઇ તેને રસિકા વગર રસ વગરનું લાગ્યું. આખો દિવસ કોલાહલ થતો છતાં જાણે એક અરણ્યમાં પડયો હોય એમ તેને થતું. કદાચ અનુબા નહિ આવે તો રસિકાને મોકલશે એવી તેને આશા હતી. વૃદ્ધને ઘર છોડવું ગમે નહિ. અનુબાને પણ તેમજ થયું અને તેથી તેણે રસિકાને મોકલવા વિચાર કર્યો. રસિકા તો એક પગે ત્યાં જવા કુદી રહી હતી પણ આમાં તેના માબાપનું અનુમોદન લેવાનું હતું. અનુબાએ પહેલાં તો ઉન્મતિ પાસેથી રસિકા જવા રાજી છે કે કેમ તે જાણી લઈ, ઉન્મતિ મારફત તેની માને કહેવડાવ્યું. અનુબાના

---

* બળતણ. † હાડકાં. ‡ વિરહરૂપી અગ્નિ.

§ એક આચાર્ય દશ ઉપાધ્યાય કરતાં, પિતા સો આચાર્ય કરતાં અને માતા હજાર પિતા કરતાં વધારે સારી ગરજ તેના ગૌરવને લીધે સારે છે.

સ્વભાવથી તેની વહેવાણ પૂરેપૂરી વાકેફ નહોતી. ગામમાં ને ગામમાં રહ્યાં એટલે હજાર જાતની વાતો લોકો કરે. જમાઈના ગુણ તે જાણતી નહોતી. વિવાહ વખતે તો બન્ને કુટુંબ વચ્ચે બધે સારો સંબંધ હોય છે પણ લગ્ન પછી બારમો ચંદ્રમા. જે સંબંધ વધારે ને વધારે ગાઢો થવો જોઇએ તે વધારે ને વધારે અળગો થાય, વરકન્યાના મનપર તેની છાપ પડી ન જાય તો મોટું નસીબ. છોકરીવાળાં ધારે કે રખે જમાઈ તેના માબાપનો થઈ જતો, છોકરાવાળા ધારે કે રખે તે તેની વહુનો કે સાસરારખુ થઈ જતો. કંઈ નહિજેવું કારણ તેમાં મળ્યું કે બન્નેનાં મન ઉંચાં થવાનાં. છોકરી એકનીએક અને લાડકી હોવાથી તેને મુંબાઇ મોકલવા તેની માનો વિચાર નહોતો. પહેલાં તો તે ઉન્મતિને ના કહેવા જતી હતી, પણ ઉપલો વિચાર આવતાં તેણે રસિકાને મુંબાઇ મોકલવા હા કહી. અનુબાના મનમાં આવા વિચાર આવતા નહોતા, ન્યાતની વાતોમાં તેનું મન ઝાઝું હતું નહિ.

ન્યાતીલાઓએ આ વાત ઉપાડી લીધી. તેમને તો કંઈ વાત કરવાનો વિષય જોઈતો હતો. રસિકાની માએ મોકલવા ના કહી હોત તો તેઓ અનુબાની તરફેણ વગર ફીએ લઈ લેતે. “ આ બિચારીને હજી પણ જંપ નહિ. વહુ આવી તોપણ એનું એજ. શું છે ? તે કંઈ હવે બાળક નથી. મુંબાઇ જાયજ તો. ચંદ્રરાવ રળીને લાવશે તે વહુના હાથમાં મૂકશે, કંઈ અનુબાને આપવાનો છે ? ” તેની તરફની હા આવી એટલે આ તરફનું બોલવા માંડ્યું “ આ આજકાલના જુવાનીઆઓને વહુ વગર ચાલે નહિ. બે દિવસ ત્યાં રહ્યા એટલામાં તો તેને તેડાવવાનો હુકમ નીકળ્યો. શું છે કે અનુબા નથી જતી ? હજી છોકરી બિચારી કુમળી કેળ જેવી છે. તેને તે કેમ મુંબાઇમાં ફાવશે ? એનો વર નોકરીએ જશે ત્યારે એને બિચારીને કેમ ગમશે?” આહા ! શું ન્યાતીલાઓની ફિકર ચિંતા, આખો દહાડો ને રાત પરમાર્થ સિવાય વિચારજ નહિ. ખાય પીએ છે, હરેફરે છે એ મોટું નસીબ. એમને કોઈ ઝાલી રાખનાર હશે બાકી જરૂર મહાત્મા ગૌતમબુદ્ધની માફક ચાલ્યાજ જાય.

રસિકાની માને મોંએ વાત આવતી ત્યારે તે કહેતી “શું કરીએ? બળ્યું ના કહીએ તો એમને ખોટું લાગે. એમને કહેતાં વિચાર કરવો હતો.” છોકરી જવા રાજી છે, એમ કોઈ પૂછતું તો જવાબ વાળતી “ બા, દીકરીને ગાય દોરે ત્યાં જાય. એ બિચારી શું કહે ?”ઉન્મતિને કાને આ બધી વાતો આવી અને તેણે રસિકાને કહી. એની માએ

તે મુંબાઇ જવા રાજી છે કે નહિ એમ પૂછ્યું, ત્યારે તેણે કહ્યું "તમે જેમ કહેશો તેમ કરીશ."

"હા બેન ત્યારે જજે, કંઈ આપણાથી ના કહેવાય?"

"કેમ ના ન કહેવાય? કંઈ કારણ હોય તો તેમ પણ થાય."

"કારણ તો શું પણ તને ત્યાં કેમ ફાવશે, કેમ ગમશે એવાએવા વિચાર આવે છે. ના કહીએ તો એમને ખોટું લાગે."

"બા, ખોટું લાગવાનું હશે તે તો લાગીજ ચૂકયું, તેમને વાસ્તે ખોટીખોટી વાતો ચાલે છે, તું તેને ટેકો આપે છે, તે તેમને કાને નહિં જતું હોય? તેં ઉન્મતિને હા કહી છે, છતાં બધા તને ચઢાવવા માગે છે તેમ તું ચઢે છે. રજનું ગજ કરતાં એમને બહુ સારી રીતે આવડે છે. મ્હારાં સાસુજી તો સારાં છે બાકી ત્હારે લીધે મને સો વાનાં સંભળાવે અને જંપીને બેસવા ન દે. લોકોને તો લડાઈ લગે તો પૈસા દઉં. ઉંદરનો જીવ જાય અને બિલાડીને હસવું આવે. ખમવાનું મ્હારે. બાકી એ બધાને મ્હારી કેટલી દાઝ છે તે તો હું સારી રીતે જાણું છું. અને ફાવવાનું તો સાસુજીનું મ્હારે માથે છત્ર છે એટલે જરૂર પડે તેમને બોલાવીશ. બાકી જેને કમભાગ્યે છત્ર નથી હોતાં તે પણ મુંબાઇમાં નિભાવતાંજ હશે કેની?" છોકરીના આવા વિચારથી એની મા મૂગી રહી છતાં સ્વભાવ તો એનો એજ રાખ્યો. અનુબા આવી વાતોને ગળી જતી.

શુભ દિવસ જોઈ રસિકા મુંબાઇ આવી. આવતાંને વાર તેને બહુ ગભરામણ થઈ. નાની સરખી બે ઓરડીઓ તેમાં રાંધવું, ખાવું, બેસવું, સુવું, સામાન મૂકવો. પોતાના વતનમાં મોટી જગ્યામાં રહેનારને મુંબાઇની કોટડી કેદખાના જેવી લાગી. ચંદ્રરાવ તેની ગભરામણ સમજી ગયો અને બોલ્યો;

"મુંબાઇની કોટડી સ્ત્રીના ઘરસંસારની પરીક્ષા કરવાનું સાધન છે. મોટી જગ્યામાં તો સમાવેશ કરતાં બધાને આવડે, પણ નાની જગ્યામાં સ્વચ્છતાથી કેમ રહેવું તે જાણવું સહેલ નથી. સ્ત્રીની ચતુરાઈ અને હોશયારીની આ એક શાળા છે તેમાં કોઈ પહેલે નંબરે આવે છે તો કોઈ છેલ્લે. પહેલાં તો તને મુઝવણ થાય તેમાં નવાઈ નહિ ધીરેધીરે બધું ઠીકઠાક કરશે તો સાદાઇથી પણ સારી રીતે આપણે રહી શકીશું. હવે હું શેઠની દુકાને જાઉંછું તું રસોઈ કરવા માંડ." ચંદ્રરાવ તેને પંથે પડયો.

રસિકા એ ત્રણ દિવસ તો ગુંચવાઈ પણ પછી દરેક વસ્તુની તેણે એવી સારી ગોઠવણ કરી દીધી કે તેની ઓરડી જોઈ તેના પાડોશીઓએ પણ તેનું અનુકરણ કર્યું. ચંદ્રાવને પણ સંતોષ થયો અને રસિકા પ્રતિ બોલ્યો "માણસને સુખ મેળવવું હોય તો સંતોષની જરૂર છે. મહેલમાં રહેનારો યા બંગલામાં વસનારો સુખી હોય છે તેના કરતાં ઝુંપડીમાં રહેનારો યા નાની જગ્યામાં વસનારો ઘણે ભાગે વધારે સુખી હોય છે. પારકાનું જોઈ વિશેષનું જેને મન થાય છે તે કદી ધરાતો નથી. જેટલું મળ્યું તેટલું તેને ઓછુંજ લાગે છે. સંતોષ નથી તેને સુખ પણ નથી, તેનું મન આખો દિવસ ભમ્યાં કરે છે, આ લઉં, આ ખાઉં, એમ તેને થયાં કરે છે. મળેથી પણ જંપતો નથી. વધારે મેળવવા પ્રયાસ કરે છે. એ જાત્રાનો છેડોજ નથી માટે દરેક બાબતમાં સંતોષ રાખવો. કંઈ પણ કારણે અકળાવું નહિ તથા પ્રભુપર ભરોસો રાખવો."

આવા કઈક પ્રસંગો આવતા અને ચંદ્રાવનું રસિકા તરફનું વર્તન આવી રીતનુંજ થતું. તેનો સ્વભાવ બહુ અસીલ હતો. દરેક કામમાં તે બહુ શાંતપણે કામ લેતો. બોલવેચાલવે બધી બાબતમાં બહુ નરમાસથી વર્તતો, સાદાઈ પણ તેટલીજ રાખતો, જશ મળે ફુલાતો નહિ. જેની જેની જોડે તેને પ્રસંગ પડતો તે તે એની પાછળ એનાં વખાણ કરતા. તે બહુ દયાળુ હતો, ગરીબોની દાઝ જાણતો. કોઈ કદાચ તેનું બગાડે તો તે તરફ બહુ ધ્યાન નહિ આપતો. તેને હેરાન કરવાનું સાધન પોતાના હાથમાં હોય તોપણ તેને જવા દેતો. એવા જોડે ફરીથી કામ પાડતાં સમાલતો. સામો માણસ પોતાની ભૂલ કબૂલ કરે તો ગઈ ગુજરી કરી વીસરી જતો. ઘરમાં પણ ચીઢાચીઢ કરવા કરતાં ધીરેથી ને સમજણ પાડી કહેવામાં કાર્ય વધારે સારૂં સધાય છે એમ તે સમજતો. ગોળે મરતો હોય તેને વિષે શા વાસ્તે મારવો એમ તે કહેતો. તેની બોલવાની ઢબ એવી હતી કે સામો માણસ સારો હોય તો જીવતા સુધી પોતાની ભૂલ માટે પસ્તાવો કરે અને ફરીથી એવું કામ કરે નહિ. દરેક કામમાં પ્રામાણિકપણે ચાલતો. કામમાં અડચણ આવતે ગંભીરપણે વિચાર કરતો તથા અડચણ ફેંસેડી નાંખતો. લાભ ને ખોટમાં તેવોને તેવોજ રહેતો. ઘેર કોઈ આવતું જતું તો તેની જોડે વિનયપૂર્વક વાત કરતો. કશી રીતે ઓછું ન આવે એમ જોતો. મહેમાનનો યોગ્ય સતકાર કરતો, પોતાની અડચણની દરકાર કરતો નહિ. રસિકાને પણ આ બાબત સૂચના આપી દીધી હતી અને અક્ષરે અક્ષર તેની આ

તથા દરેક શિખામણ એ માન્ય રાખતી. આ જોડું કેવું સુખી હોય તેની કલ્પના કરવી અશક્ય છે. સ્વર્ગનું સુખ પણ આની આગળ તુચ્છ ગણીએ તો તે અતિશયોક્તિ ન કહેવાય. એ એની ફરજ પૂરેપૂરી સમજતી. એને મુંબાઇ આવ્યાને થોડાક માસ વિત્યા બાદ ચંદ્રરાવે, એને ઘરમાં આખો દિવસ એકલાં ન ગમે માટે એક સ્ત્રીમંડળ સ્થપાયું હતું તેમાં સભાસદ તરીકે એનું નામ દાખલ કરાવ્યું. બેત્રણવાર જઈ આવ્યા પછી તેણે ત્યાં ન જવાની ઇચ્છા દર્શાવી. ચંદ્રરાવે તેમ કરવાનું એને કારણ પૂછ્યું.

"હું ધારતી હતી કે ત્યાં મને સારૂં શીખવાનું મળશે, પણ ત્યાં તો બધા ગામગપાટા કરે છે. મોટો ભાગ પોતાનો પહેરવેશ બતાવવા આવે છે. ઘણાકનો વખત તે વિષયપરજ વાત કરવામાં પસાર થાય છે. એક બીજાની તેમાં સરસાઈ ચાલે છે. વરણાગી વધે છે, ખર્ચનું તો પૂછવુંજ નહિ. મોટાની કુથલી મોટી એટલોજ ફેર. ફલાણીએ આમ કીધું, ઢીંકણીએ આમ હોડયું. કોઈ ચાલે તેની મશ્કરી, કોઈ બોલે તેની મશ્કરી. કોઈ બિચારૂં સત્યવાદી નકામો વખત ન ગુમાવવા સૂચના આપે તો તેને તોડી પાડે, સારૂં બોલતું હોય તેને કોઈ સાંભળે નહિ. મંડળ સ્થાપવાં તો સારાં પણ તેમાં ઉલ્લેખેલા નિયમો પળાતા હોય તો વધારે સારૂં. આ તો કહેવાનું કંઈ અને કરવાનું કંઈ. પારકાની નિંદા સિવાય ત્યાં કંઈ શીખવાનું નથી, કોઈનું સારૂં કોઈથી ખમાતું નથી."

ચંદ્રરાવઃ—"એમજ હોય તો હારે ત્યાં જવા જરૂર નથી. ઘેર બેઠાં સારાં પુસ્તકો વાંચી તેમાંથી સાર ગ્રહણ કરશે તો વધારે સારૂં. મ્હારા મનને કે ત્હારો વખત નીકળે. વખત પસાર કરવાનાં સાધનો ઘણાં છે અને તે શક્તિ પ્રમાણે તને મેળવી આપીશ. અમારા પુરુષમંડળોમાં તો નામ મોટાં અને દર્શન ખોટાં એમ ચાલે છે પણ તમારે ત્યાં પણ એવુંજ હશે એમ હું ધારતો નહોતો. નાણાંની વ્યવસ્થાની તકરાર, પોતાનું મહત્ત્વ વધારવાની લાલસા, બીજાનું સારૂં તો ખમાયજ નહિ. કોઇએ કંઈ સારો પ્રયાસ કીધો કે તેને હલકો હરેક રીતે પાડવાના. મોટાને તો વળી સતરસો પ્રતિસ્પર્ધી. હિંદુસ્થાન એમને એમ ગયું. પૃથુરાજને એક જયચંદ્ર મળ્યો, પ્રતાપને માનસિંહ, શિખ લોકોને લાલસિંહ, પણ હાલ તો ઘેરઘેર જયચંદ્ર, માનસિંહ અને લાલસિંહનાં ઝાડે ઝાડ ઉગ્યાં છે. જ્યાં જોઇએ ત્યાં કલહ કલેશ ને કંકાસ. સ્ત્રીને ઈર્ષ્યાની ભરેલી કહી અમથા વગોવે છે, પુરૂષો પણ ઈર્ષ્યા દેવીના થોડા ઉપાસક નથી. જ્યાં ત્યાં તેની આરાધના કરનારા

છે. ધન્ય છે અંગ્રેજોને કે ધર્મ જેવી ઝનુનને પણ દુશ્મન સામે આવતાં કોરે મૂકી, 'સ્પેનિયર્ડો'ને હંફાવી કાઢી મુક્યા. વિચારમાં જુદા હતા, માંહોમાંહે લડતા હતા પણ શત્રુ સામે આવવાથી એક થઈ ગયા. નેપોલિયન દુનિયાને ધ્રુજાવતો હતો તે વખતે ઘણ ઇંગ્લાંડમાં પક્ષો હતા પણ તેમાંનો કોઈ નેપોલિયનને મળી જઈ ઇંગ્લાંડ સામો થયો નહિ, દેશદ્રોહી બન્યો નહિ. આપણે તેના બીજા બીજા અનુકરણો કરવામાં શૂરા છીએ અને તેને સુધારાનું નામ આપીએ છીએ પછી તે સારો હોય કે નરસો. જ્યાં અનુકરણ ખરૂં કરવાનું છે ત્યાં કોઠીમાં મોં ઘાલીએ છીએ, આંખ આડા કાન કરીએ છીએ. ડોળ અને દંભ વધતો જાય છે, કુસંપે ઘર ઘાલ્યું છે. આપણું નાનામાંનાનું મંડળ તે કુટુંબ તેમાં પણ કજીઆ દેવીનો વાસ. આપણે સારૂં કરીએ ન્યા આપણી આબરૂ વધે તેની પ્રથમ ઈર્ષ્યા કરનાર આપણાંજ સગાંઓ. ત્યાંથી આગળ ચાલ્યા તો ન્યાત તેમાં પણ સત્તરસો ફાંટા ને માથેમાથે જુદા વિચારો. એક જરા મોટો કહેવાતો હોય તો તેને હરેક બહાને હલકો પાડે. ત્યાર પછી આપણું વતન, તો તેમાં ન્યાતે ન્યાત લડે. એથી આગળ ચાલ્યા તો આપણું હિંદ; તેમાં એક કહેશે લાહોર ત્યારે બીજો કહેશે લંકા. શુદ્ધ અંતઃકરણ, પવિત્ર ભાવના અને નિઃસ્વાર્થ વૃત્તિથી કામ કરીશું નહિ ત્યાં લગણ આપણી ન્યાતો, મંડળો, સભાઓ કંઈ શુકરવાર ઉઘાડવાનાં નથી. મનનું મોટાંપણું તો છેજ નહિ. એક તેની હઠ ન મૂકે તો બીજાએ વળી જવું એ તો આવડતુંજ નથી, આપણું કર્તવ્ય શું છે તે સમજતા નથી, ખરા ખોટાની પારખ નથી પરિણામે આપણું શ્રેય નથી. ત્યારે હવે ત્યાં જવા જરૂર નથી. ઘેર બને એટલું કરજે તથા ઘરમાં રહીને પણ સ્ત્રી સારૂં શિક્ષણ મેળવી શકે છે એમ દુનિયાને બતલાવજે. કાલે તું વાંચતી હતી તે જરા ગા." શરમાતાં શરમાતાં રસિકાએ ગાવું શરૂ કર્યું.

"સ્મિતભરી સહચરી નિરંતર કાર્યધુરંધર બનશે,
અંતરના કૈં હેત અનેરાં ઊર છલોછલ ભરશે,
ત્યારે અમી ઝરશે; શાંતિમાં દુઃખડાં શમશે;
સજાત જોડાં જાત ભોગથી પરહિતમાં પરવરશે,
અડગ ધૈર્ય ને શૌર્યભર્યાં સંતાન હિંદમાં સરશે,
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે;
પોતાનાં પ્રિય દેશી જનનાં, દુઃખ પરસ્પર હરશે,
જન્મભૂમિનાં ભોળાં ભાંડુ ભેળાં હળશે મળશે,

ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગ સમ સુન્દર હિંદ થશે;
હિન્દજનો અર્ણવ ધુધવશે ને બ્રહ્માંડ નચવશે,
ડગમગતા ડુંગર ડોલવશે, રંગરાગ રેલવશે,
એવું ઐક્ય થશે, એવી લલિત લીલા ખીલશે."

ચંદ્રરાવ પણ તાનમાં આવી ગાવા લાગતો હતો, તાન મારતો હતો, આગળ બોલવાની લીટી સંભારી આપતો હતો. ગાયન પૂરૂં થયું અને તે પોતપોતાનાં કામમાં પડયાં.

રસિકાએ આ વાત મનપર લીધી અને ધીરેધીરે તેનો અભ્યાસ વધી ગયો. સારાં ગુજરાતી પુસ્તકો તેણે ઘણાં વાંચ્યા. ચંદ્રરાવની મદદથી સંસ્કૃત પણ થોડું ઘણું શીખી. ફુરસદને વખતે પોતાના પાડોશી જોડે ગપ્પાં મારતી તેમાં પણ અને તેટલો બોધ આપવા પ્રયાસ કરતી અને વિદ્યાનું લેશ પણ અભિમાન છે એમ જણાવા દેતી નહિ, એવું વર્તન ચલાવતી નહિ. ધીરેધીરે માળાની સ્ત્રીઓ રસિકામય થઈ ગઈ. દરેક મહત્ત્વની બાબતમાં સૌ રસિકાને પૂછતું. કોઈને કંઈ માળામાં સહેજ બોલાબોલી થાય તો તેનો ન્યાય રસિકાની પાસે થતો. રસિકા બન્ને પક્ષને અનુકૂળ પડે એવો તોડ કાઢતી તથા સંપીને રહેશો તો સુખી થશો એમ કહેતી. ધીરેધીરે ઇનસાફ આપવાનું કામ ઓછું થતું ગયું. સૌ કોઇએ સંપીને રહેવા માંડયું. સાંજે બધાં એકઠાં થતાં તો સારી વિનોદની વાતો કરતાં. મંડળનું નામ અપાયા વગર આમ મંડળ સ્થપાયું અને તેમાં વૃદ્ધ, વચલી ઉમ્મરનાં અને જુવાન સઘળાં ભાગ લેતાં. એક જરા અંગ્રેજી જાણતી સ્ત્રીએ તે મંડળનું નામ આપવા રસિકાને કહ્યુ. તેણે તેમાંથી થતાં નુકસાનો દેખાડ્યાં. "કોણ મોટું એ સવાલ પહેલો નીકળશે. આગળ પડી બોલનાર તથા કામ કરનાર-પર ઈર્ષ્યા થવાનું કારણ મળશે. આપણે કંઈ લોકોને બતાવવા કરવું નથી, ખરાખોટા રિપોર્ટ વાંચવા નથી, જાહેરમાં લાવવા નથી આપણને બધાંને તેથી ફાયદો થાય એટલે બસ. કંઈકંઈ મંડળો સ્થપાય છે, તેના ફંડ એકઠાં થાય છે, કેટલીકવાર તેનો દુરુપયોગ થાય છે, વસ્તુતઃ મરી જાય છે, દંભને ડોળ ચિરંજીવી રહે છે. માટે આપણે જેમ છીએ તેમજ રહેવામાં સંતોષ માની લેવો." તે સ્ત્રીના મનમાં આ વાત ઉતરી. તેણે કહ્યું "અ ાજેજ કંઈ વાત નીકળતાં મ્હારા સ્વામી પણ કહેતા હતા કે ગુલાબના ફૂલને બીજું નામ આપીએ તોપણ તેની સુગંધ ના મૂકે. સંસારીઓજ નામમાં મોહી જાય છે."

બધી સ્ત્રીઓ કરતાં આ સ્ત્રીનું મન હરી લેતાં રસિકાને વધારે મહેનત પડી. તેને અંગ્રેજી આવડતું હતું ગુજરાતીનો પણ સારો

અભ્યાસ તેણે કર્યો હતો. પરંતુ માળામાં કોઈ ભણેલું ન હોવાથી તેનામાં જરા દંભ હતો. માળામાં પણ તેની પાછળ બધા મશ્કરી કરતા. ઘણા જોડે તો તેણે બોલવાનુંજ બંધ કર્યું હતું. રસિકાનો પહેલો પરિચય તેને સ્ત્રીમંડળમાં થયો હતો. બન્ને જણાં એકજ માળામાં રહેતાં હતાં એટલે સંબંધ વધ્યો. ધીરેધીરે તેનો પ્રમાદ ઉતરી ગયો. તેણે પણ સ્ત્રીમંડળમાંથી રાજીનામું આપ્યું. રસિકાને તે પોતાના કરતાં ચઢીઆતી ગણવા લાગી અને છેવટે વિચારમાં રસિકાની સખી બની; વર્તનમાં, આચારમાં, ચેલી બની. માળામાં પણ બધા સાથે તેને બનવા માંડ્યું. ધીરેધીરે વિનોદને સ્થાને માળામાં રામાયણ, મહાભારત, શિવપુરાણ વગેરે ગ્રંથો સાંજના વંચાતા. વાંચવાનું કામ ઘણુંખરૂં રસિકાને માથેજ આવતું કેમકે તેના ઉચ્ચાર નાગરિક, તેમજ કંઠ અતિકોમળ તથા મધુર હતાં. વળી તેની વાંચવાની ઢબ એવી હતી કે હરકોઈને સમજ પડતી. કદાચ કંઈ ન સમજાય એવું આવતું તો ફરીફરી વાંચતી અને બરાબર ધ્યાનમાં ઉતર્યું એમ જાણતી ત્યારેજ આગળ ચલાવતી. વૃદ્ધને આ બહુજ પસંદ પડતું કેમકે તેમને અથડામણ નહિ, કથાભટ્ટને કંઈ વારેવારે પૂછાય નહિ તથા અહીં એમને એક પણ પૈસો મુકવો પડતો નહિ. ઘણાંખરાં પુસ્તકો રસિકાએ પોતાને ખર્ચેજ વસાવ્યાં હતાં. પોતાની સ્થિતિને અનુકૂળ એક કબાટ આણ્યું હતું તેમાં એ પુસ્તકો મૂકતી. કદાચ કોઈને ઘેર વાંચવું હોય તો પુસ્તકની કીમત અનામત મૂકયે તેને મળતું. આથી કરીને પુસ્તકોની બાબતમાં ઘણુંખરૂં થાય છે તેમ એકને આપીએ એટલે તે બીજાને, તે વળી ત્રીજાને આપે અને અંતે મૂળ ધણીને તે પાછું મળેજ નહિ એમ થતું નહિ. તેનું ચાલતે તો એક મોટું પુસ્તકાલય બનાવતે પણ તેમ કરવા હજી વાર હતી.

આ પ્રમાણે જ્યાં કલહ ને કંકાસનો વાસ હતો ત્યાં શાંતિ દેવી તથા સરસ્વતીનો વાસ થયો. પહેલાં તો મુંબઇની પ્રવૃત્તિથી થાકેલા પુરુષો જ્યારે ઘેર આવતા ત્યારે અહોનિશ તેમને કંઈ સાંભળવાનું તો હોયજ. પરસેવાના રેલા છુટતા હોય, થાકી ગયા હોય, ઘેર જઈ જરા જંપીને બેસીશું કે આરામ લઈશું એવી આશા રાખતા હોય ત્યાં ઘરના આંગણામાં પેહેલા કે ફરિયાદ સાંભળવાની. સમય બદલાયો હતો, તેજ ઘર તેમને સ્વર્ગ સમાન હવે લાગતું હતું. એ સુખનું કારણ રસિકા હતી તેના પગલાંએજ જાણે માળાના રૂપ અને દેદાર ફેરવી નાંખ્યા હતા. પુરુષો પોતે અવકાશ ન હેવાથી ન કરી શકયા તે એક સ્ત્રી કરી શકી તેને માટે તેઓ તેને મનમાં ધન્યવાદ આપતા હતા, ઉપકાર માનતા હતા.

# પ્રકરણ ૯.



## શેઠીઆઓનો પ્રપંચ અને રાજ્યખટપટ.

" દુનિયા ઝુકતી હય, ઝુકાનેવાલા ચ્હાઈએ."

મનુષ્ય ધારે છે કંઈ અને થાય છે કંઈ. નિવૃત્તિમાર્ગને પસંદ કરનાર ચંદ્રરાવ મુંબાઇની પ્રવૃત્તિથી અજાણ્યો હતો. તે જાણતો નહતો કે રજોગુણ તથા તમોગુણનું પ્રાધાન્ય મુંબઇમાં રજવાડા કરતાં કોઈ રીતે ઓછું નહોતું; સવારનું પહોર પડ્યું કે પ્રવૃત્તિનું યંત્ર ચાલવા માંડતું તે રાત સુધી અટકતુંજ નહિ. કેટલીક જગ્યાએ તો રાતના અગિયાર-બાર વાગતા સુધી નિવૃત્તિ બહુ થોડે અંશે હતી. રાતના બેત્રણ વાગ્યા સુધી ગાડીઓની દોડાદોડ રસ્તાઓપર ચાલુજ રહેતી. સવારમાં પાંચ વાગ્યામાં તે પાછી શરૂ થતી. સાતેક વાગ્યા ન વાગ્યા કે દલાલોની સૌ સૌના બજારમાં ઠઠ ભેગી થતી, ટેલિફોનની ઘંટડીઓ ચાલવા માંડતી. અમેરિકા વગેરેના તાર શું આવ્યા તેની પુછપરછ ચાલતી. મુસલમાનો, તથા હિંદુઓમાં દક્ષણી વર્ગ સિવાય ઘણોખરો ભાગ નોકરીઆત કે બિનનોકરીઆત આ સમાચાર જાણવા થોડેઘણે અંશે ઉત્સુક રહેતો. કોઈ ચાંદીનો તો કોઈ અફીણનો, કોઈ રૂનો તો કોઈ કાગળીઆંનો, કોઈ અળસીનો તો કોઈ વરસાદનો એમ અમુક જાતના સટ્ટામાં હરકોઈ ભાગ લેતું. એ ચેપમાંથી એ બજારોમાં બેસતા કારીગરો યા માલ વેચવા માટે ફરતા ફેરીઆઓ પણ મુક્ત નહોતા. તેમના ગજા પ્રમાણે રમત કરવા તે ચૂકતા નહિ. કમાણી કરતાં મુંબાઇનીરહેણી ભારે થઈ પડતી તેથી કમાવાનાં આવાં સાધન લોકોને શોધવાં પડતાં. નોકરીઆત પણ પોતાની નોકરી ઉપરાંત હરકોઈ પ્રકારનું બીજું કામ કરતો યા સટ્ટામાં ઝંપલાવતો. બિનનોકરીઆત તો હજાર જાતના વેપારમાં માથું ઘાલતા. શેઠીઆઓનો મોટો ભાગ જમતી વખતે તથા સુતી વખતેજ માત્ર ઘરમાં દેખાતો. કેટલાક તો જમવામાં પણ થાળી ઉપર ઉપકાર કરતા હોય એમ બેસતા તથા પેટનું ભાડું બજારમાં આવેલા ઉપહારગૃહોને ચૂકવી આપતા. આવાં ખાવાનાં તથા પીવાનાં ઠેકાણાંની મુંબઇમાં ખોટ નહોતી. રજવાડા કરતાં કાવાદાવામાં પણ અલબેલી નગરી ઉતરે એમ નહોતી. શેઠીઆઓની ખટપટ રાજ્યખટપટને સુવાડી દે એમ હતી. એ ઘોડાની ગાડીમાં ફરનારાના ઘરની પુંજી કેટલી હશે, ક્યાં હશે તે તે જાતેજ જાણતો. કંઈકંઈ વસ્તુઓ બેંકોમાં તથા આસામીઓને ત્યાં ગીરો

રહેતી છતાં તેની કોઈને ખબર પડતી નહિ. તેનો રહેવા કરવાનો ઠાઠ જોઈ હરકોઈ અંજાઈજ જાય. પોતાને વેપારમાં નુકસાન થાય તો તે દહાડે ઉલટા વધારે તાનમાં દેખાય, એવે દિવસે મિજલસો થાય તથા મીજબાનીઓ ઉડે. દંભનું પ્રાધાન્ય પણ રજવાડા કરતાં ઉતરે એમ નહોતું. ખુશામતીઆઓ શેઠોની આસપાસ વીંટાઈ વળતા, તેનાં વખાણ કરતા, શેઠો ખુશ થઈ તેમને ન્યાલ કરતા. બુરો વખત આવે તો શેઠને છોડી બીજી જગ્યાએ બણબણતા. તેમનો પોતાનો સ્વાર્થ સધાય, તેમને એક પૈસો મળે અને શેઠને લાખનું નુકસાન થાય તો તેની દરકાર રાખતા નહિ. પ્રપંચો પણ અનેક જાતના રચાતા અને રમાતા. દર-રોજ સાથે ફરનારા, અહોનિશ મળનારા, મિત્રતાનો દાવો કરનારા, દુનિયાની પાસે મિત્ર મનાવનારા લોકો મિત્રદ્રોહી, કદાચ તેનાજ ઘાતક ના હોય તો મોટું નસીબ. રાજ્યના મોટા ઓહ્દેદારોને જેમ દિવાન થવાની યા રાજાના અંગત થવાની અભિલાષા રહે તેમ શેઠીઆઓને અહીં તેમનાં ન્યા-તીલાઓના તથા બરોબરીઆના કરતાં વધારે પૈસાદાર ગણાવવાની ગમે તે રીતે મનાવવાની તથા સરકાર તરફથી એ પુછડાં વધારે મેળવવાની લાલસા રહેતી. વાતો પણ જ્યાં ત્યાં આજે ફલાણો ડુબ્યો, ફલાણો કમાયો, ફલાણો નાઠો, ફલાણાએ આટલા શેરો લીધા, આટલા વેચ્યા, આટલી પાટ, પેટી યા ગાંસડીઓ લેવાઈ યા વેચાઈ એમજ થયાં કરતી. આવી જગ્યામાં નિવૃત્તિનું તો નામ નિશાન પણ શેનું હોય? નિવૃત્તિની ખાતર રજવાડાની નોકરીની અવગણના કરનાર ચંદ્રરાવ આ પ્રમાણે તદ્દન પ્રવૃત્તિમય થયો હતો. એ જાતે કોઈ પણ જાતનો વેપાર કરતો નહોતો કેમકે એ સંતોષી હતો. એની સાથે કામ કરનાર બીજા કારકુનો પોતાને માથે ધંધો કરવામાંથી મુક્ત નહોતા; શેઠીઆ-ઓને ત્યાં રહેલા જવલ્લેજ મુક્ત હોય છે. એના શેઠને ત્યાં હજારો ધંધા થતા. શેઠનો વિશ્વાસ એનાપર બહુ હોવાથી આઠ વર્ષ થયાં એ શેઠનો મુનીમ થઈ પડ્યો હતો. શેઠ બહારગામ હોય યા બીજા કામમાં રોકાયા હોય તો બધું એનેજ કરવું પડતું. શેઠના પત્રો આવતા તેને એ અમલમાં મૂકતો. આવાં કારણોને લીધે એને જંપ જરાએ મળતો નહિ. રાતે પણ ઘેર મોડા આવતો, કેટલીકવાર તો વાળુ કરીને એને પાછા જવું પડતું. ફેર માત્ર એટલો હતો કે શેઠને મુનીમની ઘણીજ દાઝ હતી, તથા એની નોકરીની કદર હતી. એનો પગાર પણ રૂપીઆ બસોનો કરવામાં આવ્યો હતો. વળી તે ઉપરાંત શેઠ એને દરેક મહિને ઉપલક જાત-પગાર આપતા, વર્ષની આખરે સારી રકમ

વધારામાં આપતા. ચંદ્રરાવ પણ શેઠને વાસ્તે તન અને મનથી મહી શીટતો. શેઠના વિશ્વાસનો બિલકુલ દુરુપયોગ કરતો નહિ. હાથ નીચેના માણસો ઉપર દયા ભાવથી વર્તતો. કસૂર થતે તે બાબત સમજ આપતો તથા ફરીથી એમ ન થાય તે સમાલવા કહેતો. કોઇ અપ્રામાણિક વર્તન ચલાવે તો તેને ઘેર બોલાવી ફરી એમ ન કરવા કહેતો. ગરીબને જરૂર પડે પોતાનાથી બને તે પ્રમાણે નાણાંની મદદ કરવા ચૂકતો નહિ. બધાં માણસો એને અંતઃકરણપૂર્વક ચહાતાં અને માન આપતાં. માત્ર પેલો પારસી મહેતો એનાપર બળ્યાં કરતો. ધારે તો ચંદ્રરાવ તેને ચપટીમાં ચોળી નાંખે એટલી સત્તા ધરાવતો હતો છતાં એ પ્રમાણે કરવાનો વિચાર પણ એના મનમાં આવતો નહિ. બીજા મહેતાઓ ઘણીવાર તેને દૂર કરવા નમનતાઈથી ચંદ્રરાવને સૂચના આપતા, ત્યારે એ કહેતો કે " કર્યાં કરમ ભોગવશે. મ્હારે શા વાસ્તે તેને બરતરફ કરવામાં કારણભૂત થવું ? "

" પણ મુનીમજી, એના હાથમાં કારભાર આવ્યો અને એ ફાવ્યો તો અમારે ધારેધારે ખસવાનું થશે અને પોતાની જાતવાળાને એ ઘુસાડશે."

" તો તેમાં શું તે પણ આપણા ભાઈઓજ છે કેની ? આપણે તેમની ઈર્ષ્યા ન કરવી, તેઓમાંના અજ્ઞાન કંઈ બોલે તો તે પર લક્ષ ના આપવું અને એમનું સૂત્ર તે આપણું ન કરવું, કારણ આપણે એ સૂત્ર લઈ બેઠા તો આપણું પ્રમાણ મોટું હોવાથી તેમને બહુ નુકસાન થશે, ઈર્ષ્યા કરે છે તેના કરતાં બમણી કરશે અને તેમાં નુકસાન આપણે બન્નેને થશે. બિલાડીની લડાઈમાં વાંદરો ફાવી જશે. વળી એ ઇચ્છા સ્વાભાવિક છે. એપર ઝાઝું લક્ષ આપવું નહિ. તેમનામાં પણ કંઈ બધા એવા હોતા નથી. ઘઉંમાં કાંકરો તો બધે હોયજ. "

આ જવાબ સાંભળી બધા ચંદ્રરાવ આગળ ઝાઝું બોલતા નહિ, જોકે કેટલીકવાર તેમને નુકસાન થતું ત્યારે માંહોમાંહે કકળતા.

આણી તરફ પારસી તેની ગત રમવામાં ચૂકતો નહિ. એકવાર તો શેઠને મોંએ તેણે ચંદ્રરાવનું કંઈ વાંકું બોલવા માંડ્યું. શેઠે ગંભીરતા ત્યજી દીધી તથા ક્રોધે ભરાઈને કહ્યું " આજે તો બોલ્યો તે ઠીક છે પણ હવે ફરી મ્હારે મોંએ ફરિયાદ કરી અથવા કોઈ આગળ પણ એની વાત કરતાં સાંભળ્યો તો તરતજ તને રજા આપીશ. "

પારસી તે દહાડાનો ગમ ખાઈ ગયો હતો પરંતુ તે અંતરમાં ચંદ્રરાવ માટે બહુજ બળાપો કરતો.

ચંદ્રરાવની રહેણીકરણીમાં ઘણો ફેર પડયો હતો. તેના તે માળામાં મોટા દિવાનખાનાવાળી જગ્યા તેણે ભાડે લીધી હતી; જગ્યાની હવે સારી છુટ થઇ હતી. રસિકાનું પુસ્તકાલય વધારે સારા પાયાપર આવ્યું હતું. રસિકા હવે છેક ઘરમાં એકલી પડતી નહોતી. તારા બે વર્ષની થઇ હતી તથા કાલુંકાલું બોલી માતાને રીઝવતી હતી. નાનપણથીજ પુત્રી બાબત રસિકા બહુ ધ્યાન આપતી. છેક બચપણમાં માતાઓ એમ ધારે છે કે છોકરાંને સમજ હોતી નથી. એ ધારણાથી તેને લડાવે છે, ચીઢવે છે, ન બોલવાનું બોલતાં શીખવે છે. પરિણામે છોકરાં મનસ્વી થઇ જાય છે. દસવાર કોઈ કંઈ કહે ત્યારે કહ્યા પ્રમાણે કરે છે અને ધીરે ધીરે મનનું ધાર્યું કરતાં શીખે છે. પરિણામે અંકુશ જતો રહે છે. તારા માગે તે વસ્તુ આપવા જેવી હોય તો તરતજ ચીઢવ્યા કે રડાવ્યા વગર રસિકા આપતી. નાનપણથીજ આથી કરીને તારાપર માનો ધાક હતો.

અનુબા પણ વખતોવખત મુંબાઇમાંજ રહેતી. એ સિવાય સગાંવહાલાં પણ કંઇકંઈ કારણસર ત્યાં આવતાં તો ચંદ્રરાવને ઘેર રહેતાં. ચંદ્રરાવનો મિત્ર તો એના ઘરને ધર્મરાજાનો ગોળ કહેતો. અનુબા સ્વભાવે ઉદાર હતી પરંતુ તે નૂતનપુર જતી આવતી અને ત્યાં તેના ઘરપર ટીકા થતી તેથી તેનાથી આ ખમાતું નહિં. ચંદ્રરાવ આગળ એક વખત આ વાત તેણે છોડી અને ચંદ્રરાવે કહ્યું,

"બા, કોઠીમાં ભરીએ તેટલું આપણેજ ખાઈએ એ સૂત્ર સારૂં નહિ. ખરૂં જોતાં તેમ થઈ શકતું પણ નથી. કંઇક કિલ્લાં ખાય છે, ઉંદર લઈ જાય છે, કંઇક કીડીના દરમાં જાય છે. આપણે ખાઈએ છીએ તે પણ બધું આપણું થતું નથી. આપણે ત્યાં સૌ કોઈ આવે એ દહાડો કયાંથી? સંસ્કૃતમાં કહ્યું છે કે,

*'भवनेऽतिथयो यस्य समागच्छन्ति नित्यशः ।
यत्सौख्यं तस्य चित्ते स्यान्न तत्स्वर्गेऽपि जायते ॥"

આપણું ઘર મોટું ન હોત તો તેમને પણ આવવાને વિચાર પડતે. આપણું ભાગ્ય ખુલ્યું તેમાં તેમનો પણ કંઈ ભાગ હશે. બાળક મુઠ્ઠી વાળતું આવે છે, મનુષ્ય જાય છે ત્યારે તેનો હાથ ખુલ્લો રહે છે. હું મુંબઇ આવ્યો ત્યારે મ્હારી મુઠ્ઠી પણ બંધજ હતી. પાસે

* સ્વર્ગમાં પણ ન મળે એવું સુખ જેને ત્યાં નિરંતર અતિથિઓ આવે છે તેને મળે છે.

ભાડાના રૂપીઆ પણ નહોતા. તે વખતે હું કોઈને કંઈ પણ લાભ આપવા શક્તિમાન્ નહોતો. હું જ–" બોલતાં બોલતાં ચંદ્રરાવ અટકી ગયો. તેને પોતાની આગલી સ્થિતિ સાંભરી આવી. પોતે બોલવા ધારેલું બાને ગમશે નહિ એમ ધારી અધવચ અટક્યો.

અનુબાએ પણ વાત ફેરવી કહ્યું. "ભાઈ, પણ આ તો આપણું કરતે કારવતે જુઠું બોલે તે કેમ ખમાય?"

"જુઠું બોલીને પણ પાછા આપણે ત્યાંજ આવે છે તે બતાવી આપે છે કે તેમને ફાવતું હશે તોજ આવતા હશે. વાત કરવાનો તેમનો સ્વભાવ પડ્યો તે જાય નહિ. ડાહ્યા માણસો તો જોતા હશે અને બધું સમજતા હશે. તેમના મનમાં તો તેઓ પણ સમજતા હશે પણ ઇર્ષ્યાને લીધે યા તેમના સ્વભાવને લીધે એમ બોલતા હશે. નહિ સમજતા હોય તો તેમનું અજ્ઞાન જણાઈ આવે છે. વળી આપણે કંઈ કોઈને દેખાડવા કરતા નથી. કરવું, તે કોઈને કહી બતાવવું નહિ. ઇનસાફ અહીં નહીં મળે તો પ્રભુને ત્યાં તો મળશેજ. સોમાં એક તો સારો નીવડશેજ. અને એક એવો નીવડ્યો તોપણ સંસારની રૂએ આપણું કર્યું સાર્થકજ છે."

અનુબા આ જવાબથી શાંત થઈ. ગાડી આવી પહોંચી છે એવી માણસે વરદી આપી અને લુગડાં પહેરી ચંદ્રરાવ તૈયાર થયો. કામનો બોજો એનાપર વિશેષ હોવાથી શેઠે એને ગાડીઘોડાની જુદી સગવડ કરી આપી હતી. સર્વ વાતનું એને સુખ હતું જો કે નિવૃત્તિનું નામ નહોતું.

થોડાક વખતમાં તારાને એક સોબતી વધ્યો. તેનું નામ વિપિન-વિહારી રાખવામાં આવ્યું હતું. પણ ઘણાંખરાં લાંબા નામોમાં થાય છે તેમ મોટો ભાગ એને વિપિન નામથીજ સંબોધતો. છોકરાનાં શિક્ષણની ખરેખરી કાળજી રસિકા રાખતી. એ કામ મૂળથીજ તેને માથે આવી પડ્યું હતું. ભાઈબેનનને સંપીને રહેવાનું તેણે મૂળથીજ શીખવ્યું હતું. વિપિન નાનપણથી બહુ ચાલાક દેખાતો. કંઈ કંઈ વસ્તુઓનાં અનુકરણ કરતો. તેની રમત પણ એવી હતી કે જેમાંથી તેને કંઈ શીખવાનું મળતું. રસિકા બન્ને છોકરાંને લાડથી ઉછેરતી હતી. કઈ માતા લાડથી નથી ઉછેરતી? પણ આ કેવળ લાડજ હતું, ઘેલછા નહોતી. તેમને રાત પડે રસોઈ કરતી વખતે સામે બેસાડી આંક વગેરે શીખવતી, સારી સારી વાતો કહેતી અને બોલતી કે આ વાત મારે મોંએથી સાંભળો છો તેના કરતાં તમે જાતે વાંચશો તો તમને વધારે રસ પડશે. છોકરાંઓને પણ તેથી ભણવાપર કંટાળો

આવતો નહિ. ભાઈબેનની ઉમ્મરમાં ઝાઝો ફેર નહોતો. બન્ને હળીમળી ચાલતાં; અદેખાઈ શું તે સમજતાંજ નહિ. એકએકને મૂકીને કંઈ ખાતાં નહિ. બેન ભાઈનું કહ્યું કરતી, ભાઈ બેનની આજ્ઞા ઉઠાવતો. એમાંથી કોઈનો વાંક થાય–વિપિનનો વધારો થતો કારણ તે તોફાની હતો–અને કોઈ વઢે તો બે સાથે રડવા માંડતાં. ચંદ્રરાવ અને રસિકા કોઈ પણ કારણ વગર ચીઢે એમ નહોતું. છતાં બન્નેએ સિદ્ધાંત રાખ્યો હતો કે છોકરાંને વાંક વગર ભૂલથી વઢવામાં આવે અથવા જોઈએ તે કરતાં વધુ કહેવામાં આવે તો એમાંથી કોઈએ છોકરાંના દેખતાં તેમનું ઉપરાણું લેવું નહિ. તેમ કરવાથી છોકરાં વંઠે છે, એકને વહાલું અને બીજાને અળખામણું કહેતાં શીખે છે અને આખરે કોઈનો પણ ધાક કોમનાપર રહેતો નથી.

મોટાનું અનુકરણ નાનું કરે તેથી તારાને ઉછેરવામાં જેટલી મહેનત રસિકાને પડી તેટલી વિપિન વાસ્તે પડી નહિ. છોકરાં આગળ તેમને ઉપયોગનીજ વાત થતી, ખાલી કુથલીથી તેમને અજાણ રાખવામાં આવતાં. અનુબા તથા રસિકા પણ એવી વાતો ન છુટકે કોઈ આવ્યું ગયું હોય ત્યારેજ કરતાં. રસિકા ધીરે ધીરે પણ કંઈ કહે અને તેપરથી તે અકળાઈ છે એમ સહેજ પણ લાગે તો વિપિન અને તારા તેમ કરતાં નહિ. બન્ને બહુ કહ્યાગરાં હતાં. બહારના પરોણાઓ જોડે પણ તેમને વિવેકથી વર્તવાનું શિક્ષણ આપવામાં આવ્યું હતું. ઘેર કોઈ આવતું ત્યારે તેઓ રાજીરાજી થતાં, કોઈ જતું તો દિલગીર થતાં.

ચંદ્રરાવ તેમના શિક્ષણ બાબત બેદરકાર નહોતો, પરંતુ રસિકાપર તેને પૂર્ણ ભરોસો હતો. ખાનગી શિક્ષક તે રાખી શકે એમ હતું, પણ ઘરના શિક્ષકથી તે લાભ મળી શકતો હોય તો ખાનગી શિક્ષક મારફત તે ભણાવવા રાજી નહોતો. તે જાણતો હતો કે શિક્ષકોમાં મનથી કામ કરનારા ઘણા થોડા હોય છે. ઘરનું માણસ ધ્યાન આપી શકે એટલું બહારનો માણસ આપી શકે નહિ. વળી બહારનો માણસ છોકરાંની ઘરની રહેણીકરણીથી અજાણ હોય છે. એવાં કારણોને લીધે તેણે ખાનગી શિક્ષક રાખ્યો હતો નહિ. વારંવાર રસિકાને છોકરાંઓનો અભ્યાસ કેમ ચાલે છે તે પૂછતો, પોતાનાથી ધ્યાન નહોતું અપાતું માટે દિલગીરી દર્શાવતો, તે કામ રસિકા ઉપાડી લેતી માટે મનમાં તેને માટે સ્નેહ ઉત્પન્ન થતો અને તેને મોંએ ધન્યવાદ આપતો.

ખરેખર ત્હારે લીધે મ્હારે ઘરની બિલકુલ ફિકર કે ચિંતા રાખવી પડતી નથી. છોકરાંની બાબતપર પણ હું ધ્યાન આપી શકતો નથી. હાલ તો મ્હારા પોતાના સંસ્કૃત અભ્યાસ તરફ પણ બિલકુલ લક્ષ અપાતું નથી."

"છોકરાને શિક્ષણ આપવું એ કંઈ એકલા પિતાનીજ ફરજ નથી જોકે છોકરીને આપવું એ તો ખાસ કરીને માતાનીજ ફરજ છે ખરી. ખરૂં જોતાં, **ગુરુણાં ચૈવ સર્વેષાં માતા પરમકો ગુરુઃ*** ઘરમાંને ઘરમાં માની પાસે છોકરાંઓને છ સાત વર્ષ સુધી વધારે પ્રસંગ પડે છે. શિક્ષણ આપવું તે તેના જન્મથીજ શરૂ થાય છે અને તે શિક્ષણ આપવા બહાર ફરતો તથા નોકરીઆત પિતા અશક્તિમાન રહે છે. એક વાર નાનપણ બરાબર સચવાયું તો પાછળથી બહુ આપદા પડતી નથી; એટલું કે હવે તે બરાબર ચાલશે એમ ધારી અધવચ દોરી છુટી મૂકવી નહિ. પછીથી પણ એમાંથી એકને વખત ન હોય અને બીજાને એ કામ ઉપાડી લેવું પડે તો તેમાં કંઈ નવાઈ નહીં. વળી ખરૂં જોતાં તારા અને વિપિનને શિક્ષણ તમેજ આપો છો."

"તે શી રીતે?"

"હું મુંબાઇ આવી ત્યાર પછી મને શિક્ષણ આપવામાં તમે ઓછી તસ્દી નથી લીધી. તમારાજ પ્રતાપે છોકરાંઓને હું આટલું પણ શીખવી શકી. મ્હારા ગુરુ તમે અને છોકરાંઓની ગુરુ હું. જો કે તમારે હાથે તેમને જેવું ઉચ્ચ શિક્ષણ મળી શકતે તેવું હું આપી શકતી નથી. વળી ઘરકામમાં લક્ષ આપવું એ તો સ્ત્રીઓની ફરજજ છે. પુરુષો તેમાં પણ ગુંથાયલા રહે ત્યારે તેમને આરામ શી રીતે મળે? અમારે ઘરકામ કરવું, છોકરાંઓને શિક્ષણ આપવું, અને પછી ફુરસદ હોય તો જાતે પુસ્તકો વાંચવા, તથા ભરતાંગુથતાં આવડતું હોય તો તે કરવું. તમેજ કહેતા હતા કેની કે એક દીવાસળી બનાવવી હોય તો તે સેંકડો હાથમાં આવી જાય છે. એકનો એક પહેલેથી તે છેલ્લે લગી તે બનાવવા બેસે તો ભાગ્યે કલાકમાં આઠ દસ બનાવી શકે, અને અનેક હાથમાં જવાથી હજારો બની શકે. આપણા આર્યોએ પણ એજ નિયમ ધ્યાનમાં લઈ સ્ત્રીને ઘરકામની ઉપરી બનાવી છે તથા પુરુષને બહારના કામમાં પ્રવૃત્ત કર્યો છે. એકને માથે બન્ને બોજા રાખવામાં આવે તો 'ધોબીનો કુતરો ન ઘરનો, ન ઘાટનો' એમ થઈ રહે."

ચંદ્રરાવ તેના આવા વિચારોથી બહુ ખુશ થતો, મનમાં ફુલાતો, ઉન્મતિને સંભારતો, અનુઆનો ઉપકાર માનતો અને મનમાં ગણગણતો:—

---

*સર્વ ગુરૂઓમા માતા શ્રેષ્ઠ છે. મહાભારત.

अद्वैतं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु यत्
विश्रामो हृदयस्य यत्र जरसा यस्मिन्नहार्यो रसः ॥
कालेनावरणात्ययात्परिणते यत्स्नेहसारे स्थितम्
भद्रं तस्य सुमानुषस्य कथमप्येकं हि तत्प्राप्यते ।*

---

## પ્રકરણ ૧૦.



### વિપિન અને તારા.

બેઠો છે મુજ કંઠ ગદ્ગદિત થૈ અશ્રુપ્રવાહે કરી,
ચિંતાથી નબળી પડી નયન આ દેખે ન શોકે જરી:
એવો શોક અરણ્યવાસિ અમને થાયે ખરા સ્નેહથી,
તો શી વાત કરૂં ગૃહસ્થ જનની સંસારકેરી જુદી.

(ઝવેરીલાલ.)

બન્ને ભાઈ બેનમાં તેના માતપિતાના ઘણાખરા ગુણો હતા અને બહુ શાંત પ્રકૃતિનાં હતાં. તેમના માતપિતા તરફ બહુ પૂજ્ય ભાવ રાખતાં હતાં. તારાને સાસરે મોકલવાની હતી એટલે નાનપણથીજ રસિકાએ તેને ઘર કામમાં પાવરધી કરી હતી. સાસરે ગયા પછી જમાઈની નોકરી ક્યાં હશે તે કંઈ નક્કી નહોતું. ઘણી વાર આસપાસના દૃષ્ટાંત પરથી તેણે જોયલું કે છોકરીનું નાનપણ રમવામાં ચાલ્યું જાય છે, નિશાળમાં ઘરકામનું શિક્ષણ બરાબર અપાય નહિ અને ઘરકામથી અજાણ પુત્રી સાસરે જાય ત્યારે સાસુ સારી હોય તો નિભાવી લે, કામ બતાવે; નઠારી હોય તો સો વાનાં સંભળાવે અને આસમંડળમાં વગોવે.

---

*ભવભૂતિ.

"જેનું રૂપ ન થાય અન્ય અવળું દુઃખે સુખે સર્વદા,
જેને પામી શકે જનો સહજમાં સર્વે અવસ્થા વિષે;
સંસારે ઘટ પ્રાપ્ય શોક દુઃખથી દાઝ્યું ઠરે જ્યાં દિલ,
ઢોળાયે, ન કદાપિ જાય ઘટતો જેનો જરાથી રસ.
જાતાં કાળ ઘસાઈ થાય અળગાં સંકોચ લજ્જા ભય,
ત્યારે સાર ચખાય સ્નેહ રૂપનો તેમાં ઠર્યો જે રસ;
એવો પૂર્ણ અનંત નિર્મલ વસે સન્માનવ પ્રેમ તે,
લાધે વિશ્વવિષે મહાશ્રમવડે તે એકનો એક રે."

(મણિલાલ.)

કે " આ આજકાલની છોકરીઓને તો બેન કંઈ આવડે નહિ. મોટાની દીકરી, તેને કહેવા જઈએ તો ઝટ મોં ચડે. પાંચ ચોપડી શીખ્યાં તેમાં આપણું શું વળ્યું ? ચોપડી વાંચ્યાથી કંઈ રાંધતા આવડ્યું ? બપોરે પણ એમ નહિ કે વીણવું, ચુંટવું, ઘરમાં કંઈ બગડે છે કે નહિ તે જોવુંકરવું. આપણે કહીએ એટલું કરે તો મોટું નસીબ. ખાઈ પરવાર્યાં કે ચોપડી લઈ બેઠાં. પછી ઘરમાં અનાજ સડી જતું હોય તો તેમને જોવાની દરકાર નહિ. આમનું આમ ચાલશે તો એમની દુનિયા નિભશે કેમ ? "

સાસરીઆમાં માથે કોઈ હોય નહિ અને ધણીને નિભાવી લેતાં ન આવડ્યું તો દરરોજ કચકચ. આવાં કારણોને લીધે રસિકાએ ઘરકામ ધીરેધીરે તારાને માથે નાખ્યું. તારાનો સવારનો વખત રસોઈ કરવામાં જતો; રસિકા એ વખત પાઠપૂજનમાં ગાળતી, જરૂર પડે તારાને બતાવી જતી. બપોરનો વખત તારા વાંચવામાં તથા ભરવાગુંથવામાં કાઢતી. નિશાળમાં પાંચ ચોપડી શીખી હતી અને હવે નિશાળે જતી નહોતી પણ ઘેર અભ્યાસ જારી રાખ્યો હતો. પ્રથમ ચિંતા તેના માબાપને તેના વિવાહ બાબત થઈ. ન્યાતમાં વર સારો એકજ હતો. તે ભણેલોગણેલો હતો તથા એલ એલ. બી. થવાની તૈયારીમાં હતો. તેના ઘરમાં તેની નાની બેન સિવાય કોઈ હતું નહિ. ભણવાનો ખર્ચ બહુ થવાથી તેની પાસે પૈસા ઝાઝા હતા નહિ. ચંદ્રાવનો વિચાર તારાનો વિવાહ આ વિનોદચંદ્ર જોડે કરવાનો હતો. રસિકાનો વિચાર પણ એમજ હતો. એલ એલ. બી. ની પરીક્ષા પાસ કરી અને વિનોદચંદ્ર ડગલો પહેરવા ફેબ્રુઆરી મહિનામાં મુંબાઇ આવ્યો. જેને ત્યાં દર વખતે તે ઉતરતો, તે મુંબાઇમાં હતું નહિ એટલે ચંદ્રાવને ત્યાં ઉતર્યો. તેની વાતચિતપરથી પાશ્ચાત્ય વિદ્યાથી આવતા મગજના ફાંફા તેનામાં નથી એ જોઈ લઈ ચંદ્રાવે એક દહાડો તેના વિવાહની વાત ઉપાડી. વિનોદચંદ્ર પણ ટુંક સમયમાં તારાના ઘરકામ તથા વિદ્યાભ્યાસની પરીક્ષા લઈ ચૂકયો હતો. તેના ઘરમાં તેની બેન સિવાય કોઈ હતું નહિ અને તે વળી થોડા વખતમાં સાસરે જવા લાયક થશે એમ તે જાણતો હતો. કોઈનો અભિપ્રાય તેને પૂછવાનો હતો નહિ. છેક અભણ જોડે તેનો પરણવા વિચાર નહોતો. તેની બેન સાસરે વિદાય થાય પછી આરામને વખતે વિનોદનું સ્થાન તેની સ્ત્રી સિવાય કોઈ હોય નહિ. અને તે જો અભણ હોય તો સંસાર સુખી નીવડવો મુશ્કેલ થઈ પડે. તારાના રૂપમાં પણ મણા નહોતી.

વિપિન તથા તારાની આકૃતિ એટલે હદ રાખતી કે નાનપણમાં જ્યારે બન્ને જણાં એકજ પોશાક પહેરતાં ત્યારે કેટલાક ભૂલાવામાં પડતા, કારણ વિપિન નાનો હતો છતાં ઉંચાઈમાં લગભગ સરખો હતો. વિપિનનું ભવ્ય કપાળ તેની બુદ્ધિનું ભાન કરાવતું હતું. આરસના જેવું તે સ્વચ્છ અને સાફ હતું જો કે આરસની શિથિલતા અને જડતા તેપર દેખાતી નહોતી. કપાળની ચામડી વધારે નમ્યા વગર તેના ટીણાં નાકને મળી જતી હતી. હૃદય ખોલી જોવાય નહિ એમ વિચારી કુદરતે તેની આંખમાં પ્રેમ મૂક્યો હોય એમ લાગતું. આંખમાં ઠરેલપણું તેટલુંજ હતું. દરેક વસ્તુનું અવલોકન કરવાની તેમાં શક્તિ જણાતી હતી તથા આનંદ, શુદ્ધ અંતઃકરણ તથા દૃઢતાની પ્રતિમાઓ માલૂમ પડતી. જ્યારે તે બોલતો અથવા મંદહાસ્ય કરતો ત્યારે તેના બરાબર ગોઠવાયલા દૂધ જેવા સફેદ દાંત પરથી તે સુઘડ હતો એવું હરકોઈને લાગતું. તેના ગોરા તથા લીસા ગાલને લીધે સૌ કોઈને તેને રમાડવાનું મન થતું. કાન નાના પણ ચકોર હતા. શરીરના બીજા અવયવોનું કુદરતે સર્વને ચકિત કરી નાંખે એવું સરખાપણું કર્યું હતું. નાનપણથી તેને સંગીતનો બહુ શોખ હતો. તે છેક બાળક હતો અને કોઈક વાર રોતો ત્યારે સંગીત ખરેખરૂં સમજનારા અથવા જાણનારાને એ રોદનમાં પણ કંઈક તાન લાગતું. જેમજેમ મોટો થયો તેમતેમ શોખ વધ્યો અને સંગીતના શોખીન માતપિતાનો પુત્ર વિપિન તેમાં પ્રવીણ બન્યો. તેના કંઠની મધુરતા, વાણીની રસિકતા તથા ખીલાશ તેની પાસે આવનારને તન્મય કરી નાંખતાં અને મનમાં વિપિનનું કહ્યું ન કરવાનો દૃઢ નિશ્ચય કરનાર આદમી એકવાર તેની સાથે મુલાકાત થતાં પોતાના વિચાર ફેરવતો, તે દોરવે તેમ દોરવાતો. વિપિન અને તારાના રૂપની આ સમાનતા તેમનો ભાઈ બેનનો સંબંધ બતાવી આપતી, કુદરતની ખુબી દર્શાવતી. વિનોદચંદ્ર તારાને લાયક પતિ હતો. વિવેકી અને ચતુર હતો. આધુનિક શિક્ષણને લીધે તેની કુદરતી વિનોદવૃતિ જે તેના મોંપરથીજ જણાઈ આવતી તેમાં વધારો થયો હતો; આટલું છતાં તે પોતાના વડિલની તરફ માનની લાગણીથી જોતો, તેમની લાગણી દુભવતો નહિ. વિવાદમાં ઉતર્યા પછી મહાત થતો તો તરત કબૂલ કરતો, જીતતો તોપણ વડિલને તેમના ચુસ્ત અને જૂના વિચારોને લીધે ના ગમે એવું કાર્ય કદાપિ પણ કરતો નહિ. તે શરીરે ભરાઉ હતો. શરીરનો રંગ ઘઉંવર્ણો હતો. ચંદ્રાવની વાતપરથી તેના મનના વિચાર તે કળી

ગયો. તારા તેને યોગ્ય પાત્ર હતી છતાં પૈસાની તંગીને લીધે તે જરા વિચારમાં પડયો. ચંદ્રરાવે તેના મિત્ર ઉપર તેને રાજ્યમાં સારીનોકરી આપવા ભલામણ કરવા ઇચ્છા બતલાવી, અને વિનોદચંદ્રને કળ વળી. નસીબના જોગે રાજ્યમાં ન્યાયાધીશની જગ્યા ખાલી પડી હતી અને વિનોદચંદ્ર એ રાજ્યની રૈયત તથા એલ એલ. બી. હોવાથી જગ્યા એને મળવા સંભવ હતો. વળી ચંદ્રરાવના મિત્રને પણ તેની ન્યાતના કોઈ ભણેલા તથા એહસાનમાં દબાય એવા માણસની જરૂરહતી એટલે તેણે પણ જગ્યા એને અપાવવા મનત કરવામાં બાકી ન રાખી.

ચંદ્રરાવને તેણે તરતજ જવાબ લખ્યો. વિનોદચંદ્ર વાસ્તે તેણે પણ પ્રશંસા સાંભળી હતી, પણ રાજ્યખટપટમાં લીન હોવાથી ન્યાતીલા જોડે પ્રસંગ ઓછો પડવાથી, વિનોદચંદ્ર અભ્યાસાર્થે વતનમાં ઓછો રહેવાથી અને પૈસેટકે ગરીબ હોવાથી રાજ્યના નાયબ દિવાનને-ચંદ્રરાવના મિત્રને—વિનોદચંદ્રનો પ્રસંગ પડયો નહોતો.

વિનોદચંદ્ર ગરીબ હતો છતાં સ્વભાવનો કડક હતો. કોઈની પણ ખુશામદ કરે એવો નહોતો; સૌ સૌના ઘરના મોટા એમ તે કહેતો. કામ વગર મોટાને ત્યાં જવું, પોતાનું વજન ઘટાડવું, જોહુકમ કરવું તેને પસંદ નહોતું. એલ એલ. બી. નો જ્યારે મુંબાઇમાં તે અભ્યાસ કરતો હતો ત્યારે એક શેઠીઆને ત્યાં ખાનગી ભણાવવા જતો હતો. ત્યાં પણ ખપજોગીજ વાત કરતો. વધારે ઘુસણી કરવાથી વક્કર જવાનો એમ તે માનતો, સ્વતંત્ર મિજાજથી ત્યાં કામ કરતો. શેઠના ચિરંજીવી જરા તુમાખીવાળા હતા. બધાપર રોફ કરવાની તેમને ટેવ પડી ગઈ હતી. ભણવાપર તેમનું સારૂં લક્ષ હતું પણ તે બાબતનું તેમને અભિમાન હતું, કારણ તેમની સ્થિતિવાળા કોઇકજ ભણવામાં સારા નીકળે છે તે તેઓ જાણતા હતા. એક દિવસ પોતાને એક નવી ચોપડી જોઈતી હતી તે માસ્તરને બજારમાંથી લાવી આપવા કહ્યું. માસ્તરે જણાવી દીધું કે “એ કામ મ્હારૂં નથી. હું રહું છું તે તરફ એની દુકાન પણ નથી તે તમે જાણો છો.” વિનોદચંદ્રના સ્વભાવથી તે બિનવાકેફ હોવાથી, એ ચિરંજીવીએ એક વાર નિશાળમાં આપેલો લેખનપાઠ લખી આપવા માસ્તરને કહ્યું.

“તમે લખશો તે હું સુધારી આપીશ, ભૂલ થશે તે સમજાવીશ. બાકી લખી આપવાનું કામ મ્હારૂં નથી,” વિનોદચંદ્રે કહ્યું.

“બીજા માસ્તરો તો લખી આપતા હતા.”

"તેથીજ તમને આળસ કરવાની ટેવ પડી છે. તેઓ લખી આપતા હોય તો અસ્તુ. મને એ પસંદ નથી, કેમકે એમાં છેતરપીંડીનો મોટામાં મોટો દોષ છે. વળી એમ કરવાથી તમને આવડશે ક્યારે અને શી રીતે ?"

"મ્હારી તબીઅત ઠીક નથી અને નહિ લખી આપો તો મ્હારો નંબર નીચે જશે."

"તબીયત ઠીક ન હોય તો કાલે સવારે લખજો અને કોઈ પાસે સુધરાવજો. હું લખી આપું અને તમે ઉપર નંબર પુરાવો એ બનવાનું નથી. વખત વગર કારણનો જાય છે, વિવાદમાં ઉતરવાનું કારણ નથી, હું એકનો બે થવાનો નથી,"

શેઠના ચિરંજીવી મોં ચઢાવી લખવા બેઠા અને પહેલું વાક્ય માસ્તરને સંભળાવ્યું.

"વાહ ! બરાબર લખ્યું છે. પ્રયાસ કર્યા વગર કંઈ વસ્તુ આવડે નહિ એમ ધારવું, એ ભૂલ ભરેલું છે."

આવા સ્વભાવના **વિનોદચંદ્રનું** આગમન તેનીજ ન્યાતના પણ રાજ્યના નાયબ દિવાનને ત્યાં શી રીતે થાય ?

**વિનોદચંદ્રને ચંદ્રરાવને** લીધે નોકરી મળી માટે તેણે તેનો ઉપકાર માન્યો. **તારાનો** હાથ તેણે સ્વીકાર્યો. લગ્ન **પછી તારાને** મુંબાઇ છોડવું પડ્યું. **વિનોદચંદ્રને** રાજ્યની નોકરી હોવાથી ઘરમાં તેની જરૂર હતી કેમકે તેની નણંદ સાસરે રહેતી હતી. "અમારી એકની એક દીકરી ઉંચા કુળમાં જન્મેલી, લાડમાં ઉછરેલી મુંબાઇમાં રહેલી તે અમને છોડી કેમ જાય" એવા સાંકડા વિચારના જવાબમાં **ચંદ્રરાવ** પાસે શિક્ષણ પામેલી **રસિકા** એમ કહેતી કે ન્યાતમાંને ન્યાતમાં એ કુળનું અભિમાનજ ખોટું અને તે છતાં કોઈ રાખતું હોય તો દીકરી આપતા પહેલાં તેનો વિચાર કરવો.

**તારાને વિનોદચંદ્ર** સાથે વિદાય કરતી વખતે **ચંદ્રરાવે વિનોદચંદ્રને** કહ્યું—"વિનોદચંદ્રજી, તમે સમજુ છો, સરસ્વતીદેવીના ઉપાસક છો એટલે મ્હારે વિશેષ કહેવાનું નથી. અત્યારે કહીશ તે પણ છેલ્લીજ વાર. **તારાને** યોગ્ય શિક્ષણ ઘરકામનું તેમજ બહારનું અમે આપ્યું છે તેમાં ચૂક થઈ હોય તો દરગુજર કરજો. છોકરી એકનીએક હોવાથી લાડમાં ઉછરી છે, કડવું વેણ તેને કહેવા વખત આવ્યો નથી. કન્યા એક રત્ન છે. તમારે ત્યાં પણ એ ઉપમાને લાયક રહે, એ જોવા અમારી ઇચ્છા છે. બાળક છે માટે ભૂલ થાય તો ક્ષમાદૃષ્ટિ રાખ-

મ્હારી થાપણ તમારી થઈ તેનું બરાબર જતન કરજો. વિશેષ મ્હારે કહેવાનું નથી. આટલું પણ તમારામાં કંઈ વાતની ન્યૂનતા છે એમ સમજીને કહ્યું નથી. મ્હારો તેના તથા તમારા તરફનો ધર્મ સમજીનેજ બોલાઈ ગયું છે."

આણી તરફ રસિકાએ તારાને સાસરે મોકલતાં પહેલાં થોડીક શિખામણ આપી, "તારા, તું હવે અપૂર્વ દશાને પ્રાપ્ત થઈ, આ ઘરની મટી બીજા ઘરની થઈ. આ ઘરને નીચું જોવું ન પડે, તે ઘરમાં ત્હારી પ્રશંસા થાય એવી રીતભાત રાખજે. ઘરમાં એકલી છે તો કામથી ગભરાતી ના. કોઈ બાબતમાં અજાણ હોય તો પતિની યા નણંદની સલાહ લેજે. ઘરમાં નુકસાન ન થાય તે જોતી રહેજે. અતિથિનો સારો સત્કાર કરજે, બધાપર ક્ષમાદૃષ્ટિ રાખજે. પૈસા મળે ફુલાતી ના, દુઃખ આવે ગભરાતી ના. ઘરકામથી પરવારી વખત નકામો ન ગુમાવતાં વાંચજે, ભરજે યા ગુંથજે. ખાલી ગામગપાટામાં વખત ગુમાવીશ નહિ. તું કન્યા હતી ત્યાં લગણ અમે ત્હારાં માલિક હતાં હવે એ માલિક ત્હારો સ્વામી. તે કદાચ કંઈ કડવું વેણ કહે તો પેટમાંજ રાખજે, અમને કહેવામાં કે કોઈ આગળ ફરિયાદ કરવામાં કંઈ ફાયદો નહિ થાય. ઉલટી વાત વધે અને ત્હારો સ્વામી વધારે રીસે ભરાય. રાજ્યની નોકરી છે એટલે મગજપર બોજો પણ ઘણો હોવાનો, તેમાં ત્હારી તરફથી જરા પણ વધે નહિ પણ ઘટે એમ કરવું. કદાચ તે કચેરીમાંથી કંટાળી આવ્યા હોય અને નહિ જેવી બાબતમાં ત્હારાપર ક્રોધે ભરાય તો સામો ઉત્તર દેતી ના. અપરાધ હોય તો વિનયપૂર્વક ક્ષમા માગજે. ત્હારાપર તે પ્રસન્ન થાય, તને ધન્યવાદ આપે તો અભિમાની ન થતાં પ્રભુનો પાડ માનજે. કોઈની ચઢાવી ચઢતી ના, સંગત સારાની કરજે પતિનો પડયો બોલ ઝીલી લેજે, પ્રભુપર આસ્થા રાખજે."

રસિકાથી વધુ બોલાયું નહિ, ગળગળી થઈ ગઈ, તારાને પોતાની સોડમાં લીધી. ગળે બાઝી, રસિકા તથા તારા બન્ને રોયાં. આખરે રસિકાએ તેને તેના પિતાની પાસે મોકલી, ચંદ્રરાવ કંઈ બોલ્યો નહિ. રસિકાએ જે કંઈ કહેવાનું હશે તે તારાને કહ્યુંજ હશે એમ તે જાણતો હતો. તારાના માથાપર હાથ મૂક્યો, આશીર્વાદ દીધો. એના જેવા શાંત સ્વભાવના માણસનું પણ હૃદય પીગળ્યું, આંખમાં પાણી આવી ગયાં. રોકવા પ્રયાસ કર્યો પણ તે નકામો ગયો. તારા પણ રોઈ પડી. તે બહુ સુશીલ તથા શાણી હતી; ઘરમાં સૌને વહાલીહતી. વિપિનને

સૌથી વધારે દુઃખ થયું, બાળકને વધારેજ થાય એની સાથે કોઈ ઘરમાં રમનાર રહ્યું નહિ. દરેક કામમાં હમેશ સાથેજ ભાગ લેનાર ભાઈએનથી વિયોગનું દુઃખ શી રીતે ખમાય ? થોડા દિવસ લગી તો બન્નેના ચિત્તમાંથી આ વિયોગ ખસ્યો નહિ.

વખતે તેનું કામ કર્યાં કીધું અને અંતે વિપિન તથા તારાપર જય મેળવ્યો, વિયોગ ધારેધીરે ભૂલાવા માંડયો. મૂળ તથા ખરી વસ્તુ પ્રાપ્ત થવી મુશ્કેલ હોવાથી છબી જોઈયા તેનો પત્ર વાંચી બન્નેને સંતોષ થવા લાગ્યો. નિર્જીવ વસ્તુમાં આનંદ મળ્યો. ઘરકામ જેમ જેમ વધતું ગયું તેમ તેમ તારા તરફથી પત્ર પણ ઓછા લખાવા માંડયાં, અનિયમિત રીતે આવવા લાગ્યા. આણી તરફ વિપિન પણ અભ્યાસમાં સપાટાબંધ આગળ વધતો હતો એટલે તેને ફુરસદ ઓછી મળતી હતી. તારા ધારેધારે પતિમય, તેના ઘરમય, થઈ ગઈ. વિપિન અભ્યાસમાં નિમગ્ન થઈ ગયો. ટુંક સમયમાં તે બી. એ. થયો. ચંદ્રાવની મરજી તેને વકીલ કરવાની હતી, સ્વતંત્ર ધંધો લેવડાવવાની હતી. તારાનો સંસાર પણ સુખી નીવડયો એવું તેના પત્રોપરથી જણાઈ આવતું. દીકરી સાસરે જઈ સુખી થાય, પુત્ર અભ્યાસમાં સારી રીતે પાસ થઈ આગળ વધ્યો જાય એના જેવું મોટામાં મોટું સુખ તેના માતપિતાને કયું ?

પ્રિય વાંચનાર, આ સુખથી ઠગાતો નહિ. સંસારનું સુખ ક્ષણિક છે. સુખપ્રવાહમાં જતા માણસને એકદમ એક જબરો મોજાનો ઉછાળો આવતાં ઘસડાવું પડે છે. તે ઘસડાવાનું કયારે થશે, કેમ થશે તેની આપણને ખબર હોતી નથી. સુખથી રાજી ન થવું, દુઃખથી મુઝાવું નહિ. આખી સૃષ્ટિને તેજ આપનાર સૂર્યને પણ ઉદય અને અસ્ત છે, ગ્રહણ પણ છે તો મનુષ્યને કેમ ન હોય ? સોના જેવી મૂલ્યવાન્ વસ્તુને તેની પરીક્ષા કરવા એક સખ્ત પત્થરપર ઘસવી પડે છે. સત્પુરુષનું પાણી જોવા પ્રભુ તેને દુઃખમય પ્રસંગોથી કસે છે. તેને તરી જનાર કોઈકજ હોય છે; પ્રભુ કરતો હશે તે સારાને માટે એમ માની લેવું ઘણું મુશ્કેલ છે, બબડયા વગર સહન કરવું અતિ દુર્ઘટ છે. એકની એક ચાલ ચાલતાં મનુષ્યને કંટાળો આવે, જીંદગી નીરસ લાગે એમ ધારી કુદરતેજ તેના માર્ગમાં ખાડા ખઓચિઆ કરી મૂકયા છે. ગણગણ કર્યાં વગર આપણે તે ઓળંગવા. કર્તવ્યમાં મચ્યા રહેવું, દુઃખ આવે પાછા હઠવું નહિ, ડરવું નહિ, અધવચ્ચ મૂકી દેવું નહિ.

ચંદરાવનું વહાણ પણ સંસાર રૂપી દરિયામાં ઘણા વેગથી વહન કરતું હતું, ખડકો અને ખાઈઓ આવતાં નિડરપણે તથા પ્રભુ પર આસ્થા રાખી પસાર કરી જતું હતું એટલામાં એ વહાણને એકાએક જબરો આચકો લાગ્યો અને એ વહાણ ભાંગ્યું.

---

## પ્રકરણ ૧૧.

### કુદરતનો કેર.

विधात्रा रचिता या सा ललाटेक्षरमालिका ।
न तां मार्जयितुं शक्ताः स्वशक्त्याप्यतिपण्डिताः ॥

મરકીનો ત્રાસ હિંદના દરેક ભાગમાં વર્તી રહ્યો હતો. મુંબાઇની ગીચ વસ્તીને ખાસ કરી ઘણું દુઃખ વેઠવું પડતું હતું. એક પછી એક હરેક કોમની લાસો જતી જોવામાં આવતી હતી, હૃદયને ચીરી નાંખતી હતી. ટુંક સમયમાં કંઈકંઈ કુટુંબો તેના ભોગ થઈ પડયાં હતાં, કેટલાકનું નામનિશાન જતું રહ્યું હતું. સરકાર પણ તે દુષ્ટ રોગ અટકાવવા અનેક ઉપાયો યોજતી હતી. પ્રથમના વર્ષોમાં તો અજબ પ્રયાસ ચાલી રહ્યો. કોઈ ઘર ખાલી કરાવે, કોઈ જગ્યાએ ચુનો ધોળાવે, કોઈ ઘર ધોવડાવી નાંખે, કોઈ ઠેકાણે કર્વૉરેન્ટાઇન નાંખે યા રસી મૂકાવવાનો કાયદો કાઢે. લોકો કેળવણીમાં કેટલા પછાત છે અને રાજ્યકર્તાને તે તરફ કેટલું લક્ષ આપવાનું હજુ બાકી છે તે આ સમયે જણાઈ આવતું. લોકો એક તો મરકીના ત્રાસથી પીડાતા હતા તેમાં આ સ્વચ્છતાના ઉપાયો તેમને વધારે ત્રાસદાયક લાગ્યા. આવા લોકો સાથે ફોસલાવી, સમજાવી કામ લેવાનું હતું. અમલદારોનો ઘણોજ જુજ ભાગ આ વાત જાણતો હતો અને તે પ્રમાણે કરતો હતો. આવા વખતમાં પણ જીંદગીની એક પળની પણ સલામતી નહોતી છતાં કેટલાક હલકા માણસોએ આ કાયદાઓનો લાભ લેવા હિંમત કરી, અમલદારોની સખ્તાઇ આગળ કરી, કોઈને સતાવી, અભણ લોકોને કનડી પોતાનાં ખીસાં તર કીધાં. પાંચ પૈસા મળ્યા નહિ તો ન જોયા નવા અને સ્વચ્છ રેશમી યા સુતરાઉ તાકાઓ, ન કીધી કીનખાબની યા જરી કસબની સાડીઓની દરકાર. ન જોઈ ગરીબની ઝુંપડી, ન જોઈ તવંગરની હવેલી. સમજુ અને કેળવાયલા લોકોથી પણ છેવટે આ ત્રાસ ખમાયો નહિ. સરકાર પણ છેવટે

સમજી ગઈ, કુદરત આગળ હારી ગઈ. 'ક્વૉરેન્ટાઈન' વગેરેના કાયદાઓ કાઢી નંખાયા અને રોગ જાણે અડધોઅડધ ઓછો થયો હોય એવી લોકોને ટાઢક વળી.

સરકાર જ્યાં થંડી પડી જાય ત્યાં સાત્વિક વૃતિની હિંદની વસ્તી શાંત પડે એમાં શી નવાઈ? સરકારે જ્યારે કુદરત સામે લડવાના ઉપાય બંધ કરવા વાસ્તવિક ધાર્યું ત્યારે હિંદની પ્રજા તો વધારે બેદરકાર બની. સુઘડ અને સ્વચ્છ જગ્યાઓમાં પણ મરકી તો દેખાવ દેતી એટલે મોટો ભાગ પોતાનો વાસ એવી મરકીવાળી જગ્યામાંથી પણ પ્રસંગ આવે બદલતો નહિ; ગત સંજોગો જોતાં રીઢો બની જતો, પ્રભુપર ભરોસો રાખી જ્યાંનો ત્યાંજ પડી રહેતો.

'મરકીએ આ પ્રમાણે દસેક વર્ષ થયાં હિંદમાં વાસ કર્યો હતો. તેના કોઈકિ કોઈકિ ભાગમાં અવારનવાર એ રોગ ફાટી નીકળતો. મુંબઈ, આ ભાગમાં તેનું મુખ્ય ધામ હતું. ફેબ્રુઆરી માસમાં તેની શરૂઆત ખાસ કરીને જાહેરમાં આવતી. મરણનું પ્રમાણ ધીરેધીરે વધવા માંડતું. દુષ્ટ વસ્તુને તો સારૂં અને નરસું બધું સમાનજ છે; તેના પ્રહારમાંથી જે બચ્યું તે નસીબદાર. આ વખતે તેણે રસિકાને પોતાના સપાટામાં લીધી; રસિકા મરકીનો ભોગ થઈ પડી. ડાક્ટરોના ઉપચારો નકામા ગયા, સ્નેહીઓની પ્રાર્થના નિષ્ફળ નીવડી. મરણ પાસે આવ્યું છે એમ તે સમજી ગઈ છતાં ડરી નહિ. ચંદ્રાવનું હૃદય તે જાણતી હતી. મરવાની અણીપર હતી છતાં તેને શાંત પાડતી હતી, ન ગભરાવા કહેતી હતી. હિંમત આપતી હતી. બે દિવસ માત્ર તેની માંદગી રહી. સ્વામીપર તેને પૂર્ણ ભરોસો હતો એટલે છોકરાંઓ વાસ્તે તેણે કંઇ પ્રાર્થના ના કરી. જે પળ જશે તેમાં તે જવાની એમ તેને ખાતરી થઈ. સર્વને પણ એમજ લાગ્યું. સાસુને બધાની સુંપ્રત કરી દીધી. ચંદ્ર...તારા...વિપિન...પ્રભુ એમ તુટકતુટક શબ્દો અડધાપડધા સંભળાયા ન સંભળાયા અને છેલ્લો શ્વાસ નીકળતાં ચંદ્ર...પ્ર...રામ...ચંદ્ર...રા...બોલતાં એક જરાક આચકો અને આવી પવિત્ર આર્યાની જીંદગીનો એકાએક અંત.

બે દિવસની ટુંક માંદગી ભોગવી, આ સંસાર ત્યજી, સ્વર્ગનું સુખ ભોગવવા રસિકા ગઈ. આવી સ્ત્રીને સ્વર્ગ પ્રાપ્ત થાય એમાં નવાઈ નથી. તેના ટુંક જીવનમાં એક મર્દને પણ હઠાવે એવું કામ તેણે કીધું હતું. તેના પતિ તરફનો પ્રેમ, બાળકોનું શિક્ષણ, તેની સંગતથી આખા માળાને થયલો લાભ વિચારતાં તેને જેટલો ધન્યવાદ આપીએ તેટલો

ઓછો છે. ચંદ્રરાવના મોંપરથી તેની ચિંતાઓ કળી જતી, તેના ઉપાય યોજવા તત્પર થતી. મરતે મરતે પણ સ્વામીને ધીરજ આપવા તેનો પ્રયાસ, તેનેજ વાસ્તે ચિંતા, તેનુંજ ગાન.

ચંદ્રરાવના દુઃખનો પાર રહ્યો નહિ. માળામાં કકળાટ થઈ રહ્યો. વિપિન અડધો ગાંડા જેવો થઈ ગયો. વૃદ્ધ અનુબાથી આ ઘા વેઠાયો નહિ. બિચારી તારા સાસરે હતી. માને મળવા આવી શકી નહિ. આ વિચાર અનુબાને ઘણો સાલતો હતો. તારા એકલી હતી એટલે તેની અકળામણનો પાર રહ્યો નહિ. બપોરની વખતે વિનોદચંદ્ર કચેરીમાં જાય અને બેઠીબેઠી તે રોયાં કરે.

સગાંઓ વિંટાઈ વળ્યાં અને ચંદ્રરાવ તથા વિપિનને શાંત કરવા મંડયાં. શાંત પ્રકૃતિનો ચંદ્રરાવ કે જે કોઈ પણ વાર અકળાતો નહિ, કંઈ પણ વાતમાં ગુંચવાતો નહિ, જેને લાભ થતો યા ખોટ જતી વો દરકાર રાખતો નહિ તે પ્રભુની આ લીલાથી વિચારશૂન્ય થયો. આ દુઃખ સહન કરવાની તેનામાં તાકાદ રહી નહિ; તે ઘણીક વાર વિચારમાં પડી જતો. તેની પાસે બેઠેલાઓનું બોલેલું પૂરૂં સાંભળતો નહિ. ઉંઘ પૂરી તેને આવતી નહિ. જરા તરા આવી ન આવી ને ઝબકી ઉઠતો. વિપિન ઉજાગરા વેઠી તેની સંભાળ લેતો. અનુબા તેને ધીરજ આપતી. ધર્મમાં ચિત્ત પોરવવા અનેક દૃષ્ટાંતો આપતી. ચંદ્રરાવનું કશામાં મન લાગતું નહોતું. મુંબાઇ છોડવા તેણે નિશ્ચય કર્યો.

આ વિચાર તેના મનનો હતો, એક મનુષ્યના હૃદયનો હતો પણ શેઠને તે ગમતો નહોતો. શેઠને ત્યાં કામ ઘણુંજ વધી ગયું હતું, મિલનું કામ પણ ધમધોકાર ચાલતું હતું. ચંદ્રરાવ વગર શેઠની ગાડી અટકી પડે એમ હતું. બીજો કોઈ પણ માણસ તે ભાર ઉઠાવી શકે એમ નહોતું. શેઠને એના રાજીનામાની વાત પસંદ પડી નહિ; વળી તે છેક હૃદયશૂન્ય કે સ્વાર્થી નહોતો. તેણે ચંદ્રરાવને, પોતાને ખર્ચે એકાદ માસ માથેરાન જઈ આરામ લેવા કહ્યું. દરેક વસ્તુની સગવડ કરવા શેઠે જાતેજ માથે લીધું. નિમકહલાલ ચંદ્રરાવે આથી કરીને પોતાના વિચાર બદલ્યા. પૈસા વધારે મેળવવા તેને લાલસા નહોતી, વિપિનનું નસીબ તેની સાથે એમ તે સમજતો, કહેતો. પણ શેઠનો બોલ તેનાથી તરછોડાયો નહિ. શેઠને વાસ્તે તેને ઘણું માન હતું, તેનો પોતાના ઉપર ઘણો ઉપકાર થયો હતો. તે ઉપકારના બદલામાં અણીને વખતે, શેઠની વૃદ્ધ વયમાં તેને છોડી ચાલ્યાં જવું તે તેને

નીતિથી, ધર્મથી વિરુદ્ધ લાગ્યું. બાકી ચંદ્રરાવનો વૈરાગ્ય બીજા કેટલાકોના વૈરાગ્ય જેવો નહોતો. સ્મશાનથી ઘેર આવ્યા પછી બેત્રણ દિવસ તેમ રહે તો મોટું નસીબ; અને પછી તો પાછી ખટપટ, ઉથલપાથલ અને પ્રપંચ. ચંદ્રરાવ શેઠના કહ્યાથી રહ્યો તો ખરો પરંતુ તે પહેલાંની માફક પૂરા મનથી કામ કરી શકતો નહોતો. કામ કરતાં ઘણીવાર કાયર બની જતો. બધું તેને રસકસ વગરનું લાગતું. યંત્રને ચાવી આપીએ અને તે જેમ ચાલે તેમ તે દરેક કામ કરતો. ઘેર પણ આવીજ અવસ્થા ભોગવતો હતો. માણસ જેમ સવારના પહોરમાં વહેલો ઉઠી પ્રભુની સ્તુતિ કરે તેમ તે દરરોજ પથારીમાં જાગતા પડેલા ગણગણતોઃ—.

આનંદમય જીવન હતું, ઓ પુંડરીક! જે તાહરૂં,
નિર્દોષતાથી જે પ્રફુલ્લિત બંધુમાં બિરાજતું;
તું નષ્ટ થાતાં દુઃખમય જીવન અતિ મ્હારૂં થયું,
રે! હાય! સંસારે જીવન, મુજ રસિક જાતાં શું રહ્યું?
આનંદમય લહરી વિષે, નિજ પ્રતિબિંબજ પાડતું,
ચિત્રો વિવિધ દર્શાવતું ને પ્રેમી જન સહ રાચતું.
કાળની મહા રેલથી, ડુબ્યું—ગયું—ઓ વહી ગયું,
પ્રણયીતણી જે પાસ હતું, હમેશનું વીલું થયું.
શું સાંભર્યું ઓ પદ્મ તુજને, જેથી યમને ગૃહ ગયું?
બંધુતણું રોદન સહ્યું, પણ સ્વર્ગમાં સ્થિર થઈ રહ્યું!
ઇંદ્રકેરા વન મહા નંદન વિષે વિપરીત થયું,
તોફાન અતિશે કમળવનને, નાશ કરીને સ્થિર થયું!
કમળોતણી જે, ખોટ પડી ત્યાં, પૂરવા, હા! તું ગયું,
વાહ! ત્હારી શ્રીથી નંદન, વન પ્રકાશિત થઈ રહ્યું.
પણ અશક્યજ ભાસતી, આ સ્થિતિ મુજને તાહરી,
કાંઈ ઉચ્ચતર ભાસે હુંને, વા અલ્પમતિ છે માહરી:
વિષ્ણુતણા જે કર વિષે, હતું પદ્મ, હા કરમાયું તે,
તેડ્યું તને, નક્કી ગયું દીપાવવાને હસ્ત તે.
સદ્ગતિ ત્હારી કરી, પણ મુજને મૂકી ગયું.
રે તે છતાં પણ મુજ કેરૂં, હેત તો બમણું થયું.

આ કવિતાના સુર અને શબ્દ જ્યારે તેને યાદ આવતા ત્યારે ભલેને તે ગમે ત્યાં બેઠો હોય, ગમે તેની પાસે ઉભો હોય, કામ કરતો

હોય પણ સર્વ વસ્તુ ભૂલી જઈ તરતજ મનમાં યા મોટેથી તે બોલવા મંડી જતો. મુંબાઇ છોડવામાં, શેઠની નોકરી મૂકી દેવામાં તેનું સુખ સમાયલું હતું પણ નસીબને તે વાત ગમી નહિ.

થોડાક દિવસ પસાર થઈ ગયા અને ચંદ્રરાવને કોઈએ બીજી વાર પરણવા સૂચના કરી. તેણે એવો તો એ વાતનો તિરસ્કાર કર્યો કે તે માણસ ફરી એ વાત ઉપાડી શકયો નહિ. અનુબાને વિપિન તથા તારાપર અતિશય પ્રેમ હતો અને તેમને સાવકી મા વળગાડવા રાજી નહોતી. બાકી વૃદ્ધને આવા કોડ ખાસ કરીને હોય છે. કેટલીક વાર તો તે કોડ આપણને પોતાને હોય છતાં વડીલનું યા વૃદ્ધનું નામ સંડોવાય છે. ચંદ્રરાવ આ બાબતમાં કોઈનું સાંભળે એમ નહોતો. તેમજ પોતાને ઇચ્છા હોત તો અનુબાને માથે અપજશ મૂકે એવો તે નહોતો. તે ઘણીક વાર આપ્ત મંડળમાં કહેતો કે "પુરુષને બીજી વાર પરણવું એ આપણી રૂઢિથી ઉલટું જો કે નથી પણ પોતાને પુત્રાદિ હોય તો તેમ ન કરવું એ પ્રશંસનીય છે." ચંદ્રરાવને પુત્ર ન હોત તો પણ એ બીજી વાર પરણતે નહિ. પુનર્લગ્નની વાત કોઈ કરતું તો તેને હસી કાઢતો અને કહેતો કે "જે દશા અન્ય દેશની થઈ છે, હજી કદાચ વધારે ખરાબ થશે, તે આપણી થાય. પુનર્લગ્ન ન કરવાથી કદાચ બગાડો થતો હોય તો તે અટકાવવા સારી કેળવણીની જરૂર છે. રૂઢિને અંગે કેટલાક તેમના પર જુલમ થાય છે તે પણ ઠીક નથી. માણસને તેની દુઃખી અવસ્થાનું વારંવાર ભાન કરાવવું તેમાં કંઈ ખાસ ફાયદો નથી. ઉંચ જ્ઞાતિઓમાં તો એ સુધારો દાખલ થયો છે અને ધીરેધીરે બધે ફેલાવો થશે. પુનર્લગ્ન છચોક કબૂલ કરવાથી આપણી નીતિનું ધોરણ ઘણા નીચા પાયાપર જતું રહે છે અને જનસમૂહના મનપર, નીતિપર, તેમની રહેણીકરણીપર માઠી અસર થવાનો સંભવ છે. પેટમાં આંગળી ખોસી જાણી જોઈ શૂળ ઉભું કરવા જેવું આમ કરવાથી થશે. મનુષ્યનું જીવન અન્ય પ્રાણીઓ કરતાં ઘણા ઉંચા પ્રકારનું છે. તેનો જન્મ જુદાં જુદાં ઋણ પૂરાં કરવાને થયલો છે. દેવઋણમાં ઇષ્ટદેવપર આસ્થા, શ્રદ્ધા, કર્તા તરીકે તેની માન્યતા, સર્વ વસ્તુઓમાં, સર્વત્ર તેનો પ્રભાવ વગેરે આવી જાય છે. પિતૃ ઋણમાં, વડિલ, પોતાનાથી બાળક, બંધુવર્ગ, સગોત્રી વગેરે તરફ અદા કરવાની ફરજ આવે છે. લોકઋણ ન્યાતજાત તથા દેશ તરફની ફરજ બતાવી આપે છે. કદાચ કોઈ કહેશે કે પૂત્ર ન હોય તો પિતૃઋણમાંથી મુક્ત થવા બીજી વાર પરણવાની જરૂર છે. પિતૃઓ પિંડ માગે એ વાત ખરી પરંતુ એક માણસને સંસારમાં લપટાવું ન હોય, તેની ઉપાધિ ગમતી ન હોય તે

છતાં બીજી વાર પરણવાની ધર્મશાસ્ત્ર આવશ્યકતા ગણે એમ હું માનતો નથી. એવો માણસ પોતાના જ્ઞાન-બળ વડે પિતૃઓને તૃપ્ત કરી શકે, કર્મમાં તેનું ચિત્ત ચોંટેજ નહિ. વળી ફરી પરણનારા કેટલા આવા વિચારથી–પિતૃઋણમાંથી મુક્ત થવાને–પરણેછે તે તો હું જાણું છું. ક્રમોક્રમ એક ઋણ પૂરૂં કરવાથી બીજાનો અધિકાર આવે અને આ ત્રણે ઋણમાંથી યથાશક્તિ, યથામતિ મુક્ત થવાથીજ આત્મઋણનો અધિકાર આવે. એનો અર્થ એટલોજ કે માણસ પ્રથમથીજ સંસારમાં બિલકુલ ન પડતાં જ્ઞાનમાર્ગ પસંદ કરે તો કદાચ તેને પાછા સંસારમાં આવવાનું મન થાય. જેને સંસારનાં સુખ દુઃખ જોયા પછી, સપાટા ખાધા વછી વૈરાગ્ય આવે, તેને સંસારપર અભ્રચના આવે છે, તેનો વૈરાગ્ય ચિરંજીવી રહે છે. આસુરી પ્રકૃતિનો ત્યાગ અને દૈવી પ્રકૃતિજ ગ્રહણ કરવાની તેમાં આવશ્યકતા છે. મોક્ષ પ્રાપ્ત કરવાને ત્રણ પગથીઆં પસાર કરવાની જરૂર છે; કર્મ, ઉપાસના અને જ્ઞાન. પ્રયાસ ધીરેધીરે થાય તોજ ઇચ્છિત પરિણામ આવે, ઉતાવળ કરવાથી ગબડી પડાય. પરમાત્માની વિદ્યા–બ્રહ્મવિદ્યા–બધાને દેખાતી નથી, ફળતી નથી, મળતી નથી.

પશુવત્ જીંદગી ગુજારવામાંજ મનુષ્યજન્મ સાર્થક નથી. પુરુષોએ આ વાત ધ્યાનમા રાખવી જોઈએ. સ્ત્રીઓ પોતાના મનને વશ રાખી શકે અને પુરુષો તેમ ન કરી શકે તો તેમનામાં પુરુષત્વ ન કહેવાય તથા સ્ત્રીઓ કરતાં તેઓ ઉતરતી પંક્તિના ગણાય.” ચંદ્રાવ એકલું બોલી જાણતો નહિ, બોલતો તે કરી બતાવતો.

તેની તબીઅત ધીરેધીરે બગડવા લાગી. કામમાં પણ ઝાઝી ગમ પડતી નહોતી, આરામની જરૂર હતી તેથી શેઠના કહ્યા મુજબ તેણે માથેરાન જવા ધાર્યું. શેઠે તે બાબત પૂર્ણ વ્યવસ્થા કરી. નસીબના સંજોગે...મહારાજની સ્વારી પણ માથેરાન આવવાની હતી એટલે ચંદ્રાવને, તેના મિત્રનો તેમજ જમાઈનો મેળાપ થાય એમ હતું, મહારાજ કોઈકવાર રાજ્યકારભારથી કંટાળી યા નાદુરસ્ત તબીઅતને લીધે આવી હવા ખાવાની જગ્યાઓએ જતા. હિંદની બહાર એ હવાનેજ બહાને જવું તેમને પસંદ નહોતું. તે એમ કહેતા કે “હવા ખાવાની જગ્યાઓ અહીં ઓછી છે કે આપણે તેટલા માટે પરદેશ જઈએ? અહીં ને અહીં ફરવાથી આપણા વતનથી બહુ દૂર હોતા નથી. રાજ્યમાં કંઈ ગરબડ થાય યા પ્રજાપર કંઈ કુદરતની આપત્તિ આવી પહોંચે તો આપણે ઝટ વતન આવી શકીએ અને જોઈતી મદદ કરી શકીએ.

દૂરથી ઝટ આવવું બની શકે નહિ. આપણે ચમન કરતા હોઈએ અને પ્રજા બિચારી દુઃખી થતી હોય. ત્યાંનીજ હવા સદે એ ઘેલું સૂત્ર મને પસંદ નથી. તે હવામાં કંઈ અમૃત નથી. આપણા બાપદાદાઓ હિંદમાંજ રહેતા હતા, શરીરે આપણા કરતાં વધારે કદાવર હતા, રણસંગ્રામમાં વધારે હોશયારી અને ચાલાકી બતાવતા હતા. આપણે રંગસંગ્રામના ભોગી થતા જઈએ છીએ અને કૌવત આપણામાં ઓછું થતું જાય છે. હિંદની હવામાં ઝેર હોત તો તેની ત્રીસ કરોડની વસ્તી જીવી ન શકતે અને પરદેશીઓ તો આપણા લાભાલાભનો વિચાર ન કરતાં ક્યારના પલાયન કરી જતે. પુસ્તકો વાંચવાથી તે દેશની રહેણી કરણી તથા રાજ્યદ્વારી હિલચાલોનો અનુભવ આપણને મળી શકે એમ છે. ખરૂં છે કે વાંચ્યાથી યા સાંભળ્યાથી લાભ મળે તેના કરતાં નજરોનજર જોવાથી વધારે લાભ મળી શકે. સારા લેખકો તો ચિતાર એવી સારી રીતે આપણી આગળ ખડો કરે છે કે જાણે તેજ ભૂમિમાં ચાલતા હોઈએ એવું આપણને લાગે છે. જાતિઅનુભવ મેળવવા જતાં કંઈ ચેપ લાગી જાય તો ભારે થઇ પડે. મનની નબળાઈ આપણામાં એટલી બધી ન હોય તોપણ એટલું તો નક્કીજ કે એકવાર ત્યાં જઈ આવ્યા કે પછી જરાક થયું કે ત્યાં જવાનું મન થવાનું. વળી આપણા દેશમા જે માનને પાત્ર આપણે ગણાઈએ છીએ તથા જે સત્કાર મળે છે તે ત્યાં મળવો મુશ્કેલ. ત્યાં જઈ આપણો વક્કર શા વાસ્તે ઓછો કરવો, જતાં પહેલાં તથા જઈ ને આપણું દાસત્વ ગાઈ વગાડીને બતાવવું? આવ્યા છીએ તો માનમાં રહીશું. ત્યાં અહોનિશ જનાર રજવાડાઓના નસીબમાં રાજ્ય લખેલું પણ રાજ્યભોગ તો નહિજ લખેલો." મહારાજ જ્યારે પણ આમ બહાર નીકળતા ત્યારે રાજ્યવ્યવસ્થા દિવાન તથા કારભારી મંડળને સોંપવામાં આવતી હતી.

ચંદ્રાવે, અનુબા તથા વિપિનને સાથે લેવા ધાર્યું હતું. વિપિનને પણ આરામની જરૂર હતી. બી. એ. નો શ્રમ વેઠ્યાને ઝાઝો વખત થયો નહોતો. જાતે ઘણા કોમળ હૃદયનો હતો, મનનો પોચો હતો. રસિકાને સંભારી ઘણીકવાર રડતો. કેમે કરી તેને વીસરતો નહિ. તેના ગુણ, તેણે કરેલો ઉપકાર, કેળવણી આપવામાં તેણે લીધેલી મ્હેનત વે અહોનિશ સંભારતો. રસિકાએ પણ બાળકીને શિક્ષણ આપવામાં કોઈ પણ દુઃખની દરકાર કરી નહોતી. સહેજસાજ તબીઅત સારી ન હોય તથા બહુજ થાકી ગઈ હોય છતાં બાળકો ભણવાનું મન કરતાં કે તરતજ તેમને શીખવવા તત્પર થઈ જતી. વિપિન મુંબાઇમાં એકલો

પડયો એટલે કંટાળ્યો હતો અને તારા વગેરે મળશે માટે માથેરાન જવા આતુર હતો.

તેમને જવાને આગલે દહાડે શેઠે માથેરાન, બે મન્ચીલ તથા એક ઘોડો તૈયાર રાખવા એક પોતાના મિત્રને લખી જણાવ્યું. ચંદ્રાવને ઘોડાપર બેસતાં આવડતું હતું પણ તેમ કરવા લાયક તેની તબીઅત નહોતી. વિપિનને બેસતાં આવડતું નહોતું. અભ્યાસમાંજ પા ઉપર જીંદગી પૂરી કરનાર ઘણા થોડાઓને તે આવડે છે. શીખવાનું મન હોય તેને સાધન નથી હોતાં, સાધન હોય તેને શીખવા જેવું તેમાં કશું લાગતું નથી. લડવા જવું હોય તેને કામનું એવી કદાચ એમની ધારણા હશે. વિપિનના વિચાર એવા નહોતા પણ તેને અનુકૂળતા નહોતી, ઘોડો ઘેર એકજ હતો અને ચંદ્રાવને વારંવાર તેનો ખપ રહેતો. સવારીનો ઘોડો ખાસ હતો નહિ. શેઠે તો વિપિન વાસ્તે પણ મન્ચીલનો વિચાર રાખ્યો હતો પણ વિપિને તે વિચાર ફેરવાવ્યો.

જવાને દિવસે બહારથી તેમજ અંદરથી સાદા શેઠ સ્ટેશનપર ચંદ્રાવને મૂકવા આવ્યા હતા. સૌ ગાડીમાં બેઠા ને શેઠ ચંદ્રાવના હાથમાં રૂપિઆ એક હજારની નોટ મૂકી તથા તે ઉપરાંત જરૂર પડે વધારે મંગાવી લેવા કહ્યું.

" કશી રીતે આપદા ભોગવશો નહિ, તબીઅત સુધારવા તરફજ ધ્યાન આપશો તથા અહીંની ફિકર કરશો નહિ. રાદના ગાડાં રાહે ચાલ્યાં જવાનાં. મ્હારા કાગળોમાં અહીંના વેપાર સમાચાર હું આપવાનો નથી, તમે પૂછાવશો તો લખવાનો નથી. તબીઅત સુધારવા જનારને અહીંની ખટપટો તથા હિલચાલો જાણવાની જરૂર નથી."

શેઠ દૃઢ તથા એક નિશ્ચયી હતા તે ચંદ્રાવ જાણતો હતો, નોટો તેણે વિપિનને સોંપી. શેઠની પોતાના પર આવી મમતા જોઈ તેની આંખમાં પાણી ભરાઈ આવ્યાં. શેઠને તેણે પ્રણામ કર્યા ને ગાર્ડે સીસોટી વગાડી. સૌ કોઈ સાવધ થઈ ગયા, ખાલી અંદર બેઠેલા ઉતરી પડયા, બહાર ઉભેલા પણ એ ગાડીમાં રવાના થનાર અંદર જઈ ગોઠવાયા. 'આવજો, કાગળ પત્ર લખજો' એમ બૂમ પાડવા માંડી. બીજા તથા પહેલા વર્ગના ઉતારૂઓ સાથે 'શેકહેન્ડ' થવા લાગી. 'એન્જિન' નો પાવો વાગ્યો અને બોરીબંદરથી ગાડી ઉપડી. કેટલાકોને કંઈ અગત્યનું રહી ગયલું તે તેમણે આખરે બૂમ પાડી કહી દીધું, થોડાકને ગાડી સ્ટેશન બહાર નીકળી ને કાંઈ સાંભરી આવ્યું એટલે તેમણે ઘેર જઈ કાગળમાં લખવા વિચાર કર્યો.

સ્વાર્થ છેક આંધળો છે. ગાડી કલાકના લગભગ પીસતાળીસ માઈલની ઝડપે ચાલતી હતી, કોઈકજ સ્ટેશને ઉભી રહેતી હતી છતાં અંદર બેઠેલામાંના કેટલાક ઉતારૂઓને, તે બિલકુલ થોભ્યા વગર એકદમજ પોતાને જ્યાં ઉતરવાનું હતું ત્યાંજ જઈ અટકે એવી ઇચ્છા હતી. વિપિન તે ઉતારૂઓમાંનો એક હતો, તારાને મળવા બહુ ઉત્સુક હતો. તારાને ઘણો વખત થયાં મળાયું નહોતું, તેને મળી હૃદય ખાલી કરવાનું હતું. ગાડી એકદમ ઉપડીને 'નેરલ' પહોંચે તો વધારે સારૂં એમ એના મનમાં હતું. જડ વસ્તુપર મનુષ્યના હૃદયની અસર થઈ શકી નહિ અને તેથી તે તેના ધોરણ પ્રમાણે ચાલી જતી હતી.

'નેરલ' આવ્યું અને માથેરાનના ઉતારૂઓ ઉતરી પડયા. સ્ટેશન બહાર તેમણે પોતાને વાસ્તે સગવડ કરી હતી, કેટલાકને કરવાની બાકી હતી. સૌ સૌના વાહનમાં બેઠા. કયાં અને કેટલું દૂર જવાનું હતું તેની વિપિનને ખબર નહોતી. આગગાડીના પ્રમાણમાં તેનો ઘોડો ઘણોજ ધીમો, કીડીના વેગથી ચાલવાનો હતો. રસ્તો પણ સીધો અને સરળ નહોતો. કોઈ જગ્યાએ ચઢાણ આવતું, કોઈ જગ્યાએ નીચાણ આવી જતું. કોઈક જગ્યાએ રસ્તો એવો સાંકડો થઇ જતો કે સામેથી કોઈ આવતું હોય તો પસાર થવું દુર્ઘટ થઈ પડે. નીચે અજબ ઉંડી ખાઈ અને કોતર દેખાતાં. વધારે ધારીને જોનાર માણસને નીચે જોતાં ફેર આવી જતા. ઉપર ડુંગર પણ એટલા ઉંચા જણાતા કે નાંખી નજર પહોંચતી નહિ અને આંખે તમ્મર આવી જતાં. આવી જગ્યામાં માણસ સામે જવલ્લેજ મળતું. કોતરમાં યા નીચે ઝાડીમાં વસનાર માથે ચારો લઈ જતો કોઇકવાર માત્ર દૃષ્ટિએ પડતો, તેની એ ખાઇ તથા ઝાડી પસાર કરી જવાની શકિત કંઈ અલૌકિકજ લાગતી. આવાં ડુંગરના કોળ, વીસ શેહેરીઓને માત્ર બે ચારજ મળ્યા હોય તો ભારે થઈ પડે. પરંતુ તેમના શરીરપર જેમ કઠણતા હતી તેમ તેમના મોંપર નિર્દોષતા લાગતી હતી. આર્યો પૂર્વે થયેલા લોકોના જેવા તેઓ દેખાતા હતા. રંગે સીધી જેવા કાળા હતા જો કે તેમના વાળ જુદા પ્રકારના હતા. તેમનું કદાવર શરીર જોઈ ટાઢ અને તડકો જાણે એમનાથી નાસતાં હોય એમ લાગતું. કેટલાક ઉઘાડે શરીરે ફરતા, તો કેટલાકની ખાંધપર ધુળીઆ ધાબળી અવ્યવસ્થિત જોવામાં આવતી. ભય શું તે કોઈ સમજતું નહિ. સાત આઠ વર્ષનું, તેમનું બાળક પણ હાથમાં તીરકામઠા વગર ફરતું જવલ્લેજ દેખાતું. એકલું ગમે ત્યાં રવડતાંએ ડરતું નહિ.

વિપિન—તારાને મળવા અધીરો બનેલો વિપિન–તેમને માથેરાન હજી કેટલું દૂર છે તે પૂછતો પરંતુ તેઓ ભાષા સમજતા નહિ એટલે જવાબ દીધા વગર ચાલ્યા જતા, વિપિનની આતુરતા આથી વધવા માંડી. ધીરેધીરે કુદરતનો બહાર વધારે દેખાવા લાગ્યો તથા વિપિનનું લક્ષ તે તરફ દોરાયું. ઉંચે નીચે અને આસપાસ નાનાં મોટાં વૃક્ષો અનેક જાતનાં જોતાં જોતાં તેનો માર્ગ તેણે કાપ્યો. ઘોડાપર બેઠેલો હોવાથી મન્ચીલોથી તે આગળ નીકળી ગયો હતો. આરોગ્ય તપાસવાની જગ્યા આવી પહોંચી અને માથેરાન હવે થોડુંજ દૂર છે એમ તેણે જાણી લીધું. દિવસ તદ્દન ઘોર લાગતો હતો. ખડબચડા અને ઉંચા નીચા રસ્તાપર જાણે ગુપ્ત કાસદનું કામ લઈ જતો હોય એમ વિપિન શ્રમ અને ભૂખને લીધે થાકેલો પોતાનો ઘોડો એકલો ચલાવતો હતો. ઘોડાને કેણી તરફ લઈ જવો, કયાં વાળવો એ બાબતની તસ્દી ઘોડેસ્વારને પડતી નહોતી.

સૂર્યાસ્તને લીધે પ્રસરેલા રતાશ પડતાં કિરણો સાંજને લીધે થયેલાં અંધકારમાં ઉમેરો કરવા લાગ્યાં. ઉંચી ટેકરીઓ ઉપર તથા મોટાં અને ઉંચા ઝાડો ઉપર એ કિરણોનો ભાસ સહેજસાજ લાગતો હતો છતાં ઝાડના પાદડાંઓ તથા ટેકરીઓ ઉપર ઉગેલા જંગલી છોડવાઓનો છાંયડો ઘણો રાક્ષસી તથા બિહામણો જણાતો હતો. ભિન્નભિન્ન તથા મનને મોહ પમાડે એવાં સવારમાં દેખાતાં રંગબેરંગી ફુલો સંતાઈ ગયાં હતાં. સર્વત્ર ગંભીર, ત્રાસ ઉપજાવે એવી શાંતતા પસરાઈ ગઈ હતી અને તે એકલી હવામાંથી નહિ પરંતુ ઘણાજ ઉંડાણમાંથી આવતી હોય એમ ભાસતું હતું. આ ભયથી પશુપક્ષીઓ પણ જાણે ત્રાસ પામતાં હોય તેમ પલાયન કરી જતાં હતાં. કેટલાંક કોલાહલ કરી તે જગ્યાની ભયંકરતામાં ઉમેરો કરતાં હતાં. સૂર્યાસ્ત નજીક આવવા લાગ્યો. ઉપર આભ અને નીચે ધરતી એમ ઉતારૂઓ ચાલ્યા જતા હતા. બધે ચુપાચુપ લાગતું હતું. માત્ર કોઈકવાર જમીનપર પડેલાં પાંદડાંમાં સળવળાટ, ઝાડોમાંથી આવતો કંસારી કે બીજાં જીવડાંઓનો ધમધમાટ જીવને ગભરાવતો હતો. આકાશ ધમઘોર દેખાતું હતું અને પૃથ્વી તેથી વધારે બિહામણી લાગતી હતી. ઘોડાઓ આ જગ્યાને અનુકૂળ ન હોય તો વટેમાર્ગુની દશા કંઈ વિચિત્રજ થાય. પરંતુ આ ભયંકરતાની અસર ઘોડાઓ તથા મન્ચીલ ઉંચકનારાઓ ઉપર થતી નહોતી અને તેઓ નિડરતાથી આગળને આગળ ખરે રસ્તે ચાલ્યા જતા હતા. વિપિન આગળ નીકળી ગયો માટે પસ્તાતો હતો. ઉભા રહેવા કરતાં હવે તો જલદીથી માર્ગ

કાપવામાંજ સાર હતો. પાછા ફરવાની હામ નહોતી. મન્ચીલમાં બેસનારાઓનો ભય તો વાંચનાર તુંજ કલ્પી લે તે વધારે સારૂં. બેસનાર એક અને ઉંચકનારા ચાર. બેસનાર મોટે ભાગે મુંબાઇવાસી એટલે સુકી સળી જેવો યા ફોફલ તથા તેને લઈ જનાર વાઘ જેવા. આડે રસ્તે લઈ જઈ તેનું કાટલુ કરતાંજ વાર. તેને લુંટી લઈ ગમે ત્યાં કોતરમાં પધરાવી દીધો તો તેનું હાડકું મળવું પણ મુશ્કેલ. મન્ચીલમાં બેઠેલાઓને તો આથી જીવતા ને જાગતા મૃત્યુનો અનુભવ મળ્યો. ચંદ્રરાવ સિવાય સૌના રામ રમી ગયા હતા. ચંદ્રરાવની શાંત પ્રકૃતિમાં આ શાંત, ગંભીર તથા ભયાનક કુદરતી દેખાવોએ વધારો કર્યો. પ્રભુપર તેને પૂર્ણ આસ્થા હતી. વળી રસિકાના મૃત્યુ પછી પોતાની જીંદગીની તેને ઝાઝી દરકાર રહી નહોતી. રસિકાને આવી જગ્યાઓમાં જવાનો, ફરવાનો બહુ શોખ હતો પણ તે કોડ મુંબાઇની પ્રવૃત્તિને લીધે પૂરો પડાયો નહિ તેથી ચંદ્રરાવના મોંપર દિલગીરી છવાઈ રહી હતી. રસિકા તરફ પોતાનો ધર્મ બજાવી શક્યો નહિ એ વિચારથી એ લાચાર બની ગયો હતો.

મોચી વગેરે વર્ણોની ઝુંપડીઓમાં બળતા નાના તથા ઝીણા દીવાના પ્રકાશે સૌના જીવમાં જીવ મૂક્યો. માથેરાન આવી પહોંચ્યું એમ સર્વેને લાગ્યું. ધીમેધીમે બંગલાઓ, હૉટેલો આવવા લાગ્યાં અને ઉતારૂઓએ ઉતરવા માંડ્યું. વિનોદચંદ્ર સામેથી એક માણસ પાસે ફાનસ ઉંચકાવી આવતો હતો તે વિપિનને મળ્યો. વિપિને તારાની ખબર પૂછી.

" અહીંથી તે બહુ દૂર નથી. તમારી વાટ જોતી બંગલાના દરવાજા આગળ ઉભી છે. "

વિપિનનું હૃદય ધડકવા માંડ્યું. તેને કેમ મળાશે એવો વિચાર આવ્યો. ચંદ્રરાવ તથા અનુબાની રાહ જોતો તે ઉભો. થોડીકવારમાં તેઓ આવી પહોંચ્યાં. વિનોદચંદ્રે નમસ્કાર કર્યા. ચંદ્રરાવ મન્ચીલમાંથી ઉતર્યો, વિપિન ઘોડાપરથી કુદી પડ્યો હતો, ચંદ્રરાવ તથા વિનોદચંદ્ર વાતો કરતાકરતા ચાલતા હતા, તથા વિપિન દરેક બંગલાના દરવાજા તરફ જોતો હતો.

ચંદ્રરાવ તથા વિપિનને આવતા જોઈ, વિનોદચંદ્ર તેમની સાથે હોવા છતાં તારા ઉતાવળી ઉતાવળી આવી ચંદ્રરાવને બાઝી પડી, રોઈ પડી. ચંદ્રરાવનું હૃદય પણ પીગળી ગયું. વિપિન એક તરફ તારાને છાની રહેવા સમજાવતો હતો તથા મોં આડું રાખી પોતે રોતો હતો,

વિનોદચંદ્ર ચંદ્રરાવને શાંત કરવા મથતો હતો. બધાને શાંત કરવાનું તેને માથે આવ્યું. હૃદયનો ઉભરો સમવા માંડયો તથા ચારે જણાંએ ચાલવા માંડયું. અનુબાનું મન્ચીલ જરા પાછળ હતું એટલે તેને આ વાતની ખબર પડી નહિ. ઉતારો આવી પહોંચ્યો અને સઘળાં તેમાં દાખલ થયાં. કોઈ પણ જાતની સગવડ કરવામાં શેઠે બાકી રાખી નહોતી, રસોઇયાને આગળથી વિદાય કરવામાં આવ્યો હતો એટલે સઘળું તૈયાર હતું. વિનોદચંદ્રને ત્યાં જમવા આગ્રહ થયો પણ ઘેર બધું તૈયાર હોવાથી તેણે રજા માગી. તારા કાલે સવારે મળીશ એમ કહી તેની પાછળ ગઈ.

લાંબો પ્રયાસ કરી થાકેલાને થાક ખાવાની જરૂર છે તો આપણે પણ વધારે શ્રમ ન લેતાં માથેરાનની શીતળ ટેકરીપર આરામ લઈએ.



## પ્રકરણ ૧૨.

### માથેરાન.

“આશા મીઠી કટુ થઈ હરે ત્હોય છોડી ન છૂટે,
જુઠી તેને મગજ સમજે ત્હોય હૈયુ ન છોડે;
આશા એ તો મધુર કડવો અંશ છે ઝિંદગોનો,
છેદાયે ના જીવિત સુધી એ છેદતા જીવ જાતો!”

(કલાપી.)

પ્રાતઃકાળ થવાની તૈયારી હતી. હિંદના ઘણા પ્રદેશોમાં લોકો તાપથી કંટાળી ગયા હતા. તાપને લીધે જોઈએ તેટલું કામ કરવા અશક્તિવાન્ થવાથી ઉનાળો ક્યારે જતો રહે એવી વાટ જોતા હતા. રાતના બધાં બારી બારણાં ઉઘાડાં મૂકી અથવા તો અગાસીમાંજ સુતા હતા તે સમયમાં માથેરાનમાં પુષ્કળ ઠંડી પડતી હતી. સવારના પહોરમાં કોઈ પણ માણસ શરીરે કંઈ ગરમ કપડાનું આચ્છાદન કર્યા વગર ઓટલાપર પણ ફરી શકતું નહોતું. બધે અંધારૂં વ્યાપી રહ્યું હતું. ધુમસ એટલા જોરથી વરસતો હતો કે ચંદ્રરાવના ઓટલાની બહાર આવેલા બાગમાંજ કોઈ ફરતું હોય તો દેખાતું નહોતું. ચંદ્રરાવનો ઉતારો “ડેન્જર પૉઇન્ટ” ને નિહાળતો, મોટા રસ્તાપરથી જમણે હાથે વળતાં થોડાં કદમ ચાલ્યા પછી ગલીના નાકાપર આવેલો હતો. તે ભાગમાં મોટા ત્રણ

ખંડ હતા ને દરેક ખંડની બાજુમાં નાની ઓરડીઓ હતી તથા છેડાના બે ખંડના પાછલા ભાગમાં નહાવાની ઓરડીઓ હતી. બંગલાના આ ભાગની આગળ એક નાનો બાગ હતો જેમાં જાતજાતના છોડવા તથા ઝાડો રોપવામાં આવ્યાં હતાં. અને તેમની અનુપમ શોભાથી સવારના પહોરમાં સર્વને આનંદ આપતાં હતાં, બાગની વચ્ચે એક ફુઆરો હતો જે કોઈકિવાર છોડવામાં આવતો હતો. બાગ ફક્ત આગલાજ ભાગમાં હતો ને તેને આગળથી એક નાની દીવાલ બાંધી રોકવામાં આવ્યો હતો. એ દીવાલ આગળ જઈને નીચે નજર નાંખતાં "ડેન્જર પૉઇન્ટ" નો સાંકડો તથા ભયંકર રસ્તો દેખાતો હતો. આ રસ્તો એવો તો સાંકડો હતો કે એક માણસ પણ સમાલીને ચાલે નહીં તો નીચે આવેલા ઉંડા કોતરનો ભોગ થાય. સામેથી માણસ આવતું હોય તો એકને આડા ફરી બીજાને માર્ગ આપવો પડતો. આ રસ્તો જોવા તથા તે તરફ ફરવા માથેરાનમાં આગમન કરનાર દરેક માણસ ઇચ્છા રાખતો. વધારે ઉંડાણમાં તથા જરા દૂર નજર નાંખતાં પર્વતની તળે આવેલી ફળદ્રુપ મોટી ખાઈ નજરે પડતી હતી. નદીનો મોટો પટ જાણે સુકાઈ ગયો હોય તથા તેમાં જાણે કુદરતે વાસ કર્યો હોય એવું આઘેથી લાગતું હતું. કોઈક ઠેકાણે કરાંઠી યા એવી વસ્તુથી બાંધેલી નાની ઝુંપડીઓ દેખાતી હતી. નીચે આવેલાં ગંજાવર ઝાડો તથા કોઈકિવાર ત્યાં ફરતાં જાનવર તથા માણસો નિહાળતાં વેંતીયાની ત્યાં સૃષ્ટિ ઉત્પન્ન થઈ હોય એવું લાગતું. ખાઈવાળો પ્રદેશ ધીરેધીરે ઉંચે ચઢતો હતો તથા "પર્બલ હિલ" ને મળી જતો હતો. સાધારણ જોનારને તો એ ડુંગર બંગલાની બહુજ નજીક આવ્યો હોય એમ લાગતું હતું પણ તે બંગલાથી ઘણા કોશ દૂર હતો. ધીમેધીમે ધુમસ બંગલાની નજીક ઓછો થતો અને 'પર્બલ' પર વાસ કરતો ને તેને સંતાડવા પ્રયત્ન કરતો. બરફનો પહાડ હોય એમ આઘેથી લાગતું. આવા ધુરંધરને જોઈ ત્યાંથી ધુમસ ધીમેધીમે પલાયન કરી જતો. એટલામાં સૂર્યનારાયણ ક્રોધાયમાન થઈ 'પર્બલ' ની તરફેણ કરી, તેની શોભા ઓછી કરનાર ધુમસપર વેર લેવા તેના કિરણરૂપી લશ્કરને આગળ કરી રથમાં મહાલતા મહાલતા ધીરેધીરે આવતા હતા. લશ્કર સામુંજ ટકવાને ધુમસ અશક્તિમાન્ થતો ને ઝાડી યા કોતરમાં બીજે દહાડે સવારે વેર લેવા બાયલાની માફક સંતાઈ જતો. રથમાં બેઠેલા નૃપની સામું પણ જોવાની તેનામાં શક્તિ નહોતી. સૂર્યનારાયણ જય મળ્યાની

ખુશાલીમાં લશ્કરને સાબાશી આપતા તથા તેમને પ્રફુલ્લિત કરતા આનંદથી તથા હસતે મુખે હાથીની માફક ડોલતાડોલતા આવી પહોંચ્યા અને 'પર્નેલ' તેના પૂર ભપકા ને દમામમાં ઉભેલો હોય એમ દેખાયો.

બંગલાના બીજા ભાગમાં જવાને બાગમાં થઈ કુદરતેજ ખોદી કાંઢેલા પત્થરના દાદરપર થઈને જવાનું હતું. તે ભાગ પ્રથમ ભાગ કરતાં ઝાઝો ઉંચો નહોતો. તે બાગના ઓટલાપર એક હીંચકો બાંધેલો હતો. ત્યાં મોટી ચાર ઓરડીઓ હતી; આમાંની એક રસોડા તરીકે વપરાતી. આ ભાગની પાછળ એક મોટો કૂવો હતો જેમાં દૃષ્ટિ કરતાં માલૂમ પડતું કે તેનું પાણી ખાસ વપરાસમાં આવતું નહોતું. અંદર ઘણેખરે ભાગે ભીંતપર લીલ બાઝી હતી. તથા પાણીપર ઝાડના પાંદડાં એવી સફાઈથી પથરાઈ ગયાં હતાં કે ત્યાં પાણી છે એવું ભાન પણ થાય નહિ.

બંગલાનો ત્રીજો ભાગ પહેલા ભાગની પાછળ આવ્યો હતો ને ત્યાં બે રસોડાં હતાં તથા એ બેની વચ્ચે એક મોટો ઓરડો જમવા બેસનારની સગવડ વાસ્તે હતો. જમણી બાજુના રસોડાંની પાસે બંગલાના રખેવાળની ઓરડી હતી. બંગલાનો રખેવાળ વયે વૃદ્ધ હતો છતાં શરીરે પુષ્ટ હતો; બંગલાના માલિકની વાત તેની અસ્પષ્ટ ભાષામાં ઘણાજ રસથી કહેતો.

સવારના પહોરમાં વહેલાં ઉઠી દંતધાવન કરી વિપિન આમતેમ કુદરતને નિહાળતો ફરવા લાગ્યો. તેના મનથી તે બહુ વહેલો ઉઠયો હતો. ઘોડાપર અથવા પગે ફરવા નીકળેલા માણસોએ આ અનુમાન ખોટું ઠેરવ્યું. ઘોડાપર ફરવા નીકળેલા માણસના હાથમાં એક બહુ નાની તથા પાતળી લાકડી દેખાતી તથા તેમની પાસેથી નીકળતા સ્વરપરથી તેઓની પાસે પાવો યા સીસોટી હોય એમ લાગતું. સવારના પહોરની ઠંડી તથા શાંતિમાં આ સુરનો પડઘો ઘણોજ ઉંડાણમાંથી આવતો હોય એમ લાગતું. પગે ચાલનાર કેટલાક પોતાના કરતાં બે હાથ ઉંચી જબરી ડાંગ સાથે ત્યાં ફરતા દેખાતા. આ ફરનારાઓનો ઘણોખરો ભાગ મુંબાઈવાસીજ દેખાતો. થોડીકવાર આમતેમ ફરી, કંટાળી, વિપિન 'ડેન્જર પૉઇન્ટ' ને નિહાળતી દીવાલપર બેઠો, તથા ઉપર નીચે અર્થ વગર જોવા મંડયો. નીચે અંધારૂં લાગતું હતુ. ત્યાં આગળથી પણ મુસાફર કોઈ કોઈ રડયાખડયા જતા દેખાતા હતા. કેટલાકને તો જોયાનો

પ્રસંગ ઘણીવાર પડ્યાથી વિપિનને તેમાં રસ પડતો નહોતો. જરાકવાર પછી એ રસ્તાનો અંધકાર જાણે દૂર થતો હોય એમ વિપિનને લાગ્યું તથા તે તરફ તેનું ધ્યાન વધારે ચોંટયું. સૂર્યનારાયણે ત્યાં પોતાનું તેજ પૂરેપૂરૂં મોકલ્યું. વિપિનની નજર એટલામાં ત્યાંથી પસાર થતા માણસો ઉપર પડી ને વિપિન ચમક્યો. એકી ટસે તેજ દિશા તરફ જોવા તે લલચાયો. આંખને તૃપ્તિ થઈ નહિ, પાંપણ મીંચાઈ જતી એટલી વાર પણ તેની ધીરજ રહી નહિ. એની નજર આગળથી પસાર થનાર કોણ હતું તે એ સમજી શક્યો નહીં. મુંબાઇવાસી તે નહોતુંજ; કેમકે સાથે રજવાડાનો સિપાઈ હતો. બીજો માણસ જે પાછળ ચાલતો હતો તેની મુખમુદ્રાપરથી તે તે સુંદરીનો ભાઈ હોય એવું લાગતું હતું સિપાઈ એ ભાઈ બેનની પાછળ ચાલતો હતો. વાત કરનાર માણસોને સામા માણસનું મોં જોઈ વાત કરવાની ટેવ હોય છે તેથી તે સુંદરીને પાછાં ફરી ભાઈ સામું જોઈ વાત કરવી પડતી હતી. ને તેથી વિપિનને તેનું બરોબર અવલોકન કરવા પ્રસંગ મળતો હતો. એટલામાં વિપિનની નજર તે સાંકડા રસ્તાપર પડી ને તે એકદમ ચમક્યો. રસ્તો તે જગ્યાએ જરા વધારે સાંકડો હતો, ઉપરથી તે વધારે સાંકડો દેખાતો હતો અને વિપિનથી તે જોઇએ તે કરતાં વધારે સાંકડો કલ્પાતો હતો. તેનાપર ચાલનાર રખેને પડી જશે એવું તેના મનમાં થયું. ઓળખાણ હતું નહીં એટલે ચેતાવી શકે એમ નહોતું. જરા પણ પગ ખસે તો હાથપગ જડે એમ નહોતું. વારંવાર પાછું ફરી જોઈ બાળા વાત કરતી તથા વિપિનની ધાસ્તીમાં વધારો કરતી હતી. જરા પણ આંચ આવે તો ઉપરથી પડતું મૂકી વિપિન પોતાનો ભોગ આપવા તૈયાર થઇ ગયો. બચાવવું તો પ્રભુ સિવાય કોઇના હાથમાં હતુંજ નહીં. એક બે પળમાં વિપિન તે બાળાનો દાસ થઇ ગયો. પ્રથમ દર્શને તે ઘેલો બની ગયો. વિચાર વધુ વખત પહોંચ્યા નહિ; કારણ એકાએક ઝાડીમાં બધાં અદશ્ય થઈ ગયાં, અને તેની ભીતિ ખોટી ઠરી. આત્મભોગ આપવાનો વિચાર લંબાવવો પડ્યો. વિપિનનું હૃદય ધડકવા માંડયું, ફરી ક્યારે દર્શન થશે એવા વિચારથી મસ્તક ભમવા માંડયું.

ચંદ્રરાવ તથા અનુબા પણ નિદ્રામાંથી ઉઠ્યાં હતાં. બાવરો વિપિન જાણે એક મોટું રાજ્ય મેળવવું હોય તેમ વિચારમાં ને વિચારમાં એટલા આગળ આવ્યો. વિનોદચંદ્ર તથા તારા ફરતાંફરતાં ત્યાં આવી પહોંચ્યાં.

"કેમ ભાઈ! તું કંઈ ફરી આવ્યો કે નહીં"!

વિપિન મન સાથે બોલ્યો, "શ્રી કૃષ્ણ ભગવાને પોતાના મોંમાં અર્જુનને આખી સૃષ્ટિ બતલાવી દીધી તેમ એકજ મુખમુદ્રા નિહાળતાં હું પણ આખી સૃષ્ટિની પ્રદક્ષિણા કરી આવ્યો." વળી તેનું શરીર જોકે ફરી આવ્યું નહોતું, પણ તેના મગજે કંઈકંઈ જગ્યાઓ રચી હતી, કંઈકંઈ જગ્યાઓમા તેને ફેરવ્યો હતો, કંઈકંઈ નવી શોધખોળ કરાવી હતી. પ્રેમીના હૃદયતરંગો પ્રેમી સિવાય કોઈજ કલ્પી શકે નહીં. જે બાળાને વિપિને જોઈ હતી તેણે વિપિનને જોયો નહોતો, માત્ર નામથી સાંભળ્યો હતો. તે છતાં વિપિનને વિચાર થવા લાગ્યો કે "હું જેમ એને ચાહું છું તેમ એ મને ચહાતી હશે? તે વિવાહરહિત હશે કે કેમ? તે મ્હારીજ ન્યાતની હશે કે કેમ? તેનાં તથા મ્હારાં માતપિતા અમારૂં લગ્ન કરવા હા પાડશે કે નહીં?" ઉપલા વિચારોનો સરવાળો થયો ને તેનો જવાબ મનને ગમે ને વધારે તસ્દી ન પડે એવી રીતે પોતેજ આપવા લાગ્યો, "તે છે તો ઉમદા ખવાસની તથા કુટુમ્બ પણ મોટું જણાય છે એટલે મ્હારા પિતા તો ના નહીં કહે. મ્હારૂં પણ કુટુમ્બ સારૂં છે એટલે તેનાં માતપિતાને પણ ના પાડવાનું કારણ નથી. લાગે છે તો મ્હારીજ ન્યાતની, તે મોટાની છોકરી એટલે અવિવાહિતજ હશે કેમકે સારો વર મળવો મુશ્કેલ."

પહેલા સવાલનો જવાબ અધરો થઈ પડયો ને તેથીજ તેનો જવાબ છેલ્લો આપવાની જરૂર હતી. એ સવાલનો જવાબ બરાબર ન આવે તો બધુંએ ખોટું, તથા ઉપલી માથાકુટ નકામી ઠરે. હિસાબ સો વાર ફરીથી ગણે પણ પત્તો લાગે નહિ. પ્રેમી માણસને આંધળો કહ્યો છે તેનું કારણ એકલું એ નથી કે તેનું પાત્ર ગમે તે હોય તોપણ તેને પૂજે છે, તેની પાછળ ફીદા થાય છે, તેનેજ ઝંખ્યા કરે છે, ને તે મળે નહીં તો દુ:ખી થાય છે; પરંતુ બીજી રીતે પણ તે આંધળો છે; સામું માણસ પોતાને ચહાય છે કે નહિ, તે પારખવાની શક્તિમાં પણ તે અંધ છે. તે એમજ માની લે છે કે તે પણ પોતાને ચહાય છે. વિપિને પણ એમજ ધારી લીધું. વિપિને પોતાના મનને ગમતા જે ચોક પૂર્યા હતા તેમાં કેટલાક ખરા ને કેટલાક ખોટા હતા; જો કે એટલું તો નક્કી કે જે બાળાએ તેને આજ સુધી પ્રત્યક્ષ યા છબીમાં પણ જોયો નહોતો તે તેને ચહાતી તે શી રીતે હોય?

થોડીક વારે વિપિનને વિચાર આવ્યો કે તારાએ કંઈ પૂછ્યું ને તેનો જવાબ હજુ દેવાનો બાકી છે.

"બેન, તેં શું કહ્યું ?"

"ભાઈ, હજી ઉંઘમાં તો નથી કેની ? તું કંઈ ફરી આવ્યો કે નહીં ?"

"કાલના થાકથી પગ થાકી ગયા છે." મનમાં ગણગણ્યો, "આજના પરિશ્રમથી મગજ કંટાળ્યું નથી કેમકે વિચાર હજી તેના તેજ આવે છે ને તેમાં રસ પણ પડે છે."

ચંદ્રરાવ અને વિનોદચંદ્રની વાતચિતપરથી એટલું જણાયું કે અત્યારે કોઈ મળવા આવનાર છે. રાતે આવવા વિચાર હતો પણ એકદમ કંઈ વરદી આવવાથી સવારપર વિચાર રખાયો. વિનોદચંદ્રે કંઈ નામ પણ દીધું હતું પણ વિપિનના તરંગોને લીધે માથેરાનની ઠંડી હવામાં તે ઉડી ગયું હતું. બંગલાની બહાર કોઈનાં પગલાં સંભળાયાં ને વિનોદચંદ્રે ઉભા થઈ બે ત્રણ ખુરસી લાવી આગળ મૂકી. આવનાર માણસની આગળ ને પાછળ અક્કેક સિપાઈ ચાલતો હતો. આગળ ચાલતા સિપાઈને જોઈ વિપિન વિસ્મય પામ્યો કેમકે તેણે સવારે જે સિપાઈ જોયો હતો તે આજ હતો.

ચંદ્રરાવ મુંબાઈની પ્રવૃત્તિમાં એવો લીન થઈ ગયો હતો કે તે પોતાને વતન જતો નહિ; જાય તોપણ કંઈ ધંધાને અર્થે. રાતે મેલમાં નીકળી સવારે ત્યાં ને પાછી તેજ રાતે કુચ કરવાની તૈયારી. મિત્રને રાજ્યની નોકરી. કોઈકવાર બન્ને મળતા ત્યારે ચંદ્રરાવ કહેતો "ભાઈ, આ પાશ્ચાત્ય રાજ્યના પ્રતાપે વગર વાંકે આપણે દેશવટો ભોગવવાનો આવે છે; સજા સરકારને કરવીજ પડતી નથી. સજા કરનાર આપણે અને સજા ખમનાર પણ આપણે. આપણું વતન મોટું ન હોય, વર્તમાનપત્ર છપાતાં ન હોય અને આપણાં સગાંસંબંધી બરાબર લખતાં ન હોય તો આપણા વતનમાં શું થાય છે તેની આપણને ખબર પડે નહીં. સગાં લખતાં હોય અને આપણને જવાબ લખવાની ફુરસદ ન હોય તો તે લખતાં કંટાળી જાય, ને મનમાં આવે તો બબડે. "મોટા ચોપડા ફાડવા ત્યાં ગયા છે તે જાણ્યું. નોકરી તો એજ કરતા હશે જાણે." બંન્ને મિત્રો પરસ્પર થોડા દહાડા આવી આરામ લેવા પત્રદ્વારા સૂચવતા પણ બેમાંથી કોઈ તેમ કરી શકતું નહીં તથા તટસ્થ આદમીને આ રીત 'ડાહી સાસરે ન જાય ને ઘેલીને શિખામણ દે' એવી લાગતી. વિપિન છએક વર્ષનો હતો, ત્યારે તેના પિતાનો મિત્ર મુંબાઈ આવી ગયો હતો. ત્યારપછી તે ફરી તેણી તરફ ફરકી શક્યો નહિ. તે

વખતે પણ કંઈ રાજ્ય તરફથી ઝવેરાત લેવાનું હતું તે માટે આવ્યો હતો. વિપિન નાનો હતો એટલે તેને આ આવનારનો ચહેરો સહેજસાજ સ્મરણમાં હતો. તેની જોડે આવેલા યુવાનને જોતાં વિપિનનો ગભરાટ વધ્યો.

રજવાડી પરોણાની આગતાસ્વાગતા કરવા ચંદ્રરાવ ઉઠ્યો ને ઓટલા આગળ આવ્યો. જૂના મિત્રો તેમની આસપાસ તેમના બાળકો હોવા છતાં ભેટી પડ્યા.

ગિરિજચંદ્રે કહ્યું "ભાઈ, આ તબીઅત સાથે પરોણાગત કરવાની જરૂર નહોતી."

"ભાઈ પરોણાગત ન કરીએ તો જઈએ ક્યાં? એક વાર દાઢમાં લો તો એવા તો ચાવી નાંખો કે દુનિયામાં ઉભા રહેવું પણ ભારે પડે. ખરી કે ખોટી રજવાડી માણસની પરોણાગત તો કરતાં આવડવીજ જોઈએ, પછી ભલે પાછળથી તેને ગાળ દેતા હોઈએ."

"મુંબાઇમાં રહીને શીખ્યો હશે ખરૂં કેની?"

"હા ભાઈ, થોડું ત્યાં અને થોડું તમારા જેવા કને."

"પણ આ ત્હારી પરોણાગત ખરી કે ખોટી?"

"તે તો તમને સંતોષ મળ્યો હોય તે પરથી સમજાય, કેમકે ખામી કાઢવી તેમાં વાર શી, ને તમારી નજર તો ભૂલ શી રીતે શોધી કાઢવી તે તરફજ."

"મુંબાઇમાં રહીને પણ રજવાડાનો અનુભવ તો સારો મેળવ્યો છે."

ચાહ આવી પહોંચી ને ચંદ્રરાવે કહ્યું "ભાઈ, પરોણાગત કરી છે એમ ન સમજતો. હજી કોઈએ ચાહ પીધી નથી, રાતનો થાક છે તેથી અત્યારે મૂકાવી છે બાકી મને દરરોજ પીવાની ટેવ નથી. જો પવાલાં પણ પિત્તળનાં છે; કોઈને ત્યાંથી ચાંદીના મંગાવ્યાં નથી બાકી તમારા જેવાને તો તેજ શોભે."

"નારે ભાઈ, હવે તો અમારી કીમત માટીના વાસણમાં આવી રહી છે."

"તમારી આંગળી બળે તેની દાઝ તો તમારા પોતાના હોય તેનેજ હોય કેની?"

વિપિન આ વાત સાંભળતો હતો છતાં તેના વિચાર બીજીજ દિશામાં હતા. જે પ્રતિમા તેણે આજે સવારે જોઈ હતી તે એની ન્યાતનીજ હતી એટલું તો નક્કી થયું. જો કે તે વિવાહરહિત નહોતી

એમ એણે સાંભળ્યું હતું. ચાહ પીતાંપીતાં મોં કડવું થતું હતું; બધા પીએ ને એ જોયાં કરે તે ઠીક ન લાગ્યું તેથી ચાહ મોંએ માંડી. ગિરિજચંદ્રના સવાલથી વિપિનનું ધ્યાન તે તરફ ખેંચાયું.

"કેમ ભાઈ, ઓળખો છો ખરા કેની ?"

"હાજી, કંઈ સહેજસાજ યાદ આવે છે ખરૂં."

"મને ક્યાં અને ક્યારે જોયો હતો ?"

"હું બહુ નાનો હતો ત્યારે આપ મુંબાઇ પધારેલા."

"પિતાજીએ આમ વાત કરવાનો બોધ દીધો હશે."

"થોડુંક અત્યારની વાતચિતપરથી શીખ્યો, બાકી મને એમ બોલવાની ટેવ છે."

"થોડી તમારા મિત્રને શીખવજો. મિત્રમન, હું વિપિન કહેતો હતો તે આજ."

પ્રમાદી મિત્રમનના મનપર પણ વિપિનની વાતચિત કરવાની લઢણ જોઈ અસર થઈ અને તેમાં કાંઈ મધુરતા લાગી. અજાણપણે વિપિન તરફ જોઈ તેનું મસ્તક નમ્યું.

"વિપિનભાઈ, પિતાજી તો મુંબાઇના કામથી પરવારતા નહોતા પણ તમને પણ તમારે વતન આવવાની ફુરસદ નહોતી ?"

જ્યાં પોતાનું કુટુમ્બ રહેતું હોય ત્યાંજ આપણું રહેવાનું વધારે થાય ને ? બેચાર વાર ત્યાં આવ્યો હતો, પણ આપની પાસે આવતાં અચકાતો હતો."

"આ પ્રમાણે તમારી બેએક પેઢી મુંબાઇ રહેતી થાય તો તમે તમારૂં વતન પણ ભૂલી જાઓ; પણ ભૂલ્યો, આજ તો મુંબાઇગરા કહેવડાવવામાં મોટાઈ સમાઇ છે. ચંદ્ર રજવાડાના માણસોથી દૂર રહેવાનું પુત્રને શિક્ષણ તેંજ આપ્યું છે કે એના પોતાના વિચાર છે ?"

"હું તો ઉલટો વિપિન તને ન મળતો તે વાસ્તે તેને ઠપકો આપતો."

"વિપિનભાઈ, ત્યારે આ તો તમારો વાંક ઠર્યો."

"ઓળખાણ નહિ એટલે આવતાં પગ નહોતો ઉપડતો."

"હા, હા, હવે સમજ્યો; તમારે 'ઇન્ટ્રોડક્શન' જોઈતું હશે. તો તુમારા પિતા પાસે પત્ર લખાવી આવવું હતું."

"એવા વિચાર મ્હારા નથી. ખરૂં જોતાં એક બે વાર બારણા આગળ આવી ચાલ્યો ગયો હતો કેમકે સિપાઇએ એક વાર તો પાધરો જવાબ દીધો નહિ, ને બીજી વાર પૂછ્યું ત્યારે કહ્યું કે કામમાં છે."

ચંદ્રરાવે કહ્યું "તમારા સિપાઈઓ તમારા કરતાં વધુ ડાહ્યા હોય છે. પછી કોણ જાણે, કદાચ તમેજ તેને શીખવી મૂક્યું હોય કે મોં જોઈને ચાલ્લો કરવો, નહિ તો તમારે ત્યાં માણસો ઉભરાય ને તેમને જવાબ દેતાં, તથા તેમની જોડે વાતચિત કરતાં તમારૂં માથું દુઃખી આવે."

"હું એવો હુકમ મ્હારા સિપાઈને કદી કરતો નથી, ને કોણે આ પ્રમાણે જવાબ દીધો હશે તે મ્હારી ધ્યાનમાં છે."

"ભાઈ તેના પેટપર પગ ન મૂકતો; હશે એ તો એમજ ચાલે." "વારૂ ત્યારે હવે તો તમને મ્હારે ત્યાં આવવામાં હરકત નહીં હોય. બંગલો અહીંથી બહુ નજીક છે. મિત્રમનને પણ તમારા જેવાંની સંગતનો લાભ થશે તથા તમારા બન્નેનો વખત જશે."

વિપિનના બોલવામાં એવું લાવણ્ય હતું કે જેની જોડે તે વાત કરતો હતો તેને વિપિન વાસ્તે પ્રેમ ઉત્પન્ન થતો તથા તેને માટે સારો અભિપ્રાય આવતો. બિરિજચંદ્રને તેની બોલવા ચાલવાની રીત બહુ પસંદ પડી. પોતાના પુત્રમાં એ ટેવ નહોતી તેથી વિપિનની સંગતનો લાભ તેને મળે તો સારૂં એવી તેની ઇચ્છા હતી.

વિનોદચંદ્ર, ઉપર થયલી વાતચિત સાંભળી સ્તબ્ધ થઈ ગયો હતો કેમકે આવી રીતે વાત કરતાં બિરિજચંદ્રને તેણે કોઈ દિવસ સાંભળ્યો નહોતો. આ તેના મનના વિચાર કળી જવા તે રજવાડી બિરિજચંદ્રની જાણ બહાર નહોતું. સામાના મોંપર કોઈના બોલવાની શી અસર થાય છે તે કળી જવાની તેને ટેવ પડી ગઈ હતી. તેણે કહ્યું "વિનોદચંદ્રજી, ચંદ્રરાવ સાથેનો મ્હારો સંબંધ કેવી જાતનો છે તે જોવાનો આ તમને પ્રથમ પ્રસંગ મળ્યો; તમે તેના જમાઈ થાઓ છો તેથી કરીને મેં આજે તમારી આગળ પણ પડદો રાખ્યો નહિ. ચાલો હવે આપણે ઉઠીશું?"

વિનોદચંદ્રના મનના વિચારોની છાપ તેના મોંપર પડી હતી અને તે આરસીમાં તેનું હૃદય આમ જણાઈ ગયું તેથી તેના મનમાં જરા કચવાટ થયો. આજના બનાવથી, બિરિજચંદ્રને પણ તે વધારે સારી રીતે ઓળખી શક્યો. રજવાડાના કપરા અનુભવે બિરિજચંદ્રને પોતાના વિચાર મોંપરથી ન કળી શકાય તથા મોંપર નબળાઈ ન દાખવાય તે વાસ્તે સારૂં શિક્ષણ આપ્યું હતું. વિનોદચંદ્ર એકમાર્ગી હતો; રજવાડાની ખટપટમાં ઉતરવાને હજી વાર હતી; વયમાં પણ

નાનો હતો; ખટપટનો અનુભવ તેને હજી મળ્યો નહોતો. કાયદાની બારીકી જોઈ સત્યતાથી તથા નિડરતાથી ન્યાય કેમ આપવો એટલુંજ તે જાણતો હતો, અને પોતાની ફરજ એક નિષ્ઠાથી બજાવતો હતો,

બિરિજચંદ્રની ગંભીર મુખમુદ્રાવાળી ક્રાંતિપરથી સહજ જણાઈ આવતું કે તે કોઈ રાજદ્વારી માણસ હતું. તેની ચાલ રજવંશી હતી અને હાથમાં રૂપાની કોતરેલી મુઠવાળી એક લાકડી હતી. તેની આંખ જરા ઉંડી હતી તેથી દરેક વસ્તુને વહેમની દૃષ્ટિથી જોવાની ટેવ પડી ગઈ હોય એમ લાગતું. ભવાં વારંવાર ઉંચાંનીચાં થતાં ને તેના વિશાળ કપાળમાં કરચલી પડતી તે પરથી તેને રજવાડાની નોકરી છે એ વાતને ટેકો મળતો હતો. તેના બોલવામાં તેમજ હસવામાં શો ભાવાર્થ સમાયલો છે તે સમજવાનું કાર્ય બહુ દુર્ઘટ પડતું. હસતો કોઈકજ વાર અને બોલતો બહુજ થોડું. ખરૂં હસતો ત્યારે તે ખોટું લાગતું; ખોટું હસતો ત્યારે તે ખરૂં કલ્પાતું. આ માણસનું હૃદય કેવું હશે તે સમજવાને હજારો માણસો વલખા મારતા પણ તે ફોકટ. તેની મા, સ્ત્રી તથા ચંદ્રરાવ સિવાય કોઇને એ હૃદયની પરીક્ષા નહોતી. આ એનો બહારનો દેખાવ જોઈ બધા એનાથી ગભરાઈને ચાલતા; ભલભલાને તે આંજી દેતો. પણ તેનું હૃદય રજવાડી નહોતું—પાષાણવત્ નહોતું. તે બહુજ કુમળા હૃદયનો હતો. આવી રીતે તેને ખોટો દેખાવ કરવો પડતો તેથી તેને બહુ દુઃખ થતું પણ રાજ્યમાં અનેક અનેક માણસો જોડે પ્રસંગ પડતા, કંઈકંઈ બાજીઓ રમનાર તેની પાસે આવતા, કંઈકંઈ પ્રપંચો રચતા અને તેમને પોતાની મનનો પાર ન જણાવવામાંજ ડહાપણ ને લાભ સમાયલો છે એમ જાણી તેને આ ખાલી ડોળ કરવો પડતો, અને તેમ કરવાની ટેવ હવે બહુ લાંબો વખત થયાં જારી રહેવાથી એ સ્વાભાવિક છે એમ સર્વને લાગતું. ઘરમાં પણ તે વધુ છુટ લઈ શકતો નહિ. આખો દહાડો ને રાત જંપજ નહિ ને એકની એક વસ્તુની વાત એટલે પછી નિરાંતે બેસી છુટથી વાત કરવાનો વખત શી રીતે મળે? હૃદય ખાલી કરવાનાં તેને બે સ્થાન હતાં; એક તેની માતા તથા બીજો ચંદ્રરાવ. તેની સ્ત્રી બહુ ભોળી અને ગરીબ સ્વભાવની હતી; કળવકળ તે સમજતી નહિ.

તેના પુત્રની વિપિન કરતાં બહુ નાની નહોતી. તેની જોડે વાત કરનારને તેનામાં કંઈ પ્રમાદ હોય એવું લાગતું. બહાર બહુ જવાનો તેને પરિચય નહોતો. ઘરમાં પિતા પાસે દિવાનખાનામાં

બેસતો તો ગંભીરતા છવાઈ રહેલી જોવાના પ્રસંગો તેને અહોનિશ મળતા. તેની પાસે પણ કોઈ મળવા આવતું તો તે મોટાનો છોકરો એટલે બહુ વિનયપૂર્વક વાત કરતું. 'હાજી, નાજી' સાંભળી તેના કાન બહેરા થયા હતા. તેનાં સગાંસંબંધીઓ પણ તેની જોડે મલાજાથી વાત કરતાં. આ દંભથી કંટાળીને તે કોઈની જોડે વધારે ભાષણ કરતો નહીં, એટલે તેને પિતાના પૈસાનું તથા સત્તાનું અભિમાન છે એમ સૌ કોઈ ધારી લેતું. આ વાતથી તે અજાણ નહોતો પણ તેની તે દરકાર રાખતો નહિ. કોઈના તરફ મિત્રભાવ તો તેને હતોજ નહિ. નિશાળમાં નાનો હતો ત્યારે સૌ કોઈ તેના મિત્ર થવાની ઇચ્છા રાખતા. આવી ઇચ્છા હોવા છતાં તેની પાસે આવતાં સૌ કોઈને વિચારે પડતો. વળી સાથે સિપાઈ હોય તેના મનમાં કે રખેને ભાઈ કોઈના થઈ જતા ને મ્હારા થવાના રહી જતા; તેથી તે પણ કોઈ વાત કરવા આવતું તો તેને ટુંકેથીજ પતાવતો. સમજણ આવ્યા પછી તો તેને બધું દંભમય લાગવા માંડયું એટલે બધાથી આઘાજ રહેવામાં સાર છે એમ તે સમજતો, મિત્ર તો દુનિયામાં ખરા હોતાજ નથી એમ તે કહેતો. રજવાડાના અનુભવે તેણે આ સિદ્ધાંત બાંધ્યો હતો, કેમકે ત્યાં તો સગા બાપનો પણ ભરોસો વિચારીને કરવો પડતો. તેની મુખમુદ્રા તેના પિતાને ઘણી રીતે મળતી આવતી હતી; જોકે પિતાની માફક તેની આંખ ઉંડી નહોતી. પ્રિવિયસની પરીક્ષામાં પાસ થયા પછી વધારે અભ્યાસ આગળ ચલાવ્યો નહોતો, કેમકે તેની તબીઅત સારી ચાલતી નહોતી તેથી ડાકટરે અભ્યાસ ન કરવા ભલામણ કરી હતી. જાતે બુદ્ધિશાળી હતો; પરીક્ષા પણ પહેલેજ વર્ષે પસાર કરી હતી પણ અંગ્રેજી ભણવાપર તેનું ઝાઝું લક્ષ નહોતું. સંસ્કૃત તથા ગુજરાતી વાસ્તે તેને બહુ શોખ હતો. કામકાજ કંઈ ન હોવાથી તેનામાં આળસનું જરા પ્રાધાન્ય હતું.

અંતે સર્વ મંડળ ઉઠયું અને વિનોદચંદ્ર તથા તારા પણ સાથે જવા નીકળ્યાં. આઠ વાગ્યાની તૈયારી થઇ હતી. ચંદ્રરાવે કહ્યું, "ભાઈ હું તને મળતો તો રહીશ, કેમકે અહીં મ્હારે કંઈ કામકાજ નથી. પણ વખતોવખત તું પણ આવતો રહેજે."

એટલા આગળ બિરિજચંદ્ર આવી પહોંચ્યો ને વૃદ્ધ, અનુભવી તથા ચતુર માળી કલગી લાવી ઉભો.

"કેમ ભાઈ, હવે આનું નામ શું કહેવાય? પરોણાગત કે કંઈ બીજું?"

"મેં માળીને વરદી આપી નથી. તેની મેળે તે લાવ્યો હશે."

માળીના મોં પરથી ચંદ્રરાવની વાતને અનુમોદન મળ્યું ને સૌ સૌને રસ્તે પડયાં. મિત્રમને જતાં જતાં વિપિનને 'હું તમને સાંજે ફરવા જતી વખતે તેડવા આવીશ' એમ કહ્યું ને વિપિન મનમાં મલકાયો. સાંજ ક્યારે પડે તથા મિત્રમન તેડવા ક્યારે આવે એવા વિચારમાં ને વિચારમાં વિપિનનો વખત પસાર થયો, દિવસ બહુ મોટો લાગ્યો. મિત્રમન આવશે તો એકલો આવશે કે કેમ ? એકલો આવશે તો પણ ઘેર પાછા ફરતાં તેને બંગલે તેડી જશે કે કેમ ? એવા એવા વિચાર આંખ આગળ તરવરવા મંડયા. ઘડીઆળમાં ચાર ટકોરા થયા ને વિપિનના મનનો ભેદ ભાગ્યો. મિત્રમન એક નોકર સાથે આવી પહોંચ્યો: વિપિને તેનો યોગ્ય સત્કાર કર્યો.

"આજે હું જરા વહેલો આવ્યો છું કેમકે મ્હારો વિચાર 'શિવાજી લેડર' તથા 'રામબાગ' તરફ જવાનો છે."

વિપિને પૂછ્યું "શું શિવાજીનું નામ અહીં પણ અમર છે ? હું તો એમજ જાણતો હતો કે મહાબળેશ્વર તરફ તેનાં ઘણાં જોવા લાયક રહેઠાણો છે; રામબાગ શું છે ?"

લોકો તો રામબાગનો કંઈ વિચિત્ર અર્થ આપે છે. કેટલાક કહે છે કે રામ તથા સીતા વનવાસ ગયા ત્યારે તેમણે તેમની પ્રથમ રાત અહીં પસાર કરી હતી."

"મ્હારી ધ્યાનમાં આ વાત ઉતરતી નથી. આપણું શું છે, ક્યાં છે, કેમ છે તે જાણવાની તથા જોવાની આપણને દરકારજ ન મળે; પારકાનું પાડે. આપણી વસ્તુઓનો અર્થ પારકા આપે તે આપણને માન્ય. આપણું આળસ કોણ જાણે ક્યારે દૂર થશે. મ્હારા વિચાર પ્રમાણે તો પ્રતાપી શિવાજીના મહાન્ ગુરુ રામદાસ સ્વામીનો ત્યાં આગળ વાસ હશે અને તે ઉપરથી તેનું નામ 'રામબાગ' અપાયું હશે. ચાલો, મને પણ એવી જગ્યા જોવા બહુ મરજી છે. વળી ત્યાં ગયાથી મ્હારું અનુમાન ખરું છે કે કેમ તે સમજાશે."

પ્રાચીન ઇતિહાસના શોખિન વિપિનના વિચાર જુદી દિશા તરફ વળ્યા. બન્ને જણા બહુ ઉતાવળથી ચાલવા મંડયા. સામે મિત્રમનનું એક ઓળખાણ મળી આવ્યું. હરિદાસ જાતે વણિક હતો. ખાવેપીવે સુખી હતો એવું તેના શરીરપરથી જણાઈ આવતું. શરીરે જોઈએ તે કરતાં વધારે જાડો હતો, તેથી તે ચાલતો ત્યારે એક મોટું વ્હાણ

જાણે ડામાડોળ થતું હોય તેમ લાગતું. તેના ગાલ બહુ મોટા હતા દુંદ આગળ પડતી હતી તથા ડગલાના આંતરસિવા તોડી નાંખી બહાર નીકળવા પ્રયાસ કરતી હતી. મિત્રમનને એને જોઈ બહુ હસવું આવતું. વિપિન સાથે હોવાથી તેણે હસવું રોકી રાખ્યું. વિપિન ઝટ હરિદાસ જોડે હળી ગયો ને તેની જોડે વાત કરવા મંડયો. હરિદાસને પણ તેની વાત બહુ ગમી ગઈ. વાતમાં રસ પડતો ગયો તેમ તેમ રસ્તો જલદી કપાતો ગયો, પરિચય વધતો ગયો અને વિપિને તેને બનાવવા માંડયો. મિત્રમનને આથી બહુ રમુજ પડવા માંડી. હરિદાસને તે હાથીની ઉપમા આપતો હતો, જરાક પાછળ રહી તે હસતો હસતો ચાલતો હતો.

શિવાજીનો 'લેડર' ઉપરથી દૃષ્ટિગોચર થયો ને ચારે જણા ધીરે ધીરે ઉતરવા મંડયા. દાદર ડુંગરમાંથી ખોદીને બનાવવામાં આવ્યો હતો. પગથીઆપર ખાસ કારીગરી વાપરવામાં આવી નહોતી. તેમને લીસા તથા સાફ કરવા કોઈએ દરકાર રાખી નહોતી. પગથીઆં ખડબચડાં તથા વાંકાંચુંકા હતાં; પણ બે જણ ખુલાસેથી સાથે ચઢી અથવા ઉતરી શકે એટલી તેની પહોળાઈ હતી. દાદર સીધો નહોતો. ઘણી જગ્યાએ તે ચક્રાવો લેતો હતો. જ્યાં જ્યાં તે વાંકો વળતો હતો ત્યાંથી પર્વતના કોળોને નાસી જવું યા ગમે ત્યાં ભરાઈ જવું અઘરૂં પડે એમ નહોતું. વિપિન શિવાજીના ગુણ ગાતો નીચે ઉતરતો હતો. સઘળા નીચે ઉતર્યા અને એક ગીચ ઝાડીમાં પેઠા, ત્યાં ઝાડોની અજબ ઘટા આવી રહી હતી; રામફળ સિતાફળ અને જામફળની જાતનાં ખાસ કરી ઝાડો હતા. ઝાડો એટલાં પાસે ઉગ્યા હતાં કે કોઈ પણ ભાગ સૂર્યના તાપથી રક્ષણ કરવા અશકિતમાન્ નીવડે એમ નહોતું, આને 'રામબાગ' કહે છે એમ મિત્રમનના કહેવાથી વિપિને જાણ્યું. થોડે દૂર જતાં એક મોટી શિલા પડી હતી ત્યાં અથવા એટલામાં રામનો વાસ હતો એમ પણ તેને કહેવામાં આવ્યું. વિપિને કહ્યું "આ જગ્યા તો સાધુઓને રહેવા લાયક છે અને તેમાં રામદાસ સ્વામી રહેતા હશે. વળી 'શિવાજી લેડર' પણ પાસે છે, માટે મ્હારા વિચાર પ્રમાણે તો આ 'રામબાગ'નું નામ શિવાજીના ગુરુપરથી પડયું હશે. વાહ ! રામ ને શિવના નામ પણ કેવાં જુગતાં આવ્યાં છે ! ભગવદ્દગીતામાં લખ્યું છે કે 'ધર્મનો નષ્ટ થવા વખત આવશે ત્યારે હું પૃથ્વીપર અવતાર લઈશ'; અને તે પ્રમાણે હું તો ધારૂં છું કે શિવાજી તો કોઈ દૈવી પુરુષજ હશે, અન્ય લોકો એને લુંટારો કહે છે અને આપણને શિવાજીનો બચાવ કરવાની પણ

દરકાર નથી! કોઈ બિચારાએ તે બાબત લખ્યું હશે તો તે વાંચનાર કોઈ નથી; અને આપણી શાળાઓમાંથી આવતા છોકરાઓ અન્ય લેખકોનો ઇતિહાસ વાંચી એવાજ વિચારો બાંધે છે. મને તો એવા ઇતિહાસો વાંચી થાય છે કે "ઇતિહાસ ઇતિ હાસ્યના પોથાં." ખરૂં કેટલું, ખોટું કેટલું તેનું તારણ કરવાની લખનારાઓએ તસ્દીજ નથી લીધી. પોતાની બહાદુરીનાંજ ફક્ત બણગાં ફુંક્યાં છે. કુમળા મગજપર આની અસર સારી નથી થતી, તેમાંનુજ લખેલું વાંચવાની ટેવ હોવાથી કોઈ ખરૂં કહે તો ધ્યાનમાં ઉતરતું નથી. અને આપણા રાજ્યકર્તાઓ બહુ જુલમી હતા એવું સહજમાં એવા વાંચનારાઓ ધારી લે છે. ઇતિહાસ આપણને ચલાવવામાં આવે છે તે પણ જ્યારથી મુસલમાનો આપણા દેશમાં આવ્યા ત્યારથી ખરેખરો શરૂ થાય છે. આપણી પડતીનાજ પડઘા જ્યાં ત્યાં તેમાં કાને પડે છે. હિંદની પૂર્ણ જાહોજલાલીના વખતનો ઇતિહાસ આપણને બિલકુલ શીખવવામાં આવતો નથી." એ જાહોજલાલીના સંબંધમાં 'ટૉડ રાજસ્થાન'માં વાંચેલું કંઈ યાદ આવ્યું અને તે બોલ્યો–

"... There is not a petty state in Rajasthan that has not had its Thermopylae, and scarcely a city that has not produced its Leonidas. But the mantle of ages has shrouded from view what the magic pen of the historian might have consecrated to endless admiration."*

"રોમનો અને સ્પાર્ટનોને માત્ર તેમની પડતી થઈ ત્યારથી તે આજ સુધીનો ઇતિહાસ શીખવવામાં આવે તો ત્યાંના વતનીઓપર ઉમદા અસર શી રીતે થઈ શકે? આપણા એ જુના ઇતિહાસપર ઘણાએ લખ્યું છે તેમાંથી ખરૂં શું ખોટું શું તેનું તારણ આપણી દ્રષ્ટિએ કાઢી ખરૂં પ્રસિધ્ધ કરી, આપણને શીખવવામાં આવે તો આપણને ઘણું જાણવાનું મળે. હું ખાતરીથી કહું છું કે એમનો પોતાનો એવો ઇતિહાસ હોત તો તેને

* રાજસ્થાનમાં એક પણ નાનામાં નાનું રાજ્ય નથી કે જેમાં 'થરમૉપીલી, જેવું યુદ્ધ થયું હોય નહીં, ભાગ્યેજ એવું એક પણ શહેર હશે કે જ્યાં 'લીઓનિદાસ' જેવો શૂરવીર જન્મ નહીં પામ્યો હોય, પરંતુ તેમનાં ચરિત્રો, તેમનો ઇતિહાસ, કે જે સારા ઇતિહાસકર્તાની કલમથી ચિતરાઇને–લખાઇને, અપૂર્વ પ્રશંસાને પાત્ર થઈ શકતે તે કાળે કરીને ભુસાઈ જવાથી આપણી આંખ આગળ આવી શકતાં નથી,

ઉંચામાં ઉંચા શિખરપર મૂકવા તેઓ ચૂકતે નહિ. ચંદ્રગુપ્ત, અશોક, વિક્રમ વગેરે મહાન્ પુરુષો વાસ્તે આપણે કંઈ જાણીએ નહિ એ શું આપણને શરમાવા જેવું નથી ? આપણે પણ કેવા આળસુ છીએ કે તે બાબત શોધ કરવા દરકાર રાખતા નથી ! એમનો પોતાનો ઇતિહાસ શીખવવામાં આવે છે તે પણ મોટે ભાગે એવોજ.

"મિત્રમનભાઈ, નેપોલિયનપર કેવો અને કેટલો આક્ષેપ મૂકાય છે તેતો તમે જાણતા હશો. એમાં એટલું બધું અસત્ય છે કે તમારા તો સ્વપ્નમાં પણ તેનો ખ્યાલ નહિ હોય. મ્હારી તમને ખાસ ભલામણ છે કે "Abbot's Life of Napoleon" (એબટનું લખેલું નેપોલિયનનું જીવન વૃતાંત) તમે વાંચજો. એ વાંચવાથી તમને ઘણું જાણવાનું મળી આવશે અને તમે જાણે કોઈ નવીજ દુનિયા જોઈ એમ થશે. એની સામે મૂકવામાં આવેલા તહોમતોનું એ જીવન લખનાર બહુજ સારૂં ખંડન કરે છે, ખરૂંજોતાં એ આક્ષેપોને પાત્ર એની સામે ચનાર હતા એમ તે સિદ્ધ કરે છે. મિત્રમનભાઈ 'ઇતિહાસમાં સત્યતાની ખાસ જરૂર છે' એમ લાંબીલાંબી વ્યાખ્યા આપનારા ઘણી વખતે તેની જરૂરીયાતજ ભૂલી જાય છે. ભાઈ, હું તમારી સાથે છુટથી બોલું છું, તે દરગુજર કરશો. મ્હારૂં ચિત્ત અત્યારે સ્વસ્થ નથી. હું જુદી વાત ઉપર ઉતરી પડયો. શિવાજીને લુંટારો કહેનારને ખબર છે ખરી કે નવાં રાજ્ય સ્થાપનાર, નવો વંશ ઉપસ્થિત કરનાર તેમનાજ કહેલા શબ્દોમાં લુંટારા કહી શકાય ? મોગલ વંશના સ્થાપનાર બાબરને શી ઉપમા આપણે આપી શકીએ ? પહેલા વિલિયમને ઇંગ્લાંડની ગાદીપર તરાપ મારવાનું શું કારણ હતું ? ફક્ત મોંએથીજ તેને વારસ નીમવામાં આવ્યો તે ઉપરથી તેણે ઝુંડો ઉઠાવ્યો. આપણા લિખિત વસીયતનામાઓ ખોટાં ઠેરવનાર લૉર્ડ ડલ્હૌસીને આ વાત ધ્યાનમાં હતી ખરી કે ? મેસિડોનિયાના ફિલિપ તથા એલેકઝાંડર ગ્રીસ દેશપર કેટલો હક ધરાવતા હતા ? જુલિયસ સીઝરને કેટલા પ્રદેશોનો વારસ ઠેરવ્યો હતો ? ભાઈ, મ્હારા મનથી તો આ તથા એવા બીજાઓને લુંટારાઓની ઉપમા આપી શકાય" વિપિન બોલતાંબોલતાં લુંટારાની વ્યાખ્યા બરાબર ધ્યાનમાં આવી હોય તેમ હર્ષમાં આવી, જરાક અટકયો ને બોલ્યો, "તમે 'Confessions of a Thug†" તો વાંચી હશે ?"

"ના ભાઈ."

---

† 'એક ઠગે કરેલા એકરાર'.

ઠગનુ નામ સાંભળી હરિદાસ તો જાણે આસપાસની ઝાડીમાં તેઓ ભરાઈ બેઠા હોય તેમ આમતેમ જોવા મંડયો.

"મિત્રમનભાઈ, ઓગણીસમાં સૈકામાં હિંદમાં ઠગ લોકોનો ઉપદ્રવ વધારે હતો તે તો તમે જાણતા હશો." મિત્રમને ડોકું ધુણાવ્યું. "એ ઠગ લોક છચોક બહાર પડતા નહિ. કોઈ તેમને ઓળખી શકતું નહિ, રાતના ઝાડીમાં, અથવા કોતરોમાં ભરાઈ રહેતા તથા હુક્કા ગગડાવતા. લોકો પગે અથવા ગાડામાં મુસાફરી કરતા. આ ઠગ લોકોનો સરદાર અથવા તે મંડળમાંનો એક એ વટેમાર્ગુઓની સાથે થઈ જતો; પોતે રસ્તો જાણે છે એવો ડોળ ઘાલતો; પોતે હરિશ્ચંદ્રનો અવતાર હોય તેમ લુંટારા અને ઠગ લોકોથી ચેતતાં રહેવું એમ વટેમાર્ગુઓને કહેતો. આ ઠગ લોકો કોઈકવાર બ્રાહ્મણનો વેશ લેતા, ઘણીવાર વેપારી જેવો ઠાઠ રાખતા, કોઈકવાર વૃદ્ધ બની જતા, કોઈકવાર જુવાન બનતા એમ અનેક ડોળ ઘાલતા. તેમનું મંડળ જ્યાં છુપાયું હોય ત્યાં તે વટેમાર્ગુઓને દોરી જતા અને ઝાડીઓમાંથી એકાએક હુમલો થતો. દરેક ઠગ એકેક વટેમાર્ગુપર હલ્લો કરી તેના ગળામાં રૂમાલ નાંખી તેને મારી નાંખતો તથા તેનું સર્વસ્વ બધા મળી લઈ લેતા. વટેમાર્ગુ એકાદ હોય તો તેને વાતમાં નાંખી, વિશ્વાસ બેસાડી ચોળી નાંખતાં વારજ નહિ. ભાઈ, ઠગપણું કે લુંટારાપણું તે આનું નામ. સામા માણસની નબળાઈ જોઈ તેના રાજ્યપર તરાપ મારી તેને બળથી યા છળથી છીનવી લેવું તેનું નામ લુંટારાપણું. રજપૂત તથા ક્ષત્રીવીરો એમ કરતા નહોતા; શિવાજીએ એમ કર્યું નહોતું. આપણા અને તેમના સૂત્રની સરખામણી કરવી તેતો કોઠી ધોઈ કાદવ કાઢવા જેવું છે. હિંદુ ધર્મ નષ્ટ કરવા ઔરંગઝેબ મથતો હતો. હિંદુઓ તેની રાજનીતિથી કંટાળી ગયા હતા—ત્રાસ પામતા હતા. મોગલ રાજ્ય તે વખતે પૂર્ણ જાહોજલાલીમાં હતું. જે દુશ્મન સામે શિવાજીએ બીડું ઝડપ્યું હતું તે હિંદનો શહેનશાહ હતો, તે કંઈ નબળો પોચો નહોતો. 'બળીયા સાથે બાથ ન ભીડવી' એ કહેવત પ્રમાણે શિવાજી વર્ત્યો નહોતો. વળી એ એક સાધારણ સરદાર હતો, એની પાસે પૈસાનું જોર નહોતું. લશ્કર પણ ઝાઝું એના તાબામાં નહોતું. આ બે વસ્તુનું જોર હોત તો એને આવી જગ્યાઓમાં રહીને દુશ્મનપર હલ્લો કરવો ન પડત એટલે એને લુંટારા કહેવાનું એ કારણ નષ્ટ થાત. ખરૂં જોતાં એ કારણ મહત્ત્વવાળું નથી. એ કારણજ નથી. ગ્રેટ બ્રિટન ટાપુ છે તથા તેની આસપાસ ચોગરદમ સમુદ્ર છે તેથી ત્યાંના વતનીઓ ફુલાય છે અને કહે છે કે

'અમારા દેશનું રક્ષણ કુદરત કરી શકે છે.' કુદરતે આવી રીતે પર્વત યા સમુદ્રથી બાંધેલી હદોનાં તેઓ વખાણ કરે છે તો શિવાજીએ કુદરતની મદદ લીધી તેમાં શું થયું ? એ કુદરતની મદદ એમને ન હોત તો તેમની પાસે આટલું આટલું લશ્કર હોવા છતાં નેપોલિયન એ દેશની ખાખાવીખી કરી નાંખત. અફ્ઝુલખાનનો વધ કર્યો માટે શિવાજીને લુંટારો કહેવો એ વાસ્તવિક નથી. પૃથુરાજ અને પ્રતાપની નરમાશનો બદલો કેટલે લગણ મળ્યો તે આપણે જાણીએ છીએ. પડતાપર પાટું ન મારવું એ રજપૂતોના સિદ્ધાંતને લીધે હિંદ મ્લેચ્છના હાથમાં ગયું. શિવાજી કપટજાળમાં સપડાયો નહિ એટલુંજ. દુશ્મનનું હૃદય પારખી લઈ તેણે પણ ઘટતા ઉપાયો આગળથી કરી મૂક્યા હતા. શિવાજીનો જય થયો અને અફ્ઝુલખાન મહાત થયો. પોતાનાં લશ્કરની વર્તણુકથી તે રાજી નહોતો, પણ તેની જોડે અસંખ્ય દુઃખ વેઠનારાઓને તે આવી વખતે રોકી શકયો નહિ. કોઈ નિપુણ અને ડાહ્યો સરદાર રોકવા મરજી કરે નહિ. મરજી કરે તો ફાવે નહિ અને તેનું કાર્ય અધવચ બગડી જાય. વળી રાજાએ પ્રજાને પોતાના સુખનો સાથી કરવો કે કેમ તે તેની કુશળ રાજ્યનીતિપર આધાર રાખે છે. પણ રાજાપર દુશ્મનરૂપી દુઃખ આવી પહોંચે તો તેમાં તેની પ્રજાને પણ ભોગવવું પડે છે, પછી તે ગમે તે કોમની બનેલી હોય. શિવાજીના માણસોને સામા લશ્કરની વર્તણુકનો અનુભવ હોવાથી તેમને પણ તે ચેપ લાગ્યો. વળી એનું લશ્કર અજ્ઞાન, પર્વતમાં રહેનારી જાતોનું બનેલું હતું, 'સુધરેલી' જાતિનું બનેલું કોઈકજ આ દોષમાંથી મુક્ત છે. શિવાજીને ધન જોઈએ તેટલું મળ્યું ત્યારે પોતાની તુલા કરાવીને બ્રાહ્મણોને દાન દીધું. હવે એવા દાન દેનારા છે ક્યાં ? હવે તો બહુ થાય તો તમને બેત્રણ અક્ષરનો લાભ અને તેની પાછળ તમારે ખર્ચ વધારવો, પછી પાસે પૈસા હોય કે નહિ. શિવાજી ન હોત તો આપણું નામ અને નિશાન રહેત નહિ, અને હજારો વર્ષ થયાં ચાલતો આવતો આપણો ધર્મ નષ્ટ થાત. હિંદુ ધર્મનો એણે પુનરુદ્ધાર કર્યો; પ્રથમ શંકરે દિગ્વિજય કર્યો અને પછી શિવનો દિગ્વિજય થયો; શંકર અને શિવ બધું એકનું એક, નામજ જુદાં; એકે શાસ્ત્રથી અને બીજાએ શસ્ત્રથી."

મિત્રમનને આ ભાષણ ઘણું ગમ્યું કેમકે તેના વિચારો આ બાબતમાં વિપિનને મળતા હતા. હરિદાસે કહ્યું "વિપિનભાઈ શાબાસ, શાબાસ; હું ટો કંઈ આમાંનું જાનટોજ નહોતો. ટમે પન ખૂબ કરી.

મેં પન અભ્યાસ ટો અંગ્રેજી સાત ચોપડીનો કર્યો છે પન ટેમાં ટો આમાંનું કાંઈ ન મળે."

"વિપિનભાઈ જેવો માસ્તર તમને મળ્યો હોત તો બધું શીખવતે."

હરિદાસના જાડા શરીર તરફ આંગળી કરી વિપિનને કહ્યું કે "એમનાથી જેરવાતે ખરૂં?"

"ચાલો હવે અંધારૂં થવા માંડયું છે માટે આપણે પાછા ફરીએ. અહીં કોતરમાં કોઈ કોઈ ઠેકાણે ફાડી ખાનારાં પ્રાણીઓ હોય છે. પરમ દિવસેજ અમારા બંગલાના બગીચામાં વાઘનાં પગલાં થયાં હતાં એમ અમે સાંભળ્યું છે."

વિપિને કહ્યું "વાઘ આવશે તો આપણે હરિદાસભાઈને આગળ કરીશું, કેમકે એમને દોડવું ફાવશે નહીં."

વાણિયાભાઇનાં તો વાઘનું નામ સાંભળીજ પોતીયાં લેવાયાં હતાં, પણ વણિકની પાકાઈ તેનામાં હતી, એટલે બોલ્યો "શિવાજીના વખાણ કરનારાઓને શોભે ખરૂં કે?"

"વાહરે હરિદાસભાઇ, છો તો ચતુર, પણ હથિયાર હોય તો તમને વાઘને સોંપતા પહેલાં અમારો પ્રાણ આપીએ અને બકરીની માફક બેંબેં કરીએ નહિ; પણ કંઈ ફિકર નહી, આની પાસે તલવાર છે તો. ચલો, 'શિવાજી લેડર' પર ચઢતાં પહેલાં એ 'લેડર'ને પ્રણામ કરીએ તથા એકવાર શિવાજીનો જય બોલાવીએ." ત્રણે જણાએ બહુજ મોટેથી 'શિવાજીનો જય" એમ બૂમ પાડી તથા તેનો પડઘો જંગલ અને ગુફાઓમાં ફરી વળ્યો. ઉપરના રસ્તાપર હવા ખાવા નીકળેલાઓને જાણે એક સિંહનાદ થયો હોય એવું લાગ્યું અને તેઓએ ઉતાવળે પગે ચાલવા માડયું. અંધારૂં વધવા માડયું ને ચારે જણ દાદર ચઢવા મંડયા. બાપડા હરિદાસને નવનેજાં પાણી ઉતર્યાં. ચઢતાં ચઢતાં હાંફી જતો હતો અને રખેને ઝાડીમાંથી વાઘ આવશે એવી એને ધાસ્તી હતી. મિત્રમન તો વાણિયાને ખીલવવાને આગળ આગળ દોડી જતો. વિપિન આગળ નીકળી જતો ને પાછો તેને વાસ્તે થોભતો. દાદર ચઢાયો ને વાણિયાના પેટમાં ટાઢક વળી.

વિપિને કહ્યું "હરિદાસભાઈ, તમે જરા બેસો; અમે ધીમેધીમે ચાલીએ છીએ; તમે થાકી ગયા હશો,"

"નારે ભાઈ, આપણાથી અહીં એકલાં નહીં બેસી રહેવાય; હું ટો સાથેજ ચાલીશ."

રસ્તો તદ્દન એકાંત લાગતો હતો; માણુસ જવલ્લેજ મળતું હતું, એ દિશામાં બંગલા ઝાઝા હતા નહિ, ક્યારે ઘેર પહોંચું એવું હરિદાસને થયાં કરતું હતું. તેનો ઉતારો આવી પહોંચ્યો અને વિપિન તથા મિત્રમનને સલામ કરી હરિદાસ છુટો પડયો. મિત્રમનનો બંગલો આવી પહોંચ્યો અને તેણે વિપિનને સાથે લીધો. બંગલાના ઓટલાપર શિશિર આંટા મારતી હતી. વિપિનનાં વખાણુ ભાઈને મોંએ તેણે સાભળ્યાં હતાં. મિત્રમન કોઈનાં વખાણુ કરે એ અનુભવ તેને પહેલીવાર મળ્યો હતો તેથી તેણે વિપિનને સાથે તેડી લાવવા ભાઈને કહ્યું હતું. વિપિન આવ્યો ને તેને જોઈને તે જરા ચમકી. બોલવે ચાલવે બાખી હતી પણ તેનામાં સ્વાભાવિક લજ્જા ઉત્પન્ન થઈ અને વિપિનની સાથે વાત કરતાં તે શરમાઈ; એ શરમને પ્રેમ ગણી પ્રેમી પોતાને મુકામે ગયો.



## પ્રકરણ ૧૩.



### શિશિર.

" ઉચકતી ચાલ જે ત્હારી, રહી છે આંખમાં ખટકી,
રહ્યો છે ઇંદ્રનો હાથી, ભૂલી નિજ ભાનને તેમાં."

" અહા દિસે અદ્ભુત બાળકી આ
હશે વિધાતાની સ્વયંકૃતિ એ
શું સ્વર્ગથી ઊતરી આજ આવી
સર્વેશની શક્તિ પ્રમાણભૂતા."

બિરિજચંદના પાસેના સગામાં તેની વૃદ્ધ માતા, સ્ત્રી, એક પુત્ર અને પુત્રી એટલાંજ અહીં હતાં. શિશિરના જન્મ પછી તેને બે પુત્રોનો જન્મ થયો હતો, પણ એક અછબડાને લીધે અને બીજો અતિસારથી તેમનું માગતું લ્હેણું ચૂકવી, દેવું પતાવી, સંસાર ત્યજી પરલોકમાં ગયા હતા. મુદ્રિકાનું શરીર ત્યાર પછી બહુ સોસવાઈ ગયું. બધી વાતનું સુખ હોવા છતાં તે શરીરે સુખી નહોતી. તેનાં ડાચાં બેસી ગયલાં, વાળ ખરી ગયલા અને હાથ પગ પણ બહુ નાજુક હતા. શરીરે અશક્ત હોવા છતાં તે નવરી બેસતી નહીં. ઘરમાં બધું સાફસુફ રાખવાની તેને બહુ ચટ હતી. સવારનો તેનો વખત પૂજામાંજ જતો. સવારના પહોરમાં પાંચ વાગે ઉઠી સ્નાન કરી તે દહેરાસરમાં

પેસતી અને નવ વાગે પરવારતી. બિરિજચંદ્ર પણ સવારમાં વહેલો ઉઠી સ્નાનાદિ કર્મ કરી પરવારી પોતાને કામે લાગતો.

બિરિજચંદ્રની માતા એક ખટપટી તથા રાજ્યદ્વારી સ્ત્રી હતી. વ્યાવહારિક બાબતમાં પણ તે બહુ ચતુર હતી. બિરિજચંદ્રના પિતાને મૂળથી રાજ્યની નોકરી મળી હતી. ધીરેધીરે તે બહુ ઉંચી પાયરીપર આવ્યો હતો. તેના કામમાં તેની સ્ત્રી તેને કંઈકંઈ કળવકળ બતલાવતી; આટલું છતાં તે પ્રામાણિક હતી. તે કોઈનું બુરું કરતી નહીં. બુરાંમાં રાજી હતી નહિ. પુત્રને નાનપણથીજ રાજ્યખટપટનું તેણે શિક્ષણ આપ્યું હતું ને તેજ કારણને લીધે બિરિજચંદ્રનો સ્વભાવ વિચિત્ર હતો. તેની માતાને જેને પરિચય હતો તે સૌ તેની રાજ્યકુશળતાને લીધે એમ કહેતા કે પ્રભુએ જો એને પુરુષનું રૂપ આપ્યું હોત તે કંઈકંઈ રાજ્યમાં ઉથલપાથલ કરતે, કંઈને તારતે, કંઈકના ઘેરબેઠે કારભાર ચલાવતે. બિરિજચંદ્ર દિવાનપદને પહોંચ્યો તેમાં તેની માતાના શિક્ષણનો પણ ભાગ હતો.

છોકરાં નાનપણથી બહુ ચકોર દેખાતાં. મિત્રમન પહેલા ખોળાનો હોવાથી જરા લાડમાં ઉછર્યો હતો, ને તેથી જરા મનસ્વી થયો હતો.

શિશિર બહુજ ચબરાક દેખાતી. તેનું બોલવુંચાલવું સૌને આનંદ આપતું. તેના શરીરની ચામડી ગોરી, સાફ અને સુંવાળી હતી. તેનું કપાળ બહુ સુંદર અને કદમાં સાધારણ હતું. તે આરસના પુતળાની માફક સાફ અને ડાઘડુઘ વગરનું જણાતું છતાં દેવાંશી પુરુષના કપાળની માફક તેપર બુદ્ધિની પ્રબળતા હતી. આ બધાને નીચું જોવડાવતી શરમાવી નાંખતી, તેની ચકચકિત આંખમાં સૂર્ય, ચંદ્ર અને તારા બધાની શક્તિ સમાઈ જતી. હીરાના જેટલી તેજસ્વી કહેવામાં તેના અપૂર્વ તેજનું ભાન આપણને બહુ થોડે અંશેજ થઈ શકે, કેમકે તે પ્રકાશ આંખને ભમાવી નાંખે એવો હોવા ઉપરાંત સ્થિર હતો. ગમે તેવા અંધકારમાં દેખી શકાય અને જોઈ શકે એવું તેમાં તેજ સમાયું હતું. આ તેજને શાંત કરવા માટે, હૃદયને ચીરી નાંખે એવી તેની અસર કંઈક અંશે દૂર કરવા માટે, તેમાં સમાયલી અપૂર્વ શક્તિને છુપાવવા માટેજ પ્રભુએ પાંપણ તથા પક્ષીની પાંખ જેવી કાળી ભંમર તેનાપર ગોઠવી દીધી હોય એવું લાગતું. ગુલાબના પાંદડાના રંગના જાસકોરાંપર આવી રહેલું તેનું તીક્ષ્ણ નાક અને તેપર પહેરી રાખવામાં આવતી હીરાની જડ તેની કાંતિમાં વધારો કરતું. તેના ઉપલો હોઠ જરા

ટુંકો હતો; આથી તેનો ચહેરો મગરૂર લાગતો. તેના દાંત સફેત દૂધ જેવા અને મોતીની માફક સ્વચ્છ તેમજ સરખા હતા. તે બોલતી ત્યારે કેટલીકવાર તેના ગુલાબી ગાલમાં નહીં જેવો ખાડો પડતો. તેના વાળ કાળા પણ રેશમ જેવા સુંવાળા હતા. તેની ખુબસુરત આકૃતિ જોઈ કમળને પણ લજ્જા ઉત્પન્ન થતી. તેની વય બાર વર્ષની હતી, પણ તેના પ્રમાણમાં એનું કાઠું મોટું અને બુદ્ધિતત્વ પણ વિશેષ હતું. તેનો તથા તેના ભાઈનો સંબંધ એકજ જગ્યાએ થયો હતો. ભણવા ગણવામાં તે ભાઈના કરતાં ચકોર હતી. તેણે નિશાળમાં ઘણીવાર ઈનામો મેળવ્યાં હતાં. ગુંથણકળાનું તેનું જ્ઞાન બહુ ઉંચા પ્રકારનું હતું. કેનવાસપર ભરવામાં તેમજ દોરાના જાતજાતના રૂમાલ ગુંથવામાં તેણે હુન્નરઉદ્યોગના મોટા પ્રદર્શનોમાં નિષ્પક્ષપાત પરીક્ષકો તરફથી ચાંદ મેળવ્યા હતા. જે કામપર તે પોતાનું લક્ષ દોરતી તે તેને ઝટ આવડી જતું. સંસ્કૃત પુસ્તકો વાંચવાં તેને બહુ ગમતાં, અને તે અભ્યાસ જેમ બને તેમ વધે તેટલા માટે એક વિદ્વાન્ શાસ્ત્રીને રાખવામાં આવ્યો હતો. શાસ્ત્રી પણ તેના સવાલ જવાબ જાણી ઘણીવાર વિસ્મય પામતો અને જ્યારે–જ્યારે તેના પિતાને મળતો ત્યારે શિશિરનાં વખાણ કરતો. પોતાના સ્ત્રીમંડળમાં તેમજ સગાસંબંધીઓ સાથે તેનું વર્તન ઘણુંજ સારૂં તેમજ પ્રશંસનીય હતું. માત્ર બીજાઓને દેખાડવા કરતી હોય અથવા તો પોતાને ભણેલીગણેલી કહેવડાવવા માગતી હોય એવું કોઈ પણ વાર તેની વાર્તચિત વા વિચારપરથી લાગતું નહિ. આવા સંજોગોને લીધે પિતાનો પક્ષપાત તેમજ તેના સંબંધીઓનો સ્નેહભાવ તેના પ્રતિ તેના ભાઈ મિત્રમન કરતાં વિશેષ હતો. તે કેટલાંક પોતાનાં પ્રિય પુસ્તકો માથેરાનમાં પણ લાવી હતી, ને બપોરસપોર થોડોક વખત પુસ્તકો વાંચવામાં, થોડોક વખત ગુંથણકામમાં ગાળતી.

સાંજને વખતે તે તારા સાથે ઘણુંખરૂં ફરવા જતી ને ત્યાં વિપિન તથા મિત્રમન ફરી આવીને તેને હમેશા મળતા તેમની સાથે પાછી ઘેર આવતી. જેમજેમ પરિચય વધતો ગયો તેમતેમ વિપિન સાથે તે છુટથી વાત કરતી. વિપિન અને શિશિરના વાર્તાવિનોદમાં મિત્રમનને બહુ રસ પડતો; તે બન્ને પણ ઘણાંજ પ્રફુલ થતાં. પરંતુ તેના છુટા પડ્યા પછી વિપિન હમેશા બહુજ વિચારમાં પડી જતો, દિલગીર દેખાતો. શિશિર હજુ વયે બાળક હતી; તેતો વિપિન પ્રતિનો ભાવ તે જાતેજ હજી સમજતી નહોતી. તે મળતો ત્યારે તેને ઘણોજ આનંદ થતો એ તો નિર્વિવાદ હતું, કોઈક વાર તેની

ગેરહાજરીમાં પણ તેને યાદ કરતી. વાંચતી તે વખતે પણ કંઈ રસભરી વાત આવે તો તેને યાદ કરતી, મળતી ત્યારે તે તેને કહેતી, કંઈ સમજ ન પડે એવું હોય તો તેને પૂછતી. આમ શિશિર, પોતાના વર્તનથી, અભ્યાસથી વિવિધ વિષયના જ્ઞાનથી તેના માતપિતાને ઠંડક કરતી, પરંતુ વિપિનના હૃદયને બાળતી હતી. ઉનાળાનો અસહ્ય તાપ વેઠવા તે શક્તિમાન્ હતો, ખમી શકતો હતો, ઘણીક વાર તેણે એ તાપ વેઠયો હતો પણ આ તાપ તે વેઠી શકયો નહિ. માથેરાનની ઠંડી અને મીઠી હવા એ તાપને દૂર કરવા શક્તિમાન્ ન નીવડી. જ્યારે તે ફરવા ન આવતી ત્યારે વિપિન બહુ દિલગીર થતો, કેમકે તેના ન આવવાનું કારણ મિત્રમનને પૂછતાં તે અચકાતો. એક વાર એમ એ ત્રણ દિવસ શિશિર આવી નહીં, અને ફરીને આવતાં માર્ગમાં પહેલો પોતાનો બંગલો આવતો એટલે તેને મળવા જવાતું નહિ. ચોથે દહાડે અંતે તેની ધીરજ રહી નહિ. મિત્રમનને પૂછતાં માલૂમ પડયું કે તેની તબીઅત સારી નથી. આ સમાચાર જાણી તે ઘણો દિલગીર થયો. તથા દરરોજના ફરતાં ફરીને વહેલા આવવાનું રાખી મિત્રમન સાથે તે બંગલે ગયો.

માર્ગમાં જતાં આસપાસનો દેખાવ કુદરતના અભ્યાસીને ઘણોજ સુંદર લાગતો હતો. દરેક પળે તેમાં ફેરફાર પડતો હતો. આજે જે દેખાવ એક કાળે દેખાતો તેજ કાળે બીજે દિવસે તેમાં વધારે ચિકિત્સીથી જોનારને કંઇ વધારે રમણીયતા લાગતી–ભિન્નતા દેખાતી. એક બાજુએ ડુંગરો, ટેકરીઓ, ઉંચાં ઝાડોના ઘાડા જંગલથી ઢંકાઈ રહ્યાં હતાં. ઝાડો પણ અક્કેક સાથે ઉંચાઇમાં સરસાઈ કરતાં, મોટી સભામાં જગ્યા ન હોવાને લીધે ભાષણકર્તાનું મુખ જોવાને આતુર બનેલા પ્રેક્ષકો જેવાં દેખાતાં હતાં. ત્યારે બીજી દિશામાં પર્વતની હાર દૃષ્ટમર્યાદાની સમીપ આવી રહી હતી અને જુદીજ જાતનો દેખાવ આપતી હતી. સૂર્યાસ્ત થવાને ઝાઝી વાર નહોતી. સૂર્ય એક મોટા પર્વતથી અડધો છુપાયલો તેની પાછળથી પૃથ્વીપર પ્રકાશ નાંખતો હતો ત્યારે સામી બાજુએથી ઉગવા માંડેલા ચંદ્રમાને લીધે બન્નેના કિરણોમાંથી નીકળતા પ્રકાશને લીધે સઘળી દિશામાં સાધારણ અજવાળું પડતું હતું. પૂર્વમાંથી દૃષ્ટિગોચર થતા છુટાછવાયા તારાઓ સૂર્યના ચળકતા સોનેરી પ્રકાશ તરફ ઈર્ષ્યાની નજરે જોતા ઉભા હતા. આસપાસની ટેકરીઓપરથી નીકળતો માણસોનો ઘોંઘાટ, ઘોડાપર ફરવા નીકળેલાઓની સીસોટીઓનો અવાજ, પડઘો સાંભળવાનેજ ખાતર પાડેલી કેટલાકોની બૂમ અથવા

તાળીઓનો પ્રતિઘોષ એ બધાનો સંમિશ્રિત અવાજ ટેકરીપર વાતા મંદ પવન સાથે ઘસડાઈને આવતો હતો. મિત્રમન અને વિપિન જરા આગળ ગયા, અને સૂર્યનો સોનેરી આભાસ ફીક્કો પડતો રતાસ પડતો દેખાએ ને થોડીકવાર સુધી ચંદ્રમા અને તારાઓ જાણે ઝાંખા પડી ગયા હોય એમ લાગ્યું. દિશાઓના જુદાજુદા ભાગમાં એકી વખતે સૂર્ય, ચંદ્ર, સમીસંધ્યા બિરાજવા લાગ્યાં અને બંગલો આવી પહોંચ્યો.

બંગલાના આગળ આસપાસ આવી રહેલાં ઝાડોપરનાં સુગંધિદાર ફૂલોમાંની ખુશબો આવી રહી હતી, પવન ઘણોજ ઠંડો મંદમંદ વાતો હતો. બાગની વચ્ચોવચ્ચ આવેલો ઉડતો ફુઆરો, તથા ઝાડોના કુંડાઓમાં તેમજ બાગમાં સઘળે ઠેકાણે છાંટેલું પાણી આ ઠંડીમાં વધારો કરતું હતું. સર્વત્ર શાંતિ પ્રસરી હતી પણ શિશિરને મળવા ઉત્સુક બનેલા વિપિનને આ શોભાની ખબર નહોતી. બંગલાના પાછલા ભાગમાં આવેલા બાગમાં ઝાડ સાથે બાંધેલા હીંડોળા-પરથી, ઝીણો, કોયલ જેવો આઘેથી આવતો મધુર સુર સહેજસાજ સંભળાતો હતો, આ શાંતિમાં ભંગ કરતો હતો, એ દિશા તરફજ વિપિનનું લક્ષ હતું. વિપિને તે સુર આજે પ્રથમજ સાંભળ્યો. સાંભ-ળતાંજ તે તલ્લીન બની ગયો. બંગલામાં દાખલ થઇ તેણે ગાયન સાં-ભળ્યાં કીધું. મિત્રમને તેને તે હીંડોળા આગળ આવવા કહ્યું પણ તેણે ગાયનમાં ભંગાણ થશે એમ કહી તેમ કરવા ના પાડી. ગાયન આગળ ચાલ્યું, કડી માત્ર એજ બાકી હતી.

ધ્યાન ધરી ઉપજાવી દુર્લભ મોહન મૂર્તિ તમારી
તે તલપે, કલપે, વિલપે, વળી પ્રલપે પીડ વિસારી—
હે હરિ! તે તમ પ્યારી.

શ્રી જયદેવ ભણિત વિરહાતુર તન્વીતણી દુખિયારી
દીન દશા સખીએ વરણેલી વારો ગ્રેહવિકારી—હે હરિ!

ભાઈ આવ્યો તેની શિશિરને ખબર હતી, પણ વિપિન આ-વ્યાની તેને ખબર નહોતી. બેત્રણ દિવસ થયાં તેને મળી નહોતી, માટે તેને જોવા ઉત્સુક બનેલી શિશિરે ગાયન પૂરૂં થતાં ભાઇને કહ્યું "કેમ તું એકલો આવ્યો? આજે અહીં એમને સાથે તેડી લાવવા હતા કેની?"

મિત્રમન—વિપિનભાઈ, હવે પ્રકટ થવામાં હરકત નથી.

શિશિર—વાહ, તમે પણ ઉસ્તાદ જણાઓ છો.

વિપિન—ના, ના, મને કાંઈ તમારા જેવું ગાતાં નથી આવડતું.

શિશિર—આનુંજ નામ ઉસ્તાદી; બાકી ગાવામાં તમે પણ કુશળ છો એમ ભાઈ કહેતા હતા.

તમે 'ગીત ગોવિંદ' વાંચ્યું છે કે શું ?"

"ના ના, આતો ભાઈ કોઈક વાર બોલે છે એટલે નહિ જેવું યાદ રહ્યું છે"

થોડી ઘણી બીજી વિનોદવાર્તા થઈ, તબીઅત પૂછાઇ, દવા લેવાની ભલામણ થઈ અને મોડું થઇ જવાથી વિપિન ઘર તરફ ચાલ્યો.

રસ્તામાં ચાલતાં ચાલતાં શિશિરનાજ વિચાર, તેણે ગાયલા ગાયનનાજ સુર મગજમાં રમતા હતા. એક સારૂં ગાયન એક વાર સાંભળ્યું તો તેના સુર સંગીતના શોખીનના મગજમાં ઘુમ્યા કરે છે, તો આ તો વળી પોતાના પ્રિયજનનું ! મગજમાં અન્ય વસ્તુને આવવાને રસ્તોજ કયાં ! તેનુંજ ધ્યાન, તેનુંજ ગાન, તેનુંજ પ્રાન.

બંગલો આવી પહોંચ્યો, અને વિનોદચંદ્ર અને તારા સાથે વાતમાં પડવામાં સહેજસાજ વિષય બદલાયો. જો કે થોડીથોડી વારે સુરના ભણકારા તેના કાન સાથે અથડાતા હતા, મગજમાં ઘુમતા હતા.

આ પ્રમાણે વિપિન તથા શિશિરનો સંબંધ, વસંતઋતુ પોતાનો પ્રભાવ સર્વ ઠેકાણે જમાવી રહી હતી તે સમયે એક જણના અજાણપણામાં, પણ બીજાની પૂર્ણ જાણમાં ઘાડો થતો હતો અને તેમ થતું અટકાવવા આ જગતમાં તો કોઈ સમર્થ નહોતુંજ.



## પ્રકરણ ૧૪



### 'ફ્રાં-ટન લૉજ.'

"સંધ્યા સલુણી થઇ લુપ્ત સુષુપ્ત થાએ,
નેને રમે તદપી, રંગ રૂડા બધાએ;
આનંદ હેતુ મૃદુ ગાન વિરામ પામે,
તોએ ભમી શ્રવણમાં ધ્વનિ રમ્ય જામે;
ખીલી હસે કુસુમ તે કરમાય જ્યારે,
તોએ સુગંધ મનમાં કરી વાસ મ્હાલે."

(નરસિંહરાવ.)

પ્રિય વાંચનાર, માથેરાનની શીતળ ટેકરીપરજ હજી તું છે. એ ટેકરીનો મોહ કંઈ જેવો તેવો નથી. મોટા મોટા દેશભક્તો હિંદના

હિતચિંતકો તે હવાની લેહમાં ખરા હિતને વખતે, મહત્વના કામને પ્રસંગે એ હવા ખાવામાં એવા ગરકાવ થઈ જાય છે કે તેમના હૃદયની પરીક્ષા—મનની કસોટી—ખરેખરી થાય છે, નહીં જેવા કામમાં ખાલી દોડાદોડી કરનારા, માથેરાનથી મુંબાઇ જનારા, આ હવાના પ્રતાપે ઘોર નિદ્રામાં પડે છે, પરમાર્થી કહેવડાવનારા સ્વાર્થી થઇ જાય છે, દેશહિતનું કામ આગળ ઉપર કરવા ધારે છે અને સમય જતે મુંબાઇ આવ્યા પછી ભૂલી જાય છે. આ હવાની પાછળ લખલુટ ખર્ચ ઘણે ખરે ઠેકાણે વગર કારણનો થાય છે. તબીઅત ખરેખરી બગડી હોય અને ખર્ચ થાય તો લેખાસર. ગરીબો બિચારા અનાજ વગર—પૈસા વગર—મરે ત્યારે શોખીન વર્ગ જેની પાસે સારી પુંજી હોય તેને હવાખાવાના વલખાં મારવા પડે એ પણ આ સદીનો ચમત્કાર! ચોપાટી કે પાલવાપર ગયા, કે વાલકેશ્વરની ટેકરીપર ફરવા નીકળ્યા તોપણ તે હવા સહેલાઇથી આટલા બધા ખર્ચ વિના મળે પણ તે તો નકામી! ચંદ્રાવની તબીઅતને આ હવાની જરૂર હતી; મુંબાઇ સિવાય બીજી જગ્યાએ થોડો વખત પસાર કરવાની આવશ્યકતા હતી. આ હવાની અસર ચંદ્રાવના શરીર પર જણાતી નહોતી ઉલટું મનને વધારે નબળું બનાવતી હતી. એકાંતમાં વધારે વખત ગાળવો પડતો તેથી તેને રસિકા વારંવાર યાદ આવ્યાં કરતી, સ્વપ્નમાં પણ તેનેજ તે ઝંખ્યાં કરતો. મુંબાઇની પ્રવૃત્તિમાં ગુંચવાઈ રહેતો ત્યારે એ પ્રવૃત્તિના પ્રતાપે રસિકાને ઘડીક વાર પણ મનથી દૂર કરી શકતો. બિરિજચંદ્ર જ્યારે જ્યારે મળતો ત્યારે તેને આશ્વાસન આપતો, મુંબાઇમાં ન ગમતું હોય તો નૂતનપુરમાં થોડો વખત આવવા સમજાવતો. બન્ને મિત્રનો મેળાપ બપોરને વખતે થતો કેમકે રાણો બપોરે જરા આરામ લેતો. એક વાર ચંદ્રાવે સાંજને સમયે ઘરમાંથી બધાં ફરવાને બહાર ગયાં હોય તે વખતે મળવા આવવા બિરિજને કહ્યું. બિરિજને આ કામ બહુ કઠણ લાગ્યું પણ અંતે તેમ કરવાને તેણે બંદોબસ્ત કર્યો.

સમીસંધ્યાનો સમય થયો. સૂર્ય પશ્ચિમ દિશા તરફ પ્રયાણ કરતો હોય એમ લાગતું હતું. તેનું અનુપમ તેજ ધારેધારે ઓછું થતું હતું. જુવાન તેમ વૃદ્ધ મંડળ પોતાના મિત્રવર્ગ સાથે ફરવા નીકળી પડ્યું હતું. અશક્ત માણસો મન્ઝીલમાં અથવા ઝીન્રીક્ષામાં બેસી હવા ખાવા નીકળી પડયા હતા. સૌ સૌના ગજા પ્રમાણે ફરવાનો મનસુબો કરી ઘેરથી નીકળી પડયા હતા. "રૂધબી" આગળ જરા વધારે ઠઠ જામી હતી. સ્ત્રીમંડળ વિશેષ ત્યાં દેખાતું. જેને વધુ ચાલવું ન હોય તેઓ ત્યાં

આવતા. મન્ચીલ વગેરે પણ ત્યાં વધારે નજરે પડતાં. આમતેમ વધારે ફરી આવ્યા પછી ત્યાં વિશ્રામ લેવા જુવાન મંડળ દોરાતું. કેટલાક સહેલાણીઓ તો સાંજે ત્યાંજ પડાવ નાંખતા. ઘણાં આ જગ્યાને "નાની ચોપાટી" કહેતાં, પરંતુ ત્યાં દરિયો ન હોવાથી મલબારહિલ પર આવેલા 'ઝુલતા બાગની' સાથે તેની સરખામણી વિપિન કરતો. વિપિનનું પણ આગમન ત્યાં દરરોજ થતું. મિત્રમન જોડે ફરી આવ્યા પછી શિશિર તથા તારાને સાથે લેવા તે પણ મિત્રમન સાથે ત્યાં આવતો. દરેક બંગલાની અંદર તેના રખેવાળ સિવાય કોઈની પણ વસ્તી ભાગ્યેજ જણાતી. બંગલો ખાલી કરવાનો જાણે સૌને હુકમ મળ્યો હોય ને તે હુકમાનુસાર બધાં ઘર છોડી ચાલ્યાં ગયાં હોય એવું ભાસતું. સૂર્યાસ્ત, રાક્ષસ રૂપી પડેલા પ્રચંડ જડ ડુંગરો, આસપાસ નજરે પડતાં ભયાનક કોતરો, જમીનમાં દટાઈ રહેલા મહાન્ વૃક્ષો તથા વાતાવરણમાં પ્રસરેલી હવા ઉપલા વિચારને વધારે દઢીભૂત કરતાં હતાં.

આ પ્રસંગનો લાભ લઈ બંગલામાં કોઈ છે નહિ એમ ધારી જાણે કોઈ ચોરી કરી બહાર નીકળ્યું હોય તેમ ધીરેધીરે "ડેન્જર પૅાઈન્ટ" ઉપર આવેલા બંગલામાંથી એક જણ બહાર નીકળ્યું તથા બહારના ચોગાનમાં આવી ઉભું. તેની મુખમુદ્રા જોતાંજ, તેની મંદ ગતિથી ઉપજતી શંકા દૂર થઈ. આસપાસના દેખાવોની સામું જોવા જાણે તેની છાતી ચાલતી ન હોય તેમ નીચી નજર રાખી ત્યાં પડેલી રેતીની રજકણુની ગણતરી કરતો ચાલતો હોય એવું તેના મોં પરથી લાગતું હતું. કુદરત તેને બીવડાવવા વધારે પ્રયત્ન કરવા લાગી પણ તેમાં તે ફાવી નહીં. ડુંગરો અને કોતરો સૂર્યાસ્તને લીધે પ્રસરેલા અંધકારમાં નૃસિંહરૂપ ધારણ કરી તેનાપર ક્રૂર દૃષ્ટિથી જોવા લાગ્યા પણ તેની અસર તેનાપર થઈ નહીં કેમકે તે મહા વિચારમાં હતો. બધા બહાર સહેલ કરવા ગયા હતા ત્યારે બંગલાની સંભાળ રાખવા જાણે ઘેર રોકાયો હોય તેમ તે એકલો ઘરમાં બેસી રહ્યો હતો. ભોગી હતો છતાં ભોગી નહોતો, વૈરાગી નહોતો છતાં વૈરાગી હતો. તે જાગ્રત અવસ્થામાં છે કે નિદ્રામાં છે તે કલ્પાતું નહોતું. તેની પાછળ કોઈ આવતું હતું પણ તેનું તેને ભાન નહોતું. તે માણસ તેની નજીક તદ્દન આવી પહોંચ્યું તથા તેણે પોતાનો હાથ તેના ખભાપર નાંખી કહ્યું "ભાઈ, ત્હારૂં કાંઈ ખુન કરવા ધારતો હોય તો બહુ અઘરૂં ન પડે."

"થવાનું હોય તે થયાંજ કરે છે" ઉંડાણુમાંથી જવાબ આવ્યો.

"પણ વારૂ, તેં મને શા વાસ્તે અહીં બોલાવ્યો છે?"

" ચાલ આપણે પેલી પાટપર બેસીએ."

હવામાં પણ કોઈ ભરાઈ બેઠું હોય તેમ ચંદ્રરાવ તથા બિરિજ બહુ ધીમેથી વાત કરવા મંડયા.

" બિરિજ, મને બહુ ખરાબ વિચાર આવ્યાં કરે છે. ભવિષ્યમાં કંઈ મહા અનર્થ થશે એવું મને થયાં કરે છે; તેના જાણે પડઘા પડતા હોય એમ મને લાગે છે. મ્હારી મને દરકાર નથી પણ વિપિન તથા તારાનું શું થશે? હું જાણુંછું કે પ્રભુ સૌને માથે છે, મ્હારી ચિંતા નકામી છે પરંતુ આ વિચાર તેમનું પ્રાબલ્ય મ્હારાપર અજમાવે છે ને કેટલીકવાર ફાવે છે. નિદ્રા બરાબર આવતી નથી. જાગ્રત અવસ્થા ભાવતી નથી. કાલે રાતે મને બહુ ભયંકર સ્વપ્ન આવ્યું."

એ સ્પપ્ન આંખ આગળ ખડું થવાથી ચંદ્રરાવ ચમકયો ને આમતેમ ભયભીત મુદ્રાથી જોવા મંડયો.

બિરિજ વહેમ શું તે સમજતો નહોતો. ચંદ્રરાવની બીતિ તેને કારણ વગરની લાગી. મિત્રને આશ્વાસન આપી, સ્વપ્ન સાચાં હોતાં નથી એમ કહ્યું. 'આ બધી મનની ભ્રમણા છે. મને યાદ છે કે મિત્રમન પ્રિવિયસની પરીક્ષા આપી આવ્યો ત્યારે ઉંઘમાં ભડકતો અને ગમેતેમ લવતો. કોઈકિ વાર રજિસ્ટ્રારને મળી આવતો, કોઈકિ વાર તેનું નામ પાસ થયલામાં રજિસ્ટ્રારે ઉચ્ચાર્યું એમ કલ્પતો, કોઈકિ વાર ખુશ થઈ જતો, કોઈકિ વાર સ્વપ્નમાં રોદન કરતો, 'તાર આવ્યો' એમ કદી કદી બબડતો. ભાઈ, આપણને જે વસ્તુનું સ્મરણ થતું હોય તે આંખ આગળ રાતે ઉંઘમાં ઘણીવાર આવે છે. પણ વારૂ, તને શું સ્વપ્ન, આવ્યું?

"બિરિજ, હું તે તને કહું તે પહેલાં મને જરા સ્વસ્થ થવા દે."

અંધારૂં થવા માંડયું અને ચંદ્રરાવની આકૃતિ વધારે ગંભીર તથા શોકાતુર દેખાવા લાગી, તેને જાણે કોઈએ ધક્કો માર્યો હોય એમ તે એકદમ બોલી ઉઠયો " જો, જો, એ જાય; હમણાંજ મને કાંઈ તેણે કહ્યું."

"ભાઈ, અંધારૂં વધતું જાય છે અને ત્હારા વહેમમાં વધારો થતો જાય છે. ચાલ, આપણે અંદર જઈ એકાંતમાં વાત કરીએ."

ચંદ્રરાવના આખા શરીરમાં જડતા આવી ગઈ હતી. તે શું બોલતો હતો, ક્યાં બેઠો હતો તેનું તેને બરાબર ભાન નહોતું. ઉઠાડી, હાથ પકડી બિરિજ તેને બંગલાના વચલા ઓરડામાં લઇ ગયો. ઓરડાનું બારણું બંધ કરી દીધું. ઘોર નિદ્રામાંથી ઉઠેલો આદમી

શરીરમાંથી આળસ કાઢવા શરીરના અવયવોને લંબાવે, આંખ સાફ કરે તેમ મનમાં પેઠેલો વહેમ દૂર કરવા ચંદ્રરાવે યત્ન કરવા માંડયો. પોતે દિવાનખાનામાં શી રીતે આવ્યો તે તે સમજી શકયો નહિ, તેમાં પણ તેને કંઈ જાદુજ લાગ્યું. થોડીક વાર મૌનધારણ કરી અંતે ઉંડાણમાંથી બોલતો હોય તેમ ચંદ્રરાવ બોલ્યો “ કાલે રાતે બે વાગ્યાને સુમારે મ્હારી આંખ સહેજસાજ મળી. નિદ્રામાં મને લાગ્યું કે આ બંગલામાંથી નીકળી હું એક ઝાડીમાં પેઠો. ત્યાં વાઘવરૂ વગેરે વિકાળ પ્રાણીઓ બહુ કારમી ચીસો પાડતાં હતાં. કેટલીક જગ્યાએ માર્ગમાં મોટા અજગરો પડયા હતા. એ બધાને વટાવી નિડરતાથી આગળને આગળ હું ચાલ્યો ગયો. ધીરેધીરે ભય ઓછો થયો. એટલામાં એક ખૂણામાંથી એક મોટી ચીચીઆરી મેં સાંભળી. તે કયાંથી આવે છે તે જોવા મેં મ્હારી નજર ફેરવી અને ઝાડી અદરય થઈ ગઈ અને એક સરોવર મ્હારી નજરે આવ્યું. તે સરોવરપર એક સુંદરી બે બાળકોને લઈ બેઠી હતી. સુંદરી મને જોઈને ઉભી થઈ તથા તેની પાછળ બે બાળકોને લઈ મને આવવા ફરમાવ્યું. સુંદરી અમારા કરતાં બહુ આગળ નીકળી ગઈ. બાળકોને પૂછતાં માલૂમ પડયું કે તે સુંદરીને સરસ્વતીના નામથી તેઓ ઓળખતાં. બાળકો તેને માતા કહી બોલાવતાં. બાળકોપર તેને ઘણો પ્રેમ હતો. થોડીક વાર અમે ત્રણે મૂગાં મૂગાં ચાલ્યાં, અને બાળકો મ્હારી પાછળ પડી ગયાં. મેં તેમની રાહ જોઈ પણ તેઓ મને મળ્યાં નહિ. અંતે કંટાળી જઈમેં ધીરેધીરે ચાલવા માંડયું. કોઇકવાર પાછળ ફરી જોતો પણ મને કોઈ દેખાતું નહિ. ચાલતાં ચાલતાં એક વાડી આગળ આવી પહોંચ્યો, ત્યાં દરવાજાને મેં આંગળી અડકાડી ને તે એકદમ ઉઘડી ગયો. વાડીમાં દાખલ થયો અને ત્યાં લગ્નની ધામધુમ થતી હોય એમ મને લાગ્યું. સુંદરી મ્હારી પાસે આવીને ઉભી. કોના લગ્ન છે એમ મેં પૂછ્યું. સ્ત્રીનું નામ તેણે ‘મમતા’ કહ્યું અને તેનું લગ્ન મુંબાઇના એક મોટા વેપારી સાથે થવાનું છે એમ મને જણાવ્યું. તેને ‘લોભ’ નામથી સુંદરીએ મને ઓળખાવ્યો. યથાવિધિ લોભ અને મમતાનાં લગ્ન થયાં. લગ્નની ચોરી ત્યાંથી અદરય થઈ ગઈ અને એક સુંદર મહેલ દેખાયો. સુંદરી મને તેમાં તેડી ગઈ. માણસનો પગરવ તેમાં હતો નહિ. કોઇ પણ અંદર રહેતું હશે એવું મને લાગ્યું નહિ. આટલા બધા ઓરડા એક ઘરમાં મેં કદી જોયા નહોતા. છેક છેલ્લા ઓરડામાં અમે દાખલ થયા ત્યાં એક સ્ત્રી ખાટલામાં સુતી હતી. તેને જોતાં મને ચોરીમાં પરણવા બેઠેલી ‘મમતા’ યાદ આવી. અમે જે

દ્વારથી તે ઓરડામાં પેઠાં હતાં તેનાથી જુદે બારણે તે સ્ત્રીનો પતિ લોભ દાખલ થયો. તે સ્ત્રીએ 'દુર્દશા' પુત્રીનો જન્મ થયો એવી ખબર તેના પતિને કહી. પતિ ત્યાંનો ત્યાં ઉભો રહ્યો. મ્હારી જોડે ઉભેલી સુંદરીએ હસવા માંડ્યું. તેમ કરવાનું મેં તેને કારણ પૂછ્યું: અહીંથી જરા આધે ચલો એટલે સમજાવીશ એમ તેણે મને જવાબ આપ્યો. હું તેની પાછળ જેવો જવા જાઉં છું કે ખાટલામાં સુતેલી સ્ત્રીએ બૂમ પાડી, મને તેની દયા આવી. સુંદરીએ મને તેનો ત્યાગ કરવા સમજાવ્યું, પણ મ્હારે ગળે એ વાત ઉતરી નહીં તે સ્ત્રીનો પતિ પણ મ્હારી પાસે આવી પગે પડયો તથા તેની સ્ત્રીનું રક્ષણ કરવા મને કહ્યું. સુંદરીએ મને બહુ વાનાં કહ્યાં. બે ચાર વાર મ્હારો હાથ ખેંચવા માંડયો પણ પેલી ખાટલામાં સુતેલી સ્ત્રીનું રોદન મ્હારાથી સહેવાયું નહીં. શું કરવું એમ હું વિચારમાં પડયો ને સુંદરી એક ક્રોધભરી દૃષ્ટિ પેલી સ્ત્રીપર નાંખી, ફડાક કરતી જમીનપર બેભાન થઈ પડી. પડતાં પડતાં 'બિરિજ' એટલું બોલી અને મ્હારી આંખ ઉઘડી ગઈ."

બિરિજચંદ્ર આ વાત શરૂ થઈ ત્યારે મનમાં હસતો હતો પણ તેની પૂર્ણાહુતિ થઈ ત્યારે ગંભીરપણે વિચારવા લાગ્યો. "ચંદ્ર ત્હારા સ્વપ્નમાં બહુ ઉંડો ભાવાર્થ સમાયલો છે પણ તેમાં ત્હારે મુઝાવાનું કારણ નથી. પ્રભુ જે કરે તે આપણે સહન કરવું જોઈએ. કોઈ પણ વાતની ચિંતા તું કરતો ના.

મને પણ કંઈકંઈ વિચાર રાજ્યની નોકરી હોવાથી આવે છે. પણ જેમ બને તેમ તેને હું હાંકી કાઢું છું. નસીબપર ભરોસો રાખી બેસું છું. એક વાર તો બેઠાં બેઠાં મેં વિલ ઘડી કાઢ્યું ને તેમાં મ્હારા કુટુમ્બની સુપ્રત મેં તને કરી. ભાઈ, સમય એ કાંઈ ઓરજ વસ્તુ છે. તેની શક્તિ અગાધ છે. આપણે તો સમુદ્રનાં માછલાં જેવા છીએ. કોઈક વાર ઉપર આવીએ છીએ, કોઈક વાર નીચે જઈએ છીએ. કોઈકજ પોતાની ગરદન પાણીની સપાટી ઉપર રાખી શકે છે અને તે પણ બહુ થોડી વાર. ચઢતી પડતી સમયને આધીન છે." ચંદ્રાવનની વૈરાગ્યવૃત્તિપર આ વાક્યોની અસર થઈ; તેની આગળ હિંદનો પૌરાણિક તથા આધુનિક ઇતિહાસ ખડો થયો અને તે બોલ્યો;—

સમય તુજ કેવી બલિહારી, જાઉં તુજપર હારી વારી.
રંક રાય થાયે પળમાં ને રાય રંક તો હાય,

નૃપ વણુ અન વન રઝળે જો, હોય સમય મહિમાય. સમય.
રામ રાજ્યાભિષેક કરવા હતો દિન જે નક્કી,
રામ તે દિન વનમાં ચાલ્યા, સમયની જ્યાં મરજી. સમય.
ગર્વ અતિ ધરી રાવણુ ચાલ્યો, હરી સતી સીતાને
સમયે તેની વહાલી લંકા, બાળી શ્રી હનૂમાને. સમય.
કૌરવસૈન્ય પાડયું અર્જુને, સહાય કૃષ્ણની જેને,
સમય પલકતાં તેજ અર્જુન, લુંટાણો તસ્કર હાથે. સમય.
બળ અત્યંત માતું નહોતું બાણાસુરનું કદી,
સમયે ઓખા લે અણિરૂધ ચાલ્યો, હાથ ઘસંતો કરી. સમય.
દયા જાણી છુટો મૂકયો, શાહબુદીન પૃથિરાજે,
તેજ શાહે પૃથુ અંધજ કીધો, સમય આવતાં વારે. સમય.
પ્રતાપ સ્વતંત્ર ચલાવતો 'તો, નિષ્કંટક નિજ રાજ્ય,
સમય ફરકતાં બાળક તેનાં, રડતાં ભાખર માટ. સમય.
શૂર .શવાજીએ હાથ દાખવ્યો, મોગલરાજ દરબાર,
ઔરંગે તેને કેદજ કીધો, સમય ચમકતાં સાથ. સમય.
મુશીબતે આવ્યા વેપારાર્થે, અંગ્રેજ હિંદ કિનારે,
સાર્વભૌમ થઈ તે તો બેઠા, સમયના પલકારે. સમય.
ખેલ દડીનો રમવાનો, નહીં આપણુ હાથમાં કાંઈ,
'મેં કર્યું' 'મેં કર્યું' મનમાં માની, શીદ મૂર્ખ જાય તણાઈ. સમય.
ગયા ભલભલા, રહ્યા જાવાના, નથી અમર કો નક્કી,
સમજીશ ના બલિહારી સમયની, રહેશે અદ્ધર લટકી. સમય,

છેલ્લી લીંટી ગવાઈ ન ગવાઈ ને બહાર કોઈનાં પગલાં સંભળાયાં. વિપિન, મિત્રમન અને શિશિર એક સિપાઈ સાથે ત્યાં આવી પહોંચ્યાં. સિપાઈ ફાનસ લઈ ઓટલાપર બેઠો. તરતજ એક બીજો સિપાઈ ત્યાં આવી પહોંચ્યો અને બિરિજચંદ્રના હાથમાં તેણે તાર મૂક્યો. મોટાઓને ત્યાં તાર નહીં જેવા પ્રસંગે આવે એટલે તાર લેતાંની સાથે તેને ગભરાટ ન થયો. તાર વંચાયો અને બિરિજચંદ્રની મુખમુદ્રાએ તેમાં સૂચવેલી ખબરનું ભાન કરાવ્યું. તેના મનનો પાર મોંપર જણાઈ ન આવે એ પ્રયાસમાં તે ફાવ્યો નહિ. આ સમયે પ્રયાસ પણુ તેણે ઝાઝો કીધો નહોતો; કેમકે સમાચાર ગુપ્ત નહોતા. અત્યંત શોકથી તેણે ચંદ્રરાવને જણાવ્યું કે "જે વડિલના પ્રતાપે હું રાજ્યની આ પદવી પામ્યો છું તે એકાએક ભયંકર માંદગીમાં સપડાયલા છે. મહારાજને પણુ તેને સારૂ બહુ લાગણી છે, એટલે અહીંથી પડાવ ઉપાડશે, પણુ તેમ નહીં કરે તો હું કાલે ને કાલે રજા લઈ ત્યાં જવા ધારૂં છું."

તરતજ એક ઘોડેસ્વાર રાણાની વરદી લઈ આવી પહોંચ્યો અને બિરિજચંદ્ર ત્યાંથી ઉઠયો. જતાં જતાં બોલ્યો કે “ મહારાજ તારની હકીકતથી વાકેફ થયલા છે એટલે એટલાજ માટે મને બોલાવતા હશે. અમારૂં અહીંથી નીકળવું ક્યારે થશે તે કંઈ કહી શકાય નહીં. આવા પ્રસંગને લીધે તે સમજી શકાતું નથી, બાકી મહારાજને મનમાં તરંગ આવે એટલે તરત નીકળી પડવું એ રજવાડી રીત પસંદ નથી. હું મળીશ તો ખરો પણ નહિતર તને કહેવાનું એટલુંજ કે કોઈ પણ વિચારથી દુઃખી થઈશ નહીં. પત્ર વારંવાર લખતો રહેજે. ”

મિત્રમન અને શિશિર થોડી વાર ત્યાં બેઠાં, પછી તેમણે વિપિનની રજા લીધી ને તેણે કમને તે આપી. ચંદ્રરાવ તથા વિપિન બન્નેને આ તારના સમાચાર શોકજનક થઈ પડયાં. ચંદ્રરાવને એ અપશકુનરૂપ લાગ્યા. બિરિજચંદ્રને લીધે માથેરાનમાં તેનો વખત નીકળી જતો હતો. સલાહ પૂછવાનું પણ તે સ્થાન હતું. વિપિનને શોકાતુર થવાનાં બે કારણ મળ્યાં. મહારાજનું જો જવાનું થાય તો તારા અને શિશિર બન્નેથી તેને વિખુટાં પડવાનું. આખી રાત તેને ઉંઘ આવી નહિ. મિત્રમન સાથે પણ તેને સારૂં ગમી ગયું હતું. સ્વારના પહોરમાં વહેલા ઉઠી બિરિજચંદ્રને મુકામે તે ગયો. બપોરે તેઓ જવાના છે એમ સાંભળી તેના મનમાં મોટો ધાસ્કો પડયો, મનના વિચાર બહાર ન જણાઈ આવે તેથી તેને મન સાથે જબરી મારામાર કરવી પડી, પણ તે છતાં તેના મુખ ઉપર શોક પ્રસરી રહ્યો. મિત્રમને પણ તેમાં ભાગ લીધો. મિત્ર કોઈ સાચા હોતા નથી, એ તેના વિચાર વિપિન આવ્યાથી ફરી ગયા હતા. વિપિન વાસ્તે તેને ઉચ્ચ અભિપ્રાય બંધાયો હતો. વિપિનનાં નિખાલસપણા ઉપર તે બહુ રાજી થયો હતો. તેના શુદ્ધ અંતઃકરણના તે વખાણ કરતો હતો, તથા મિત્ર હોય તો આવા હોજો એમ મનમાં ધારતો હતો, વિપિનને પોતાનો મિત્ર કહેતાં હજી તે ખંચાતો હતો, પણ વિપિને તેની સત્તા મિત્રમનના હૃદયપર સ્થાપી હતી. વિપિન ને શિશિર મળ્યાં, અને ઉભય પક્ષે છુટાં પડવાનો શોક જાહેર કર્યો. શિશિરના વિચાર હજી કલ્પાતા નહોતા, વિપિન તરફ તેને કેવી જાતનો પ્રેમ છે તે કોઈ સમજી શકતું નહિ. તેની વય નાની હોવાથી તે જાતે પણ બરાબર સમજી શકતી નહોતી. વિપિનની લાગણી બહુ તીવ્ર હતી. માથેરાનપર તેને કંટાળો આવવા લાગ્યો. વધારે વાતચિત કરવાથી પોતાનું હૃદય કળાઈ જશે અને કોઈને વહેમ આવશે એમ

ધારી તે પોતાને ઘેર ગયો. ચંદ્રરાવે આ સમાચાર જાણ્યા ને તે બિરિજચંદ્રને મળી આવ્યો. હવે વધુ વખત અહીં રહેવું નથી એમ તેણે નક્કી કર્યું. 'મુંબાઇ જઈ કામે લાગીશ તો ધીરેધીરે બધું વીસરાશે; પણ અહીં હવે એકલા ગમશે નહીં એવો તેને વિચાર આવ્યો.

---

## પ્રકરણ ૧૫.

---

### હુકુમતરાય

યસ્ય ધર્મવિહીનાનિ દિનાન્યાયાન્તિ યાન્તિ ચ ।
સ લોહકાર ભસ્ત્રેવ શ્વસન્નપિ ન જીવતિ ॥ *

રંગરાવનો પિતા મુંબાઇમાં વસતો એક ગર્ભશ્રીમંત શેઠીઓ હતો. પ્રથમથીજ સઘળી વસ્તુનું સુખ હોનાર માણસ ઘણીવાર ઘણી બાબતોમાં બેદરકાર રહે છે તેવું આની બાબતમાં હતું. હરેક બહાને, ગમે તે રીતે પૈસો મેળવવો, મોટી જગ્યાએ જવું, નામ મેળવવું, કોઈ મંડળના સભાસદ તો કોઈના પ્રમુખ, કોઈના એજન્ટ તો કોઈના ડિરેક્ટર થવાની તે બહુ હોંસ રાખતો હતો, સરકાર તરફથી બે ત્રણ પુંછડાં મળે એવી તેને લાલસા હતી. સત્તાને શાણપણનો વાસ એકજ જગ્યાએ ઘણે થોડે ઠેકાણે હોય છે. શેઠનામાં પૈસાને લીધે સત્તાની પ્રબળતા હતી, શાણપણની ન્યુનતા હતી. નોકર માણસોને તલવારની ધારપર રાખતો. સહેજ ચૂક વાસ્તે હજાર વાનાં સંભળાવતો; તે વખતે તેમની પાછલી મહેનતનું એને ભાન રહેતું નહીં, બિચારા નોકરો ગમ ખાઇ સાંભળી રહેતા ને નસીબપર હાથ દેતા. દંભનું પણ શેઠમાં પ્રાધાન્ય હતું. કોટમાં એક દોઢસો રૂપીએ ભાડે ઑફિસ રાખવામાં આવી હતી; ત્યાં કામ ખરેખરૂં કંઈ કરવામાં આવતું નહીં. શેઠ જાતે ત્યાં બે ત્રણ દિવસે જતા. ત્યાંનો કારકુન ચમન કરતો અને ઘેર મહેતાઓનો દમ નીકળતો.

કોઈ રજવાડી મહેમાન, ગવર્નર સાહેબ, કોઈ સરકારી અમલદાર યા કોઈ નામાંકિત માણસ આવતું તો શેઠ સ્ટેશનપર તેમનો ભાવ પણ પૂછાતો ન હોય પણ તેનો સત્કાર કરવા હાજર રહેતા. પોતાને ત્યાં પણ કોઈ સારા ઘરનો પૈસાદાર અતિથિ હોય તો તેની મહેમાન-

---

* જે મનુષ્ય કંઇ પણ ધાર્મીક કાર્યકર્યા વિના પોતાના દિવસો પસાર કર્યે જાય છે તે લુહારની ધમણની માફક શ્વાસ લેતાં છતાં મરેલો છે.

ગીરી સારી થતી; પરંતુ કોઈ ગરીબ તથા સુશીલ માણુસ ઘેર આવે અને ભાગ્યે પૂરો એક દિવસ રહે એટલામાં શેઠ તથા શેઠાણીને તેના-પર કંટાળો આવતો. કયાં ગામડામાં રહેતા બિચારા અજ્ઞાન અને અ-ભણુ માણુસની દરેક માણુસ—રંક કે રાયની—આગતાસ્વાગતા, અને કયાં આ શેઠની બેદરકારી! અને તે છતાં આ શેઠ 'સુધરેલા,' ઉંચી કોમના' ગણાય એ પણુ વીસમી સદીનો એક ચમત્કાર!

તેણે પૈસો સારો પેદા કર્યો હતો. ઘરનું ખર્ચખુટણુ કેમ ચાલે છે તેની કોઇને ખબર નહોતી. સવારથી તે રાત સુધી રખડી રવડી, ઉથલપાથલ કરી, પ્રપંચો રમી, શેઠ પૈસા રળી લાવતો અને તેનો વ્યય મોજશોખ, ખાનપાન, અને ગાનતાનમાં ચટની માફક થઈ જતો. 'જે-સેકુ મિલે તેસે' તેમ સ્ત્રી પણુ તેવીજ હતી. પહેલીવારની સ્ત્રી ગુજરી જવાથી શેઠ બીજી વખત પરણ્યા હતા, એટલે તેની પાછળ જરા ઘેલા થયા હતા. શેઠ સ્વતંત્રતાના હિમાયતી હતા, એટલે તેને સર્વે વસ્તુની છુટ હતી. આજે ગમે તે કાલે ગમે નહિ. જે જે નવી ફેશનો નીકળે તે ઢબના પોશાક તરતજ ખરીદવામાં આવતા. તેનો કપડાંલત્તાંનો શોખ ફ્રેંચ સ્ત્રીને પણ કોરે મૂકી દે એમ હતો. કપડાંઓની સીલાઈ પણુ વિલાયતીજ રાખવામાં આવતી. તેના કોઈ પણુ કોડ પૂરા કરવામાં શેઠ ન્યુનતા રાખતા નહીં. પરિણામ એ આવ્યું કે મનસ્વી શેઠની સ્ત્રી પણુ મનસ્વી થઈ. મનમા આવ્યું તેમ કરી જતી; શેઠની સલાહ લેવાનું પણુ ધીરેધીરે ઘસાવા માડયું. શેઠ આ બાબત બેદરકાર હતા એટલે તેમાં તે ફાવી. બહાર વાઘ જેવા તે ઘરમાં પ્રફુલ શેઠાણી આ-ગળ ગરીબ ગાય જેવા થઈ જતા. ઘરની અંદર પોતાની સખીઓ જોડે વાતચિત થતી તેમાં પણુ કયાં તો ન્યાતની, કયાં તો પોશાકની કે કયાં તો ઘરેણુાંની. સખીઓ પણુ તે જેમ કહે તેમ હા ભણે એવી હતી.

અલ્પ કાળમાં એક પુત્રીએ દેખાવ દીધો. નાનપણુથીજ તેને કેળવણી એવી તરેહની આપવામાં આવી કે તે ચડસીલી, ઈર્ષ્યાખોર, ઉદ્ધત, સ્વતંત્ર, સાચાં જુઠાં કરતી, કુથલી કરતી અને તુંડ મિજાજી નીવડી, કોઈ પણુ વાત ઘરમાં થતી તો તેથી તે અજાણુ નહોતી રહેતી. સાસરૂં પણુ તે પૈસાદારની દીકરી એટલે માએ ગબ્બર શોધી કાઢયું હતું. સાસરામાં પણુ તે સર્વને હંફાવતી. ધણીનું પણુ ઝાઝું માન રાખતી નહોતી. સભાઓમાં જવું, તેમાં ગપાટા મારવા, લોકોની કુથલી કરવી એ તેનો મુખ્ય નિયમ હતો. પુત્રીનું નામ ચંપક

રાખવામાં આવ્યું હતું પણ ન્યાતીલાઓએ તેનું નામ નિંદોત્તેજકબા રાખ્યું હતું તો વાંચનાર, હવે તે નામે પણ તેને સંબોધન કરવામાં આવે તો કંઈ ખોટું કહેવાય નહીં. સઘળાંની ટીકા કરનારને, સઘળાંને હલકાં પાડનારને કોઈ તો માથાનું મળેજ. આ નામ મૂળ પાડનાર રસિકાની સખી ઉન્મતિ હતી. રસિકા તથા ઉન્મતિ કરતાં તે પાંચેક વર્ષે મોટી હતી. રસિકા ખુબસુરત હોવાથી તેને વાસ્તે ચંપક બહુ ઈર્ષ્યા રાખતી હતી. જોગ પણ એવો આવ્યો કે રસિકાનો સંસાર બહુ સુખી નીવડયો તેથી બધે તેની વાહવાહ થતી ત્યારે આની પાછળ બધાં વાતો કરતાં. ધણી પણ સટ્ટાનો હિમાયતી હતો એટલે ઘણીવાર ખોઈને બેસતો. પીએરનો દલ્લો મળશે એવી આશા પંદર સોળ વર્ષ પછી રંગરાવનો જન્મ થયાથી ભાંગી પડી. રંગરાવનાં માન ઓછાં નહોતાં. તેની માતાને પુત્રનો કોડ હતો તે પૂરો પડયો, એટલે પછી પૂછવુંજ શું? તે પુત્રે પાછળ ઘેલીઘેલી થઈ ગઈ. તેના જન્મને દિવસે ન્યાતમાં પેંડા વેંચાયા, મહેતાઓનાં ભાગ્ય ઉઘડયાં અને ઘેર મેજબાનીઓ થઈ. ઉગતા સૂર્યને સઘળા પૂજે તેમ સગાંવહાલાં, મિત્રમંડળ પણ તે દિવસે ઘરમાં ઉભરાતાં હતાં. હુકૂમતરાયને સગી બેન હતી નહીં, પણ પૈસાદારની બેન થવું કોને ન ગમે? ફોઈનો હક્ક કરતી આધે પાસેની સગીઓ નામ પાડવા આવી અને રંગરાવ નામ પાડયું. નામ પાડવાને દિવસે લહાણીઓ વેંચાઈ. ઝભલાં ટોપી વાસ્તે તો એક ઓરડોજ જુદો રાખવામાં આવ્યો હતો. તેની માનું ચાલતે તો રજવાડામાં પુત્રનો જન્મ થાય ને જેમ ખુશાલીની રજા પાડવામાં આવે તથા વર્તમાનપત્રમાં તેની નોંધ કરવામાં આવે તેમ કરાવતે. રંગરાવનામાં તેની માના ઘણાખરા ગુણો આવ્યા હતા. તે મોજીલો, ઉડાઉ, કપડાં પાછળ પુષ્કળ ધન વેરનારો હતો. તેને કોઈ કશી બાબતમાં રોકતું નહીં. ભણવા કરવાપર એનું લક્ષ શી રીતે હોઈ શકે? નાનો ભાઈ મોજીલાલ બધાને માથે પાણી ફેરવે એવો હતો. કોઈ જાતના દુર્ગુણથી તે અજાણ્યો નહોતો. મોજીલાલના જન્મ પછી તેની માએ એક પુત્રીને જન્મ આપ્યો હતો, જેનું નામ ચાતુરિકા રાખવામાં આવ્યું હતું. હુકૂમતરાયની આવજા મેમણ શેઠને ત્યાં થતી હોવાથી ચંદ્રરાવ જોડે તેને ઓળખાણ સારૂં હતું. એક વાર કંઈ કામસર ચંદ્રરાવને ઘેર પોતાનું જવું થયું અને ત્યાં વિપિનને જોતાં, તેને ઘેર વારંવાર મોકલવા તેણે ચંદ્રરાવને કહ્યું. ચંદ્રરાવથી શરમને લીધે ના પડાઈ નહીં. એક ન્યાતના હોવાથી તે હુકૂમતરાયના ઘરસંસાર બાબત અજાણ્યો નહોતો. વળી નિંદોત્તેજકબા

તેની સામેનાજ માળામાં રહેતી હતી. આથી તેણે વિપિનને ત્યાં મોકલતાં પહેલાં કેટલીક શિખામણો આપી મૂકી હતી. ન છુટકેજ ત્યાં જવા કહ્યું હતું. વિપિન પિતાની શિખામણ માન્ય રાખે એવો હતો પણ બાળક હોવાથી ધીરેધીરે રંગરાવ જોડે પ્રસંગ વધ્યો તથા તેઓ મિત્ર થયા. ઉચ્ચ શિક્ષણને લીધે, રસિકાના ધાકને લીધે, રંગરાવના છાંટા તેને ઉડયા નહીં. તેઓના આચારવિચાર પણ ઘણી રીતે જુદા હતા. સ્વભાવમાં આસ્માન જમીનનો ફેર હતો છતાં રંગરાવને વિપિનપર હેત ઘણું હતું. વિપિનના વિચારો વાસ્તે તેને ઉંચો અભિપ્રાય હતો. જુદા પ્રસંગોમાં, જુદી કેળવણીથી, તે વિપિનનો જોડીઓ થતે પણ મૂળ બગડયું એટલે સુધરવું મુશ્કેલ થઈ પડયું. વિપિનની તકરારો તેની હાજરીમાં તેને વ્યાજબી લાગતી કેટલીક વાર તેમ કરવા તૈયાર થતો પણ વિપિન નજરેથી દૂર જતાં તેનામાં હુંપણું આવી જતું તેની જગ્યાએ વિપિન હોત તો તે પણ એમજ વર્તન રાખત એમ તે ધારી લેતો, અને ખોટે માર્ગે દોરાઈ જતો. વિપિન વાસ્તે કોઈ પણ કંઈ ઘસાતું કહે તો તેની જોડે લઢી પડતો. ભાઈ બેનને મૂળથીજ બારમો ચંદ્રમા હતો, તેમાં વિપિન વાસ્તે બન્નેને ઘણુંખરૂં વિરોધ પડતો. એકવાર વાત એટલે સુધી વધી પડી કે ભાઈ બેને ઘણો વખત અબોલા પાળ્યાં. રંગરાવમાં કપડાંલત્તાંનો શોખ, ઉડાઉપણું તથા એશઆરામ ભોગવવો એ સિવાય બીજા દુર્ગુણો નહોતા. પોતાની સ્ત્રી પાછળ તે ઘેલો હતો. જસમતીને તે જસમીન કહી બોલાવતો. સ્ત્રી પણ તેને લાયકજ હતી. તેના શોખ રંગરાવને બાજુ મૂકી દે એવા હતા. પહેરવેકરવે સાસુની બરોબરી કરતી. પોશાકમાં નવી જાતની રિબનો, ઇસ્ટાંબોલ, રેશમની અને સુતરાઉ ઝાલર તે અઢળક વાપરતી. તેને એક પારસણ જોડે સહીપણાં હતાં. પારસણ પણ જમાનાને અનુસરતી હતી. એ સખીઓ જ્યારે મળતી ત્યારે ખાસ કરી ફેશનનીજ વાત કરતી. બોલવામાં બન્ને જણાં બહુ સારી છુટ લેતાં. મોટાંમોટાં માણસો જોડે ઓળખાણ કરવા, તેમની જોડે વાતો કરવા વગેરેનો શીરીનને બહુ શોખ હતો. શીરીનને વિપિનનું મોં નહોતું ગમતું; કારણ કે તે ગમે તેટલું વિપિનને બોલાવવાનું કરે, વાતમાં નાંખવાનું બહાનું શોધે પણ વિપિન તેની સાથે ટુંકેથીજ પતાવતો. નીચેનો પ્રસંગ એ અણગમાનું કારણ હતું.

એકવાર વિપિન રંગરાવના ઓરડામાં એકલો પડયો પડયો વાંચતો હતો અને શીરીન આવી પહોંચી. " કાંય, રંગરાવ છે કે "

કરી દાખલ થઈ. રંગરાવ નથી એમ જાણ્યું છતાં ખુરસીપર બેઠી. વિપિને તો તેની તરફ ધ્યાન આપ્યુંજ નહીં.

"કાંય, સું વાંચવામાં મસગુલ થયાચ કે કાંઈ બોલતા પણ નહીં. મને પન ચોપડી વાંચવા બેસુંચ કેની ત્યારે એમજ થાયચ," એમ કહી ખુરસી કોચ પાસે ખસેડી, તથા પોતાની કોણી કોચ ઉપર વિપિન જે હાથે ચોપડી ઝાલી રહ્યો હતો તેને અડકે એ પ્રમાણે મૂકી. વિપિન ચમકયો અને બેઠો થયો. હવે આને ગમે તે બહાને ખસેડવી એમ તેને વિચાર થયો. તેણે ચોપડીનું નામ કહ્યું, એટલે શીરીને ચોપડી બાબત અભિપ્રાય પૂછ્યો.

"હું ચોપડી પૂરી વાંચું નહીં ત્યાં લગણ અભિપ્રાય આપતો નથી."

"પન અત્યાર લગનમાં કેમ લાગેચ; ટેઇસ્ટ પડે એવી છે કે નહીં?"

"હા, સારી છે," એમ કહી ઓરડાનું બારણું શીરીને વાસ્યું હતું તે ઉઘાડવા ઉઠયો.

શીરીન ચેતી ને બોલી "કાંય, રહેવા દોની."

"મને પવન આવતો નથી."

"તે એ બારણા આગળથી ક્યાં પવન આવવાનો તો? અને મને કેઓ તો હું નહીં ઉઘાડી આવું? તમે સું કરવા તસ્દી લેઓચ."

વિપિને પાછું બેઠાં બેઠાં વાંચવું શરૂ કર્યું.

"વિપિન, તમે કોન જાને કેમ મ્હારી જોડે બોલતાજ નથી. હું તમને ગમે તેટલું બોલાવુંચ પણ તમે તો મોં ઉઘાડતાજ નથી," એમ કહી પાછો હાથ કોચપર મૂક્યો.

વિપિન આ બલાથી કેમ છુટવું તેના વિચારમાં પડયો. આખરે બોલ્યો "શીરીનબાઈ, મને સ્ત્રીઓ જોડે એકલાં બેસી વાતો કરવી ગમતી નથી. મ્હારી જોડે કોઈ એવી છુટ લે તે મને પસંદ નથી. રંગરાવ અહીં છે નહીં, માટે મહેરબાની કરી તે આવે ત્યારે આવજો."

"રંગરાવનું મ્હારે સું કામ હતું? તમારા આવા વિચારોથી હું બહુ નાસીપાસ થાઉંચ. બાકી તમારો સ્વભાવ તો મને એવો ગમેચ જો. હું તો તમુનેજ મળવા આવી હતી."

વિપિન અંતે અકળાઈને ઉઠવા તૈયાર થયો ને કોચપરથી ઉતર્યો ન ઉતર્યો અને શીરીનનો હાથ તેના ગળા ઉપર પડયો. તે ચમક્યો

અને તિરસ્કારથી હાથ ખસેડી નાંખી બોલ્યો "દૂર! એ કંઈ મોજીલાલ ન દીઠા. નફ્ટ!"

શીરીન તેનો માર્ગ રોકી બોલી "ધન્નું કરસો તો હું બૂમ પારસ અને તમારી આબરૂના કાંકરા થસે."

"સાચને આંચ નથી, બહુ થશે તો મ્હારે અહીં આવવાનું નહીં થાય તો હું કંઈ ત્હારી માફક સ્વાર્થ ખાતર આવતો નથી, અહીં નહીં આવું તો ત્હારા જેવી કુલટાઓનાં મોં જોવા વારો નહીં આવે. ત્હારા ભણતર અને ત્હારી ફેશનમાં તેં આગ લગાડી. બહારથી આટલો ખટરાગ કરે છે ને અંદરથી તો મલિનતાનો પાર નથી."

સાચા આગળ જુઠાને નમવું પડ્યું. શીરીન આભી બની ગઈ, ત્રાસ કરતાં વાકચાતુર્ય અને પટુડાવિદ્યાથી ફાવીશ એમ ધારી શીરીન વાત ફેરવી નમતાઈથી કહેવા જતી હતી એટલામાં રંગરાવ આવી પહોંચ્યાનો અવાજ સંભળાયો. વિપિન અને શીરીનને એકલાં જોઈને તેને બહુ અજાયબી લાગી. શીરીન તે કળી ગઈ 'વિપિન ખરડાયો' એમ જાણી મનમાં ખુશ થઈ.

વિપિન બોલ્યો "તમે રંગરાવ વાસ્તે પૂછતાં હતાં તો લો રંગરાવ આવ્યો ને હવે હું જાઉં છું."

"કેમ ભાઈ, બેસ તો ખરો; હું આવ્યો ને તરત ચાલ્યો શું જાય છે?"

શીરીન થોડી વાર બેસી ચાલતી થઈ એટલે રંગરાવે પૂછ્યું "કેમ ભાઈ, આજે તું ગુસ્સે કેમ દેખાય છે?"

વિપિને અથથી તે ઇતિ સુધી બધી વાત કહી ને રંગરાવ બહુ વિચારમાં પડ્યો. છેલ્લી વારે વિપિને કહ્યું "ભાઈ, ત્હારી સ્ત્રીને આનાથી દૂર રાખે તો સારૂં; હું તો તને ક્યારનો ચેતાવતો આવ્યો છું; પછી જેવી ત્હારી મરજી. મને તું ત્હારે ત્યાં બોલાવવા માગતો હોય તો ભાભી મારફત ત્હારે શીરીનને જણાવી દેવું કે મ્હારૂં નામ એ લે નહીં અને હું હોઉં ત્યાં આવે નહીં."

રંગરાવે તેની સ્ત્રીને મભમમાં શીરીનની સોબત છોડવા કહ્યું તથા વિપિને કહેલું તે પણ શીરીનને જણાવવા કહ્યું. શીરીનને કાને આ વાત આવી ત્યારથી તે વિપિનને કોહ્યલો કહેતી તથા તેની સામું જોતાં ડરતી. જરમીન અને શીરીનની એવી બેરતી આવી ગઈ હતી

કે રંગરાવ જેવા પતિથી શીરીનની સોબત છોડાવાય એમ નહોતું. વળી જસમીન બાબત તેને ઉચ્ચ અભિપ્રાય હતો એટલે માઠું પરિણામ આવશે એવું તેની કલ્પનામાં પણ નહોતું. રંગરાવના ભાઈ મોજીલાલનામાં નામ પ્રમાણે બધા ગુણો હતા. નાનપણથી તેને જોનાર એમ ધારી શકે તે કંઈ અજબજ માણસ નીકળશે. રંગરાવનાપર વિપિનરૂપી થોડોઘણો અંકુશ હતો પણ આને તો ઉલટી તેના મિત્ર બિહારીરૂપી પૂરી મદદ હતી. બિહારી પણ પૂરા વિહારી હતા. કોઈ પણ દુર્ગુણથી અજાણ્યા નહોતા. પૈસે ટકે ખાલી હતા એટલે મોજી-લાલભાઈની સંગત કરી હતી. જસમીનપર તેની આંખ હતી. રંગ-રાવને એનો કાકો પણ કેટલીકવાર કંઈ કહેતો તો તે સાંભળતો પણ મોજીલાલને તો કોઈ પૂછી શકે એમજ નહોતું.

એક વાર કાકાએ કંઈ કહ્યું એટલે એ વાત પોતાની માને મોંએ કહી. પોતાના લાડઘેલાને કોઈ કંઈ કહે તે તેનાથી સહન થયું નહિ. મોજીલાલને તેના કાકાને બોલાવી લાવવા માતાએ મોકલ્યો. કાકા આવ્યા અને ભાભીએ જાદવાસ્થળી જમાવી. મોટાભાઈને ભાભી કહે, મહેણાં મારે અને નાનોભાઈ તે સાંભળતો હતો. પણ તેણે પોતાની સ્ત્રીને વારી નહીં.

"હું જાણું છું કે તમે મને લાવવા રાજીજ નહોતા. તમારા મનથી તો ભાઈનો પૈસો બધો તમારેજ ભોગવવો હતો. તમારૂં ધાર્યું થયું નહીં માટે મ્હારા છોકરાઓને હલકા પાડો છો, ધમકાવો છો તથા સંતાપ આપો છો. ખબરદાર જો હવે ફરીથી કોઈને કંઈ કહ્યું તો. ચંપકને પણ તમે બહુજ સતાવી હતી. તમે તમારે ખાઈપીને પડ્યા રહો, ને ન ફાવતું હોય તો–" એમ કરી આગળ કહેવા જતી હતી એટલામાં તે શબ્દો જાણે હુકૂમતરાયનેજ લાગુ પડતા હોય તેમ તે ઓરડામાંથી ચાલતો થયો. નાનો ભાઈ ગયો ને મોટા ભાઈએ કહ્યું "ભાભી, બસ કરો. હું તો એમના લાભ વાસ્તે કહું છું. અને તે તમને અથવા તમારા બાળકોને પસંદ નહીં પડતું હોય તો આજ પછી નહીં કહું. મ્હારે હવે વધારે દિવસ કાઢવા નથી. કર્યાં કર્મ સૌ ભોગવશે."

"એટલી એટલી લાચારી છે ત્યારે બોલો છો શેના? તમારે ક્યાં તેને ભોગવવાં છે.?"

વધારે વાત લંબાય નહીં તેથી દુલેરાય ઓરડો છોડી ચાલતો થયો. તેનું ચાલતે તો તે ઘર છોડી ચાલ્યો જતે. જમાનાનો ખાધેલો હતો. અનેક અનેક આપત્તિઓ વેઠી હતી. સ્ત્રી વગેરે મરકીના ઝપાટામાં પાંચ દિવસની અંદર ઘસડાઈ ગયાં હતાં. બીજો આરો હતો નહીં એટલે ભાઈને ત્યાં રહેતો હતો. ઘણી ઠોકરો ખાઈ ઘડાયો હતો એટલે ભાઈના ઘરમાં ચાલતું અંધેર તેનાથી ખમાતું નહીં. ઘણીવાર તે ભાઈને પણ ચેતાવતો પણ તેને બહુ અસર થતી નહીં. બાળકોના પર તેની પ્રીતિ હતી છતાં તેમને કુમાર્ગે જતાં જોઈને તેના મનમાં દુઃખ થતું. કેટલીકવાર તેમને શિખામણ આપતો; વખત આવે ધમકાવતો. આજના બનાવ પછી તેણે ઘરમાં કોઈને કંઈ પણ કહેવું નહીં એમ પાણી મૂક્યું. 'ભાઈને પણ આફરીન છે' એમ તે મનમાં બોલ્યો. તે જાણતો હતો કે "મૂળ બધું ભાઈએજ બગાડયું છે. આને આમ ચઢાવી ન મૂકી હોત તો માઠું પરિણામ આવત નહીં. હવે ગયો અંકુશ પાછો બેસાડવાની ભાઈમાં તાકાત નથી."

બાજી હાથથી ગઈ હતી. મોજીલાલ તો હવે છેકજ સ્વતંત્ર થઈ ગયો. આટલો ખૂણે બેસી બબડનાર કાકો પણ હવે બોલતો બંધ થયો એટલે તેના મનમાં કળ વળી. શીરીન જોડે તે બેફિકરાઈથી મરજીમાં આવે તેમ વર્તતો. બિહારી તેને દરેક કામમાં સહાયભૂત થતો. કેટલીક વાર બન્ને મિત્રો રાતે મોડા આવતા પણ તેમને કોઈ પૂછતું નહીં. બિહારીને ઘણીક વાર પોતાને ઘેરજ રાખતો. બિહારીને તો એજ જોઈતું હતું, બિહારીમાં વાત કરવાની ચતુરાઈ હદ બહાર હતી. સૌ કોઈને એ તેની વાતમાં આંજી નાંખતો. હાથમાં ચાંદ બતાવવા ચૂકતો નહીં. વેપાર બાબત વાત કરતો ત્યારે જાણે પોતે બહુ ડોહ્યું હોય અને તેનો પંડિત હોય એવી રીતે બોલતો. કંઈ કંઈ વેપારોમાં કંઈ કંઈ ફાયદાઓ બતાવતો. પોતે ખરી રીતે જોતાં કશાને લાયક હતો નહીં.

મોજીલાલ જરૂર પડે તેને પૈસાની પણ મદદ કરતો બિહારીને તેથી કરીને તેની સંગત ગમી ગઈ હતી. હરેક બહાને તે મોજીલાલને ખુશ રાખતો. તે જે કામ કહે તે તરત ઉપાડી લેતો. કાકા બાબત શેઠાણીને ઈસારો કરવા મોજીલાલને ચઢાવનાર તેજ હતો; અને પોતે ફાવ્યો તેથી તેને બહુ નિરાંત થઈ હતી. શીરીન બાબત કંઈ પણ કહેવાનું હોય તો મોજીલાલ એનેજ કહેતો. ગમે તે રીતે ધારેલો અર્થ પાર પાડવા બિહારી ચૂકતો નહીં. મોજીલાલ તેથી તેનાપર બહુ પ્રસન્ન

રહેતો. ધીરેધીરે કામ વધવા માંડ્યું. મોજીલાલ, બિહારી, શીરીન એકાદ એકલાં સાથે ફરવા જતાં, જસમીન કેટલીકવાર સાથે જતી. તે સાથે ન આવતી તેમાં મોજીલાલ અને શીરીન ખુશ થતાં. શીરીનને જસમીનના 'કમ્પૅનિયન' નું નામ આપવામાં આવ્યું હતું. મોજીલાલ પહેરવેશ વગેરેમાં એવો રહેતો કે તેની જાત બરાબર પરખાતી નહીં. આથી શીરીન સાથે ફરવામાં તેને કોઈ પણ જાતનો બાધ આવતો નહીં. રંગરાવ જોડે મોજીલાલને ઝાઝું બનતું નહોતું પણ રંગરાવ તેના ભાઈના કામમાં આડો આવતો નહીં, એટલે મોજીલાલને તેનાપર ખાસ દ્વેષભાવ નહોતો. બિહારીને વિપિનપર અંદરખાનેથી ઘણો દ્વેષ હતો. કોઈપણ રીતે તેનું શેઠને ત્યાં આવવાનું અટકે તેમાં તે રાજી હતો. મોજીલાલને કેટલીકવાર તેમ કરવા ચઢાવતો, મોટાભાઈની તેનાપર મહેરબાની હોવાથી મોજીલાલ ઝાઝું કરી શકતો નહીં વળી વિપિન તેના માર્ગમાં આવે એમ નહોતું, એટલે તેને દૂર કરવા તેની બહુ ઇચ્છા નહોતી. બિહારી પણ કેટલીક વાર આ કારણથી મૂગો રહેતો, પણ વિપિનથી તે બહુ ડરતો. વિપિને રંગરાવને એકબેવાર આ બાબત ચેતાવ્યો હતો, પણ નાનો ભાઈ એને સાંભળે એમ નહોતું તેથી એ બાબતમાં કંઈ કરી શકતો નહીં.

બિહારીનું આગમન ત્યા પૈસાનાજ કારણે નહોતું.

જસમીનપર પણ તેની નજર હતી. જસમીન તેની છટાથી છેતરાઈ હતી. શીરીન આ વાત ચેતી ગઈ હતી, બિહારી અને જસમીનનો ઘાટ બેસે તો તેમાં રાજી હતી, કેમકે આમ થવાથી તેને મોજીલાલ જોડે મરજી માફક વર્તવાને કંઈ પણ અટકાવનું કારણ ન રહે. કેટલીકવાર જસમીનને મોંદે તે બિહારીનાં વખાણ કરતી, અને તે વખાણની તેનાપર શી અસર થાય છે તે જોઈ લેતી. દાવ આવે રંગરાવને વાસ્તે કંઈ સાચું જુઠું કરતી. બિહારી તેના વાક્ચાતુર્યની જસમીનપર શી અસર થાય છે તે કળી જતો. ધીરેધીરે તેણે જસમીનની જોડે વાતચિતનો પરિચય વધાર્યો હતો. મોજીલાલને આ બાબતથી અજાણ્યો રાખવામાં આવ્યો હતો. તેને વહેમનું કારણ મળે નહીં તે બાબત બિહારી સાવચેત રહેતો. શીરીન પણ ચકોર હતી એટલે તેણે પણ આ બાબત મોજીલાલને માહિતગાર કર્યો નહોતો. કદીકદી શીરીન અને બિહારી સાથે મળી જસમીન બાબત વાત કરતાં, બિહારીનો જય થશે એમ શીરીન તેને કહેતી. તે જય જેમ અને તેમ વહેલો મળે તે બાબત બિહારી અધીરો થતો.

આ પ્રમાણે બિહારી તથા શીરીનની સ્વાર્થબુદ્ધિને લીધે હુકૂમતરાયના ઘરની ખરાબી થતી હતી, છતાં તે બાબતમાં ચતુર કાકા સિવાય સર્વ કોઈ અજાણ્યું હતું. દુલેરાય આ બાબત બોલતો નહીં છતાં તેણે એકાદવાર સમસ્યામાં રંગરાવને કહ્યું હતું. રંગરાવ એ બાબત બેદરકાર છે જાણી કાકાએ લાંબીટુંકી કરી નહીં, કાકાનો આટલો નામનો પણ અંકુશ દૂર થયો એટલે બિહારીને ફળ વળી. કોઈ કોઈને રોકે એમ હતું નહીં. હુકૂમતરાયના ઘરમાં કેવળ અંધેરજ વ્યાપી રહ્યું હતું. સૌ સૌની મોજમાં આવે તેમ વર્તવા લાગ્યું. સાતે તારમાંથી જુદો જુદો સુર નીકળતો, ને તેમને એક કરવા–એક બીજા સાથે મિલાવટ કરવા–મુખ્ય તારજ અશક્તિમાન્ હતો તો બીજા કયાંથી હોય? સ્વતંત્રતાને નામે વ્યભિચારે ઘર ઘાલ્યું હતું. હાથી જેવા પ્રાણીને પણ અંકુશની જરૂર છે તો મનુષ્યને હોય તેમાં શી નવાઈ? બાળકને તેના માતપિતાના અંકુશની, સ્ત્રીને પોતાના પતિના–પતિ ના હોય તો કોઈ વડીલના, મનુષ્યને બીજા હરકોઈ વડિલના કે મિત્રના, ઘોડાને તેના હાંકનારના, પ્રાણીઓને તેમનાં કરતાં વિશેષ બળવાનના, બળવાન્ પ્રાણીઓને તેનાં શિકાર કરનારના, આગને પાણીના, રાજાને પ્રજાના, પ્રજાને રાજાના. આમ અંકુશ વગરની વસ્તુ એક પણ કુદરતે બનાવી નથી. વસ્તુ નિરંકુશ થાય તેમાં તેની પડતી નિર્માયલીજ છે પછી વહેલી કે મોડી; હુકૂમતરાયના ઘરમાં બધી રીતે અંધકાર છવાઈરહ્યો હતો છતાં તેની કોઈને ગતાગમ નહોતી. વિવેકબુદ્ધિથી વિચાર કરનારને તે ઘર અંધકારમય લાગતું.

આમ સર્વ વસ્તુઓની અનુકુળતા હોવાને લીધે હુકૂમતરાયનો ઘરસંસાર, કહેવાતી સ્વતંત્રતાના–વિચારબુદ્ધિથી ગણાતી નિરંકુશતાના–દરિયામાં પૂર્ણ જોશથી વહન કરતો હતો અને વહાણમાં બેઠેલું કોઈ પણ પાછું ફરી જોતુ નહોતું. વહાણને કઈ જગ્યાએ. ખરાબો આવવાથી અથડાવું પડશે, કયાં તે ભાંગી ચુરેચુરા થઈ જશે, તેનું તેના સુકાનીનેજ ભાન નહોતું તો બીજાને તો કયાંથી હોય?

ચકોર વિપિનથી આ વાત અજાણી નહોતી. તે એકવાર તે રંગરાવ સાથે વિવાદમાં ઉતર્યો અને કહ્યું કે "હાથથી બાજી બગડી પછી તે હાથમાં આવવી મુશ્કેલ છે. છુટયું તીર પાછું આવી શકતું નથી. ગયો અંકુશ પાછો બેસાડી શકાતો નથી. સુધરેલા વિચારની પાશ્ચાત્ય પ્રજા પણ મનમાં તો સમજતી હશે, પણ હવે લાઇલાજ છે એટલે કહે કોને? તેમની સ્ત્રીઓ તેમનાપર ઘોડેસ્વાર થઈ છે. પાર્લામેંટમાં

બેસવાનો તથા કોર્ટમાં વકીલ તરીકે ઉભા રહી કેસ ચલાવવાનો તેમને હકક જોઈએ છે. ઘણા હક્ક આપી ચૂકયા છે એટલે આટલો પણ બાકી રહે તો સ્ત્રીઓના સરખા હક્કમાં વાંધો આવે. આંગળી તેઓએ આપી એટલે હવે સ્ત્રીઓ પોંચો માગે તેમાં નવાઈ નથી. તેઓમાંના ઘણાક મનમાં પસ્તાતા હશે; ત્યારે આપણુને તેના જેવા થવાનું મન થાય છે. આમનું આમ એમનું ગાડું ચાલશે તે કયાં સુધી નભશે તે જોવાનું છે. આપણે નહીં તો આપણી પાછળના જોશે કે પાશ્ચાત્ય દેશોની પડતીનું કારણ તેમની સ્ત્રીઓનું બેહદ અને બેહુદું છુટાપણું થઈ પડયું. મને કેટલીક વાર તો એમ થાય છે કે હજી એમની સ્ત્રીઓને ઘણા હક્ક માગવાના બાકી છે. ચાલતે દહાડે કાયદા પસાર કરવામાં રાજાની સહી થતી હશે ત્યાં સાથે રાણીની પણ માગશે. વખત આવે અમારે તો ત્રિયારાજ જોઈએ છે એમ કહેશે; એટલે એમના મરદોને સાધુ થઈ ફરવાનું. વળી કોઈ નસીબના સંજોગે મત્સ્યેન્દ્રનાથ નીકળ્યો તો તેને ગોરખનાથ આવી ખેંચી જશે, અને કહેશે "ગુરુજી, લપટીસે બોત લપટાયા,' હવે તો બધું છોડી દેવું; મરજીથી છોડયું તે હવે પાછું સહાવું નહિ, હવે તો જંગલમાં મંગળ માની લેવું અને હીંદુઓની માફક '**ब्रह्म सत्यं जगन्मिथ्या**' એ સૂત્ર પકડવું. કંઈક વિચાર આવ્યો અને બોલ્યો "ખુબી પણ જો, કે જે હક્ક તેઓ માગી શકે કે જે હક્ક વાસ્તે તેમની સ્ત્રીઓ લડી શકે તેને વાસ્તે હિંદુસ્થાનના પુરુષોને ચું કે ચાં કરવાનો અધિકારજ નહિ.

"સ્ત્રીઓને ઘરમાંજ ગોંધી રાખવી એવો મ્હારો વિચાર નથી; તેમને ગુલામ તરીકે ગણવી એના જેવું બીજું અધમ કર્મ નથી. પણ સ્ત્રી અને બાળક, તેમને જોઇએ તે કરતાં વધારે છુટ આપતાં પરિણામ સારૂં ન આવે."

રંગરાવ આવાં ભાષણો ધ્યાનપૂર્વક સાંભળતો, કોઈક વાર વિવાદમાં ઉતરતો, અંતે વિપિનની તકરાર આગળ મહાત થતો, તેના વિચાર કંઈક અંશે કબૂલ રાખતો પણ અંતે પોતે પકડેલી રીત પ્રમાણેજ કર્યો જતો.



# પ્રકરણ ૧૬.

## રજા મળી.

"Many an Indian has transported himself beyond Indian seas, but none has left behind him any systematic record of his shrewd and close observations of foreigners and their ways of life. What little we have in this direction is, at best, an eyeview of, what may be called, mere transitory birds of passage. Hence the pictures drawn by them are sometimes sunny, sometimes cloudy but never gloomy or sullen. The reason, perhaps, is that very few of those, that have hitherto left the shores of India had any rigorous ideal behind or a strong moral purpose before them. Even now most of those who are attracted to those lands beyond seas have hardly any higher motives than that noble lust of personal salvation which, according to them, lies in thickening and fattening their little ego an end in the eyes of those that know, nothing short of self-annihilation."* (પરીક્ષાના પત્રકપરથી)

સવારના પહોરમાં સાત વાગ્યામાં ગાડીઓની તથા વિજળીક ત્રામની દોડાદોડ ચાલી રહી છે. લોકો પગે ચાલીને યા ગાડીમાં બેસીને નવાં ફક્કડતાં લુગડાં પહેરીને શાકબજારમાં સોદો લેવા જાય છે. કેટલાક શોખીનો શાકનું વજન પાંચ શેર પણ ન હોય એટલામાં હેલકરીને માથે મૂકાવી ઘર તરફ વળે છે. વૈષ્ણુવ સંપ્રદાયની સ્ત્રીઓ નાહી ધોઈ મંદિરોમાં દર્શન કરવા ઉતાવળે પગે ચાલતી, કોઈક વાર દોડતી 'જય જય' પોકારતી દેખાય છે. બીડમાં જાણે બાકી હોય તેમ કોઈક વાર કઠોર અવાજ કાઢી ભોંભોં કરતી 'મોટરકાર' જાણે ત્યાંના વતનીઓપર રાજ્ય ચલાવતી હોય તેમ આવી પહોંચે છે, અને બધાને દૂર ખસી

* ઘણાએ હિંદુઓ સમુદ્રયાન કરે છે પરંતુ કોઈએ વિદેશીઓની, તેમની રહેણીકરણીની સૂક્ષ્મ અને બારીક ચિકિત્સા કરી ખરેખરો ખ્યાલ આપણને આપ્યો નથી. એ વિષયમાં જે કંઈ થોડું ઘણું પણ આપણને મળ્યું છે તે માત્ર સ્વચ્છંદી વિહંગાવલોકન જેવું જ છે. આથી કરીને તેમણે

જવું પડે છે. કોઇક ગભરાટમાં પડી જાય છે, કોઈકની પાઘડી ગબડી જાય છે; બિચારી સ્ત્રીઓનું તો પૂછવુંજ નહીં. વધારે જાણીતા અને અનુભવી શહેરી કેટલીક વાર આ ધમાલ જોઈ કહેતા કે મુંબાઇમાં રહીને ત્રણ રીતે મરતો જે બચ્યો તે ભાગ્યશાળી; એક તો ગાડીઘોડા ને ટ્રામ તળે ચગદાઇને, બીજું ઘર પડવાથી યા બળવાથી અને ત્રીજું ઝેર ખાઇને.

ક્યાં માથેરાનની શીતળ ટેકરીનો એકાંતવાસ અને ક્યાં વસ્તીથી ઉભરાતી અલબેલી નગરીનો કોલાહલ, ક્યાં તેની ગંભીર શાંતતા અને ક્યાં આના પ્રપંચ, ક્યાં તેની કુદરતનો બહાર, અને ક્યાં આની બ્હારની ટાપટીપના દેખાવો! વગર પૈસે, વગર ખર્ચે એક જગ્યાએ કુદરત મનને આનંદની રેલમાં તણાવે; ત્યારે બીજી જગ્યાએ કુદરતને ઢાંકવા, તેની શોભા અટકાવવા અનેક પ્રયાસો ચાલે! માથેરાનના શાંત પ્રદેશમાંથી નીકળી મુંબાઇ આવવા, વાંચનાર, તને મન તો નહીં હોય પણ વિધાતાએ જે નિર્માણ કર્યું છે તો મને કે કમને તેમ કર.

તેમ કર્યાને–મુંબાઇ આવે–આજે પંદર દિવસ થઈ ગયા છે. ગઈ કાલેજ સાંજે તું રંગરાવ તથા વિપિન સાથે વિજળીક ટ્રામમાં બેસી......કંપનીના 'સેલ'માં જઈ આવ્યો. 'સેલ'માંથી ખરીદી કરી તે રંગરાવના કાકાની મુલાકાત લીધી. આજે પાછો વિપિન સાથે ઘેરથી નીકળી રંગરાવની ભેટ લેવા તું તૈયાર થા.

રંગરાવ આજે મહા ઉલટમાં આવી ગયો હતો. સાંજ ક્યારે પડે ને વિપિન આવે કે વધામણી ખાઉં એમ તે રાહ જોતો હતો. દરરોજ કરતાં કલાક વહેલો તે તૈયાર થઈ ગયો હતો. જસમીન પણ બહુ હર્ષમાં આવી ગઈ હતી. એક સફેદ મચ્છરદાની જેવું બારીક

---

આપેલાં ચિત્રો કેટલાંક ઝગઝગતાં, કેટલાંક અડધાંપડધાં, ઢાંકપીછોડો કરેલાં હોય છે પરંતુ તેમાં રહેલા દોષોનું કોઈએ યથાસ્થિત નિરૂપણ કર્યું નથી, ખરું સ્વરૂપ બતાવ્યું નથી. કદાચ એમ પણ હોય કે અત્યાર સુધીમાં જેઓએ હિંદનો કિનારો છોડ્યો છે તેમાંના કોઈકનાજ મનમાં કંઈ ઉચ્ચ લક્ષ્ય બિંદુ યા અભિલાષા રહેતી હશે. હાલ પણ જેઓ એ દૂર પ્રદેશ જવા ઇચ્છા રાખે છે તેમાંના ઘણાક, માત્ર તેમનો આત્મોદ્ધાર કે જે તેમના વિચાર પ્રમાણે તેમનું ભરણપોષણ સારી રીતે કરવામાં અને અહંતા વધારવામાં સમાયેલો છે તે કરવા ખાતરજ, તે તરફ આકર્ષાય છે. આવો ક્ષુલ્લક વિચાર, જેઓ જાણે છે, સમજે છે તેના મનથી તો તેમનું પોતાનુંજ અસ્તિત્વ ઉખેડી નાંખવાને સાધનભૂત થવામાં બાકી ન રાખે.

સુતરાઉ લુગડું તેણે પહેર્યું હતું. તેની લુગડું પહેરવાની ઢબ તથા કપડાના બારીકપણાને લીધે તેના શરીરના અવયવોનું અવલોકન કરવામાં કોઈ પણ જાતની અડચણ પડતી નહોતી. તેના વાળને પ્રદર્શિત કરવા માથે બરાબર તેણે ઓઢ્યું નહોતું. તેની ચોળીનું યથાસ્થિત વર્ણન કરવું બહુ ભારે થઈ પડે. કોઈ જગ્યાએ તેને સુતરની 'નેટ' મૂકવામાં આવી હતી, કોઈ જગ્યાએ રેશમી રિબન દેખાતી હતી, કોઈ જગ્યાએ ખોટી ઝાલરો ઝુમ્યાં કરતી હતી; કોઈ જગ્યાએ બલૂનની માફક તે ઉપસતી હતી તો કોઈ જગ્યાએ તેની ધારણ કરનાર લજ્જારહિત હોવાથી જાણે શરમાતી હોય તેમ સંકોચાતી હતી. જોબનનાં મદમાં તણાઈ તે કેવા ઉછાળા મારતી હતી તેનું ભાન કરાવવા છાતીના ભાગમાં ચોળીનું પડ અક્કેકપર આવી રહ્યું હતું અને તેમાંનું એક પડ એવી રીતે ખુલ્લું રાખવામાં આવ્યું હતું કે તે ઉભા ચોર ગજવાની ગરજ સારે. દરજી પણ કોઈ જબરો કારીગર હોવો જોઇએ એમ સહેજ કોઈને લાગે કેમકે એ પડ બીજાં પડો કરતાં કોઈ પણ રીતે જુદું પડતું નહોતું. એ ચોળી તેની ગોરી ગરદનથી જરા વધારે નીચી રહેતી હતી અને તેથી ડોકમાં પહેરેલી મોટાં મોતીની માળા તેની સુંદરતામાં વધારો કરતી હતી. તેના લુગડાંનો છેડો છાતીના અર્ધ ભાગને પ્રદર્શિત કરતો હતો. તેના કોમળ હાથ ઉપર તેણે માણેકની બંગડી પહેરી હતી. એક પગ બીજા પગપર નાંખી કોચ ઉપર કંઈક બેઠેલી કંઈક આડી પડેલી હાથ લમણાપર મૂકી સુતેલી હતી.

કોઈકકોઈક વાર તે આયના તરફ જોતી હતી, કેટલીક વાર રંગરાવની જોડે વિનોદમાં ઉતરતી હતી. રંગરાવ વિપિનને મળવા એવો અધીરો થઈ ગયો હતો કે તે પાધરૂં બોલતો પણ નહીં. દિવાનખાનાની વચ્ચે પડેલી ખુરસીપર તે બેઠો, અને તેણે એક વર્તમાનપત્ર હાથમાં લીધું, તેનાં પાનાં ખાલી ઉથલાવી ગયો. વર્તમાનપત્ર પાછું મૂકી દીધું એટલે જસમીને કહ્યું,

"વિપિનભાઇ હમણાં આવશે એમ છેક અધીરા શું થાઓ છો કે કંઈ બોલતા પણ નથી."

"કોણ જાણે શું છે કે હું એની પાછળ આટલા વલખાં મારૂં છું ને એ બહુ બેદરકાર થતા જાય છે. માથેરાન જઈ આવ્યા પછી એનામાં બહુ ફેરફાર થઈ ગયો છે. એને મુંબાઇ આવ્યાને પંદર દિવસ થયા, તેમાં કાલે જરા એ છુટથી બોલ્યો."

"મને પણ પહેલ કરતાં બહુ નરમ થઈ ગયા હોય એમ લાગે છે. મ્હારી જોડે પણ ઝાઝું બોલતા નથી."

આમ વાત ચાલે છે એટલામાં વિપિન આવી પહોંચ્યો, ને રંગરાવ તેને તેડવા ઉમરા લગણ આવ્યો.

જસમીને અંગ્રેજી ઢબ પ્રમાણે સહેજ ડોકી ધુણાવી.

"કેમ, આજે ભાભીની વર્ષગાંઠ છે કે શું? આજે કંઈ બન્ને જણાં ખુબ આનંદમાં છો?"

"તે વાત નિરાંતે કરીશું પણ હાલ તો ચાલ મ્હારી જોડે કોલાબે."

"અરે મને ત્યાં કયાં તેડી જાય છે? સ્થાન બદલાયું પણ કંઇ જગ્યાનું માહાત્મ્ય જાય? ભૂમિને વરદાન હશે તે કેમ ખોટું થાય? ભાભીને પણ ત્યાં સાથે લેવાં છે કે?"

"ના, ના, મ્હારે બીજી 'એપૉઇન્ટમેન્ટ' છે."

"ઠીક" વિપિન કંઈક ભારથી બોલ્યો.

બન્ને મિત્રો ટ્રામમાં બેસી 'સેક્રેટરીએટ' આગળ આવી પહોંચ્યા તથા 'બૅંડસ્ટૅંડ' તરફ તેઓએ કુચ કરી.

માણસોનો જમાવ ત્યાં વધારે હતો એટલે "સ્વિામંગબાથ" તરફ ગયા ને ત્યાં દરિયાના કિનારાપર પત્થરના ઢગ પડયા હતા તેનાપર બેઠા.

કિનારાપર બેસી વિપિને આમ તેમ જોવા માંડયું. જગ્યાની શાંતતા જોઈ તેને માથેરાન યાદ આવ્યું, શિશિરનું સ્મરણ થયું. સૂર્યનારાયણપર તે શાંતતાની અસર થઈ હોય એમ લાગતું હતું; તેનું ઉગ્ર સ્વરૂપ છોડી દઈ તે વાદળમાં ભરાતા હતા. 'સાપ ગયા ને લીસોટા રહી ગયા' તેમ તેના તેજનો કંઈ સોનેરી આભાસ માત્ર પડતો હતો. દરિયાનું પાણી પણ નરમ પડી ગયું હતું. પાણીનો રંગ કિનારાપરથી ભુરાસ પડતો દેખાતો હતો. જરા દૂર નજર નાંખતાં ચોપાટી તરફનો વક્ર ભાગ તથા ત્યાં આવી રહેલા બંગલાઓ દેખાતા હતા અને તેથી જરા દૂર અલબેલી નગરી વાલ્કેશ્વરની ટેકરીરૂપ પોતાનો હાથ લાંબો કરી સમુદ્રના માર્ગમાં આડે આવવા તથા તેને અટકાવવા ખાલી મથતી હોય એમ લાગતું હતું.

"વિપિન, પિતાને આજે ઇંગ્લાંડ સંબંધી વાત છેડી હતી ને તેઓએ મને ત્યાં જવા હા કહી છે."

આ વાક્ય સાંભળી વિપિનનું મોં કટાણું થયું. 'ઠીક, તેથી તું આજે બહુ આનંદમાં છે. વારૂ, પણ ભાભી શેનાં ખુશ થાય છે? તું

ત્યાંથી બે ત્રણ વર્ષે આવશે. એમને તો ત્હારો વિયોગ થશે છતાં આમ ખુશ કેમ દેખાય છે?"

જસમીનના કહેવા પ્રમાણે હું ત્યાં જઈ આવું તો ત્યાંની રીતભાત વગેરે નજરે જોઉં ને તે સાંભળવાનું એને બહુ મન છે."

"હું તો કહું છું કે ભાભીને પણ સાથેજ લઈ જા." આમ કહેવાનાં વિપિનને બે કારણ હતાં; એક તો રંગરાવને ત્યાં જઈ આડે માર્ગે ઉતરવાનું કારણ ન મળે અને અત્રે જસમીન બાબત તેને ચિંતા હતી. બિહારી જોડેની તેની વર્તણુક જોઈ વિપિનને શંકા ઉપજતી હતી. આજે ભાભી આટલી ખુશ છે તેનું કારણ પણ કદાચ એવુંજ હશે એમ તેને લાગ્યું. વિપિન કોઈ પણ વાત ઉપર દૃઢ નિશ્ચય ઉપર આવતા પહેલાં બહુ વિચાર કરતો. અનુમાન ઘણી વાર ખોટાં પડે છે માટે એવાં અનુમાન મનમાંજ રાખતો.

"ત્યાં જસમીન આવી શું કરશે?"

"તું કરશે તે."

"હું તો અભ્યાસ વાસ્તે જાઉં છું."

"ઓહો! શાનો અભ્યાસ કરવો છે?"

"બારિસ્ટરનો."

"પણ ભાઈ ત્હારા પિતા વેપારી છે તો તેમાં તું તેમને મદદ ન કરી શકે? તને અહીંનો અભ્યાસક્રમ અઘરો લાગે છે ને તેથી ત્હારે બારિસ્ટર થવું છે. તે પરીક્ષા કદાચ સહેલી હશે પણ તું પાસ થઈ શું કરવાનો? અત્યારે લોકો જોડે બોલે છે તેના કરતાં થોડું બોલવાનો, જેની જોડે ઓળખાણ નહીં હોય તેને સાંભળવાનો નહીં. તેમ આજે વકીલનો ધંધો એવો નથી કે ઘુસણી કર્યા વગર કોઈ આપણી દાદ લે. પગપેસારો કરતાં નવા માણસનો દમ નીકળી જાય છે. વકીલ દર વર્ષે વધતા જાય છે, કમાણી ઘણા થોડાને છે. હું તો ધારૂં છું કે તું અહીં રહી કંઈ ધંધો ઉપાડી લે. તેમાં તું કેટલાકનું ભલું પણ કરી શકીશ."

"બધા લોક ત્હારા વિચારના હોય તો ત્યાં જાય કોણ?"

"ને ન જાય તો સત્યાનાશ શું વળી જાય? ત્યાં જવાને લાયક ઘણા થોડા હોય છે. આ અભ્યાસ વાસ્તે કોઈ જાય તે જોવા હું માગતો નથી. કેમકે ત્યાં જે જે જઈ આવ્યા તેમાંના ઘણાખરા માખ મારે છે અને પૈસો હોય તો વેડફી નાંખે છે, કલ્યાણ કોઈનું કરતા નથી. કંઈ હુન્નર કે ઉદ્યોગ ત્યાંથી શીખી લાવી કેટલાઓએ હિંદનું ભાગ્ય ખોલ્યું? ત્યાંથી

આવી પોતાની ભાષા ને સગાંનેજ ભૂલી જાય તે દેશને શું લાભ કરવાના હતા? ‘ભપકા ભારી અને ખીસાં ખાલી’ તેમ આમતેમ ફરવાના. અહીંજ રહી, ઉચ્ચ અભ્યાસ કરી, એકાદવાર નિષ્ફળ થાય તોપણું પ્રયાસ કાયમ રાખી દેશનું કલ્યાણુ થોડે કે ઘણે અંશે થઈ શકે છે તેનાં અનેક દૃષ્ટાંતો છે ને ત્હારે આઘે ખોળવા ન જવું હોય તો ત્હારી પડોશમાંજ* જો. ભાઈ, મેં અભિપ્રાય જણાવ્યો તેનો ખરો અર્થ તો તું સમજ્યો હશે. મ્હારૂં કહેવું એમ છે કે વિલાયત જવાની સામે હું નથી પરંતુ જેઓ ત્યાં જઈ આવે છે તેમનાં વર્તન, આચાર, વિચારની હું સામે છું ને તેથી બધાને ત્યાં જવાને લાયક નથી ગણુતો.”

ડુંગરાવ આ સાંભળી મૂગો રહ્યો. આકાશે તારાટપકીવાળો સફેદ સાળુ પહેરવા માંડ્યો હતો, આસપાસ બધે રોશની થવા લાગી ને બન્ને મિત્રો ઉભા થયા. વિપિન અધવચ્ચથીજ પોતાને મકાને ગયો, કેમકે અનુબાની તબીઅત સારી નહોતી. ઘડપણને લીધે તેનું શરીર ખોખરૂં થઈ ગયું હતું તથા તેનાથી કંઈ નીપજતું નહોતું. કામ કરતાં હાંફી જતી હતી. કામમાંથી તેને ફારગ કરવા ચંદ્રરાવે એક સારો રસોઇઓ રાખ્યો હતો. ચંદ્રરાવે ડાકટરની દવા કરવા તેની માતાને કહ્યું પણ તેમ કરવા તે રાજી નહોતી, ડાકટરની દવા હવે આ ઘડપણે ખાવી તે એના જૂના વિચારને ગમી નહિ. ‘હવે હું નહીં મરૂં ત્યારે મરશે કોણ’ એમ તે કહેતી. વૈદની દવા તેણે ખાવા માંડી પણ તેનાથી કંઈ ફાયદો જણાતો નહોતો.



## પ્રકરણ ૧૭.



## વિદ્યાર્થી જીવન.

વિપિનને બી. એ. ની પરીક્ષા પસાર કર્યાને આજ ત્રણ માસ થયા હતા. આવતી કાલે બી. એ. ની પદવી લેવા વિશ્વવિદ્યાલયમાં તેને હાજર થવાનું હતું. એ હાજર થાય તે પહેલાં એના વિદ્યાર્થી જીવનનું અવલોકન અસ્થાને કહેવાય નહીં.

* પ્રો. ગજ્જરની લેબોરેટરી.

સાદા અને સરળ સ્વભાવના માતપિતાના હાથ તળે ઉછરેલા બાળકનું, સાદી પણ સુઘડતાવાળી ચંદ્રરાવ અને રસિકાની રહેણી કરણીમાં ઉગતા વિપિનનું વિદ્યાર્થી જીવન સાદું તેમજ સરળ હતું. પાશ્ચાત્ય રીતિનીતિનું અવલોકન કરતા, નાણાંની રેલમછેલ કરતા, અંગ્રેજી બનાવટના બુટ–સ્ટૉકિંગ, કૉલર, નેકટાઈ ને હૅટ એ કૉલેજના વિદ્યાર્થીનું ભૂષણ સમજતાં, લક્ષ્યાર્થ ધારતા યુવાનોનો સંગ દોષ વિપિનને લાગ્યો નહોતો. નાણાં મેળવવાની મુશ્કેલી તે સમજતો હતો, પિતાના અનુભવપરથી જોતો હતો, પિતાને જોઈએ તે કરતાં વધારે ભારરૂપ થવું તે પાપ સમાન ગણુતો હતો, એવો બેહુદો ખર્ચ ભવિષ્યની પ્રજાની સાધારણ સંપતિના માણુસોની એ કૉલેજ જીવન માટે અપ્રીતિ મેળવવા સાધનભૂત થશે એમ તે ધારતો હતો. તે બી. એ. ના વર્ગમાં આવ્યો અને તેણે સ્વદેશી વૃત્ત લીધું હતું અને પગથી માથા સુધી તે સ્વદેશીજ કપડાં પહેરતો, પોતાના મિત્રમંડળમાં તેમ કરવા વિનવતો. જેવું મળે તેવું પાતળું કે જાડું, સુંવાળું કે ખુંચે એવું, સોંઘું કે મોઘું પણ સ્વદેશી નીભાવી લેતો. હૅટ પહેરતા યુવકોની તરફ તે કંઈક અભાવની લાગણીથી જોતો. લાગ આવે તેમની સાથે વિવાદમાં ઉતરી તેમની એ ટેવ છોડાવવા પ્રયાસ કરતો. તેમાંના કોઈક સ્વદેશાભિમાનનો જુસ્સો બતાવતા યા દેશ સેવાની વાતો કરતા તો તેમની એ સદ્‌ભાવના ના ફળરૂપે, તેમનાં શુદ્ધ હૃદયની છાપરૂપે, હિંદુઓના પ્રહેરવેશ પ્રતિ સદ્‌ભાવ બતાવવા તેમને કહેતો તથા આચરણુ પણુ તે મુજબનું રાખી તે વડે એ દેશાભિમાનનું પ્રથમ પગથીઉં ચઢવા તેમને વિપિન સૂચવતો. વૃતપાળ્યા ને એક વર્ષ થયું, સીનિઅર બી. એ.માં તેનો પ્રવેશ થયો અને તેણે સ્વદેશી હિલચાલ ને ટેકો આપે એવા પાંચ સાત મિત્રોની મદદ લઈ એક મંડળ સ્થાપ્યું. તેમાં અવારનવાર ભાષણુ આપી, ફુરસદની વખતે એવી વાતો છેડી તેણે એ હિલચાલ તરફ કેટલાકનું લક્ષ દોરવ્યું હતું.

કૉલેજમાં વિધવિધ વિષયોનું ચર્ચા કરનારૂં એક મંડળ ઘણુ વખત થયાં સ્થપાયું હતું. વિપિન તેમાં આગળ પડતો ભાગ લેતો. તે પોતે જ્યારે પણુ બોલતો ત્યારે બોટે ભાગે હિંદના પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસના અમુક ભાગના દિગ્દર્શનનો વિષય પસંદ કરતો કેમકે તેને વિદ્યાર્થીઓને શીખવવામાં આવતા હિંદના ઇતિહાસોમાં અનેક ખામીઓ લાગતી. બીજા વિષયોમાં એક લિપિમાં હિંદ માટે સામાન્ય ભાષા, માતૃભાષામાં શિક્ષણુ આપવાની આવશ્યકતા, સ્વદેશી

વગેરે એના તરફથી અપાતાં ભાષણોમાં ખાસ હતા, અન્યને મોંએ પણ ચર્ચાતા એવા વિષયોમાં તે આગળ પડતો ભાગ લેતો. ધીરેધીરે આ મુખ્ય મંડળની શાખારૂપે, હિંદના ઇતિહાસની તથા માતૃભાષાના પ્રાચીન તેમજ અર્વાચીન કવિઓ, ગ્રંથકારો વગેરેના પુસ્તકોની ચર્ચા કરનારાં એ ઉપમંડળો તેણે સ્થાપ્યાં હતાં. આ મંડળો ઉપરાંત કૉલેજના રમતગમતના વિભાગનો અવારનવાર તે સેક્રેટરી નીમાતો અને તેને સોંપવામાં આવેલું કામ સર્વની પ્રીતિ વચ્ચે તે પાર પાડતો.

વર્ણભેદ તરફ અભેદ દૃષ્ટિથી જોતું એક સુધારક મંડળ ન્યાત જાતના રીતરિવાજોને કંઢગા, પ્રગતિને અટકાવનારા મૂર્ખાઈ ભરેલા સમજનારૂં સ્થપાયું હતું. ન્યાંતજાતના કોઈ પણ જાતના ભેદ 'વગર કોટ પાટલુન ને હૅટ ચઢાવી ટેબલ ખુરશીપર ભોજન કરવાનો તેનો આશય હતો. સાધારણ રીતે ન્યાતિ જમણની તે મંડળ વિરૂદ્ધ હતું.' છ મહિને ટર્મ પૂરી થતાં એ મંડળની મેજબાની થતી અને આંખ મીચીને તેમાં ખર્ચ થતો હોવાથી એમાં શ્રીમંત વર્ગજ ભાગ લેતો અને તે સભાસદો પહેલા વર્ગના સભાસદ ગણાતા. ઉપરાંત દર મહિને સાધારણ ચાહ પાર્ટીઓ અપાતી તેમાં ઘણા યુવાનો ભાગ લેતા અને તેઓ બીજા વર્ગના સભાસદો લેખાતા. કૉલેજના ચારસો વિદ્યાર્થીઓમાં સહેજે, અઢીસો વિદ્યાર્થીઓ આ મંડળના સભાસદો હતા. બાકીનાઓમાં કેટલાક વિપિન જેવા હતા તો કેટલાક તેમના વિચારની સહાનુભૂતિ હોવા છતાં ગમે તે કારણોને લઈ તેમાં જોડાયા નહોતા. વિદ્યાર્થી જીવન આમ ધીરે ધીરે મોઘું થતું હતું અને દૂર વસતા માતપિતાઓને તેમજ તે સ્થાનમાં રહેવા છતાં તે બાબતપર પૂરતું લક્ષ ના આપનાર માબાપોને તેની ખબર પડતી નહોતી. જેમને ખબર હતી તે શ્રીમંત હોવાથી ' ભાઈ ' તો કૉલેજમાં ભણે છે તેને બહુ કહેવાય નહીં' એમ સમજી વધુ દરકાર રાખતા 'નહોતા. એ સુધારક વા મુંબાઇની કૉલેજોમાં એટલા જોરમાં વાતો હતો કે તેને કોઈ ' રોકી શકે એમ નહોતું. કૉલેજ ધરાવતાં મુંબાઇ ઇલાકાનાં બીજાં શહેરોને પણ ધીરે ધીરે તેનો ચેપ લાગવા માંડ્યો હતો. વિપિનની તે જાણ બહાર નહોતું. પરંતુ એ પ્રવાહ રોકવા તે અસમર્થ હતો તે તે જાણતો હતો અને તેથી તે તરફ વિશેષ ધ્યાન આપતો નહોતો. કોઈ સન્મિત્ર કદાચ એનું માને એવો મળે તો તેને બે બોલ શિખામણના કહેતો, પોતાનું કહેલું તેને ના ગમ્યું એમ લાગતું તો ફરીથી એ વિષયને છેડતો નહીં.

ધર્મ અને નીતિના શિક્ષણની વિદ્યાભ્યાસમાં તે ખાસ જરૂરીઆત સમજતો. તે શિક્ષણ વગરની અપાતી કેળવણી તેને ખામી ભરેલી લાગતી, પરધર્મના ભાષણમાં ફરજીઆત હાજર રહેવાના નિયમને તે શાપ સમાન ગણતો. વ્યકિત સ્વાતંત્ર્યની મોટી વ્યાખ્યા આપનાર પિતાઓનું, અમે અમારી અંતર્ભાવનાની વિરૂદ્ધ ચાલી શકતા નથી એમ ફાંકો રાખનારા સ્વતંત્ર મગજના યુવાનોનું, મૂગે મોંએ આ નિયમનું પાલન, તેમની હૃદયભાવના વિરૂદ્ધનું વર્તન તેમની નિર્બળતાનો ખ્યાલ આપતું, કંઇક તેમની દયાપાત્ર સ્થિતિનું ભાન કરાવતું, આપણી શિક્ષણ પદ્ધતિ માટે નિયમો ઘડતા મંડળોને, આપણા અગ્રેસરોને હસવાને પાત્ર સ્થિતિમાં મૂકતું. વિપિન આ નિયમની હાડોહાડ વિરૂદ્ધ હતો અને તેથી શિક્ષણનો તેમજ પૈસાનો ભોગ આપીને ઍલફિન્સ્ટન કૉલેજમાં તે દાખલ થયો હતો.

સ્વધર્મના શિક્ષણની આવશ્યક્તા સર્વ કોઈ જુએ, હિંદુધર્મના શિક્ષણની આવશ્યક્તા વિપિન ઐતિહાસિક દ્રષ્ટિથી જોતો, મંદ પડી ગયલા હિંદુઓના દેશાભિમાનને અંગે ધર્માભિમાનને ઐક્યનું એકલું સાધન સમજતો હતો. જમાનો બદલાયો હતો અને ઘણાક તેને હસતા પણ એ ધર્માભિમાને હિંદનું ગૌરવ સાચવ્યું હતું એમ પ્રાચીન ઇતિહાસનું દિગ્દર્શન કરતાં તેને લાગતું, આધુનિક પરિસ્થતિનું સુક્ષ્મદ્રષ્ટિથી અવલોકન કરતાં તેને સમજાતું અને તેથી પોતાના વિચારને એ મક્કમપણે વળગી રહેતો, આપ્તમંડળમાં એવા વિચાર પ્રસંગોપાત દર્શાવતો.

વિપિન અભ્યાસમાં સાધારણ હતો. પ્રોફેસરોની તેનાપર મમતા હતી કેમકે કૉલેજમાં શિષ્યવૃત્તિ મેળવી, વિશ્વવિદ્યાલયમાં બી.એ. માં ઉંચે નંબરે તે પસાર થયો હતો.

પદવીદાનની સાંઝ આવી પહોંચી. પસાર થયા હતા તે પદવીને લાયક થવાને બાકી હતા. ચેન્સલરે તાળીઓના ગડગડાટ વચ્ચે ઉભા થઇ તેમને લાયક ગણવાની કોટીમાં મૂકવાની ઉદારતા બતાવી. વિશ્વવિદ્યાલયને સરકારનું વાજીંત્ર બનાવવામાં, તેના હાથમાં રમકડું બનાવવામાં શું ડહાપણ અને દૂર અંદેશીપણું રહેલાં છે તે સમજાવ્યું, પ્રજાજીવનના સામાન્ય હક્કને કોઈ પણ રીતે નુકસાન થયું છે એવો ખ્યાલ કોઇના મનમાં પણ હોય તો તે કાઢી નાંખવા સૂચના કરી, ફરજીઆત ઇતિહાસની આવશ્યકતા નથી એમ બતલાવ્યું. ટુંકમાં જેમ

આવ્યા ભલાને માટે તેમ આખા વર્ષમાં જે કંઈ કર્યું તે હિંદના ભલાને માટે એમ ઠસાવવા પ્રયાસ કર્યો અને ભાષણ પૂરૂં કર્યું.

સામો જવાબ આપે એવા, તેને ચુપ કરે એવા નરવીરો બેઠા હતા પણ તે લાઇલાજ હતા. ખેલ પૂરો થયો, એક વર્ષ માટે પડદો પડયો.

હિંદના ભાવી સંતાનો, આશાના કિરણરૂપ ઉગતા યુવાનો વીખરાઈ ગયા, પોતપોતાને પંથે પડયા.



## પ્રકરણ ૧૮.



### નૂતનપુરનો સુજનસિંહ.

"જનની જણ તો ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગમાવીશ નૂર."

સુવર્ણા નદી પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળતી હતી. નદીનો પટ બહુ પહોળો હતો. મોટાં વહાણો અને સાધારણ નાની આગબોટ ઉભી રહી શકે એટલું ત્યાં પાણીનું ઉંડાણ હતું. પાણી એવું સ્વચ્છ અને નિર્મળ હતું કે લોકો તે પીવામાં વાપરતા, નૂતનપુરમાં ઘેરેઘેર ટાંકાં નહોતાં, હતાં ત્યાં વર્ષ દહાડો પાણી ચાલે એટલાં મોટાં નહોતાં, એટલે નદીનો મહિમા વધ્યો હતો. સવારના પહોરમાં બૈરાંઓ પાણીનાં મોટાંમોટાં વાસણો લઈ ભરવા આવતાં. વાસણને ત્યાં પડેલી માટી યા રેતીથી ખુબ માજીને સોના જેવાં ચળકતાં બનાવતાં. સુવર્ણાએ જાણે તેને સુવર્ણઓપ ચઢાવ્યો હોય એવું આઘેથી લાગતું. પુરુષો પણ ત્યાં સંધ્યાસ્નાન વાસ્તે આવતા. સવારે નદીપુર મોટી ઠઠ જામતી. છોકરાંઓ, મરદો તથા બૈરાંઓને પણ તરતાં આવડતું હતું. કોઈ નવો માણસ બહારગામથી આવ્યો હોય અને તેને તરતાં ન આવડતું હોય તો છોકરાંઓ માંહોમાંહે વાત કરતાં, વિસ્મય પામતાં તથા હસતાં. પાણી ભરવાની આ કસરતને લીધે નૂતપુનરનાં બૈરાંઓ બીજાં શહેરોમાં બૈરાંની માફક લેલેમજનું નહોતાં દેખાતાં, પુરુષો પણ કદાવર તથા કસરતી લાગતા. ગામમાં અખાડા ઘણે ઠેકાણે હતા અને ત્યાં છોકરાંઓ ઘણે ભાગે જતાં.

સુજનસિંહના રાજકારભારે શહેરની ભાવિક વૃત્તિમાં વધારો કર્યો હતો. ઠેકઠેકાણે તેણે ઓવારા બંધાવ્યા હતા. ડુબવાનો ભય

ઓછો થયો અને લોકોની આવજા વધી. પ્રજાની વૃત્તિ જોઈ તે મુજબ કરવું એવો મહારાજાનો સિદ્ધાંત હતો. લોકોને આસ્થા હશે તો ધર્મીષ્ટ થશે, ધર્મ નષ્ટ થશે તો તેમનો પણ નાશ થશે એવા તેમના વિચાર હતા. ધર્મને બહાને અધર્મ ન થાય, અનીતિ ન ચાલે તેની તેઓ સાવ-ચેતી રાખતા. દરેક ઓવારા ઉપર તેમના વિશ્વાસુ અને પાકી ઉમરના ચોપદારોનો પહેરો રાખવામાં આવતો, પોતે પણ ફરતાં ફરતાં ત્યાં કેટલીકવાર આવી પહોંચતા. ઓવારાને કંઇકંઈ નામો અપાયાં હતા પણ તેમાં બે મુખ્ય હતા. એકને સુજન ઓવારો અને બીજાને રાજા ઓવારો કહેતાં. પહેલું નામ પ્રજાએજ પાડયું અને મહારાજાને કાને વાત આવી. તેને વિચાર આવ્યો "રૈયતને શી વાત ગમી યા પસંદ પડી એ સમજતાં વાર નથી લાગતી કેમકે તે વાત કરતાં લોકો ડરતા નથી. ઘરમાં રસ્તામાં કે નદીને ઓવારે એવી વાતો કરતાં કોઈ ગભરાતું નથી. પણ જે વાત પસંદ ન હોય, જે બાબતમાં રાજા પોતાના કર્તવ્યથી અજાણ્યો હોય તે બાબત કોઈ જાહેર રીતે બોલી શકતું નથી અને રાજાને કાને તે આવતાં બહુ વાર લાગે છે. હવામાં પણ રાજાના જાસુસો ભરાઈ ગયા હોય એવી રીતે લોકો વાત કરે. ઘર બહાર તો વાત આવેજ નહિ. ખરૂં જોતાં રાજા ઘેરઘેર જાસુસ રોકી શકે નહિ. રૈયતને શી જાતનું દુઃખ છે, રાજ્યમાં શી વસ્તુની ખોટ છે તે જાણુ વાની તેને ઝટ તક મળે નહિ."

નૂતનપરની પ્રજા હિંદની સમસ્ત રૈયતની માફક સંતોષી હતી. "થોડું કરે ઘણું માની લેજો" એવી તેની રીતિ હતી. જો કે માગ્યા વગર પીરસનાર સુજનસિંહ પાસે કંઈ માગવા જેવું હતું નહિ. રૈય-તને ખુશ રાખવા, સુખ આપવા હંમેશ તે મથતા. તેમને સારૂ શિક્ષણ મળે તે વાસ્તે અઢળક ધન વાપરતા. પ્રાથમિક કેળવણી રાજ્યમાં મફત આપવામાં આવતી હતી. કંઈક અંશે તે ફરજ્યાત કરવામાં આવી હતી. ઉંચી કેળવણી માટે રાજ્યમાં પાઠશાળા સ્થાપી હતી. વિજ્ઞાન તેમજ હુન્નરઉદ્યોગ વાસ્તે જુદી શાળાઓ રાખી હતી. જેમાં તેને ખામી લાગતી, યા જેની જરૂરીયાત જોતા તે પૂરી પાડવા લોકોની માગણીની રાહ જોતા નહીં. પ્રજા રાજા પાસે માગે અને રાજા આપે તેમાં તેનું મોટાપણું શું? રાજા કોને કહેવાય? સૌ સૌના ઘરનો રાજા કહેવાય છે ત્યારે રૈયતનો રાજા એટલે શું? જે રાજા ગૃહકાર-ભારનો યા રાજ્યકારભારનો, પોતાની બુદ્ધિબળે અથવા તો પોતાના વફાદાર સલાહકાર સાથે મસલત કરી પ્રજાને શી વસ્તુની જરૂર છે,

શાની ન્યૂનતા છે તે સમજે નહિ, સમજે છતાં તેમ કરે નહિ, તેને રાજા કેમ કહેવાય? હાથ નીચેના માણસો અધિકારી કેમ કહેવાય? રૈયત જો આપણી ભૂલ કાઢી શકે અને આપણને તે બાબતનું અજ્ઞાન હોય તો રાજા અને તેના અધિકારી પ્રજા થવા લાયક છે અને પ્રજા રાજા થવા યોગ્ય છે. પ્રાચીન કાળમાં, અમુક ભાગના સમસ્ત લોકોમાં જે સૌથી ડાહ્યો, ચતુર અને બળવાન્ હોય તેને બધાએ મળી સર્વાનુમતે રાજા કર્યો અને માન્યો. સૌને સૌનું સંભાળી લેવું, અરસપરસ ન્યાય માંહોમાંહે ચૂકવી લેવા વગેરે ફાવે નહિ માટે પોતાને માથે બધાએ મળી એક સરદાર નીમ્યો. તેની બધાએ આજ્ઞા ઉઠાવવી અને તેણે બધાનું રક્ષણ કરવું, બધાના માંહોમાંહેના હક્ક સાચવવા વગેરે. રાજા તે પિતાની જગ્યાએ અને રૈયત તે તેની પ્રજા. તેને ઘણી બાબતોમાં લક્ષ આપવાનું, ઘણાં જુદીજુદી જાતનાં કામમાં રોકાવાનું એટલે પોતાનું તથા કુટુંબનું ભરણપોષણ કરવાની મહેનત લેવી તેને ફાવે નહિ અને તે તરફ ધ્યાન આપવામાં રૈયતના કામપર પૂરૂં લક્ષ આપી શકે નહિ. જેમ ગૃહકારભારમાં, પુત્રને પૈસાનો વ્યય કરી ભણાવીગણાવી, મોટો કરીએ અને તેને પોતાના વૃદ્ધ માતપિતાનું પોષણ કરવું પડે છે તેમ રૈયતે મહેસુલ, કર વગેરે આપીને, રાજાનું પોષણ કરવું. એક રાજા મરી જાય અને દરેક વખતે બીજો નવો નીમવો દુર્ઘટ પડે તેથી તેના વંશજોને રાજ્યબીજ ગણીને તેમનો રાજા થવાનો હક્ક ગણ્યો. પોતાની રાજ્યકર્તવ્યની જેને સમજ ન હોય તેને એ નામ છાજતું નથી. રૈયતના સુખની જો દરકાર રાજા રાખે નહિ તો રૈયત તેનો ધર્મ બજાવવા બંધાતી નથી. સમજતો હોય છતાં દરકાર ના રાખતો હોય તો તેના જેવો ઘાતકી કોણ? રૈયતને પૈસે આપણે તાલેવાન ગણાઈએ, તેને લીધે આપણે પૂજાઈએ; તેનેજ લીધે આપણું પોષણ થાય, અસ્તિત્વ ગણાય, તે આપણી પાસે યાચના કરતી આવે એ તો નેવનાં પાણી મોભે ગયલાં કહેવાય. સુજનસિંહ મહારાજના આવા વિચાર હતા. આવા રાજ્યરત્ન પાસે પ્રજાને માગવાનું શું હોય? રામરાજ્ય તે કંઈક આવુંજ હશે એમ તેમની પ્રજા માનતી.

પ્રિય વાંચનાર! ક્યાં રામરાજ્ય અને ક્યાં આધુનિક કાળના આપણાં રાજ્યો. એક શૂદ્રની--ધોબીની માત્ર નહિ જેવી ટીકાને લીધે પોતાની સીતા જેવી સદ્દગુણી, પવિત્ર, પતિવ્રતા સ્ત્રી, જેને મેળવવા અત્યંત સંકટો વેઠયાં, જેના પ્રતિ પોતાને અસાધારણ દૈવી પ્રેમ હતો તેને રામચંદ્રજીએ પોતાની મરજી ઉપરાંત, તેની પવિત્રતાની પોતાને

ખાતરી હોવા છતાં ત્યજી દીધી. આ સાથે પર્શિયા, ટર્કી, રશિયા વગેરે તરફ તમારી નજર ફેરવો. જોઈએ તો સભા મેળવી, મહા મંડળો સ્થાપી સર્વાનુમતે એકે અવાજે ટીકા કરો, યાચના કરો, પરંતુ જવાબમાં "તુમ બકતે હમ સૂનતે". તમને બોલતા બંધ ના કરવામાં આવે, તમારી જીભે ટાંકા ના મારવામાં આવે, તે કાપી લેવામાં ના આવે તો તમારૂં નસીબ. પરિણામે પ્રજા હુલ્લડી બને છે, ન કરવાનું કરે છે. એકને કાઢે, તેના પુત્રને અથવા બીજાને અમુક સરતોથી પહેલેથીજ બાંધી લઈને લાવે ને રાજ્યની લગામ સોંપે. રાજ્યનીતિ સમજનારા, તેમાં પ્રવીણ કહેવડાવનારા-બીજાઓ પાસે મનાવનારાઓને આ દૃષ્ટાંતરૂપ છે, બોધરૂપ છે.

ઓવારા ઉપર નદીને નિહાળતાં કેટલાંક ધરો આવી રહ્યાં હતાં. મધ્ય ભાગમાં આવેલાં ધરો, છેડાના ભાગપર આવેલાં ધરો કરતાં છાતી કાઢી જાણે આગળ નીકળી આવ્યાં હોય એમ લાગતું. બન્ને છેડાના ભાગપરનાં ધરો કિનારા આગળથી શરૂ થઈને બીજના ચંદ્રમાની માફક વક્રાકૃતિ બની મધ્ય ભાગના ધરોને મળી જતાં હતાં, આથી સામે કિનારેથી જોનારને સુવર્ણ દોરી યા રસીની તથા નૂતનપુર કમાનની ગરજ સારતાં હોય એમ દેખાતું.

શહેરની આસપાસ મજબુત કોટ હતો. કોટની દિવાલ કેટલીક જગ્યાએથી પડી ગઈ હતી તે રાણાએ સમરાવી હતી. આવી જૂની વસ્તુ સુધારવામાં, જૂનાં દહેરાં અસલ સ્થિતિપર લાવવામાં, તે અઢળક ધન વાપરતા. જરૂર પડે પોતાના ખાનગી નાણાંમાંથી પણ મદદ આપતા. આ પ્રાચીન વસ્તુઓને પોતાના વડિલોનું કૌશલ્ય, તેમના કારભારીઓની નિપુણતા તથા જૂના કારીગરોની કળાનો ખરેખરો ચિતાર ખડો કરનાર પોતે ગણતા. મહારાજા જ્યારે પણ કોઈ દેશી રાજાના રાજ્યમાં પરોણા તરીકે, મિત્ર તરીકે જતા ત્યારે આ દિવાલો પડેલી જોઈ, કેટલીક જગ્યાએ જાણી જોઈને પાડી નાંખવામાં આવેલી જોઈ દિલગીર થતા. તે સમી કરાવવા સૂચવતા-વિનવતા. નૂતનપુરના કોટની દિવાલ પણ જોવા જેવી હતી. સેંકડો વર્ષપર થઈ ગયલા સૂર્યવંશી રાણા...ના વખતમાં તે ઉભી કરવામાં આવી હતી. આટલાં આટલાં વર્ષો થઈ ગયાં તે છતાં તે જેવી ને તેવીજ હતી, હવાની અસર તેને કોઈકજ જગ્યાએ લાગેલી માલૂમ પડતી. મજબુત પણ તેવીજ હતી, એક કાંકરો સરખો પણ તેમાંથી કાઢવો મુશ્કેલ થઈ પડતો. કોટને ચાર

મોટા દરવાજા હતા. શહેરના અંદરના ભાગમાં આવેલાં ઘરો સાદાં પણ સ્વચ્છ હતાં. રસ્તાઓ નાના તેમજ મોટા, ગલીચી વગરના હતા.

રાણાનું શરીર પ્રચંડ હતું. તેના મોંપર શોભીઆનો બહુ ભરાવ હતો તેથી તેની મોંની સુંદરતા ઢંકાઈ જતી. મૂછો પણ બહુ મોટી હતી અને તેને ઉંચે ચઢાવવાની તેને આદત પડી ગઈ હતી. તેની આંખ, શોભીઆને લીધે પ્રસરેલી તેના મોંની ભયંકરતામાં વધારો કરતી હતી. ગમે તેવો દુષ્ટ માણસ પણ તેની પાસે આવતાં થથરી જતો તથા પોતાનો ગુનોહ છુપાવતાં ડરતો. પહેરવેશ પણ બહુ સાદો રાખતા. અસલી પોશાક તેમને બહુ પસંદ હતો. રજપુતાઈ રંડાઈ તો છે પણ જો તેના પહેરવેશમાં પણ બદલાઈ તો તેનું નામનિશાન રહેવું મુશ્કેલ એમ તે માનતા. પગે પાયજામો તથા શરીરપર સાદી બંડી પહેરતા. ફરવા નીકળતા ત્યારે કસવાળું, શરીરે બંધબેસ્તું સફેદ અંગરખું પહેરતા. તેની છાતીનો સીનો જોઈ લોકો તેને સિંહની ઉપમા આપતા. કમ્મરે જમૈયો ખોસતા તથા પગે સોનાનાં સાંકળાં પહેરતા. માથે રજપુતની ઢબે ફેંટો બાંધતા. તલવાર હાથમાં રાખ્યા વગર કદીપણ ફરતા નહિ. મહિનામાં એકવાર તો શિકાર કરવા જવુંજ એવો તેમનો નિયમ હતો. શિકારને વાસ્તે પૂર્ણિમાનો દિવસ તેણે નક્કી કર્યો હતો. તેમ કરવામાં તેની તબીઅત ભાગ્યેજ આડી આવતી. મળસ્કે પાંચ વાગે માણસો સાથે મહારાજ શિકાર વાસ્તે નીકળી પડતા ત્યારે બારીઓ અને અટારી આગળ તેમના દર્શનનો લાભ લેવામાં નૂતનપુરના વતનીઓ મહાન્ શુકન ગણતા. કચ્છી યા અરબસ્તાની ઘોડાપર સવાર થયલા મહારાજાની સવારી આવતી જોઈ, તેનાં પગલાપરથી પારખી સિંહ, વાઘ વગેરે વિકરાળ પ્રાણીઓ ઝાડી યા કોતરમાં ભરાઈ જતાં અને તેમને બહાર કાઢવા ઢોલ ત્રાસાં વગેરેનો નાદ બહુ મોટેથી કરવો પડતો. હરણનો શિકાર તેમને પસંદ હતો નહિ. હરણને જંગલની શોભા તેઓ કહેતા. તેના વેગને લીધે તેનો શિકાર ભલે દુર્ઘટ હોય પણ તેટલા વાસ્તે કુદરતને શોભારહિત કરવી તે વાસ્તવિક ધારતા નહિ. વળી જે પ્રાણી આપણાથી નાસતું ફરે, સામું થવા હિંમત કરે નહિ તેનો શિકાર કરવો રજપુતના નામને લાંછન લગાડે એમ તે માનતા.

સુજનસિંહને માથેરાનથી પાછા ફર્યાને આજે પંદર દિવસ થયા હતા. રાજ્યના જૂના અને વૃદ્ધ દિવાન પ્રવીણપ્રસાદની તબીઅત એકાએક બગડવાથી માથેરાનથી તેમને ઓચિંતા નીકળવું પડ્યું.

દિવાનપર સુજનસિંહને પૂર્ણ ભરોસો હતો. દિવાન રાજ્ય તરફ પોતાનો શો ધર્મ છે તે બરાબર જાણતો અને તે પ્રમાણે વર્તતો. પ્રજાને માટે દિવાનને જેવો પ્રેમ હતો, તેવો પ્રેમ ઘણાજ થોડા દિવાનોને હોય છે. પ્રજાનું ભલું જેમ બને તેમ કરવા મથતો. રાજાના તથા દિવાનના ઘણાખરા સિદ્ધાંતો એક હતા. તેમનાં મન એક હતાં. એમ હોય તોજ રાજ્યનો કારભાર બરાબર ચાલે. બન્ને વયે વૃદ્ધ અને અનુભવી હતા. સારા માણસોને મોટે પગારે રાજ્યની નોકરીમાં રાખવામાં આવતા. પક્ષાપક્ષી થાય નહિ તે બાબત મહારાજ બહુ સાવધ રહેતા. નોકરો રાખવાની બાબતમાં જાતિભેદ ગણતા નહિ, જોકે દેશીનેજ જગ્યા આપવી એવો એમનો ઘણાં કારણોને લીધે આગ્રહ હતો. દિવાનને મોંએ બધાં કારણો કહેતા અને છચોક એકજ કારણ આપતા.

" જે માણસોને આપણે નોકરીએ રાખીએ તેને નોકરીમાંથી બરતરફ કરવાની સત્તા આપણા પોતાનાજ હાથમાં હોવી જોઈએ. આપણાં માણસોની પરીક્ષા આપણેજ કરીએ. કદાચ તેમાં આપણી કંઈ ભૂલ જણાય તો તેનો તાત્કાલિક ઉપાય કરવો આપણા હાથમાં હોય એટલે બસ." પાટનગરમાં સારાં માણસો ના મળી શકે તો બહારગામથી બોલાવતા. નવાં માણસોને રાજ્યમાં દાખલ કરતા પહેલાં, મોટી જગ્યા આપતા પહેલાં તેની કસોટી કરતા. એ કસોટીમાં જે પસાર ન થાય તેને કાયમ નોકરી આપતાજ નહિ. કાયમ નોકરી આપ્યા પછી તેનાપર સંપૂર્ણ ભરોસો રાખતા. ખાતાના ઉપરીને તેનો કુલ અખત્યાર આપતા. વિશ્વાસ વગર કરાવેલું કામ કોઈ દહાડો પાર ઉતરે નહિ એમ તેઓ માનતા. રાજા અધિકારી તરફ વહેમની દૃષ્ટિથી જુએ તો તે મન દઈને કામ કરે નહિ, ન જાણતા હોય તે જાણે, ના આવડતું હોય તે શીખે, નિમકહરામ ના હોય તો થાય, અંધેર વધતું જાય અને કોઈને ખુશ થવાનું કારણ મળે. કોઈ નિમકહરામ નીવડતું તો પહેલાં, પોતે તેની પરીક્ષા કરવામાં ભૂલ્યા એમ સમજતા. તે માણસના વાંક કરતાં પોતાનો વાંક વધારે ગણતા.

રાજ્યના ત્રણ ભાગ કર્યા હતા અને તે દરેકમાં એક સુબો નીમવામાં આવતો હતો. એક વખત એક ભાગનો સુબો રૈયતને કનડે છે, લાંચ ખાય છે એવી વાત મહારાજને કાને આવી. અધિકારીઓના ગુનાહની તપાસ રાજ્યની અદાલતોમાં કરવામાં આવતી નહોતી. રૈયત સમક્ષ એવી તપાસ થાય, તેમનાં છિદ્ર ઉઘાડાં પડે તેમાં રાજ્યનેજ ખોટું કહેવાય

માટે આવી તપાસને અર્થે એક ગુપ્ત મંડળ સ્થાપવામાં આવ્યું હતું. એ મંડળને માત્ર રજાનેજ દિવસે કામ આવતું. શા કારણસર તેમને બોલાવવામાં આવ્યા છે તે જ્યાં લગણુ ગુનેહગારને તેમની સમક્ષ ઉભો કરવામાં આવતો નહિ ત્યાં લગણુ તેઓ જાણુતા નહિ. માત્ર મહારાજ તથા દિવાનજ એ બાબત પ્રથમથી માહિતગાર રહેતા. એ ગુપ્ત મંડળના પાંચ સભાસદ હતા. નાયબ દિવાન, સર ન્યાયાધીશ, સુબાઓનો વડો તથા રાજ્યકુટુંબના બે મુખ્ય ભાયાત. વીરસિંહને તે મંડળ સમક્ષ ઉભો રાખવામાં આવ્યો, છડીદાર વગેરેને રૂખ્સત અપાઈ. મહારાજ પોતે આવે સમયે બહુજ થોડું બોલતા, કેમકે વધુ બોલવામાં કદાચ તેમનો અભિપ્રાય મંડળના સભાસદો જાણી જાય અને તેમની મરજી માફક દોરાઈ સ્વતંત્ર અભિપ્રાય ન આપે. બધાની સામું પોતે બહુ ધારી ધારીને જોતા. ગુનાહ વાંચવાનું, સવાલ પૂછવાનું તથા ગુનેહગારના જવાબ નોંધવાનું કામ દિવાનને માથે આવતું. રાજ્ય તરફથી સવાલ જવાબ થઈ રહ્યા પછી કોઈને કંઈ પૂછવું હોય તો તેને તેમ કરવા હુકમ મળતો. ના પૂછવાનું હોય તો ગુનેહગારના ગુનાહ બાબત લિખિત અભિપ્રાય માગવામાં આવતો. એ અભિપ્રાય આપવાને માટે એ દિવાન ખાનામાં પાંચ ઓરડા રાખવામાં આવ્યા હતા. પ્રત્યેક સભાસદે પોતાને વાસ્તે આગળથીજ નક્કી કરેલા એક ઓરડામાં જઈ ત્યાં પડેલા કાગળપર અભિપ્રાય આપી, સહી કરી પાછા દિવાનખાનામાં ફરવું એવો ઉદ્દેશ હતો. મહારાજ તથા દિવાન પોતાની જગ્યાપરજ બેસી રહેતા. બધા પાછા ફરે એટલે તેમને રજા આપવામાં આવતી. ગુનેહગારપર ગુપ્ત પહેરો રાખી તેને ઘેર મોકલવામાં આવતો. દિવાનનો અભિપ્રાય સુજનસિંહ મોઢામોઢ પૂછતા. ત્યાર પછી પોતે દિવાનને સાથે લઈ સભાસદોનો અભિપ્રાય વાંચવા જતા. વીરસિંહની તપાસ આ પ્રમાણે કરવામાં આવી અને સર્વાનુમતે તે ગુનેહગાર ઠર્યો. સુજનસિંહના મનથી પણ તે ગુનેહગાર હતો. દિવાનને પાસે બેસાડી કહ્યું "વીરસિંહ દુષિત છે એમાં તો કંઈજ શક નથી. એણે પોતે પણ કેટલેક અંશે કબુલ કર્યું છે. સવાલ માત્ર એટલોજ છે કે એને શિક્ષા થાય તે સાથે મને પણ થવી જોઈએ, કેમકે એ વફાદાર માણસ છે એમ ધારી મેં એને સુબો નીમ્યો. રૈયતનો એ ગુનેહગાર છે તેના કરતાં હું ઓછો નથી, બલ્કે વધારે છું. રૈયતને એવાના હાથમાં સોંપીએ કે જેથી તેને દુઃખ પડે તો તે માણસની નિમણુક કરનાર રૈયતનો ગુનેહગાર છે." કંઈ સાંભરી આવ્યું હોય એવું મોં કરી દિવાનનો અભિપ્રાય

જાણ્યા પહેલાં સુજનસિંહે કહ્યું, "આજે રાતના વીરસિંહને મળજો, તમારે ઘેર બોલાવજો તથા એ ગુનેહગાર ઠર્યો છે એવી સમજ આપજો. હું પણ એને ગુનેહગાર ગણું છું માટે એણે બેએક મહિના રાજ્યની નોકરી કરી આ વાત ભૂલાવામાં પડે એટલે જાતેજ નોકરીનું રાજીનામું આપી અહીંથી બીજી જગ્યાએ જઈ રહેવું. એ અરસામાં કોઈ પણ જાતની ચૂક એની થશે તો એને જીવતો નહિ રહેવા દઉં. રાજ્યની નોકરી કરવા હજી મરજી હોય તો આવું કામ કરવું, નિમકહરામીથી વર્તન ચલાવવું અને ગાય ખાવી બરાબર એવા કસમ આપણા બેની સમક્ષ એણે લેવા. રજપુત છે એટલે ગાયના કસમ ખોટા ખાશે નહિ. આમ કે તેમ એનો નીવેડો ન આવે ત્યાં લગણ..."

પ્રવીણપ્રસાદ અધવચ્ચ બોલી ઉઠ્યા. "હું આજેને આજે વીરસિંહને સમજાવીશ. નિકાલ પણ આજેજ આવી જશે અને તેમ નહિ થાય તો આગળપર વિચાર કરાશે."

દિવાને વીરસિંહને સમજાવ્યો, તેણે સોગન ખાધા અને નોકરીમાં રહ્યો.

રાણાનું આ સૂત્ર જોઈ તેના માણસો બહુ ડરીને કામ કરતા. પુરુષપરીક્ષા, સંપૂર્ણ ભરોસો અને પોતાની મેળેજ કોઈક વાર છાની ચિકિત્સા એ રાણાને મન રાજ્યનીતિનાં ત્રણ મહત્ત્વનાં અંગ હતાં. એવા કેટલાક સિદ્ધાંતોનું એક પુસ્તક બનાવવામાં આવ્યું હતું અને તેનું શિક્ષણ કુંવરને તથા રાજ્યના દિવાનને ખાસ આપવામાં આવતું. મહારાજા રાજ્યના કોઈ પણ ખાતાંથી અજાણ્યા નહોતા. ગમે તે વખતે ગમે ત્યાં જઈ પોતે તપાસ લેતા. પાટનગરના દરેક ખાતાંના મુખ્ય અધિકારી તથા સાધારણ નોકરવર્ગ સાથે એવે વખતે બહુ છુટથી વાત કરતા, કરાવતા, તેમની પાસેથી કંઈક જાણી લેતા, ઘણું તેને જાણવા જેવું કહેતા.

સવારના પહોરમાં તે ફરવા નીકળી પડતા. નવ વાગે દિવાનને મહેલમાં આવવાનો હુકમ હતો. હિંદનાં પરદેશનાં વર્તમાનપત્રોમાં કંઈ ખાસ જાણવા જેવું હોય તો તે વંચાવતા. દિવાનની તેનાપર ટીકાની આશા રાખવામાં આવતી, પોતે પણ પોતાનો વિચાર દર્શાવતા. મત જુદો પડતો તો વિવાદમાં ઉતરતા. તેમાંથી કંઈ ગ્રહણ કરવા જેવું હોય તો તે પ્રમાણે ફેરફાર કરવાનું સૂચવતા. આમ દોઢ કલાક પસાર થતો. અડધો કલાક કોઈને ખાનગી મુલાકાત કરવી હોય તો

તે વાસ્તે રખાતો. અગિયાર વાગે ભોજન વાસ્તે ઉઠતા અને બાર વાગે શયનગૃહમાં જતા. અનેક જાતની ત્યાં સગવડ રાખવામાં આવતી. રાણાને વાર્તા, કવિતા સાંભળવાનો શોખ હતો માટે ભાટચારણ ત્યાં હાજર રહેતા. સંગીત માટે બધી તૈયારીઓ રાખવામાં આવતી. આસપાસ બધે સુગંધિદાર વાળાની ટટ્ટીઓ, તેનાપર ટાંગેલી ખુશબોદાર ફૂલોની મોટી માળાઓ, પાછળથી તેનાપર—ટટ્ટીપર નિયમસર યંત્રવડે નાંખવામાં આવતો પવન અને તેથી કરીને આવતી ખુશબો તથા ઠંડીની લહેરમાં કોને નિદ્રા ના આવે ? બે વાગે પોતે ઉઠે અને ત્રણ વાગે દિવાન રાજ્યના મહત્ત્વના કામ લઈને આવે. કામના દરેક કાગળ તથા ખાસ કરીને બીજા રાજ્ય સાથેના સંબંધના એકેએક કાગળ ધ્યાન દઈ સાંભળતા, તેમાં કંઈ ગુંચવાડા જેવું હોય તો દિવાનની પરીક્ષા કરતા, દિવાને તેનો જવાબ લખ્યો હોય તે સાંભળતા, સુધારો કરવા જેવું હોય તો તેમ કરતા અને કેટલીક વાર તો પોતાની મેળેજ, પોતાને હાથેજ લખીને તેનો ઉત્તર આપતા.

કોઈ પણ ગરીબ માણસને રાણાને ખુદ અરજી કરવી હોય, અધિકારી સામેજ તેની ફરિયાદ હોય તો તે માટે એક પેટી રાખવામાં આવી હતી. તેની કુંચી રાણા પોતાની પાસેજ રાખતા, હજુરમાં ઉઘડાવતા, અને એવી દરેક અરજી પછી ભલેને નાંખી દેવા જેવી હોય તોપણ એક વાર તો પોતે વંચાવતા. આ કામ વાસ્તે પ્રથમ એક કલાક રાખવામાં આવ્યો હતો પણ ધીરેધીરે આવું કામ બિલકુલ ન આવવાથી અડધો કલાક કરવામાં આવ્યો હતો.

રાજ્યમાં કેટલાકોને પોતાના બાપદાદાઓએ કરેલાં પરાક્રમ યા રાજ્યની કરેલી સેવા માટે જાગીર તથા વર્ષાસન આપવામાં આવતાં હતાં. રાણાએ જોયું કે આવા હક્ક ભોગવનારનો મોટો ભાગ આળસુ, પ્રમાદી, માંહોમાંહે લડતો, તથા વ્યસની થઈ જાય છે. આથી કરીને તેમ થતું અટકાવવા એમની બુદ્ધિના પ્રમાણમાં, ગજા પ્રમાણે કોઈ પણ ખાતામાં કામ કરવાનું તેણે ફરજીયાત રાખ્યું હતું.

રાજ્યમાં બે બીજાં મંડળો હતાં. એક રાજકીય અને બીજું પ્રજાકીય. રાજ્યકુટુંબને લગતી દરેક મહત્ત્વની બાબતમાં રાજકીય મંડળને પૂછવું પડતું. પ્રજાકીય બાબતમાં બન્ને સભાઓનો અભિપ્રાય લેવાતો. રાજ્યના ગુપ્ત મંડળનો પણ પૂછાતો.

'પોલિટિકલ એજન્ટ' જોડે તે લટકસલામ જેટલો સંબંધ રાખતા. કામ વગર તેને બોલાવતા નહિ, બોલાવ્યા વગર જતા નહિ. તેઓ પણ એની તરફ બહુ માનની લાગણીથી જોતા. સુજનસિંહની ત્રીસ વર્ષની વયે બનેલા એક બનાવે નવા આવનારને બહુ સારો દાખલો બેસાડયો હતો. તે સમયનો 'એજન્ટ' સ્વભાવનો નીચ હતો. એની પહેલાંના બહુ સારા આવી ગયલા એટલે રાણાને એવાનો અનુભવ મળેલો નહિ. તેણે રાણાને આમંત્રણ મોકલ્યું. પોતાની સત્તાનું ભાન કરાવવા તેણે તંબુનો દરવાજો એવો નીચો રખાવ્યો હતો કે અંદર દાખલ થનાર નમન કરે તોજ જઈ શકે. સુજનસિંહ આવે તે પહેલાં એજન્ટ પોતાની બેઠકે ગોઠવાયો. ત્યાં આવતાંવારને તે ચેતી ગયા અને અત્યંત ક્રોધથી પોતાની તલવાર વડે એવો જબરો ઘા તંબુના દ્વારપર કર્યો કે તંબુ હચમચી ગયો. એજન્ટના મનમાં ફાળ પડી. રાણો તેના પર ધસી આવશે એમ ધારી અચાનક ઉભો થઈ ગયો, તેના ઉભા થવામાં આદરસત્કારનો અર્થ કરી રાણાએ ગંભીર મુદ્રાથી કંઈ બન્યુંજ ના હોય એમ પોતે બેસી તેને બેસી જવા ઈશારત કરી તથા એજન્ટ પોતે કરેલી આ બીજી ભૂલ સમજી ગયો. રાણાએ તેની સાથે એવી રીતે વાતચિત કરી કે કોઈ પણ વાર ફરીથી એજન્ટે તેની તરફ હલકી વર્તણુક ચલાવવા હિંમત કરી નહિ. આ દૃષ્ટાંત નવા એજન્ટોને તેમની હકૂમતમાં આપવામાં આવતો એટલે તેઓ પણ રાણા સાથે સારી વર્તણુક ચલાવતા. સુજનસિંહ પણ જ્યારે એજન્ટને મળવા જતા ત્યારે પ્રથમથી કેવી જાતની વ્યવસ્થા કરવામાં આવી છે તેની ખબર પોતાના માણસદ્વારા મેળવતા.

પ્રવીણપ્રસાદની તબીઅત સુધરી નહિ, નવો દિવાન કોણ નીમાશે તે બાબત બે મત નહોતા, છતાં રાણાની ઈચ્છા જણાય નહીં ત્યાં લગણ સઘળું અનિશ્ચિત ગણાતું. દસ દિવસ સુધી તો બિરિજચંદ્રને કામચલાઉ દિવાન નીમી તેણે પોતાના વિશ્વાસુ દિવાનનો શોક પાળ્યો. જૂના દિવાનપ્રતિ તેમને સારો ભાવ હતો પણ આમ કરવાની ખાસ બીજી મતલબ એ હતી કે પ્રજાનો ભાવ કોની તરફ છે તે સમજાય. રાણાના સ્વભાવથી બિનવાકેફગાર તથા કેટલાક અધીરા માણસોએ એમ અનુમાન કર્યું કે બહારથી કોઇને દિવાન તરીકે બોલાવવામાં આવશે. નવા માણસને એકદમ મોટા પગારે દાખલ કરવા કરતાં જૂનાને તેની લાયકાત જોઈ, ઉંચી પાયરીએ ચઢાવવા રાણાની હમેશ ખાએશ રહેતી, કારણકે તેમ થવાથી જૂનાને કોઈ પણ રીતનો અસંતોષ ન રહે. જેમ

તેની ઇચ્છા હતી, તેમજ તે ત્રણે મંડળની, તેમજ સમસ્ત પ્રજાની છે એમ જાણી રાણાએ બિરિજયચંદ્રને કાયમનો દિવાન નીમવા નિશ્ચય કર્યો.

ચૈત્રી પુનેમની સવારમાં પાંચ વાગે ઉઠીને લોકો દરરોજ કરતાં વહેલા સુવર્ણાનદીપર સ્નાન કરવા આવ્યા હતા. આજે કંઈ મહા ઉત્સવ હોય એવું તેમના મોંપરથી જણાતું હતું. મુદ્રિકા અને શિશિર પણ સાથે સિપાઈ લઈ ત્યાં આજે આવેલાં દેખાતાં હતાં. અશ્રદ્ધાળુ કે અભિમાની નહોતાં છતાં મોટાનાં ઘરનાં એટલે દરરોજ ત્યાં આવતાં અચકાતાં. આજે તેમનો ઠાઠ કંઈ ઓરજ હતો. સાથે ત્રણ નોકર હતા તેમના હાથમાં ચાંદીના ટાટ હતા. એકમાં પૂજાપો, બીજામાં નાહ્યા પછી પહેરવાને વાસ્તે ઉત્તમ વસ્ત્રો તથા ત્રીજામાં થોડું ઘણું રૂપાનાણું તથા છુટા પૈસા હતા. મોટાના ઘરના આવે એટલે બ્રાહ્મણો તેની આસપાસ વિંટાઈ વળવા તૈયાર થાય પણ સાથે આવેલા રજવાડાના નોકરો તેમ કરવા દેતા નહિ. યથાવિધિ સ્નાન કરી ગોરને તેની દક્ષણા આપી. ત્યાં ઉભેલા બીજા બધાને છુટક આપતાં પાર ના આવે અને નોકરોના ત્રાસથી દૂર રહેલા બ્રાહ્મણોની ધીરજ ના રહે તેથી ગોરને બોલાવી, બધાને દક્ષણા વહેંચી આપવા કહી રૂપીઆ પચાસ તેના હાથમાં મૂક્યા. બ્રાહ્મણોનો હર્ષ માયો નહિ. બધાએ સામટા આશીર્વાદનો મંત્ર ભણવા મંડી પડ્યા. ત્યાર પછી સામસામે વેદના બીજા મંત્રો પણ ભણ્યા. તેમના સંસ્કૃત ઉચ્ચાર પરથી સમજાતું હતું કે નૂતનપુરના બ્રાહ્મણોમાં વિદ્યાનો વાસ હતો. રાજ્યમાં તેમને ભણવાને પાઠશાળાઓ હતી તેમાં ઘણો ભાગ શીખવા જતો. મંત્ર ભણાઈ રહ્યા અને તેઓએ ગર્જના કરી, "સુજનસિંહ મહારાજકી જય. બિરિજયચંદ્રજીકી જય. હરહર મહાદેવ."

શિશિર બોલી "બા, આ બ્રાહ્મણોને આપણે હસીએ છીએ, પણ આ હર્ષ શું એમનેજ થતો હશે ? નોકરીની કદર જાણી યા ખુશ થઈ ઉંચી પાયરીપર મૂકવામાં આવે, પગારમાં વધારો થાય ત્યારે કોને હર્ષ નથી થતો ? ઉપરી એક પઈ પણ આપ્યા વગર માત્ર "તમે કામ બરાબર કર્યું છે" એટલુંજ કહે છે ને કોણ નથી ફુલાતું ? આજે આપણને કેવો હર્ષ થાય છે ? થોડામાં બ્રાહ્મણો વધારે તૃપ્ત થાય અને આટલું તેમને પોષણાર્થે મદદરૂપ થઈ પડે માટે તેઓ ઘેલા ઘેલા થઇ જાય. આ હર્ષ તો સ્વાભાવિક છે છતાં લોકો કેમ બ્રાહ્મણોની નિંદા કરતા હશે ?

મુદ્રિકા—"બ્રાહ્મણો બ્રાહ્મણપણું રાખશે અને વિદ્વાન્ હશે તો તેની નિંદા કરનાર તરફ બધા તિરસ્કારની નજરથી જોશે, માટે

સંભાળવાનું બ્રાહ્મણોને પોતાનેજ છે. ચાલ, હવે ઉતાવળ કર, વખતસર ઘેર જવું જોઇએ."

બન્ને જણીએ એક સરખી મેઘધનુષ્યની સાડી પહેરી ઉત્તમ આભૂષણ ધારણ કરી, વિશ્વેશ્વર મહાદેવ તરફ કુચ કરી. મહાદેવનું દહેરૂં બહુ પુરાણું હતું અને તેને રાણીએ બહુ સારી સ્થિતિમાં આણ્યું હતું. દહેરાંપર સોનાનો ઘુમટ હતો અને સૂર્યનાં કિરણોને લીધે તેનું તેજ કંઈ અલૌકિકજ લાગતું હતું. પોઠીઆને રૂપાને પતરે મઢી લેવામાં આવ્યો હતો, દ્વાર રૂપાનાં હતાં. જ્યાં અહોનિશ પગે ધૂળ વળગતી ત્યાં સાફ અને લીસા આરસ જડી લેવામાં આવ્યા હતા. જળાધારી સોનાની હતી. ફુલબીલના ઢગલામાં જળાધારી ઘણુંખરૂં ઢંકાઈ જતી. સ્તોત્ર ભણી, પગે લાગી, મુદ્રિકા તથા શિશિર પૂજારી તરફ વળ્યાં, જળાધારી દુધે ભરાવવા તેને કહી પોતે ઘર તરફ વળ્યાં. સાડા છનો સુમાર થયો હતો. બિરિજચંદ્ર દરબારમાં જવાની તૈયારીમાં હતો. મિત્રમનને પણ સાથેજ જવાનું હતું. સાત વાગ્યા ને બિરિજચંદ્ર તથા મિત્રમન દરબારગઢમાં દાખલ થયા.

સભામંડપ બહુ ભવ્ય હતો. પ્રતાપ, શિવાજી વગેરે શૂરવીરોની ત્યાં છબીઓ ટાંગવામાં આવી હતી. આવી છબીઓ જોઇ તેમનાં ચરિત્રોનો ખ્યાલ આવે માટે પોતાના ખાનગી દિવાનખાનામાં પણ આવી છબીઓ મહારાજા રાખતા. સવારના પહોરમાં ઉઠી એ ચિત્રો તરફ મહારાજા પૂજ્યભાવથી જોતા. એ સિવાય મંડપમાં રાજ્યના જૂના દિવાનોની પણ છબીઓ હતી. રાણાને વાસ્તે સોને જડેલા સિંહાસનની બેઠક રાખવામાં આવી હતી. અમલદાર વગેરેને જમીનપર પાથરેલા ઉત્તમ પ્રકારના ગાલીચાપર બેસવાનું રાખવામાં આવ્યું હતું અને તેઓ બે પગ વાળી બે હાથ જોડેલા રાખી સિંહાસન તરફ પોતાની નજર રાખી બેસતા. સૌ સૌની જગ્યાએ ગોઠવાયા અને ચોબદાર ને છડીદારના નેકીના પોકારો વચ્ચે શૂરવીર અને નરવર સુજનસિંહ, સાદા પણ સ્વચ્છ રજપુત પોશાકમાં, આસપાસ નજર ફેરવતા, વ્યવસ્થા બરાબર છે કે નહિ તે એકજ નજરમાં જાણે જોઈ લેતા હોય તેમ, ડાબો હાથ કમ્મરે રાખી, બાજુએ લટકતી, ઝીક ચળકથી ભરેલી ખરી મખમલના મ્યાનમાં રાખેલી તેજદાર અને રોનકદાર, ચમકતી અને ઝળકતી તલવાર સાથે, ગરદન નહિ જેવી વાંકી રાખી, ઉતાવળે પગલે ઘણાજ રૂઆબમાં દરબારમાં દાખલ થયા અને સરદારમંડળ તેમજ અધિકારીમંડળ ઉભું થઈ ગયું; સર્વેએ રાણાને

ત્રણ વાર મુજરો કર્યો. સિંહાસનપર બિરાજતા પહેલાં રાણાએ તેને ત્રણ વાર મુજરો કર્યો અને પછી પ્રતાપ, શિવાજી, વગેરેની છબીઓ તરફ નજર કરી નમન કર્યું. સર્વ મંડળ બેઠું અને કર્ણાટકીએ નાચ શરૂ કર્યો. તે એક પણ શબ્દ ઉચ્ચારતી નહોતી પણ હાવભાવમાં પોતાના મનનો ભાવાર્થ સમજાવતી હતી. સંગીતના શોખીનોને તેમાં રસ પડતો હતો પણ રાણાની હાજરીમાં તેઓ તેમ બતલાવી શકતા નહોતા, કર્ણાટકીની સામું જોઈએ તે કરતાં વિશેષ જોવા કોઈની છાતી ચાલતી નહોતી. મિત્રમન, આ ગંભીરતા જોઈ છક થઈ ગયો, સંગીતનો તે શોખીન હતો, તેમાં કંઈક સમજતો હતો. આવી જગ્યામાં જવાની ટેવ ન હોવાથી અજાણપણે તેનાથી કોઈક વાર તાલ અપાઈ જતો. નાચ બંધ રાખવા એક નહિ જેવી ઇશારત રાણાએ કરી અને ચતુર કર્ણાટકી મુજરો કરી પાછલે પગે ઝમઝમાટ કરતી પોતાને સ્થાને ગઈ અને બેઠી. સઘળું ચુપચાપ થઈ ગયું. એક નાનામાં નાની ટાંકણીનો અવાજ પણ ત્યાં થતે તો સંભળાતે. ભાગ્યે બે પળ એ શાંતતા રહી અને સુજનસિંહ મહારાજ તરફ સર્વનું લક્ષ દોરાયું.

"બિરિજચંદજી, મ્હારા સરદારોની—ભાઈઓની, મ્હારા અમલદારોની, મ્હારી રૈયતની તથા મ્હારી પોતાની એવી ઇચ્છા છે કે દિવાનગીરી તમને આપવી. જૂના દિવાન વાસ્તે શોચ કરવાનો આ પ્રસંગ નથી, તમને બહુ કહેવાની જરૂર નથી. પ્રજાની ઇચ્છા તમને એ પદ આપવા ન હોય તો એ અધિકાર હું તમને આપતે નહિ. પ્રજાની મરજીથી તમે નીમાયા છો, તો તેમને તમારી પ્રજા માફક પાળજો. 'ગરજ સરી કે વૈદ વેરી' એવું કરશો નાં. તેમનો પાડ ભૂલી જઈ તેમનો જીવ કોઈ પણ રીતે દુઃખાવશો ના. તમારાં વખાણ તેઓ હાલ તો કરે છે, તમને તેઓ સર્વાનુમતે ચુંટી કાઢે છે પણ એ હાકેમી રહે ત્યાં લગી, ન કરે નારાયણ અને એ હાકેમી પૂરી થાય તોપણ તમને તેઓ યાદ કરે એવું સદ્વર્તન તેમની જોડે ચલાવજો. પ્રજાના આશીર્વાદ જેવો બીજો આશીર્વાદ નથી. મ્હારી પ્રજા રાંકડી ગરીબ ગાય જેવી છે. હક વાસ્તે લડતાં તેને આવડતું નથી. તેને રેંસવાનું, સતાવવાનું પાપ જેવું તેવું નથી ને એ પાપનું ફળ ગમે ત્યારે પણ મળવાનુંજ. રાજ્યને પણ વફાદાર રહેજો. તમારી પૂર્વે દિવાન થઈ ગયા છે તેમનાં સારાં કામો અહોનિશ આંખ આંગળ રાખજો. તેમના અનુભવમાં, તેમની સલાહમાં જે ડહાપણ સમાયલું હોય તે નિરખવું ભૂલશો નહિ. આ છબીઓ મેં સભા મંડપને શણગારવા મૂકાવી નથી. આ ચિત્રો ઉપર મને આસ્થા છે, તેમના

પ્રતિ મને પૂજ્યભાવ છે તમે પણ એ ભાવ તેમના પ્રતિ રાખજો. પરરાજ્ય જોડે બહુ સાવચેતીથી વર્તજો. વધારે ઘુસણી કોઈ જોડે કરશો નહિ. રાજ્યલોભ જેવો બીજો લોભ નથી. તમે તેને પોતાના ગણશો તો તે તમારૂં બધું પોતાનું સમજી લેશે, વખત આવે કરી લેશે. તેમને પારકા પણ ગણશો નહિ, માનશો નહિ, માનવા દેશો નહિ. એક વાર આંગળી આપશો તો પોંચો પડાવી લેવામાં વાર નહિ લાગે." બાજુપર સોનાની છડી લઈ ઉભેલા ચોબદારના હાથમાં રહેલા સોનાના થાળામાંથી રાણાએ સરપાવ લીધો અને બિરિજચંદ્રને કંકુનો ચાંલ્લો કરી આપ્યો. બિરિજચંદ્રે રાણાને નમન કરી, સભા તરફ નીચી નજર કરી તે સ્વીકાર્યો. તેનાથી કંઈ બોલી શકાયું નહિ. રાણાને ફરીથી નમન કરી તે પાછો પોતાની જગ્યાએ જઈ બેઠો. આવા હર્ષના વખતમાં પણ તેને ગભરામણ થતી હતી. વાંચનાર, તને પણ આવો વખત જો કોઈક વાર આવશે તો તેનું કારણ સમજાશે. પાન, ગુલાબ, અત્તર વહેંચાયાં અને સુજનસિંહજી પોતાના ભવન તરફ વળ્યા. બિરિજચંદ્રને બધા ધન્યવાદ આપવા મંડ્યા. કેટલાક એની જોડે એને ઘેર ગયા. શિશિર લીલું અંબર પહેરી પિતાને વધાવવા રૂપાની થાળમાં સોનાનાં ફૂલ લઈ નીચે બારણા આગળજ ઉભી હતી તેણે બિરિજચંદ્રને વધાવી લીધા. ફૂલોનું ગરીબને દાન દેવામાં આવ્યું. રાજ્યમાં બીજો પણ ફેરફાર થયો. રાજ્યની હદમાં વેપાર વધે તે માટે રાણાએ જે બેંક સ્થાપી હતી તેનો ઉપરી વિનોદચંદ્ર નીમાયો.

રાજ્ય તરફથી સઘળે મીઠાઈ વહેંચાઇ અને નૂતનપુરમાં આનંદ વર્તી રહ્યો.

---

## પ્રકરણ ૧૯.

---

### મોજીલાલ ને બિહારી.

"આ ખાલી દિસે દોર દમામ,
હું ભપકામાં કાઢી લઉં કામ;
બાર કોશની સુણી ડફાંસ,
જે કોઈ રાખે વિશ્વાસ;
ધીરે તેનું સત્યાનાશ,
છ બીજો હાથ ફાંફડો."

રંગરાવની ઇંગ્લાંડની તૈયારીમાં, વાંચનાર, વિશેષ જાણવાની ત્હારે ઇચ્છા નહિ હોય. બે સ્ટેશન દૂર જવું હોય ને જેને એક મોટી ટ્રન્ક, યા વિલાયતી પોર્ટફોલિયો અને એક ખાવાનો ડબ્બો જોઇએ તેને હજારો કોશ દૂર જવા કેટલો સામાન જોઇએ તેની કલ્પના તું જ કરી લે તે વધારે સારૂં. મુંબાઇમાંજ રહી તેને ટોપી, ધોતીઆંનો કંટાળો હતો એટલે તેમનો બહિષ્કાર કરવાનો આ અમૂલ્ય લાભ તે ચૂકયો નહિ. ટોપી તો આપણી ચાલે એમ હતું પણ તેનો બહાર અંગ્રેજી ‘ હૅટ ’ જેવો આવેજ નહિ. બીજાં કપડાંલત્તાં પણ પુષ્કળજ બંધાયાં. કૉલર નેકટાઇની પેટીઓ પણ ઘણી ખરીદાઈ. ઉપરાંત જરૂર પડે ત્યાં નવી ઢબની તૈયાર લઈ લેવા મનસુબો થયો. ઇંગ્લાંડ જવામાં ઢીલ થવાનું એક કારણ આવ્યું પણ નસીબના સંજોગે તે દૂર થયું. મુંબાઇથી તે શુક્રવારે ઉપડવાનો હતો. બુધવાર અને ગુરૂવાર ઝટ પસાર થઇ ગયા, કેમકે મિત્ર-મંડળ, ન્યાતના ભાઈબંધો, તેના પોતાના ભાઈબંધો વગેરે તરફથી ‘પાર્ટીઓ’ અપાઈ, ભાષણો થયાં. રંગરાવે બધાનો ઉપકાર માન્યો. હર્ષની રેલમાં તણાયલો ઝાઝું બોલી શક્યો નહિ. તેના ભાષણમાં તેણે એટલું જણાવ્યું કે તેના દેશભાઈઓનું ભલું કરવું એ પણ તેને ઇંગ્લાંડ જવાનું એક કારણ છે. વિપિન આ પાર્ટીઓમાં હાજર થઇ શક્યો નહોતો, પણ આ ભાષણો વર્તમાનપત્રદ્વારા તેણે વાંચ્યાં હતાં. રંગરાવને બધા માન આપે ને એનો ખરો મિત્ર વિપિન કંઈ ન કરે એ સર્વેને બહુ અયોગ્ય લાગ્યું. વિપિને રંગરાવને ખુલ્લા દિલથી કહી દીધું હતું કે તું અહીં પાછો ફરશે પછી માન આપવાનો હું વિચાર કરીશ. રંગરાવના ઘરમાં તથા આપ્તમંડળમાં વિપિનનું વગોણું થવા લાગ્યું. રંગરાવને વિપિનનો સ્વભાવ ખબર હતો એટલે તેને ખાસ માઠું લાગ્યું નહીં. કોઈ કહે ‘ વિપિનથી રંગરાવ ઇંગ્લાંડ જાય તે ખમાતું નથી;’ કોઈ કહે ‘ચંદ્રરાવે તેને ના કહી હશે;’ કોઈ કહે ‘ પૈસા ખરચવા નહીં ગમતા હોય;’ આમ અનેક તર્કો બંધાયા અને વધી વધીને વિપિનની પાસે આવ્યા. વિપિને પણ તેથી રંગરાવને કંઈ માન આપવાનો આખરે વિચાર કર્યો. રંગરાવ ગુરુવારે દિવસના બાર કલાક રોકાઈ ગયો હતો એટલે શુક્રવારપર વિચાર લંબાવવો પડયો. આગબોટ સવારમાં જવાની હતી એટલે બંદરપર માન આપવાનું ઠર્યું.

બંદરપર માણસોનો બહુ સારો જમાવ થયો હતો. રંગરાવને વળાવવાને તેનું મિત્રમંડળ તથા સગાંવહાલાં ભેગાં થયાં હતાં. બીજા કેટલાક ઉતારૂઓનાં પણ સગાંસંબંધી ત્યાં આવેલાં હતાં. આગબોટમાં

બેસવાની તૈયારી થઈ ને વિપિને એક ચાંદીના ફ્રેમવાળો ઉત્તમ કારીગીરીવાળો તકતો રંગરાવને આપ્યો.

એ તકતામાં શું હતું, તે જાણવાની ઘણાને ઇચ્છા હતી. શું રંગરાવની છબી હતી? વિપિનના હાથનું લખેલું રંગરાવને સાતમાં સ્વર્ગમાં બેસાડે એવું માનપત્ર હતું? વિપિનની તેમ કરવા ઇચ્છા હતી તો શા વાસ્તે લોકોને દાંતે ચઢયો? વાંચનાર, વિપિન દુરાગ્રહી નહોતો. તેથી લોકવાયકાને માન આપી તેણે આ ભેટ આપી હતી. પણ તે છતાં પોતાનો દૃઢ નિશ્ચય તેણે છોડયો નહિ. રંગરાવનાંજ ભાષણની નકલ વર્તમાનપત્રમાંથી ફાડી લઈ એક તકતામાં મઢાવી આ પ્રમાણે રંગરાવના હાથમાં તેણે માત્ર મૂકી. તકતામાં શું છે તે જોવા બાબત દરિયાપર જરા ખેંચતાણ થઈ. તકતામાં રંગરાવના ભાષણનો ફકરો જોઈ કેટલાએકને બહુ વિચિત્ર લાગ્યું. સમજુ લોકો કળી ગયા કે રંગરાવને પોતાના શબ્દો અહોનિશ યાદ રહે અને તે પ્રમાણે કરવા પોતે પ્રયાસ જારી રાખે એ ઇચ્છાથી વિપિને આ પ્રમાણે કર્યું છે.

રંગરાવને તો વિપિનનો સ્વભાવ અજાણ્યો નહોતો એટલે વિપિનનું હૃદય ઝટ કળી ગયો.

આગબોટમાં જતા પહેલાં હારગોટા અપાયા, 'શેકહેન્ડ' થઈ. રંગરાવની મુસાફરી સહીસલામત નીવડે એ વાક્ય ઘણાના મુખમાંથી નીકળ્યું. સુખરૂપ હિંદમાં પાછો આવે એવો આશીર્વાદ અપાયો; છેલ્લી વારે તાળીઓના ગગડાટ વચ્ચે રંગરાવ આગબોટમાં બેઠો.

જોતજોતામાં આગબોટ ચાલી ને રંગરાવને મૂકવા આવેલું મંડળ; ધારેધારે ઉંચી આશાઓ બાંધતું, ઘડીક વાર આગબોટ જે દિશામાં વળી તે તરફ નજર નાંખતું, ને એ ગતિને લીધે તે વહેલી દેખાતી બંધ થઈ એટલે વિચારમાં ને વિચારમાં પોતપોતાના ઘર તરફ વળ્યું. બધાના વિચાર એક તરેહના નહોતા. કોઈને વેપારના, તો કોઈને ચાકરીના, કોઈને ઘેર જવાના તો કોઈને ઑફિસમાં જવાના, કોઈને સવારના પહોરમાં ગરબડને લીધે બરાબર નાસ્તો ન થવાથી ખાવાના તો કોઈને પીવાના. એકલા વિપિનને તથા રંગરાવના ઘરનાંને રંગરાવના વિચાર આવ્યાં કરતા હતા. હુકૂમતરાયનો હર્ષ આજે માતો નહોતો. રંગરાવ ઇંગ્લાંડ જઈ પરીક્ષા પાસ કરી આવી, બારિસ્ટર થઈ એનું નામ રાખશે એવી તેના મનમાં આશા હતી. વળી પોતાનો વગ પણ વેપારી મંડળ તથા અમલદારોમાં બહુ સારો હોવાથી તથા વકીલ બારિસ્ટરનું

ડગલે ડગલે ઘેરેઘેર કામ પડવાથી રંગરાવને રળવાને વાસ્તે ઝાઝી મહેનત નહીં પડે એમ તેના મનમાં હતું.

પ્રફુલ્લશેઠાણીને પણ તેને ઇગ્લાંડ મોકલવાનો કોડ હતો. માણસના મૃત્યુ પછી તો સ્વર્ગ મળે કે નહિ તે પ્રભુને આધીન, પણ જાગતે ને જીવતે આ દુનિયામાં તે મળતું હોય, તે મેળવવાને પૈસા રૂપી સાધન હોય તો શા વાસ્તે તેને જતું કરવું એવો તેનો ઇંગ્લાંડ સંબંધી વિચાર હતો. મોજીલાલને પણ સાથેજ મોકલવા તેનો વિચાર હતો, પણ પ્રભુની પ્રબળ ઇચ્છાને પ્રતાપે, રંગરાવ અને તેના પિતાની મરજી ન હોવાથી મોજીલાલને પણ શીરીન, બિહારી વગેરેની સંગતનો લાભ ન ખોવાની ઇચ્છા હોવાથી આ વાત આગળપર ઠેલાઈ. કોઈ પણ બાબતમાં શેઠ તેની સ્ત્રી સાથે પોતાની મરજી પ્રમાણે તેની આખી જીંદગીમાં વર્ત્યો હોય તો તે એકલી આજ બાબત હતી. સ્ત્રીહઠની દરકાર ન રાખનાર પુત્રહઠ હોત તો હારી જાત. પણ પ્રભુની કળા અગાધ છે. મોજીલાલ ઇંગ્લાંડ જઈ આવી શાં શાં પરાક્રમો કરત તેનું અનુમાન કરવું મિથ્યા છે. અહીંજ રહી તેનાં પરાક્રમો કંઈ ઓછાં નહોતાં. જસમીનને રંગરાવ ઇંગ્લાંડ જવાથી બિહારી જોડે મનમાનતી છુટ લેવા તક મળી તેથી આનંદ થયો. મોજીલાલને ભાઈ ગયો તેનો હર્ષ કે શોક એમાંનું કંઈ થયું નહિ. રંગરાવ તેને કશી રીતે સંતાપતો નહિ, તેના કામમાં આડે ન આવતો એટલે રંગરાવ ગયો તેની એને ખાસ ખુશાલી નહોતી. દુલેરાય તથા વિપિન બે જણનેજ રંગરાવ ઇગ્લાંડ ગયો તે પસંદ નહોતું. કાકો એક તો ધર્મી તથા જૂના વિચારનો હતો એટલે તેને આ પગલું અધર્મી લાગ્યું. વળી રંગરાવ પૈસા ઉડાવી નાંખશે એવી તેને ભીતિ હતી.

વિપિનને ખાસ ધર્મના કારણથી રંગરાવે ઇંગ્લાંડ ન જવું એમ નહોતું. ત્યાં જઈ એ શું કરવાનો, એ વિચાર તેના મનમાં આવતો. ત્યાંના વતનીઓના હાથથી લખાયલી નવલકથાઓ વાંચી ત્યાંના રીતરીવાજોનો કંઈક ખ્યાલ હોવાથી રંગરાવ ત્યાં જઈ જરૂર બગડવાનો એવું તેના મનમાં હતું. નીતિમાં તો જે રહે તે ખરો પણ આચારમાં તો છેકજ ભ્રષ્ટ થવાનો, ને હિંદુઓને અહીંઆજ જંગલી માનનારો છચોક તેમને જંગલી કહેવાનો એમ તેની ધારણા હતી. વળી આ ખોટના પ્રમાણમાં તેને લાભ મળતો હોય તો તો ભલે, પણ ફળપ્રાપ્તિમાં ખાસ કંઈ નહીં! બારિસ્ટર થઈ એ શું કરવાનો? જોઈએ તેટલા છે તેમાં એક વધારે!

ચંપક મુંબાઇથી ઘર ઉપાડી નૂતનપુર જઇ રહી હતી એટલે તેને મુંબાઇના વિચાર ઝાઝા આવતા નહોતા.

ચાતુરિકા વયે નાની હતી. દુનિયા ઝાઝી જોઈ નહોતી. સ્વભાવે મ્હોટી બ્હેન કરતાં રાંકડી હતી. વળી રંગરાવને નાની બેન પર પ્રીતિ હતી, તેથી કરીને ચાતુરિકાને ભાઈ દૂર ગયો તેનો જરાક શોક થયો.

આ બધા હર્ષને બાજુ મૂકી દે એટલો હર્ષ આજે બિહારી તથા શીરીનને થતો હતો. બિહારીને મનમાનતી મોજ મારવામાં કોઈ હવે અટકાવનાર રહ્યું નહીં, રંગરાવ દૂર થવાથી વિપન રૂપી કંટક દૂર થયો એ કાંઈ નાનીસુની ફત્તેહ નહોતી. વળી રંગરાવની ગેરહાજરી એને કંઈક અંશે લાભકારક થઈ પડશે એવી તેને આશા હતી. તેના કૃત્ય ઉપર કોઈની પણ નજર થવાની નહીં. પ્રભુનો ડર બિહારીનેજ હતોજ નહીં.

શીરીનને મોજીલાલ જોડે છુટ લેવામાં કોઈ પણ જાતનું રોકાણ હતું નહિ છતાં વિપિનપર તેને દ્વેષ હતો એટલે તે ખસ્યો એથી તેને પણ આનંદ થયો. રંગરાવ ન હોવાથી વિપિન બંગલે આવતો બંધ થયો. બિહારી તથા શીરીનને માલૂમ નહોતું કે ટુંક વખતમાં રંગરાવ ઈગ્લાંડ જાય કે ન જાય પણ વિપિન તો તેમનાથી દૂર જવાનોજ હતો. ઈશ્વિરેચ્છા બળવાન્ છે અને તેની કોઈને ખબર નથી હોતી.

વખતે વખતનું કામ કીધું. રાતનો વખત થયો અને બિહારી મલકાતો મલકાતો પ્રફુલ્લિત મને ગિરગામ તરફ જવા નીકળ્યો. આજે તેના મનનો ઉમંગ માતો નહોતો, શૂરવીર સરદાર જેમ દુશ્મનના લશ્કરમાં કંઈ ખામી જણાઈ આવી હોય, અથવા તેની હીલચાલ જાસુસદ્વારા જાણવામાં આવી ગઈ હોય તેથી પોતાના લશ્કરની વ્યૂહરચનામાં તરતજ ફેરફાર કરે—નવી યુક્તિ યોજે—તેમ બિહારીએ રંગરાવની ગેરહાજરીને લીધે આજે ને આજે ધારેલો અર્થ પાર પાડવા, બંગલામાં ચાલતા અંધેરનો લાભ લેવા બાજી રચી. પોબાર પાડવા માટે રાતના બાર જેમ બને તેમ ઝટ વાગે એમ ઇચ્છા રાખતો, હવે થોડીજ વાર છે એમ ધારી ફુલાતો હર્ષમાં ને હર્ષમાં તે બંગલામાં દાખલ થયો.

મોજીલાલે આવા હર્ષમાં તેને કદી પણ જોયલો નહીં. "કેમ બિહારી આજે કંઈ બહુજ આનંદમાં છે ?"

"આપણે વળી કયે દહાડે આનંદમાં નથી હોતા ખાવું, પીવું, ફરવું અને મોજશોખ કરવી. દિલગીર શા વાસ્તે થવું ? દિલગીર થવાનું વિપિનને સોંપ્યું. જ્યારે જોઈએ ત્યારે કંઈ વિચારમાં; જાણે મોટું

રાજ્ય મેળવવાનો હોય. મ્હારે તો એના જેવા જોડે ઘડીભર પણ બને નહીં. વાતો કરે તોપણ સ્વધર્મની, સ્વદેશાભિમાનની એવી એવીજ ઠીક છે, બધાં પોથીમાંનાં રીંગણાં. એ આજના ભણેલાઓની ગત આપણે સમજીએ નહીં તો. બહારથી મીઠા મધ જેવા પછી અંદરથી તો કોણ જાણે કેવા હશે? એવા કાલાઘેલા થાય તેથી આપણે છેતરાઈએ એમ નથી. બહુ થશે તો એ સ્વર્ગમાં જશે ને આપણે ત્યાં નહીં જઈએ; કોણ જાણે છે કે સ્વર્ગ શું છે અને ક્યાં છે? મને તો બધું 'હંબગજ' લાગે છે. અને હશે તોપણ શું? આપણે જ્યાં જઈશું ત્યાં બીજા પણ હશેજ કેની? આપણે તો ત્યાં રંગ પણ મચાવીશું, ચમનના ગાનતાન સાંભળીશું અને લહેર કરીશું. ઠીક થયું તે યાદ આવી તો. આજે વિચાર છે કે નહિ? મને તો ઘણા દહાડા થયા એટલે તેને સાંભળવાનું બહુ મન થયું છે."

બેત્રણ દહાડાની મેજબાનીની ધમાલને લીધે મોજીલાલને થાક ચઢ્યો હતો એટલે ઉજાગરો કરવા તેની ઇચ્છા નહોતી. બિહારીએ તેનો વિચાર જાણ્યો એટલે તેને ચઢાવવા કહ્યું—

"જા યાર, ત્હારામાં તો કંઈ દમ ન મળે; બે દહાડા જરા આમતેમ ફરવાનું વધારે થયું, જરાક ઉજાગરો થયો એટલે થાકી ગયા. આપણને તો જ્યાં લગણ તેને સાંભળીશું નહિ ત્યાં લગણ ચહેન નહીં પડે. મને તો તેના ગાયનનો બે દહાડાનો ઉપવાસ પડ્યો છે. મને તો એ ગાયનમાં એવો રસ પડે છે કે ઉજાગરો બિલકુલ લાગતોજ નથી."

બિહારી ગાયનનો ગરાડી હતો, સહેજસાજ સંગીતમાં તેનું માથું પણ હતું ને તેથી સંગીતનો શાસ્ત્રી હોય એવું ડોળ ઘાલતો. મોજીલાલભાઈ તો ગાડા તળેના કુતરા જેવા હતા, તેમના મનને સાતે સૂર સરખાજ હતા. ગાયનનો પોતાને બહુ શોખ છે એવું મોં રાખતા. આ ભાષણ સાંભળી પોતે પણ પાછી પાની કરે એમ નથી એમ તેના મનમાં થયું.

"ઠીક, ત્યારે આજે એને ત્યાં જઈશું. ચાલ, આપણે જમી લઇએ."

જમીને બન્ને મિત્રો પંથે પડ્યા. આણી તરફ નવેક વાગ્યાને સુમારે હુકૂમતરાય વેપારની ઉથલપાથલ કરી, અમલદારો ત્યાં ખાલી ગાડીઘોડા દોડાવી ઘર તરફ વળ્યા.

શેઠ ગાડીમાંથી ઉતર્યો, ને ચાકરે દરરોજના રીવાજ મુજબ એક પેટી, પોર્ટફોલીઓ, વર્તમાનપત્રો લાવી ઘરમાં મૂક્યાં. શેઠની સાથે ગાડીમાં હમેશાં આ ત્રણ વસ્તુ રહેતી, તેનો ઉપયોગ કોઇકજ વાર

થતો. બંગલામાં બધે શાંતિ ફેલાઈ હતી. સૌ સૌને ભૂખ લાગે ત્યારે જમી લેવું એવો બંગલાનો નિયમ હતો. બિચારા રસોઇઆને તેથી ઘણી મહેનત પડતી, પણ પગાર કંઈ તેને મફતમાં અપાતો નહોતો એવું બંગલામાં રહેનાર હરકોઈના મનમાં હતું. રસોઈ પણ બધાની એક સરખી નહોતી મુખ્ય વસ્તુ સિવાય દરેકના વાસ્તે જુદી સામગ્રી કરવી પડતી. કોઈને કંઈ ભાવે તો કોઈને કંઈ. મોજીલાલભાઈને ભાવતી વસ્તુ ઘરમાં ન હોય તો રસોઇઆના ભોગજ મળ્યા. લાકડાના ધુમાડાથી કંટાળેલા રસોઇઆને મોજીલાલભાઈના મગજનો ધુમાડો ખમવો પડે. રસોઈઓ પણ ચતુર હતો, લાકડાનો ધુમાડો ખમવો પડે ને બંગલામાં કોઈને હોમહવનપર આસ્થા નહોતી તેથી બધાની વતી ઘીનો હોમ કરતો ને એક ધુમાડામાંથી બને તેટલો મુક્ત થતો. મોજીલાલ બાબત પણ જેમ બને તેમ સાવધ રહેતો. મોજીલાલના મોંમાંથી અપશબ્દ ન નીકળે ત્યાં લગી કંઈ પણ બોલતો નહિ; પણ જો ભૂલેચૂકે મોજીલાલે ઉંધું વેતર્યું તો નોકરી છોડવા તત્પર થઈ જતો. અત્યાર સુધી પુત્રની તરફેણ લેતાં પ્રફુલ્લ શેઠાણી વચ્ચે પડી રસોઇઆને સમજાવતાં, કેમકે તેમનાથી જાતે બની શકે એમ નહોતું. તેઓ ન બેસે તો જસમીન સળી ભાંગીને બે કરે એમ નહોતું, ઉચ્ચ જ્ઞાતિના રસોઇઆની તાણ હતી; વળી રસોઈઓ કીસબી પણ હતો.

શેઠ બંગલામાં દાખલ થયા; બધાં જમી પરવારી પોતાનાં ખાનગી ભવનમાં ગયાં હતાં. પ્રફુલ્લ શેઠાણી પણ જમી પરવાર્યાં હતાં. શેઠને વાસ્તે રાહ જોવી, પતિ પહેલાં સ્ત્રીએ જમવું નહિ, એ રીવાજ એમને પસંદ નહોતો, દુલેરાય પહેલાં તો ભાઈની રાહ જોતો ને તેની સાથેજ જમવા બેસતો. પણ તેમ કરતો તે ભાભીને પસંદ પડતું નહિ. 'ભાઈના વ્હાલા થવા એમ કરતા હશો' એમ તે કહેતી આથી દુલેરાયે પણ તેમ કરવું માંડી વાળ્યું હતું. વળી ઉમરને લીધે કેટલીકવાર તે એકજ વખત ખાતો.

શેઠ જમી પરવારી પ્રફુલ્લભવનમાં દાખલ થયા ને બંગલામાં સૌ કોઈ ઉંઘી ગયાં હશે એમ તેમણે ધારી લીધું–મનમાં માની લીધું.

આણી તરફ મોજીલાલ તથા બિહારી પહેલાં તો ચોપાટીપર ફરવા નીકળી પડ્યા, કેમકે અમનનું ઘર જાહેર રસ્તાપર હતું. કોઈ કદાચ ઓળખીતું મળી આવે એવી મનમાં બીતિ હતી. વિપિને તેમને એકવાર બીતા બીતાં આમતેમ જોતાજોતા, દાદરપર ચઢતા જોયા હતા; આથી જ્યારે જ્યારે તે રંગરાવ ને મોજીલાલ અનાયાસે

એકજ ઓરડામાં બેઠા હોય ત્યારે કહેતો કે " કંઈ પણ કામ એવું ન કરવું કે જે 'મેં કર્યું" એમ કહેતાં આપણને આંચકો આવે. ગમે તેવો દુષ્ટ માણસ હોય પણ તેને દુષ્ટ કામ કરતાં કોઈ જોશે, કોઈ જાણશે એવું એકવાર તો મનમાં થયા વગર રહેતુંજ નથી; એ ભીતિજ બતાવી આપે છે કે કામ સારૂં નથી. " મોજીલાલના મનપર આવી શિખામણોની જરાપણ અસર થતી નહીં.

થોડીકવાર આમતેમ ફર્યા પછી બંને મિત્રો ચમનના ઘરમાં પેઠા. ચમન તેના જન્મથી જ નાયકા નહોતી, તે સંગીતમાં પ્રવીણ હતી, મૂળથી તેને ગાયનનો શોખ હતો. નાનપણમાં માબાપ ગુજરી જવાથી એકલી પડી અને કુરસ્તે ચઢી. ધણી જોડે બન્યું નહિ ને આ ધંધો તેણે માંડયો. ઘણા લોકોએ તેનું નામ સાંભળ્યું હતું, તેના ગાયનમાં સૌને અપૂર્વ આનંદ મળતો. તેનો ઠાઠ જમાનાને રુચતો હતો, અલબેલી નગરીને છાજતો હતો, વીસમી સદીના યુવાનોને ગમે એવો હતો. થોડુંઘણું તે ભણી પણ હતી એટલે તે બતલાવવા ચૂકતી નહિ, બન્ને મિત્રો ચમનના ઘરમાં દાખલ થયા તે પછીનાં તેમનાં કૃત્ય ઉપર વાંચનાર, વધુ કહેવું ઠીક નથી; તો તે પર પડદો નાંખી, એવી કુટિલ સ્ત્રીઓનાં આચરણ તરફ તિરસ્કારની નજર નાંખી, એવી વાતો સાંભળવા કે વાંચવામાં મોજ કે રસ ન ગણતા, શુકદેવજીની માફક રંભાના નેત્રબાણ કે વાગ્બાણની પરવા ન રાખતાં, અચળ રહી તું ફરીથી વિલાસભવન તરફ ત્હારી નજર ફેરવ.

રાતના અગિયારબારનો સુમાર થયો. મનુષ્ય અને વાહનનો પગરવ ધીરેધીરે ઓછો થયો; મુંબાઇના મોટા તથા નાના રસ્તાઓને થોડા વખત વાસ્તે આરામ મળ્યો; ભૂમિ પણ એ ભાર ખમી, થાકી જવાથી નિદ્રામાં પડી; ઘણાંની મરજી ઉપરાંત ત્યાં શાંતિ છવાઈ, એ શાંતિ કોઈ મહાન્ યોગી કે તપસ્વીના મઠના જેવી નહોતી. બહારની હતી, અંદરની નહોતી. કંઈકંઈ જગ્યાએ પ્રપંચો રચાતા હતા, મોજશોખ ચાલતી હતી, જુગાર રમાતા હતા. નિદ્રાને વશ થયલામાંના પણ થોડાઓજ ખરો આરામ ભોગવતા હતા. એ સમયે વિલાસ-ભવનમાં કોઈ નિડરતાથી દાખલ થયું. રામોશીની દેવડી તેણે ચૂકાવી ને તેના પગમાં જોર આવ્યું. રામોશીનો આવો અનુભવ પહેલી વારનો નહોતો. મોજીલાલ ઘણુંખરૂં મોડો આવતો ને તેથી રામોશી દરવાજો ખાલી વાસી મૂકતો. રામોશીની ચુપકી વાસ્તે તેને મોજીલાલ તરફથી બક્ષિસ આપવામાં આવતી. વળી રામોશી ફાનસ બળતું રાખી પહેરો

ભરવાને બદલે નિદ્રાદેવીની આરાધના કરતો હોય તોપણ મોજીલાલ તેને કાંઈ કહેતો નહીં, તથા જાતે દરવાજાને સાંકળ દઈ આવતો. આજે પણ મોજીલાલભાઈ આવ્યા હશે એમ ધારી તે કંઈ બોલ્યો નહીં. ઉઠી, દરવાજાને સાંકળ ચઢાવી, ફાનસ ઘેર કરી નિરાંતે સુતો.

આણી તરફ બંગલામાં દાખલ થનારને ઘરની એક પણ જગ્યા અજાણી નહોતી. ચોર હતો છતાં તેને ચોર માફક આમતેમ ભમવું પડ્યું નહિ. દાખલ થઈ એક ચાવીને તેણે હાથ લગાડયો ને તરતજ બંગલામાં અંધકાર છવાઈ રહ્યો. એ ચાવી ત્રીજોરીની કે ખાનગી ઓરડાની નહોતી પણ દીવા ઘેર કરવાની હતી. વિજળીના દીવા ઘેર થયા ને ઉપરના દિવાનખાનામાં જાગતો પડેલો, પણ ઉંઘી ગયલો લાગતો વૃદ્ધ કાકો ચમક્યો. બંગલામાં જયાંજયાં કાચના ગ્લાસના દીવા મૂકાતા ત્યાં પણ તે તેની મેળે બુઝાય નહીં ત્યાં લગણ શેઠ કે ચાકર કોઈ તે તરફ નજર નાંખતું નહિ અને અંતે તે દીવાઓ પણ બંગલામાં ચાલતી અંધાધુનીને લીધે ખીજવાઈને ચણચણાટ: કરતા બડબડ કરતા, અને અંતે શોકાતુર તથા ફીકકું મોં કરી હોલવાઈ જતા; વિજળીના દીવાઓ હોલવવાનું કામ ઘણુંખરૂં કાકાને કે રામોશીને માથે આવતું, કેમકે બીજું કોઈ તે તરફ લક્ષ રાખતું નહિ; તો બાર વાગતે દીવાની ચાવી કોણે ફેરવી તે કાકો સમજી શક્યો નહિ. એટલામાં દાદરપર કોઈનો પગરવ સંભળાયો ને તેની ભીતિ વધી. આવનાર રામોશી તો હતોજ નહિ, કેમકે કોઈ પણ પ્રસંગે તે રાતે ઉપર આવતો તો ફાનસ વગર આવતો નહિ. ઉપર આવનાર જસમીનના બારણા તરફ વળ્યો ને વૃદ્ધ કાકો પથારીમાં બેઠો થયો. બારણાને અંદરથી સાંકળ વાસી હતી પણ બહારથી ઉઘડી શકે એવી હતી. જેમ બને તેમ તે ધીરેથી ઉઘાડવા તે પ્રયત્ન કરનાર, પોતાનું કામ 'પાર પડયું' એવું માની લેનાર તથા તેથી હર્ષમાં લીન થનારને પાછળ કોઈ આવે છે એમ લાગ્યું નહિ. પુઠે આવનાર માણસ પણ બહુ ચકોર અને સાવધ હતો; કીડીની માફક તે ચાલતો હતો. સાંકળ ઉઘડી, સ્વર્ગનું સુખ સમીપ દેખાયું અને બારણું ઉઘાડનારની ગળચી પાછળથી એકદમ કોઈએ પકડી. એ ગળચી પકડનાર કાકાએ તરતજ રામોશીને જોરથી બૂમ પાડી, અને બંગલામાં એકદમ ખળભળાટ થયો. હુકૂમતરાય વેપારના લાભખોટનો સ્વપ્નમાં પુલ બાંધતો એકદમ ઉઠી દિવાનખાનામાં આવ્યો. બધા આવી પહોંચે તે પહેલાં કાકાએ બારણું ઉઘાડનારની પરોણાગત કરવા માંડી. તેની હિંમતપર ફીદા થઈ તેને સાલપામરી પહેરાવી. ચાકરમાણસ પણ

આવી પહોંચ્યાં ને જેને જેમ ફાવ્યું તેમ જોયા કર્યા વગર, કોણ છે તે જાણ્યા વગર લગાવવામાં બાકી ન રાખી. પ્રફુલ્લ શેઠાણી તથા જસમીન આવે ઉભાં રહ્યાં હતાં. અંતે શેઠાણી ઉભાં ઉભાં થાક્યાં ને તેમણે દીવો કરવા કહ્યું. દીવાની ચાવી નીચે હતી, જસમીનના ઓરડાનો ગ્લાસનો દીવો ઘેર ગયો હતો ને તે સળગાવવા દીવાસળીની જરૂર પડી. દીવાસળીની શોધ ઉપર થવા માંડી પણ તે હાથ લાગી નહીં. વીજળીના દીવા હોય ત્યાં રસોડા સિવાય દીવાસળીનો ઉપયોગ ક્યાં? —રસોઇઆની પાસે દીવાસળી હતી ને તે નિરાંતે ઘોરતો હતો. એક માણસને દીવાસળી વાસ્તે શેઠે મોકલ્યો. વીજળીના દીવાની ચાવી ફેરવવાનું કાકા સિવાય કોઈને સુઝયું નહીં. રામોશીને તેમ કરવાનો હુકમ આપ્યો. તેણે ચાવી બેત્રણવાર ફેરવી પણ કંઈ વળ્યું નહિ તેથી ઉપર આવી શેઠને કહ્યું કે ચાવી તો ભાંગી ગઈ છે. દુલેરાયનો મિજાજ હાથથી જતો રહ્યો ને બોલ્યોઃ—

“ભાઈના મનમાં કે ઘેરઘેર એવા દીવા અને આપણે મોટા માણસ થઈને તેવા ન રાખીએ તો આપણા નામને લાંછન લાગે. આથી વધારે પરાધીનતા કઈ? તમને દુઃખ દેવું હોય—તમને વગર મોતે મારવા હોય તો બે દિવસનું કામ. નળના પાણીની ટાંકી બે દિવસ અટકી પડે તો તમે પાણી વગર મરી જાઓ. જરૂર પડે ગુલામખત લખી આપો. દીવા પણ આપણા શાંત ગયા અને રાક્ષસી આવ્યા. આંખનું સત્યાનાશ વાળે અને બે દિવસ તેમાં કંઈ બગાડો થયો તો મુંબાઇમાં અંધારૂં ઘોર.” અકળાઈ ગયલા કાકાને દૂધથી દાઝેલાને ભાન ના રહ્યું કે આવા મોટા શેહેરમાં એ સિવાય બીજો રસ્તોજ નહોતો. કાકા બોલતાં બોલતાં હાંફી ગયો. પકડાયલો માણસ ગુપચુપ ઉભો રહ્યો હતો. પ્રશ્ન તેને પૂછવામાં આવતા પણ તેનો જવાબ દેતો નહોતો. ચોર જાણીતો હોવો જોઇએ એમ સૌના મનમાં હતું. દીવાસળી લાવતાં વાર થઈને વૃદ્ધ કાકાના હાથમાં ઝણઝણી ચઢી, પકડ મંદ થઈને ચોર હિંમત લાવી જોર કરી હાથ છોડવી પલાયન કરી ગયો. તેણે એવા જોરથી દોટ મૂકી કે તે દાદરપરથી પડતાં પડતાં બચ્યો. તેની પાછળ રામોશી દોડ્યો પણ દરવાજાની સાંકળ ઉઘાડી, બહાર જઇ તેણે બહારની સાંકળ ચઢાવી દીધી, ગરબડમાં તેની ટોપી દીવાનખાનામાં પડી ગઈ હતી, પણ તે લેવા તેણે દરકાર કરી નહિ. ચોર નાઠો, ઠેકઠેકાણે દીવાસળીની પેટી મૂકવાનો શેઠે હુકમ કર્યો ને દીવાસળીની પેટી, નીચે ગયલો માણસ લઈ આવ્યો. દીવો થયો ને

કાકાએ માંડીને વાત કહી. રામેશાને ધમકાવવામાં આવ્યો એટલે દરવાજો ખુલ્લો રાખવાનો મોજીલાલભાઈનો હુકમ તેણે કહી દીધો.

"મોજીલાલ કેમ ઉઠયો નથી?" શેઠે પૂછ્યું. "જાઓ તેને બોલાવી લાવો."

"મોજીલાલભાઈ એમના ઓરડામાં નથી."

"અત્યાર સુધી એ કયાં ગયો છે?"

કાકાની નજર ટોપીપર પડી ને તેણે કહ્યું "આ ટોપી તો મોજીલાલની છે. ચોરે એની ટોપી કયાંથી પહેરી?" કાકાને મન મૂળથી વહેમ હતો તે આ ટોપી જોતાં વધારે દ્રઢ થયો. ભાઈના સવાલના જવાબમાં તે બોલ્યો, ભાઈ, જ્યારથી ભાભીએ મને છોકરાંની વાતમાં બોલવાની ના કહી છે ત્યારથી મેં તો મૌન ધારણ કર્યું છે. મારા મનને ઉમેદ હતી કે કદાચ તું મને ખાનગીમાં બોલાવી કહેશે કે ભાભીના કહ્યાથી ઓછું ન આણતાં છોકરાંઓપર દેખરેખ રાખજે ને મને કહેતો રહેજે. આ મારી ઉમેદ પાર ન પડી. જે વસ્તુની તનેજ દરકાર નહીં તેની બીજાને કયાંથી હોય? છોકરાંઓને સ્વચ્છંદીપણે ચાલતાં તેં શીખવ્યું. તેમને બગાડવાનાં ચાર સાધનની મોજીલાલને મદદ હતી. પ્રથમ અણઘટતું લાડ—હું તો એને લાડ કહેતોજ નથી. જ્યારે કોઈ તેને કહેવા જતું ત્યારે ભાભી તેની તરફેણ લેતી. તને તો છોકરાંઓ કઈ દિશામાં જાય છે તે જોવાનો—જાણવાનો, ન મળ્યો વખત, ન હતી દરકાર. નાનપણથીજ તેમની આગળ બધી વાત કરવામાં આવે એ બગડવાનું બીજું કારણ છે. ચંપક આ કારણને લીધે સાસરામાં ને ન્યાતમાં અકારી થઈ પડી છે. લોકોએ તેનું નામ નિંદાત્તેજકબા પાડયું છે. જ્યારે જોઈએ ત્યારે તે કોઈનું વગોણુંજ કરતી હોય છે. કોઈની જોડે એને બનતું નથી; કોઈનું મોં એને ગમતું નથી; ઇર્ષ્યાની ભરેલી છે. છોકરાંઓ જેવી વાતો સાંભળે તેવું અનુકરણ કરતાં શીખે. બધાંજ ન્યાતજાતમાં ખરાબ છે એમ તેઓ જાણે તો તેમની બાળક બુદ્ધિને લીધે તેઓ પણ તેમ કરતાં અચકાય નહીં. નવ્વાણું ત્યાં ભર્યા સો. ત્રીજું કારણ ખરાબ સંગત; તો તેમાં પણ મોજીલાલને ટેકો મળી ચૂકયો છે. રંગરાવને વિપિનની સંગતથી કંઈ પણ ફાયદો હતો, તે છોકરો બીજી રીતે બગડે એમ નહોતો ત્યારે તેને વિલાયત મોકલવાનું મન થયું. પ્રભુ કરે તે એ ત્યાંથી જેમનો તેમ પાછો ફરે. છેલ્લે છેલ્લું પૈસા ગજવા ખર્ચના એને આપવામાં આવે છે તેનો શો ઉપયોગ થાય છે તેની કોઈને ખબર નથી. છોકરાંઓને ખાનગી

ખર્ચ કેવો ? જોઈએ ત્યારે આપણને કહે અને આપણે ગમે તેમ તે બાબત કરીએ. ભાઈ એક બે દિવસ ઘરમાં રહી જો તો ખરો કે ઘરમાં કેવો કારભાર ચાલે છે."

હકૂમતરાયના મનપર આ વાક્યોની અસર થઈ પણ તે ઝાઝી વાર ટકવાની નથી તેની તેના ભાઈને ખાતરી હતી. "મોજીલાલ આમ કેટલા દિવસ થયાં મોડો આવે છે ?"

"સાહેબ, બહુ દિવસ થયા." રામોશીએ કહ્યું.

રામોશીપર શેઠ ચીઢવાઈ ગયા તથા તેને ધમકાવીને પૂછ્યું "તેં મને કેમ ખબર ન કરી ?"

"સાહેબ, મ્હારી ફરજ તો બંગલાની ચોકી કરવાની છે. હું શું જાણું કે મોજીલાલભાઈ જતા હશે તેની આપને ખબર નહીં હોય ?"

આ ખટપટ થતી હતી એટલામાં મોજીલાલ બંગલામાં દાખલ થયો. ઉપરના ભાગમાં શો ખળભળાટ છે તે જાણવા તે ઉપર જતો હતો. દરરોજ છાનોમાનો આવી ગુપચુપ પોતાના ઓરડામાં જઈ સુઈ જનારને ગરબડને લીધે ઉપર જવાનું મન થયું. શેઠનો આજનો આખો દિવસ ખરાબ ગયો હતો. વેપારમાં પણ સ્નાનના સમાચાર સાંભળ્યા હતા. ઘેર આવ્યાને સહેજસાજ ઉંઘ્યા ન ઉંઘ્યા ને આ કૌતક થયું. મોજીલાલ ઉપર આવ્યો ને આસપાસ નોકર ચાકર હતા, તે ભૂલી જઈ શેઠે મોજીલાલને પૂછ્યા કર્યા વગર એક તમાચો લગાવી દીધો. શેઠનો મિજાઝ વિચિત્ર હતો. દશ દિવસ સુધી કંઈ ન બોલે પણ એક પળમાં નહીં જેવા કારણ માટે તે નોકરો અને કારકુનોને સો વાના સંભળાવે ને ફાવે તેમ દંડ કરે. મોજીલાલની આટલી ઉમર થઈ ત્યાં લગી તેની બાબતમાં દરકાર કરી નહીં ને અત્યારે બધાના દેખતાં તેને કંઈ પણ પૂછ્યા કર્યા વગર શિક્ષા કરી પુત્રનો તથા પોતાનો ભાર ઘટાડયો. પ્રફુલ શેઠાણીને પુત્રનો પૂરો વાંક વસ્યો નહોતો. તેને રામોશી દુલેરાયનો થઈ ગયો છે એમ લાગ્યું.

"આમ મારો છો પણ શા કારણથી મોડું થયું તે પૂછો તો ખરા. બધા ચઢાવ્યા જાય છે તેમ તમે પણ શું ચઢી જાઓ છો ?"

"અત્યાર સુધી ક્યાં ગયો હતો ?"

મોજીલાલના મોંનો દેખાવ પણ અત્યારે જોવા જેવો હતો. કેટલીક વાર સુધી તો તેવરી ચઢાવી કંઈ બોલ્યોજ નહીં. પણ અંતે તેમ કરવામાં ફાયદો નથી એમ સમજી, વખત મળ્યો તેનો લાભ લઈ,

માતાના વાક્યનો અર્થ સમજી વિચાર કરી બોલ્યો, "નાટક જોવા ગયો હતો."

"કોઈને ખબર કેમ ન કરી? ત્હારી બાને કહ્યું હતું? પૈસા કોણે આપ્યા?"

"કહેવાનું ભૂલી ગયો. પૈસા તો મને ગજવા ખરચ આપો છો તેમાંથી ખરચ્યા."

"દરરોજ મોડું થાય છે તેનું કારણ શું? દરરોજ નાટક જોવા જાય છે? દરરોજ નાટક જોવાય એટલા પૈસા ક્યાંથી લાવે છે?" શેઠને ખબર નહોતી કે મોજીલાલને પૈસા મેળવવાનાં બે બીજાં સાધન હતાં; એક શેઠની બેદરકારી ને બીજી શેઠાણીની ઉદારતા. શેઠ બહારથી આવતા અને પોતાના ગજવામાં કેટલા પૈસા છે તે તપાસ્યા વગર ડગલો ગમેતેમ મૂકતા. મોજીલાલ વખતનો લાભ લેવા ચૂકતો નહીં. આમ ફાવતું નહીં ત્યારે માને ફોસલાવી તેની પાસેથી પૈસા લેતો.

"દરરોજ ક્યાં હું મોડો આવું છું? કોઇકિ વાર તો ચોપાટીપર જાઉં છું."

"હવેથી એ પ્રમાણે મોડી રાતે ફરવા પણ ન જવું."

કાકો આ બધી વાત મૂગે મોઢે સાંભળતો હતો.

"મોજીલાલ, આજે કઈ કંપનીનું નાટક જોવા ગયો હતો? આજે તો શુક્રવાર છે. નાટક કંપનીએ તો નાચી કૂદી, ગમેતેમ લાકડે માંકડું વળગાડી રળવાનો ધંધો માંડયો છે એટલે સાતે દિવસ નાટક કરે છે તે હું જાણું છું. પણ આજે શેનું નાટક જોઈ આવ્યો તે તો કહે. ખરેખરૂં કહેજે કેમકે વર્તમાનપત્ર મંગાવી હું ખબર કાઢીશ."

મોજીલાલ ગુંચવાયો. પ્રફુલ્લ શેઠાણી તેની મુઝવણ કળી ગયાં. "તમે પણ તેની પુઠે પડયા છો તો. વકીલની માફક એમ ચોકસાઈ શી કરવી? હવે ફરીથી એમ નહીં કરે એટલે થયું. ચાલો હવે સુઈ જઈએ. ખાલી પંચાત શી?" શેઠ અત્યારે ભાઈની તરફેણમાં હતો. મોજીલાલ જુઠું બોલ્યો છે એમ તેના મોંપરથી જણાતું હતું. શેઠાણીપર ચીઢવાયો ને તેને કહ્યું "તને ઉંઘ આવતી હોય તો સુઇ જા. મોજીલાલ, કેમ કાકાને જવાબ નથી દેતો?" કાકાપર મોજીલાલને બહુ ચીઢ ચઢતી હતી, પણ અત્યારે કંઈ તેનું વળે એમ નહોતું. નફટને લાજ શી? પાઘડી તરત ફેરવી નાંખી કહ્યું "નાટક નહીં ને સરકસ; બધું એકનું એક."

સરકસ આજે મેદાનમાં હતું તેની કાકાને ખબર હતી કારણ નાનીમોટી બધી બિનાઓ વાંચવાની તેને ટેવ હતી. "નાટક ને સરકસ બધું એકનું એક એટલી ત્હારામાં સમજણ હોય તો નાટક કે સરકસમાં તને શો રસ પડે? તું પણ અત્યારે એક નાટકજ ભજવે છે; સરકસના ઘોડાની માફક ગોળગોળ ફરે છે. વારૂ, પણ આ લુગડાં કોનાં પહેર્યાં છે? એ કાંઈ ત્હારાં નથી."

મોજીલાલની બાજી હાથથી ગઈ. ઉતાવળમાં ને ઉતાવળમાં લુગડાં પોતાના ઓરડામાં ન મૂકતાં ઉપરજ ચાલ્યો આવ્યો. એ લુગડાં કોનાં હતાં તેની કાકાને ખબર હતી. મોજીલાલની ટોપી ચોર મૂકી ગયો હતો. ચોરનાં લુગડાં મોજીલાલે પહેર્યાં હતાં. શેઠ આ બનાવ જોઈ ચકિત થયો. કોનાં લુગડાં મોજીલાલે પહેર્યાં છે તેની શેઠને ખબર નહોતી. મોજીલાલ ગુપચુપ ઉભો રહ્યો; ન હાલ્યો, ન ચાલ્યો.

દુલેરાયે કહ્યું, "ભાઈ, છોકરાંને બગાડવાનાં કારણ મેં કહ્યાં છતાં ભાભીને મન વસ્યાં નહીં. તને વસ્યાં તો કેટલી વાર નભશે તે જોવાનું છે. મોજીલાલ જે લુગડાં પહેરી આવ્યો છે તે એના મિત્રનાં છે. પેલો ચોર આવ્યો હતો તે પણ એનો મિત્રજ. આ ભાઈને બીજી જગ્યાએ રોકી, તેનાં લુગડાં પોતે ચઢાવી, રામોશીને ભૂલાવામાં નાંખી દુષ્ટ ઈરાદાથી બંગલામાં દાખલ થયો. હું જાગતો નહોત તો ઘરની લાજ રહેત કે નહીં તે પ્રભુને માલૂમ." કાકાને જસમીન બાબત થોડો ઘણો શક હતો પણ તે એણે અત્યારે જણાવ્યો નહીં. "મને એના મિત્ર બાબત મૂળથીજ શક પડયો હતો પણ તે તમને કોઈને જણાવ્યો નહોતો. આ લુગડાં જણાવી આપે છે કે ચોરનાં લુગડાં મોજીલાલે પહેર્યાં છે; ને એ ચોર તે એનો મિત્રજ. કેમ મોજીલાલ, સરકસ જોવા તમે બન્ને સાથે ગયા હતા કેની?"

મોજીલાલથી હા કહેવાઈ ગઈ.

"ત્યારે એ ક્યાં ગયો? અને ત્હારો પહેરવેશ શી રીતે બદલાયો?"

મોજીલાલને પોતાનેજ એ બાબત ખબર નહોતી. રસ્તામાં પણ એજ વિચાર કરતો કરતો તે ઘેર આવ્યો હતો.

"સરકસમાં ચાહ પાણી પીવાની રજા મળી ત્યારથી એ મ્હારાથી જુદો પડયો;" કપડાં બાબત તે મુંગો રહ્યો.

"સરકસમાં વળી રજા કેવી? તે તો હશે પણ આ લુગડાં ક્યારે અને કેવી રીતે બદલાયાં?"

મોજીલાલને જવાબ સુઝતો નથી એમ ધારી વગર પ્રીએ વગર સમજે તેની માએ વકીલાત કરી કહ્યું "હોય દોસ્તદારો છે; લુગડાં પહેલેથી પણ અદલબદલ કરે. તેને કદાચ કામ હશે. તેથી કથા કર્યા વગર છુટો પડયો હશે."

"હા, બા, એમજ. આજે મ્હારી સાથે આવવાની તે ના કહેતો હતો."

કાકાથી સહન થયું નહિ. "ભાભી, અત્યાર લગણ ઘરનું સત્યાનાશ ભાઈની બેદરકારીથી વળ્યું અને હવે તમારી વકીલાતથી વળશે. એ કમઅક્કલનો મોજીલાલ અને તમારી બૈરાંબુદ્ધિ કબૂલ રાખે, પણ હું રાખું એમ નથી. એના મિત્રને જરૂરનું કામ હતું તે રાતના બાર વાગે? મોટો વેપારી હશે કેમ? અને તે કામ તમારાજ બંગલામાં, અને તે પણ પાછું જ—ના ઓરડા આગળ? મોંમાં આંગળી ઘાલી ક્યાં બોલાવો છો? ચેતવું હોય તો હજી ચેતો; નહિતર, સત્યાનાશ વળી જશે. હજી તો ભાઈને પરણાવવા છે; તે બિચારીના કયાં ભોગ લાગ્યા કે આ રત્ન મળ્યું. તે તો કેવી સુશીલ અને ભણેલી છે! તેને ખાડામાં નાંખો તે પહેલાં વિચાર કરજો. હવે તમે જાણો, મ્હારે ક્યાં ભોગવવું છે. પહેલેથી તે છેલ્લે સુધી મોજીલાલે જેજે કહ્યું તેતે અસત્યથી ભરપૂર છે એટલું યાદ રાખજો. એને તમે કોઈએ ઓળખ્યો નથી. એનો મિત્ર તો એને પણ વટાવી જાય એવો છે. બન્ને જણાઓ રાતે ગમે ત્યાં જાય છે, એશઆરામ ભોગવે છે અને ચમન ઉડાવે છે ભાઈ, હવે અત્યારે વધારે કહેવાનો વખત નથી. ઘર બાબત ખબર રાખવી એ ત્હારી ફરજ છે. તું પૈસો મેળવે છે અને તે સાચવતા કોઈને પણ આવડતું નથી. બધાં તેનો સ્વચ્છંદીરીતે ઉપયોગ કરે છે. મેળવનારને કેટલો શ્રમ વેઠવો પડે છે તેનું ખરચનારને ભાન નથી. એ મેળવવાની તેમનામાં હોશયારી નથી ને નસીબના જોગે તેમને પૈસો મળ્યો તો તેનો કેમ ઉપયોગ કરવો, તેને કેમ સાચવવો તે કોઈ જાણતું નથી."

વાંચનાર, પેલો ચોર કોણ હતો તે સમજવામાં હવે કાંઈ બાકી રહ્યું નથી. મોજીલાલના મિત્ર બિહારીનાંજ આ પરાક્રમ હતાં. ચમનને ઘેરથી અધવચ મોજીલાલથી છુટો પડી બંગલામાં દાખલ થવામાં રામોશી હરકત ન કરે માટે તેનો ડગલો અને ટોપી ચઢાવી તે આ તરફ વળ્યો હતો. તેની દુષ્ટતાનો બદલો તેને કેવો મળ્યો તે કોઈને અજાણ્યું નથી. બંગલામાંથી બહાર નીકળી તે એક ખાડામાં જઈ

ઉભો. મોજીલાલને બંગલા તરફ વળતાં તેણે જોયો ને તેને બંગલાની હકીકતથી ચેતાવવાનું તેને મન થયું. એજ વિચારથી ત્યાં તે ઉભો હતો, પણ ચેતાવવો કે નહીં એ બાબત તેના મન સાથે રકઝક કરતો હતો.

કોટ બદલવો મુશ્કેલ ન પડતે; પણ ટોપી બાબત શું કરવું? મોજીલાલની ટોપી તો બંગલામાં રહી ગઈ હતી. મોજીલાલે ક્યાં તો ઉઘાડે માથે જવું યા તો બિહારીની ટોપી પહેરી લેવી. પોતે શા ઇરાદાથી બંગલે ગયો હતો તે બાબત મોજીલાલને ભોળવી નાંખતાં તેને વાર લાગે એમ નહોતું. પણ કદાચ મોજીલાલને કંઈ વહેમ આવી જાય ને રસ્તામાં રકઝક થાય તો ભારે થઈ પડે. વળી નવી વાત બરાબર ગોઠવી મૂકવા વખત પણ બહુ થોડો હતો, માટે હાલ તુરત તો તેને ન મળતાં કાલે નિરાંતે મળી તેને સમજાવી નાખીશું એ વિચારથી તેણે મોજીલાલને ચેતાવ્યો નહિ.

મોજીલાલને કંઈ પણ સૂચના મળી હોત તો બંગલે આવું નાટક ભજવત નહીં; પણ ભાવીએ બિહારીને ભૂલાવ્યો અને તે, રસ્તે ઉઘાડે માથે પોતાને ઘેર ચાલ્યો ગયો.



## પ્રકરણ ૨૦.



## અલબેલી નગરીના રંગ.

> " સુખોની આશાથી પ્રણય કરનારાં દુઃખી થતાં,
> અરે! આ હૈયાને વધુ દુઃખ હજી સૌ દૂર જતાં "
>
> (કલાપી.)

ચંદ્રરાવને લક્ષ્મીરૂપ રસિકાનો ઘા રૂઝાયો નહોતો એટલામાં બીજો ઘા આવી પડ્યો. અનુપમાના મૃત્યુથી વડિલની સલાહ લેવાનું તેને એક પણ સ્થાન રહ્યું નહિ. ચંદ્રરાવ બુદ્ધિશાળી હતો છતાં કોઈ પણ કામ વૃદ્ધ અને અનુભવી વડિલની સલાહ લીધા વગર કરતો નહીં. આમ તેની પત્ની તથા માના શોકમાં ચંદ્રરાવ દિવસ પસાર કરતો હતો તે સાથે ધંધામાં પણ અનેક ખલલો આવતી હતી. તેની ગેરહાજરીમાં શેઠે બધું કામ માથે ઉપાડી લીધું હતું. ચંદ્રરાવની બુદ્ધિની મદદ પણ શેઠને મળી શકતી નહિ. પહેલાં શેઠ જ્યારે ઝંપલાવવા ધારતા તો ચંદ્રરાવ તેને રોકતો, પણ બાજી હાથથી ગઈ હતી; શેઠ વેપાર બાબત

જે ડહોળી મૂક્યું હતું તેનું પરિણામ કેવું આવશે તે બાબત ચંદ્રાવ ચિંતાતુર રહેતો. આવી સંકડામણ અને આપત્તિ વેળા શેઠની નોકરી છોડી ચાલ્યા જવું એ ચંદ્રાવના વિચાર પ્રમાણે બહુ હલકું લાગ્યું. બાકી અનુબાના મૃત્યુથી ઘરની જંજાળ પણ એને માથે પડી અને એનું મન મુંબાઇપરથી ઉડી ગયું. શેઠની મહેરબાનીમે લીધે એને મુનીમનો ઓહ્દો મળ્યો હતો. ખરૂં જોતાં તો શેઠના જેટલોજ ચંદ્રાવ પૂજાતો હતો. ભાગીઆ તરીકે દાખલ થવું હોત તો તેમ પણ થઇ શકતે પણ ચંદ્રાવને એ વાત પસંદ નહોતી. શેઠે જ્યારે એ સૂચના એને કરી હતી ત્યારે તેણે શેઠને કહ્યું હતું "શેઠજી, આપની મહેરબાનીનો જે પ્રસાદ મને મળે છે તેથી મને સંતોષ છે. ભાગથી દૂર રહેવામાંજ સાર છે, ભાગને લીધે કલહનાં બીજ રોપાય છે; માટે મ્હારે એમાં પડવું નથી. વળી બીજાઓની પણ આંખમાં તે આવે. મને કોઇની ઇર્ષ્યા કરવી ગમતી નથી, તેમજ કોઇને ઇર્ષ્યા કરાવવાનું સાધન આપવું તે પણ પસંદ નથી. લોકોને દાંતે જેમ ઓછા ચઢાય તેમ સારૂં."

શેઠ તેના આવા વિચાર સાંભળી બહુ બહોંસ કરતા નહીં પણ ચંદ્રાવને નાણાં બાબત છુપી મદદ અઢળક આપતા.

"જે શેઠને લીધે હું મુંબાઇમાં ઉભો રહેવા પામ્યો, જેને લીધે મ્હારી પ્રતિષ્ટા વધી, જેને લીધે મ્હારા કુટુમ્બનું પોષણ કરવા હું સમર્થ થયો, તે શેઠને આવે સમયે ગમે તેમ થાય પણ ન છોડવો" એવી તેના મનની દૃઢ પ્રતિજ્ઞા હતી. "એ પ્રતિજ્ઞા પાળતાં શરીરને નુકસાન થાય તો ભલે, સંપત્તિને પણ થાય તો ભલે. સંપત્તિ સાથે આવવાની નથી, લક્ષ્મીની હવે લાલસા નથી. મ્હારી લક્ષ્મી તો ગઇ" આવું આવું કોઇકવાર તે લવતો. 'પાંચ રૂપીઆ લઇને મુંબાઇ આવ્યો હતો ને મુંબાઇ છોડતી વખતે પણ તેટલા પાસે હશે તો બસ; પણ મ્હારા નામને બટ્ટો લાગવા નહીં દઉં. હરેક જાતની હેરાનગતિ ભોગવી શેઠની સેવા કરીશ." આવા દૃઢ સંકલ્પને પરિણામે ચંદ્રાવે મુંબાઇ છોડયું નહીં.

જ્યાં આખો દિવસ ને રાત કામકાજ ચાલ્યાં કરે ત્યાં વખતને વીતી જતાં વાર ન લાગે. શેરના વાયદાનો દિવસ પાસે આવતો જતો હતો. પરિણામ શું આવશે તે જોવા લોકો બહુ ઉત્સુક રહેતા. તેજીવાળા ફાવે છે કે મંદીવાળા, તે જાણવા સૌ કોઇ ઇચ્છા ધરાવતું હતું. પરીક્ષાના પરિણામને દિવસે પરીક્ષામાં બેસનારને જે અધીરાઇ થાય તેના કરતાં આ અધીરાઇ કંઇક અંશે વધારે રહેતી. પહેલો ઘા શેઠને ચાંદીના

સટ્ટામાં પડયો. શેઠનું વહાણું ડોલવા માંડયું; ડગુમગુ થવા લાગ્યું. શેઠની મીલોના શેરના ભાવ ઘણુ ગગડવા માંડયા. ચીનમાં સુતરની ગાંસડીનો જબ્બરો ઉપાડ થયો ને બીજા શેરના ભાવ તેજીપર આવ્યા. તેજી વાળાઓનો ડંકો વાગ્યો ને શેઠના શ્રમ રમી ગયા. દુઃખનાં વાદળ એક પછી એક એમ આવવા લાગ્યા. શેઠને વીતાડવી તો પૂરી વીતાડવી એમ તેના નસીબે નક્કી કર્યું. અફીણના વેપારે પણ શેઠને એક જબ્બરો ફટકો લગાવ્યો. પાસો એક વાર અવળો પડયો એટલે તે દરેક બાબતમાં અવળોજ પડવાનો. શેઠની ગંભીરતા ને ધૈર્ય ચળવા લાગ્યાં. જરા જરામાં સૌનાપર તે અકળાવા લાગ્યા. શું કરવું તે તેમને સુઝયું નહીં. ચંદ્રરાવ સાથે મસલત કરી પહેલાં તો પોતાની મિલોને લિક્વિડશનમાં મૂકવા ઠરાવ કર્યો, કેમકે વખત સારો નહોતો તથા મીલમા દેવું વધી ગયું હતું. બીજો ઇલાજ હાથમાં હતો નહીં. શેઠને તથા ચંદ્રરાવને માલૂમ હતું કે આથી કરીને માગનારાઓની ગભરામણમાં વધારો થશે પણ બીજી એક પણ બારી નહોતી. સ્થાવર મીલ્કતો બેંકોમાં યા આસામીઓને ત્યાં ગીરો હતી તેની ચંદ્રરાવને પાંચેક દહાડાપરજ ખબર પડેલી. આ વાત જાણ્યાથી તેને બહુ ગભરામણું થઈ હતી પણ તેમાં તે લાઇલાજ હતો. શેઠની મિલની વાત બજારમાં આવી અને લોકોના ગભરાટનો પાર રહ્યો નહિ. કંઈ કંઈ લોકોના, રાંડીરાંડ ડોશીઓના હાથમાં એ શેરો હતા. કારણ શેઠ બીજા એજન્ટોની માફક સારા વખતમાં જોઈએ તે કરતાં વિશેષ ઘસારા ખાતે તથા રીઝર્વ ખાતે લઈ જતા નહોતા, તેમજ નઠારા વખતમાં માત્ર દિલગીરી દર્શાવી બેસી રહેતા નહીં પરંતુ રીઝર્વમાંથી થોડું ઘણું વ્યાજ આપતા. કેટલાએક અક્કલના ખાવિંદોએ તેમની સઘળી મતા આ મીલોના શેરોમાં રોકી હતી. મુડી એક જગ્યાએ રોકવી નહિ એ સૂત્ર ભૂલી જવાથી તેમની સ્થિતિ પડી ભાંગી. શેઠની મિલ ફડચામાં ગઈ તેની અસર બીજી મિલોપર થઈ. લોકો તેમાં નાણાં રોકતાં અચકાવા લાગ્યા. કેટલાક બધુંજ વેચવાપર આવી ગયા, શેરનું કાગળીઉં ઘરમાં રાખવું નહિ એવો ઘણાઓએ નિશ્ચય કર્યો. એ નિશ્ચય બહુ થોડીવાર ટકવાનો હતો તે મુંબાઇનો જેને પૂર્ણ અનુભવ હતો તે સમજતા હતા, જાણતા હતા. માગનારાઓની ઠઠ દરરોજ શેઠને ઘેર જામવા લાગી. ચંદ્રરાવે કેટલાકને તો કાલાવાલા કરી સમજાવી વિદાય કર્યા. શેઠ પ્રતિ જેમને લાગણી હતી તેઓ આથી મૂંગા બેઠા, પરંતુ ચતુર શેઠ હિંમત હારી ગયા—ભાન ભૂલી ગયા.

૫૬૬:

સવારના પાંચ સાડાપાંચનો સુમાર થયો. મુંબાઈ શહેરની પ્રજાને જોઈ સૂર્યનારાયણ પણ જાણે વહેલા ઉઠતા હોય અને નિત્યકર્મમાં મશગૂલ થતા હોય તેમ મસ્જીદ બંદર તરફ આવેલા દરિયામાં મોં ધોઈ, સ્નાન કરી તેમનું સૌંદર્ય બતાવવા ધીરે ધીરે ઉપર ચઢતા હતા. લોકો દંતધાવન કરી, કોઈ સ્નાન કરી, બહાર ફરતા દેખાતા હતા. એટલામાં ટેલિફોનની ઘંટડીએ મુંબાઈ શહેર ગજાવી મૂક્યું. ટેલીફોન ઓફિસમાં દોડાદોડ થવા માંડી. જે નંબર માગવામા આવે તે રોકાયલો છે એમ જણાવવામાં આવતું. પાંચ મિનિટ થોભી લોકો પાછા તેને તેજ નંબર માગતા પણ ટેલીફોનવાળો 'બાત કરતા હય' એમ જવાબ આપતો, જેમને ઘેર ટેલિફોનની સગવડ નહોતી તે તેમના આપ્તમંડળને ત્યાં જઈ ટેલીફોન કરવા મંડયા. ત્યાં જઈ, વાત સાંભળી, કર્ણદોષ નથી એમ ખબર પડવાથી, ટેલિફોનનો નંબર રોકાયલો છે એમ જાણવાથી તેમના મિત્રો સાથે ગાડીઘોડા જોડાવી અથવા પગે કુચ કરીને રસ્તે નીકળી પડયા. 'અબ્દુલ રહેમાન સ્ટ્રીટ' માણસોથી ઉભરાવા માંડયો, હુલ્લડ થયું હોય એમ દેખાવ નજરે પડવા લાગ્યો. કોલાહલ વધવા માંડયો, પોલિસ લોકોને દૂર કરવા, શાંત પાડવા, અશક્તિમાન્ નીવડી. ગાડીની પણ હારની હાર લાગી ગઈ. જાણે કંઈ મહાન્ ઉત્સવ હોય વા મેળો હોય તેમ એક પછી એક ચાલવા માંડી. એટલામાં બીજી બાજુએથી એક ગાડી ઘણાજ વેગથી દોડી આવી. આગ લાગી હોય અને બંબો ચાલ્યો આવતો હોય તેને જેમ બધા માર્ગ આપે તેમ એ ગાડીને બધાએ માર્ગ આપ્યો રસ્તામાં ઉભેલા કેટલાકો એકદમ બૂમ પાડી ઉઠયા. એક પારસી તે ટોળામાં ઉભો હતો તેણે કહ્યું કે "મારો એને; બધા એનાજ કારસ્તાન છે." લોકોને અમુક મતમાં તણાતાં વાર નથી લાગતી. સારાસારનો વિચાર ઘણા થોડાઓજ કરી શકે છે. ભાન ભૂલી જઈ, લોકોએ હાથમાં પત્થર લીધા, એટલામાં એક સુજ્ઞ ગૃહસ્થે તેમને તેમ કરતા અટકાવ્યા તથા વધારે કરશો તો પોલિસને જાહેર કરીશ એમ ધમકી આપી. પેલા પારસી જોડે તો તે ગૃહસ્થ લડીજ પડયો. લોકોએ પારસીનો પક્ષ મૂકી દીધો અને તેને ગાળો દેવા મંડ્યા; કેટલાકોએ તેના પર હસ્તપ્રહાર પણ કર્યા. તે એક અને આ બધા અનેક વધારે ન બોલતાં તે ત્યાંથી રસ્તો માપી ગયો અને જરા દૂર જઈ ઉભો.

ગાડીમાં કોણ હતું? લોકો તેનાપર પત્થર ફેંકવા કેમ તૈયાર થયા? લોકોને ચઢાવનાર પારસી કોણ હતો? લોકોનો આટલો બધો જમાવ કેમ થયો હતો?

ગાડીમાં અબદુલ રહેમાન સ્ટ્રીટમાં રહેનાર શેઠનો જમણો હાથ, તેના ધંધાનો મુખ્ય કર્તાહર્તા, તેના સુખદુ:ખનો સાથી ચંદ્રરાવ બેઠો હતો. તેનું મોં બહુ લેવાઈ ગયું હતું. તે વારંવાર રૂમાલથી આંખ લુંછતો હતો. ગાડી શેઠના ઘર આગળ આવી પહોંચી અને ચંદ્રરાવ તેમાંથી ઉતરી પડયો. લોકોનો જમાવ જોઈનેજ તેની શંકા દૂર થઈ ગઈ હતી, અને ઘર આગળ આવી પહોંચતાં તે વધારે દૂર થઈ. કેટલાક લોકો તેની આસપાસ વીંટળાવા માંડયા, પણ શેઠના ભૈયાએ તેમને દૂર કર્યા ને ચંદ્રરાવ ઓટલાપર આવી ઉભો. ઘરમાં બધું ચુપાચુપ લાગતું હતું; રોદનનો સ્વર કાને આવતો નહોતો. શેઠનાં સગાંવ્હાલાં પણ ધીરેધીરે શોકમય મુખમુદ્રાસહિત આવી પહોંચતાં હતાં. ભૈયાને પૂછવાથી માલૂમ પડયું કે બેચાર નિપુણ ડાકટરને તેડવા કોઈ ગયું છે ડાકટરો આવી પહોંચ્યા, એકાએક શેઠને શું થયું તે બાબત તેમની સભા મળી. અંતઃકરણ એકદમ બંધ થઈ ગયું એમ સર્વાનુમતે પસાર થયું. જ્યુરી મળી; તેમાં પણ એજ મત અપાયો, લખાયો અને વંચાયો. આણી તરફ લોકોએ કંઈકંઈ કલ્પના બાંધવા માંડી. એક કહે 'શેઠે અફીણ ખાધું,' ત્યારે બીજો કહે 'શેઠે ઝેર પીધું,' ત્રીજો કહે કે 'શેઠ હીરો ચુસી ગયા.' આમ અનેક લોકો ડાકટરની પરીક્ષા પાસ કરી આવ્યા હોય તેમ પોતપોતાના વિચાર જણાવવા મંડયા. મુંબાઈના વેપારીમંડળને તથા નાણાંની ધીરધાર કરનારને આ અનુભવ પ્હેલીવારનો નહોતો. આવા પ્રસંગો ઘણી વાર બનતા ને તેથી તેમનું અનુમાન આ રીતે થાય તેમાં નવાઈ જેવું નહોતું. આ શેઠની બાબતમાં એ અનુમાન ખોટું હતું. શેઠે પોતાનાં કુટુમ્બની, પોતાના સગીર પાંચ વર્ષનાં બાળકની સુમત કોઈને કરી નહોતી, તેને વાસ્તે પૈસાટકાની કે કોઈ જાતની વ્યવસ્થા કરી નહોતી. મુંબાઈના વેપારીઓમાં કોઈકજ વ્યવસ્થા કર્યા વગર, પોતાના કુટુમ્બ માટે કંઈ ખાનગી રીતે પણ રાખ્યા વગર, આત્મહત્યા કરે છે: તેના પૈસાટકાના રોકાણની બાબતમાં ચંદ્રરાવ બરાબર વાકેફગાર હતો એટલે તે બાબતની શેઠને ચિંતા નહીં હોય. પણ આ કામ કરતા પહેલાં ચંદ્રરાવ આગળ તે પોતાનું હૃદય ઉઘાડયા વગર રહેત નહીં. ચંદ્રરાવની નોકરીની કદર શેઠને એટલી હતી કે તેને કંઈ નહિ તો ધન્યવાદ આપતે, એક પત્ર તેને લખી જતે. ઘણી મનુષ્ય એક પળ પણ વિચાર કર્યા વગર તરત ને તરત આવું કામ ભાગ્યેજ કરે છે. બહુ તીવ્ર લાગણીવાળો અથવા બહુ ફસાયો હોય તેજ એકાએક ન છુટકે આવું પગલું ભે છે. ગંભીર

શેઠને આ અનુભવ પહેલીવારનો નહોતો. ઘણી વાર એને જબરી ખાધ લાગતી પણ તેની સામે ટકી શકવા એ અનેક કળાઓ વાપરતો અને વખત આવે અસલ સ્થિતિપર આવી જતો. શેઠનું વેપારી હૃદય આ ખોટના પ્રસંગો વાસ્તે બહુ સારી રીતે ઘડાયું હતું. ખોટના પાસા બધી તરફથી પડ્યા એ વિચાર શેઠના મનમાંથી ખસી શક્યો નહિ, રાતે ઉંઘ આવી નહિ, વિચારથી મસ્તક ભમવા માંડ્યું, એનું વેપારી હૃદય ચળવા માંડ્યું અને એકદમ લોહી ફરતું બંધ થઈ ગયું. ડાકટરો ચાલતા થયા અને તેમનો અભિપ્રાય લોકોએ પૂછ્યો. ડાકટરોનો અભિપ્રાય જાણ્યા છતાં લોકોએ પોતાનું અનુમાન કાયમ રાખ્યું ને ધારી લીધું કે ડાકટરોને શરમ પડી હશે અથવા તો તેમને પાનસોપારી વિશેષ મળ્યાં હશે. કેટલાક લોકો ઓટલાપર ચઢવા તૈયાર થયા પણ તેમ કરતાં તેમને અટકાવવામાં આવ્યા. એક મારવાડીએ કહ્યું "પૈસા બાબતનો ચૂકાદો થાય પછી શબ ઉપડે" આ વિચાર સાંભળી ચંદ્રરાવનું હૃદય ભરાઈ આવ્યું. "આવા કોટીશ્વર માથે આ કેર! અરે પ્રભુ, આટલોઆટલો પૈસો આજે એને નકામો થઈ પડ્યો." લોકોનું વલણ જાણી તેમની તરફ જોઈ બોલ્યો. "ભાઇઓ, આજે તમે ક્યાં આવ્યા છો, કેવી જગ્યાએ આવ્યા છો, શા માટે આવ્યા છો તેનો જરા વિચાર કરો. આ શેઠને માટે તમને કેટલું માન હતું તે સંભારો, એમને તમે કેવી રીતે સત્કાર આપતા, સલામ કરતા તે વિચારો. આજે એનામાં જીવ નથી ત્યારે એના પર પ્રહાર કરવા બેઠા છો એ આપણા ધર્મથી વિરુદ્ધ નથી? એનામાં જીવ હોત તો તમારા પૈસાને આંચ કદી પણ ન આવતે. શેઠ સાથે તમને ઘણાએ પ્રસંગ પડ્યા છે; શેઠે કોઈને નુકસાન કર્યું નથી, ફાયદા અનેકને કર્યા છે, આજે આપણા બધાના કમનસીબે એમના આયુષ્યની દોરી તુટી, તમારૂં દેવું પત્યા વિના રહેવાનું નથી. હિંદુ ભાઈઓ, આપણા ધર્મનો સિદ્ધાંત કેમ ભૂલી જાઓ છો? હિંદુઓના કરજને મુદ્દતનો બાધ આવતો નથી. એ કરજ એક જન્મે નહિ તો બીજે જન્મે તો વાળી આપવાનુંજ. ચિત્રગુપ્તની પોથી તમને અજાણી નહિ હોય. તમારે ત્યાં હિસાબ રખાતો હશે, મોટીમોટી બેંકોમાં લખાતો હશે પણ આ પોથીના હિસાબની સાથે તેની તુલના કરી શકાય એમ નથી. એક કોડીનો પણ હિસાબ ચૂકવ્યા વગર માણસ કરજમાંથી છુટતો નથી. એ કરજમાંથી છુટ્યો એટલે આપ્તમંડળના પ્રેમની દરકાર કરતો નથી, પળવાર પણ અહીં ઉભો રહી શકતો નથી. મનુષ્યનાં જીવનની તેના

કર્મોની છબી વાતાવરણમાં રજેરજ લેવાય છે; 'નેગેટિવ' ક્યારે તૈયાર થશે, એટલે ફળ ક્યારે ભોગવવાં પડશે તે કોઈને ખબર નથી. આપણા ચુકાદા મુલતવી રાખવામાં આવતા નથી, પ્રલયકાળની રાહ જોતા નથી; આપણે તો અહીંતે અહીં એકના એક જન્મમાં કે બીજા જન્મમાં માત્ર ખોળીઉં બદલી ભાડું ચૂકવી આપવું પડે છે. ભાઈઓ, શાંત થાઓ, બેફિકર રહો. તમને જેમ બને તેમ ઓછું નુકસાન થશે એવી હું કાળજી રાખીશ. મન જરા મોટું રાખો. આપણે પણ આ સ્મશાને જવાનું છે, તે વખતે કંઈ પણ વસ્તુ સાથે આવવાની નથી, માટે વિખરાઈ જાઓ. આપણા પોતાનાજ યા આપણા સગાંના મૃત શરીરપર આવો અન્યાય થયો હોય તો તમે તે ખમી શકશો? હું તમને ઓળખું છું, તમારાં હૃદય જાણું છું, તમારાં હૃદય પાષાણ નથી. શેઠે તમને પોતાના ગણ્યા હતા, પોતાનાજ ગણીને તમારી સાથે કામ પાડ્યું હતું. તો તમે અઘટિત પગલું લેશો નહિ. એક જણના કહેવાથી ખોટે રસ્તે દોરાશો નહિ. તમે તેવા વિચારના નથી; એવા ક્ષુદ્ર વિચાર જણાવવા અત્રે આવ્યા નથી એમ જણાવવા તત્પર થાઓ. તમને શેઠને વાસ્તે માન હતું, તે હજી કાયમ છે, તે બતલાવી આપવા એ શરીરને જ્યાં ખસેડવામાં આવે ત્યાં સાથે ચાલો, આપણે બધા એકત્ર થઈ પછી વિચાર કરીશું, પણ આ સમય એ વિચાર કરવાનો નથી; વધારે બોલવાની મ્હારે જરૂર નથી."

ચંદરાવે 'એન્ટની'નું કામ કીધું, અને વેપારીમંડળ રોમનોની માફક, તેમના 'જુલિયસ સીઝર' (શેઠ) તરફ લાગણી જાહેર કરવા ચંદરાવના કહ્યા મુજબ તૈયાર થયું, મારવાડીએ રંગ બદલાયેલો જાણી વધારે ગરબડ ન કરી; જપ્તી બેસાડવાના વિચાર લંબાવવા પડ્યા ને કેટલાએક ઘેર ગયા, તો કેટલાએક ત્યાં મૌન ધારણ કરી ઉભા. મૃત શરીરને ખસેડવામાં આવ્યું. ઘણાઓ પાછળ પાછળ ચાલ્યા. અબદુલ રહેમાન સ્ટ્રીટમાં બધું ચુપચાપ થઈ ગયું.

અગિયારેક વાગતાને સુમારે ચંદરાવ ઘેર આવ્યો. વિપિન પણ આ સમાચારથી ફીકો થયો હતો કેમકે આખું મુંબાઈ ખળભળી ઉઠ્યું હતું. ઘેરઘેર, ગલીએ ગલીએ શાકબજારમાં તેમજ નાણાંની જ્યાં ઉથલપાથલ થતી ત્યાં એની એ વાત ચાલી રહી હતી. ચંદરાવ ઘરમાં આવ્યો અને ખુરસીપર બેઠો. તેનો ચહેરો ઉતરી ગયો હતો. વિપિનને પાસે બોલાવી કહ્યું "તને બી. એ. સુધી મેં અભ્યાસ કરાવ્યો તેમ

પૈસાની બનતી મદદ મેં કીધી; 'મે' કહેવું અજ્ઞાન છે તે હું જાણું છું. અભ્યાસનું બીજ રોપનાર ત્હારી બા છે તે તને યાદ હશે. હું એ બાબત બેદરકાર રહ્યો; એ ત્હારા અભ્યાસમાં ખલલ પાડવાનું ત્હારા પિતાના નસીબમાં લખ્યું છે. ત્હારો અભ્યાસ હાલના સંજોગો જોતાં ત્હારે અધવચ પડતો મૂકવો પડશે. મ્હારે પણ એ અભ્યાસ જુદા સંજોગોને લીધે અધવચ પડતો મૂકવો પડ્યો હતો. માતાની આજ્ઞાથી તેમ મેં કીધું હતું; તેનો મને પસ્તાવો નથી, કેમકે કેટલીક વાર હું બહુ રાજી થતો, હજી પણ થાઉં છું. ધનાઢ્ય વેપારીની નોકરીમાં રહી જે લાભ હું બીજાઓને આપી શક્યો તે લાભ હું કોઈ પણ સરકારની નોકરી કરી આપી શક્ત કે કેમ તેનો મને શક છે. મ્હારો ત્હારી તરફ બીજો ધર્મ બજાવવાનો બાકી છે. યોગ્ય પાત્ર મળ્યું નથી ત્યાં સુધી તેમ કરવા હું રાજી નથી. એ ધર્મ બજાવી વિદ્યાદાન દેવામાં હું કંઈ કરી શક્યો નહિ એ વિચાર, કંઈક અંશે ખસેડવા મ્હારી ઇચ્છા હતી, તે પાર પાડવી હવે તો પ્રભુના હાથમાં છે. બી. એ. પાસ થયા પછી ત્હારો વિવાહ કરવાની ત્હારી બાની મરજી હતી. વિવાહ વાસ્તે યોગ્ય કન્યા પણ તેણે ધારી મૂકી હતી, પણ ભાવીને તે તે વાત ગમી નહીં. જેની અહીં ખોટ છે તેની પ્રભુને ત્યાં પણ ખોટ છે; ત્હારી બા ગઈ ને એ વાત વિસારે પડી. મ્હારી પાસે જે કંઈ પૈસો છે તે મ્હારો નથી. શેઠને ત્યાં મને તે મ્હારા કામ બદલ મળ્યો છે. એ પૈસાને પ્રતાપે આપણે મુંબાઇમાં નિર્વાહ ચલાવ્યો. એજ પૈસાની શેઠને આજે જરૂર છે. શેઠને ત્યાં જપ્તી બેસે અને હું જોયાં કરૂં એ કદાપિ પણ બનવાનું નથી. આ શરીરમાં જીવ છે, આ હાથમાં તાકાદ છે ત્યાં લગણ તેમ થવાનું નથી. પ્રભુ પણ એ કામમાં જરૂર મદદ કરશે. ઘરનો ખર્ચ ધીરેધીરે ઓછો કરીશ, અસલ સ્થિતિપર આવી જઈશ. માંગનારાઓની બૂમરાણ મ્હારાથી સંભળાતી નથી—ખમાતી નથી. શેઠનું દેવું ચૂકવવામાં જેટલી મદદ થશે તેટલી કરીશ, માંગનારાઓનાં ઋણમાંથી શેઠને મુક્ત કરીશ. પારકાઓ આપણો પૈસો લઈ જાય છે, ચોર ચોરી જાય છે એ ખમીને આપણે બેસીએ છીએ, તો આ પૈસો તો પોતાનાજ હાથમાં જવાનો છે. ત્હારા કરતાં હું નાનો હતો ત્યારનો હું દુઃખી થયો ને તેથી મને દુનિયાનો બહુ સારો અનુભવ મળ્યો. એ અનુભવ જે પૈસેટકે સુખી હોય છે તેને મળતો નથી. દુઃખમાં સુખ સમાયલું છે તેટલુંજ બલ્કે વધારે સુખમાં દુઃખ સમાયલું છે. પિતાજીનો વારસો મને મળ્યો હતો તે હું

આ સ્થિતિએ પ્હોંચશ કે કેમ તે બાબત મને શક છે. હું તને વારસામાં પૈસો આપી શકું એમ નથી. ત્હારી ઇચ્છા હોય તો ઘેર રહી વકીલાતનો અભ્યાસ કરજે, પણ અહીં રહી 'ટર્મ' ભરી શકારો નહીં. જે તું ભણ્યો છે તેનો સદુપયોગ કરજે. ભણ્યો ને ગણ્યો બે વાનાં જોવા હું રાજી છું. જે પાશ્ચાત્ય શિક્ષણ તે લીધું છે તેમાં યાદ રાખવા જેવું શું છે અને ભૂલવાનું શું છે તે બાબત વિચાર કરજે. ભૂલવાનું પણ થોડું ઘણું છે. બ્હારનો, ઉપર ટપકાનો ખોટો દેખાવ કરવાનો વેપાર વધી ગયો છે. જેમાં તેમાં ઢાંકપીછોડો વધતો જાય છે. આ શેઠની દુકાનનાં કામકાજને લીધે મને અહીં તેમજ અન્ય જગ્યાઓમાં ઘણુંખરે ઠેકાણે આ અનુભવ મળ્યો છે. સુખમાં ઉછરનારને આ અનુભવ ભાગ્યેજ મળે છે. ગાડીઘોડામાં ફરનારને એ અનુભવ મેળવવાની દરકાર જવલ્લેજ હોય છે. ત્હારૂં પુરુષાર્થ ત્હારે બતાવવાનો વખત આવ્યો છે. મારો વિચાર તને નૂતનપુર મોકલવાનો છે. ત્હારા મોસાળમાં કોઈ રહ્યું નથી એટલે મિત્રને ત્યાં રહેવાની ત્હારી ગોઠવણ કરી આપું છું. આજેજ એક પત્ર લખવા વિચાર છે. મ્હારી પાસે ત્હારી બાનું તથા ત્હારી બ્હેનનું પલ્લું છે તે તું સાથે લઈ જજે. તેનાપર મારો હક્ક પહોંચતો નથી. તેમાંથી કંઈ તેમની રજા વગર વાપરૂં તો હું ઈશ્વરને ઘેર અપરાધી થાઉં. ત્હારી બ્હેનનું તેને પહોંચાડી દેજે, ત્હારી બાનું ત્હારી કને રાખજે."

•

"પિતાજી, મ્હારે એટલાની પણ જરૂર નથી. મ્હારા વિદ્યાદાન વાસ્તે બાનો ઉપકાર જેટલો માનવાનો છે તેનાથી કંઈ પણ અંશે ઓછો તમારો માનવાનો નથી," ગળગળો થઈ વિપિન બોલ્યો. તમારી આપેલી શિખામણો હું અહર્નિશ યાદ રાખીશ. બા પાસે તમારો લેવાનો હક્ક નહોતો તો ભલે, પણ પુત્ર પાસે લેવાનો છે ખરો, પિતાનું કરજ પુત્રને આપવું પડે. તમે મને એ સોંપી ચૂક્યા છો તો મ્હારે હાલ તેનો ઉપયોગ નથી. તમને ઉપયોગ છે તો મારે તેનો સંચય કરી ઘરમાં દાટી મૂકવાની જરૂર નથી. વળી અત્રે રહીશ તો તમને મદદ લાગીશ; કોઈ પણ સ્થિતિ તમારી જોડે ભોગવવા હું રાજી છું."

•

વિપિન, મેં તને પરણાવ્યો નથી. એ કરજમાંથી મુક્ત થવા હું માગું છું અને તેટલા માટે તને હું આ સોંપી દઉં છું, ત્હારી બાનું જે છે તેનાપર કોઈનો હક્ક ચાલે એમ નથી, વળી તેની હોશિયારીથી તેમાં તેણે સારો વધારો કર્યો છે, જેથી તને બહુ સારી મદદ મળશે. વળી

તને આપું કંઈ નહિ અને ત્હારે જે હોય તે પણ હું લઈ લઉં તો મારા જેવો દુષ્ટ કોણ? આવા ત્હારા વિચારોને લીધે મ્હારું મન બહુ પ્રફુલ્લિત થાય છે. તું જેમ બને તેમ આજેથી વહેલો નીકળવાની તૈયારી રાખજે."

મોજું જેમ ઉછાળા મારે, ઉપર નીચે થાય; તેમ વિપિનને થવા માંડ્યું. "પિતા એકલા મુઝાયાં કરશે તે વખતે એમને આશ્વાસન કોણ આપશે? બા હોત તો આ સવાલ રહેત નહીં. ફરી એક વાર પિતાજીને પ્રાર્થના કરીશ. મને અહીં રાખશે તો રહીશ ને ઘેર રહી અભ્યાસ કરીશ." પિતાને પાછું પૂછ્યું અને તેમણે તેમનો દૃઢ નિશ્ચય જણાવી દીધો. વિપિન નીચી નજર રાખી ચાલતો થયો. "પિતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ મ્હારૂ કામ નથી; તેઓ કરતા હશે તે કંઈ વિચારીનેજ. પિતાજીની ઇચ્છા છે તો નૂતનપુર જવુંજ." નૂતનપુરનો વિચાર આવતાં કંઈક હર્ષ થયો. શિશિરના દર્શનનો લાભ મળવાનો તેમજ રહેવાનું પણ તેની સાથેજ થવાનું એ વિચારથી પિતાજીથી છુટાં પડવું પડશે તેથી થયલો શોક કંઈક કમી થયો. બાળકની પાસેથી તેને નુકસાન કરે એવું હોય તે ઝુંટવી લઈ તેને બીજુ રમકડું આપીએ અને તેને હર્ષ થાય તેમ વિપિનને થયું. વિપિન વયમાં બાળક નહોતો પણ વિચારમાં, બુદ્ધિમાં આ સમયે બાળક હતો કેમકે તેને અન્ય ઉપર પ્રેમ હતો. પ્રેમીને ઘડીકમાં હર્ષ થાય છે, ઘડીકમાં શોક થાય છે. નહિ જેવા બનાવોથી તે ધારી લે છે કે સાચું માણસ પોતાને ચહાય છે. ડુબતો માણસ તણખલું પકડે એવી તેની સ્થિતિ હોય છે. પ્રાકટ અને અનુભવી માણસ તેના હૃદયતરંગો જાણી, તેને ખુશ થતો દેખી દિલગીર થાય છે, દિલગીર થતો દેખી દયા લાવે છે. કદી મુખમાં હસે છે. વિપિનનો હર્ષ ઝાઝી વખત રહ્યો નહિ. પિતાના વિચાર પાછા આંખ આગળ આવવા મંડ્યા. "જે પિતાએ આટલું દુઃખ ભોગવ્યું, આટલી અડચણો વેઠી કુટુમ્બનું રક્ષણ કર્યું તે પિતાને આવી લાચાર સ્થિતિમાં એકલા મૂકી પુત્રને દૂર જઈ રહેવું એ કેવું અઘટિત? પિતાનું શરીર પણ દિવસે દિવસે સોસવાતું જાય છે અને એકલા પડશે તેથી આપત્તિ વેળા વધારે સોસવાશે. એક તરફ પિતાજીની આજ્ઞા છે કે મ્હારે નૂતનપુર જવું. પિતાની આજ્ઞા માનવી એ મ્હારો ધર્મ નથી?" પિતાને આવા સમયમાં મદદ કરવી એ શું મ્હારો ધર્મ નથી?"

વિપિન મૌન ધારણ કરી એક ખૂણામાં આવા વિચાર કરતો:

બેઠો હતો. તેને ચંદ્રરાવે પૂછ્યું "હજી, શા વિચારમાં છે? ત્હારે કંઈ કહેવાનું હોય તો ખુશીથી કહે".

વિપિને તેનું હૃદય ખોલી દીધું.

"મ્હારી કને રહેવાની તને વૃત્તિ થાય એ સ્વાભાવિક છે, પરંતુ હાલ તું નૂતનપુરજ જા. ત્હારી જરૂર હશે તો હું તને લખી જણાવીશ."

વિપિનને વધુ વિચાર કરવાનો હતો નહિ. પિતાની મરજી ઉઠાવવી એજ ધર્મ એમ માની તેણે તૈયારી કરવા માંડી.

બપોરના ત્રણેક વાગ્યા અને ચંદ્રરાવ અબદુલ રહેમાન સ્ટ્રીટ તરફ ગયો. લોકોની આવજા તે તરફ વધવા માંડી હતી. જમાવ વધારે થશે એમ જાણી ચંદ્રરાવે ભૈયાને બહાર પાટલીઓ ગોઠવવાનો હુકમ આપ્યો. ચંદ્રરાવ ઓટલાપર બેઠો હતો ને અંદરના ઓરડામાંથી એક નાનો ૭ વર્ષનો છોકરો ચંદ્રરાવ કને આવ્યો. ચંદ્રરાવે કપાળપર હાથ મૂક્યો. છોકરો તેની વયને લીધે અસ્પષ્ટ બોલતો હતો તેમાં તેની કોમના ઉચ્ચારોની સ્વાભાવિક અસ્પષ્ટતા વધારો કરતી હતી. ચંદ્રરાવની પાસે તે બેસી રહ્યો. થોડાજ દિવસપર પોતાના સગામાં શાદી તેણે જોઈ હતી ત્યાં પણ લોકો ભેગાં બહુ થયાં હતાં. પણ ત્યાં વાજાં વાગતાં હતાં અને આહીં બધું ચુપાચુપ કેમ છે એમ તેણે ચંદ્રરાવને પૂછ્યું. ચંદ્રરાવે નિશ્વાસ મૂક્યો, " અહો પ્રભુ, આ બાળકને હાલ બધું સમાન છે તેથી એ આપણા કરતાં સુખી છે. સુખની એને સમજણ નહીં હોય પણ એને ચિંતા કોઈ વાતની પણ નથી. આપણને ચિંતા છોડતી નથી ને તેથી આપણે સુખી નથી. વાજાં તો હવે જેમ બને તેમ ઓછાં વાગે તેમ કરવાજ મ્હારી મરજી છે. પ્રભુ! તું મને મદદ કર."

આવનારાઓનાં મોંપર શોક છવાઈ રહ્યો હતો. કેટલાકોના પૈસા ડુબવાથી, કેટલાકોને શેઠ સાથે બહુ સારો સંબંધ હતો તેથી, કેટલાકોને આ બન્ને કારણ મળવાથી, તેમનાં મોંપર દિલગીરી દેખાતી હતી. સૌ કોઈ એકજ કારણના અંગે ત્યાં આવ્યું નહોતું. કેટલાકો તેમના પૈસા સંબંધી શું થાય છે તે બાબત કંઈ ખબર મળે તો જાણવા આવ્યા હતા, કેટલાક ખરા મનથી આવ્યા હતા; કેટલાક વ્યવહારની રીતે આવ્યા હતા. મનુષ્ય પાસેથી કંઈ પણ જાતની આગ, ચોરી વગેરે આફતને લીધે લક્ષ્મી જાય ત્યારે તે રાંક બને છે પણ જ્યારે

કોઈને નાણું ધીર્યું હોય ને તે મળવા આશા ન હોય ત્યારે મનુષ્ય નિર્દય બને છે, તેના દેવાદાર પર ઘોડેસ્વાર થાય છે. મોટો લક્ષાધિપતિ પણ તેના માગતા એક હજાર રૂપીઆ, જે તે નહીં તો તેનો પુત્ર એક અડધા કલાકની રમતમાં ગમે ત્યાં મોજશોખમાં, ખાનપાનમાં વેડફી નાંખવાનો તે લેવાને માટે આવા સમયમાં એક નિરાધાર બાળક તથા વિધવા થયલી તેની માતા ઉપર થયલા કુદરતના કેરને મદદ કરવા ચૂકતો નથી. અન્ય પ્રસંગે, વેપારમાં ખોટ જતાં નસીબનો વાંક કાઢે છે, યાતો લક્ષ્મીને ચંચળ કહે છે, ને તે ચંચળ છે તેના પુરાવામાં આવા સમયમાં ન્યાયની અદાલતો તરફ તેને વેગ આપવા ધારે છે ને તેની ચંચળતામાં વધારો કરે છે. ન્યાયની અદાલતમાં ગમે તે કારણસર ન ફાવ્યો તો પ્રભુની અદાલતમાં ન્યાય મેળવવાની આશામાં દિવસ પસાર કરે છે.

અત્રે ભેગા થયલામાં એકલો ચંદ્રરાવ ખરેખરી સાધુ વૃત્તિવાળો હતો, શેઠને ખાતર પોતાનો પૈસો શેઠનું દેવું પતાવવામાં આપી દેવા તે રાજી હતો. ચંદ્રરાવ ત્રીસેક હજારનો આસામી હતો. એટલી રકમ શેઠ ને ત્યાં આવા સમયમાં બહુ ઉપયોગી થઈ પડે એમ હતું. કેટલાક લહેણદાર થોડુંઘણું મળે મન વાળી બેસવા તત્પર હતા, હિસાબ ધરમેળે પતેલો જોવા ઉત્સુક હતા પણ લહેણદારનો મોટો ભાગ વધારે સખ્ત ઇલાજ લેવા ચહાતો હતો. કોઈ જપ્તી બેસાડવા મથતા હતા. કોઈ તરતજ ફરિયાદ કરવા ધારતા હતા, તથા આપણું ન્યાયનું ત્રાજવું આપણા હાથમાં ન રાખતાં પારકાને આપી તે કહે તે સવાવીસ ગણવા તૈયાર હતા.

સર્વ મંડળ ઉઠ્યું અને લહેણદારનો મોટો ભાગ ચંદ્રરાવની આસપાસ વીંટાઈ વળ્યો.

ચંદ્રરાવે કહ્યું "શેઠજી, મ્હારે બધાનો હિસાબ તપાસવાનો છે. શેઠનું લહેણું તથા દેવું કેટલું છે, ક્યાં છે તે બાબતની નોંધ કરવાની છે. આજથી ચોથે દહાડે આપણે બધા ભેગા થઈશું અને એક નિશ્ચયપર આવીશું."

એકે કહ્યું "લહેણું હોય તે નિરાંતે તપાસજો પણ પહેલાં શેઠનું દેવું પતાવો, અમારો હિસાબ ચૂકવી આપો; પછી તમને ગમે તેમ કરજો." ભેગા થયલાઓમાંના ઘણાઓના મોંમાં આ શબ્દો હતા પણ કેટલાક શરમાશરમીને લીધે ઉચ્ચારતા નહોતા, એક જણે પડદો ખસેડ્યો અને બધા પાત્રોનું પોત જણાવા માંડ્યું. કાલાવાલા કરી પાઘડી

ઉનારી ચંદ્રરાવે તેમને વિનવ્યા, ત્યારે તેઓ કંઈક શાંત થયા. હિસાબ બાબત કાલ ને કાલ નક્કી કરવા તેઓએ ચંદ્રરાવને કહ્યું. ચંદ્રરાવે એ વાત કબૂલ રાખી ને લોકો વીખરાઈ ગયા. દુકાનના મહેતાઓને ચંદ્રરાવે બોલાવ્યા. તેમનો પગાર તે દિવસથી બંધ કરવામાં આવ્યો. માત્ર બેજ વિશ્વાસુ મહેતાઓને ચંદ્રરાવે રાખ્યા અને તેમણે વગર પગારે કામ કરવા માથે લીધું. પેલો પારસી મહેતો કે જેણે ચંદ્રરાવ સામે હુલ્લડ કરવા લોકોને સૂચવ્યું હતું તેણે આખા મહિનાનો પગાર માગ્યો. વળી નોકરીમાંથી દૂર કરવા બાબત તેને અગાઉથી 'નોટિસ' પણ પહોંચાડવામાં આવી નથી એમ તેણે કહ્યું. આ નિમકહરામના શબ્દો સાંભળી બધાનો મિજાજ હાથથી જતો રહ્યા ને ચંદ્રરાવ ત્યાં હોત નહીં તો સાલપામરી સાથે તેને મહેતાઓ વિદાય કરત. ચંદ્રરાવે તેમ કરતાં તેમને અટકાવ્યા, અને પેલા પારસીને તેની કોમના સારા માણસોનાં દૃષ્ટાંત આપી થોડાઘણાં વાગબાણ માર્યાં; પણ તેની કંઈ અસર થઈ નહીં. તેને રાજી રાખવા જરૂર હતી માટે ચંદ્રરાવે તેને એક મહિનાનો વધુ પગાર આપી, શેઠની પ્રતિ નિમકહલાલ રહેવા સૂચના આપી વિદાય કર્યો અને બીજા મહેતાઓને કહ્યું "ભાઇઓ બળી આના બે ભાગ" તેવું મેં કર્યું. તમે એના જેવા બળીઆ થવાની ઇચ્છા પણ કરશો નહિ, શેઠની લાયકાતથી તમે કોઈ અજાણ્યા નથી; તેને વાસ્તે મારે વિવેચન કરવા જરૂર નથી. નસીબમાં હશે તો ગમે ત્યાં તમારો જોગ થશે માટે પ્રભુપર ભરોસો રાખજો. મારા જેવાથી તમારે વાસ્તે કંઈ થઈ શકે એમ હોય તો કહેજો. તે હવેલી બંધાવશે અને તમારે ઝુંપડીમાં રહેવું પડશે એવું કંઈ થવાનું નથી. શેઠે પણ હવેલીઓ બંધાવી, આપણે એ હવેલીઓમાં કામ કીધું; પણ એ હવેલીઓ ન શેઠની રહી, ન આપણી થઈ. બાંધે છે કોઈ અને મહાલે છે બીજો. એના ભોક્તાના નસીબમાં હતું ત્યાં સુધી તેની કહેવાઈ, હવે એ બીજાની કહેવાશે. કોઈ રડયોખડયો શેઠનું નામ એની સાથે જોડશે ને કાળે કરી શેઠનું નામ પણ ભુસાઈ જશે, અને એક પૌરાણિક કથા માફક કોઈ જમાએ તે કહેવાશે."

રંગીલદાસે કહ્યું શું ત્યારે આ હવેલી ગીરો મૂકાયલી છે?" "હા ભાઈ આ હવેલી, વાલકેશ્વરપરમો બંગલો, પેલો માળો, મહાબળેશ્વરનો બંગલો, લાનોલીનો બંગલો, પુનાનો બંગલો, વગેરે બધું ગીરો મૂકાયલું છે." આ વાત જાણી મહેતાઓ એકએકની સામું જોવા મંડયા, આ વાતની કોઈને ખબર નહોતી. જે છાપરા તળે તેઓ બેસતા

હતા, હિસાબ ચૂકવતા હતા, ચોપડાઓની સિલક મેળવતા હતા ત્યાંનો કેટલો હિસાબ લખવાનો બાકી હતો તેની તેમને ખબર નહોતી. કેટલાકોએ ચંદ્રરાવને પોતાની મદદ લેવા કહ્યું, થોડાએકે પોતાનો થોડા દહાડાનો પગાર સ્વીકારવાની ના કહી. ચંદ્રરાવે તેમનો આભાર માની, 'કામ પડે બોલાવીશ' એમ કહી તેમને રજા આપી.

રાતોરાત બેસી હિસાબ તપાસાયા અને રૂપીઆ પચ્ચાસ લાખનું દેવું નીકળ્યું, લહેણું માત્ર પાંચ લાખનું હતું! ચંદ્રરાવ આ બીનાથી અજાણ્યો નહોતો, એટલે એના મનમાં ઝાઝો ધારકો પડ્યો નહિ, જેમને મીલ્કત લખી આપવામાં આવી હતી તેઓ જો તેટલેથી સંતોષ માની આગળ પગલાં ન લે તો દેવું પોણું ઓછું થઈ જાય એમ હતું, વળી થોડું ઘણું ઝવેરાત પણ ઘરમાંથી નીકળે એમ હતું, રાચરચીલું શેઠના ઘરમાં ઝાઝી કીંમતનું નહોતું. એ મળી ત્રણેક લાખ નાંખી દેતાં પણ ઉપજે એમ હતું. શેઠનાં વતનમાં પણ દોઢબે લાખની મીલ્કત નીકળશે એવી ચંદ્રરાવને ખબર હતી. રૂપીએ બાર આની પણ લહેણુ દારોને મળશે તો ઘણો ભાગ સચ્ચ રહેશે એમ ચંદ્રરાવ જાણતો હતો. તેની નાની મીલ્કત તે ખોટ પૂરી પાડવા તેણે શેઠની પોતાની હોય એમ ગણી લખી.

બીજે દહાડે બધા એકઠા થયા ને ચંદ્રરાવે હિસાબ બધાની આગળ મૂક્યો. કેટલાક કોર્ટોના ધકાથી કંટાળીને, કેટલાક વકીલને ત્યાંની ફી ભરતાં કુચો નીકળી જાય તેથી, કેટલાક કોર્ટનો ચુકાદો કેવો આવશે તેના સંશયને લીધે, તો કેટલાક સંતોષને લીધે બાર આની પતાવવા કબૂલ થયા, માત્ર હુકમતરાય કે જે શેઠનો મિત્ર થવાનું ડોળ ઘાલતો હતો, 'લિક્વિડેશન'માં ગયલી મિલનો ડિરેક્ટર હતો, શેઠ જોડે ગાડીઘોડામાં ફરતો, એના મનમાં આ વાત ઉતરી નહીં. કોર્ટમાં તેનો ન્યાય ચુકવાય એવી ઇચ્છા હતી. લેવું તો પૂરેપૂરું જ લેવું એવી તેની મરજી હતી. ચંદ્રરાવ તથા બીજા લહેણદારોએ તેને ઘણું સમજાવ્યો પણ એકનો બે થયો નહીં. એક જણ ખુણામાં બેઠો બેઠો આ વાત સાંભળતો હતો. બધા જ્યારે હુકમતરાયને સમજાવવા અશક્તિમાન થયા ત્યારે તે બોલી ઉઠ્યો. "અમે બધા એક થઈ જઈ, જે નાણું હાથમાં આવશે તેનો ભાગ સરખી રીતે જાતેજ કરી લઈ, અમારો ન્યાય અમારી મેળે કરવાના; અને તું જો આજે અમારી જોડે રહેવા હા નહી કહે અને કોર્ટે ચઢશે તો પછી ગમે તેમ થાય પણ અમારા મંડળમાં તને દાખલ નહીં કરીએ, સંથે

એટલું પણ યાદ રાખજે કે.... મિલ લિક્વિડેશનમાં ગઈ છે તેમાં તું શેઠ સાથે ડિરેક્ટર છે. શેઠ સાથેનો તારો સંબંધ તો છૂટી જાય છે તો પછી પણ શેઠનો મિલ સાથેનો સંબંધ છૂટી જવાથી મિલ બાબત લોકો હવે કોઈ પૂછી શકે એમ નથી. તને કેટલો ફળશે, હાડકું તે અમારા હાથમાં છે.”

વાર્યું ન કરે તે હાર્યું કરે. હુકમતરાયને ઉપલું વાક્ય સાંભળી મોટો ધાસ્કો પડ્યો, મિલનું નામ સાંભળી તેના હોંજા ગગડી ગયા. જે માણસ આ વાક્ય બોલ્યો હતો તેની પાસે મિલના શેર ઘણા હતા. બાંધી મુદત માટે 'ડિપોઝિટ' પણ સારા હતા. શેરના ભાગીદારોનું, મિલ લિક્વિડેશનમાં ગઈ એટલે વધારે વળે એમ તો નહોતું. પણ તેમાંનો કોઈ કંઈ પણ બહાને ડિરેક્ટરને હેરાન કરવા માગે તો થઈ શકે એમ હતું, હુકમતરાયને બીજી મિલો જોડે પણ સંબંધ હતો, એટલે તે મિલોના શેરોને પણ ઉંચા લઈ જવા કે નીચે બેસાડવા તે માણસમાં બેઠેલા ધનાઢ્ય વેપારીના હાથમાં હતું. તેથી વધારે ગડબડ ન કરતાં હુકમતરાયે બાર આની લઈ સંતોષ માનવા કબૂલ્યું.

આ પ્રમાણે લહેણદાર જોડે પતાવટ કરી ચંદ્રરાવ નિરાંતે બેઠા નહીં. શેઠનાં કુટુંબનું શું કરવું એ મોટો સવાલ હતો. મુંબાઈમાં રહી તેઓ તેમનો નિર્વાહ ચલાવી શકે એ અશક્ય હતું. મુડી પણ કેટલી રહેશે તે સમજાતું નહોતું. શેઠાણીનું પોતાનું સ્ત્રીધન કંઈ હતું નહિ. હિંદુઓનાં જૂનાં ધોરણને, આચારવિચારને ભલે જંગલી કહો કે બિન સમજવાળા કહો પણ લગ્ન પ્રસંગે કન્યાને ઉચ્ચ જ્ઞાતિઓમાં અપાતું પલ્લું, એ કેટલીક વખતે કેવું ઉપયોગી અને વહાલું થઈ પડે છે તેનો ખ્યાલ ઘણાઓને હશેજ. હિંદુઓએ પલ્લાપર સ્ત્રીની હયાતિમાં કોઈનો હક્ક ગણ્યો નથી; તે મરજી માફક તેનો ઉપયોગ કરી શકે-ગમે તેને આપી શકે. તેના મૃત્યુ પછી પણ તેના બાળકનો તેનાપર પ્રથમ હક્ક છે. બાળક ન હોય તોજ બીજો કોઈ તેનાપર હક્ક ચલાવી શકે. પિતા હોય નહિ ને પુત્ર માતાથી વિરુદ્ધ ચાલે તો માતા પોતાનો નિર્વાહ સ્વતંત્રતાથી ચલાવી શકે, અને તેના મૃત્યુ પછી તેની ચાકરી ઉઠાવનારને તે ધન આપી જાય તો પુત્રનું કંઈ ચાલે નહીં. એ પલ્લાંના પ્રતાપે માતા પુત્રને કેળવણી આપી શકે છે, ઓશિઆળો અવતાર ભોગવતી નથી, તેનું આપ્તમંડળ પણ તેની પાસે કંઈ પણ સંચય હોય અને પુત્રાદિ ન હોય તો તિરસ્કારની નજરથી જોતું નથી તથા પ્રસંગ આવે

તેમ બનતી મદદ આપે છે. પુત્ર હોય તો તેને યથાશક્તિ કેળવણી અપાઈ રહ્યા પછી તેના લગ્નમાં તે ધનનો ઉપયોગ થઈ શકે છે. પરંતુ શેઠની કોમમાં કંઈ પણ એવું સાધન હતું નહીં તેથી ચંદ્રરાવને આ કુટુમ્બનાં ભરણપોષણ બાબત ભારી વિટંબણા પડી. ઘરની એક પણ વસ્તુ એવી હતી નહિ કે જેનાપર લહેણદાર પોતાનો હક્ક ન લાવી શકે, જેમ બને તેમ ઝડપથી હિસાબ ચૂકવવા તેની મરજી હતી. રાત પડવા આવી ને ચંદ્રરાવ ઘેર ગયો.

વિપિન, પિતાની આજ્ઞાનુસાર તૈયાર થઈ ગયો હતો ને બીજે દહાડે સવારની આઠની ગાડીમાં નૂતનપુર જવાનો હતો. આખા દહાડાના પરિશ્રમથી ચંદ્રરાવને ઉંઘ આવી ગઈ અને સૂર્યોદય પહેલાં તે ઉઠયો.

સવારની ગાડીમાં જવું, પિતાથી છુટા પડવું, ઇચ્છિત વસ્તુનો મેળાપ, આ ત્રણ સંજોગોને લીધે વિપિનની ઉંઘ જોઈએ એવી નહોતી. ગાડી રખેને ચૂકી જવાશે એ વિચારથી તે પાંચ વાગે ઉઠયો; પણ ઘડીઆળમાં જોઇ પાછો પથારીમાં પડયો. તેના પિતા ઉઠયા એટલે તે પણ બેઠો થઈ ગયો. સવારનો વખત ઝટ પસાર થઈ ગયો. વિપિન સ્ટેશનપર જવાને તૈયાર થયો. જતાં જતાં પિતાને પ્રણામ કર્યા અને પિતાએ આશિષ દીધી.

"પિતાજી, હું જા..." એટલું બોલતાં બોલતાં ગળગળો થઈ ગયો-રડી પડયો.

ચંદ્રરાવનું હૃદય પણ ભરાઈ આવ્યું. પુત્ર, પુત્રી તથા મિત્ર સિવાય તેનું દુનિયામાં કોઈ હતું નહિ. પુત્ર એકલોજ તેની પાસે રહી શકે એમ હતું. તે પુત્રને પોતાનાથી દૂર કરવો એ વિચાર હૃદયને બહુ સાલ્યો. તેને કંઈ પણ વારસો અપાઈ શકાયો નહિ, એ વિચારથી એને ઝાઝું લાગતું નહોતું. હકૂમતરાય જેવાના ઘરસંસાર મુંબાઇમાં ઘણે ઠેકાણે તેણે જોયા હતા. શેઠીઆઓના પુત્રો સોમાં વીસ સન્માર્ગે જતા તેણે જોયા હતા. વળી વિપિનની બુદ્ધિની પરીક્ષા, તેને દુઃખ નહિ પડે ત્યાં સુધી બરાબર થઈ શકશે નહિ એવું તેના મનમાં હતું. જો કે આ પ્રસંગ આવ્યો ન હત-વધારે ઉત્તમ રીતે એના ધનનો ઉપયોગ થવાનો ન હત-તો એ ધન ભિખારીઓને આપી વિપિનને રખડતો કરવા તથા બુદ્ધિની પરીક્ષા લેવા તેનો વિચાર નહોતો.

"વિપિન, નૂતનપુર સુખેથી જા. પત્ર લખતો રહેજે કામને લીધે હું મોડો ઉત્તર આપું તોપણ તું લખજે. ગભરાતો ના. ત્હારી જરૂર હશે ત્યારે તને તેડાવીશ. સત્ય અને નિડરતાથી વર્તન ચલાવજે. બિરિજની સલાહ જરૂર પડે લેતો રહેજે, પ્રભુ સૌ સારૂંજ કરશે."

"તમે કહો છો તે માથે ચઢાવીશ" એમ કહેવા જતો હોય, મનમાં છે પણ મોંએથી બોલાતું ન હોય, એવું વિપિનની મુખમુદ્રાપરથી જણાયું. પાછાં પિતાને પ્રણામ કર્યો અને ચંદ્ર અને વિપિન છુટા પડયા.

---

## પ્રકરણ ૨૧

---

### બિરિજચંદનો શોક.

"એકજ આજ્ઞા, એકજ દ્દષ્ટિ,
એકજ ભક્તિ, સર્વ સ્થળે,
રાજયોગી રચી ચલી ગયા; પણ
દઇ છબી પાછળ રવડે." (ગોવર્ધનરામ.)

બિરિજચંદને દિવાન થયાને દોઢેક માસ થઈ ગયો છે. તેનું કુટુંબ મોટું હતું. વળી વતનમાં તેની મોટી નીમણૂક એટલે આઘા પાછાના પણ તેને પોતાના સગામાંજ ગણતા. બિરિજચંદ આ બધાને સારી રીતે ઓળખતો છતાં તેમને તથા ન્યાતીલાઓને જેમ બને તેમ ખુશ રાખતો. તે જાણતો હતો કે ન્યાતની ઈર્ષ્યામાં ઓછા આવીએ તેમ સારૂં. વ્યાવહારિક બાબતોમાં બધાને ખુશ રાખનાર રાજ્યદ્દારી બાબતોમાં પોતાનાને દૂર રાખતો. રાજ્ય બહાર પોતાનો વગ હોય તો તેનો લાભ આપવા ચૂકતો નહિ. ભણેલાઓને રાજ્યમાં દાખલ કરતાં અચકાતો નહિ. સાધારણ બેપાંચ ચોપડી ભણેલાઓને રાજ્યમાં ન દાખલ કરવાનું તેને બીજું પણ એક કારણ હતું. તેની પાસે વગ લાવનારને એ કારણ પોતે કહી દેતો. "હું સારા હોદ્દાપર છું અને તેથી બધાને રાજ્યમાં નોકરી અપાવું તો કોઈને, તેમાં ખાસ કરી મ્હારાં સગાંઓને, ઉંચી કેળવણી મેળવવા દરકાર નહિ રહે, બાળકોમાં આળસની વૃદ્ધિ થાય અને 'નોકરી તો મળશેજ' એ આશાથી તેઓ અભ્યાસમાં ધ્યાન નહિ રાખે." ડાહ્યા માણસોને તો તેના આવા વિચારથી સંતોષ થતો અને ઝાઝી સીફારસ તેની પાસે આવતી નહિ.

તેના કારભારમાં કંઈ પણ જાતની ખામી હતી નહિ. પ્રજાનું સારી રીતે રક્ષણ કરતો. રાજા પ્રજા બન્નેને ખુશ રાખતો. બન્નેની તેના પર મહેરબાની હતી. સુજનસિંહ મહારાજને કોઈવાર વિનોદની વખતે તે કહેતો કે એક અંગ્રેજી કવિએ લખ્યું છે કે રાજાને નિરાંત નહિ એટલે કે તે રાજા હોવા છતાં, તેની તહેનાતમાં માણસો ઉભરાતા છતાં તે દુઃખી હોય છે. આપણા આગળના સંસ્કૃત લેખકો પણ એમજ લખી ગયા છે. મ્હારા વિચાર પ્રમાણે રાજા કરતાં દિવાન વધારે દુઃખી. તેની સ્થિતિ એક સ્ત્રીને બે ધણી હોય તેના જેવી છે. તેને બન્નેને રાજી રાખવાના અને એતો નક્કીજ કે એક ખેંચે ગામ ભણી ત્યારે બીજું તાણે સીમ ભણી. એમાંથી કોઈના મન ઉંચાં થાય તો તેમાં તેનો દમ નીકળી જાય. બન્ને તેમના હક્ક વાસ્તે દિવાનને જોખમદાર ગણે. એક મ્યાનમાં દિવાને બે તલવાર રાખવી. એમાંથી એકપર જરા વધારે ભાર પહોંચે તો તલવાર ઉડીને દિવાનનું કાટલુંજ કરે. સુજન-સિંહ આના જવાબમાં એટલુંજ કહેતા કે દુઃખી કોણ એ સમજવું સહેલ નથી. સૌ પોતાને દુઃખીજ ગણે છે. જે સ્થિતિમાં માણસ હોય તેથી બીજી સ્થિતિ તેને વધારે સારી દેખાય છે. એજ સ્થિતિમાં એને મૂક્યો હોય તો તેને વધારે દુઃખી ગણવા તૈયાર થાય છે. રાજાને પણ એક મ્યાનમાં બે તલવારજ સમાવવાની. એક રાજ્યસત્તા અને બીજી તેની પ્રજા. એ સત્તામાં ઘટાડો ન થવો જોઈએ અને એ વધારવા જતાં, પોતાને તેને તાબામાં રાખતાં ભારરૂપ તેમજ પ્રજાને તે વધારવા પહેલાં યા પછી કર રૂપી બોજાને લીધે કંટકરૂપ ન થવી જોઈએ. એ વધારવા જતાં કંઈ વિપરીત થયું, તેમાંથી કંઈ ઓછું થયું, તો પેઢી દર પેઢી એ વાત ભૂલાવાની નહિ અને તેને માથે કાળી ટીલી ચોંટવાની. સાર એટલોજ કે પોતાનું કર્ત્તવ્ય સમજી તેજ પ્રમાણે ચાલી જે માણસ સત્યને વળગી રહી પ્રભુ સિવાય કોઈનો ડર ન રાખતાં. પોતાનું કામ કર્યો જાય છે, તેમાં મચ્યો રહે છે, સંતોષ માને છે, તેજ સુખી.

મિ. રિજ્યચંદ્રની આવી જાહોજલાલીના વખતમાં વિપિન પણ મુંબાઈથી અહીં આવી પહોંચ્યો છે. તેને આવ્યાને થોડાક દિવસ થયા છે. ગામમાં ઠેકઠેકાણે લગ્નની ધામધુમ ચાલી રહી છે. મિ. રિજ્યચંદ્રને ત્યાં પણ આ વર્ષે તેની પુત્રીનાં લગ્ન કરવા વિચાર હતો પણ તે હાલ મોડું વળાયું હતું. ગામમાં બીજે બધે આનંદ વર્તી રહ્યો છે. થોડી થોડી વારે વાજાં, ત્રાંસાં વગેરેના અવાજ સંભળાય છે. એટલામાં થયાં તે થયાં અને બાળકોનાં ત્યાં લગ્ન મોકુફ અટક્યાં. કેટલાકને

ત્યાં તો માત્ર બે ત્રણ દિવસ પછીજ મુહૂર્ત હતું. મંડપો બંધાઈ ચૂકયા હતા, કેટલાક શરૂ થયા હતા, ખાવાપીવાની તૈયારીઓ કરી મૂકવામાં આવી હતી અને એકદમ તેમાં વિક્ષેપ આવ્યો. સુજનસિંહ મહારાજની તબીઅત થોડોક વખત થયાં બીમાર ચાલ્યાં કરતી હતી. નાની નહિ જેવી બીમારીને તો મહારાજ લેખવતાજ નહિ. માથેરાન જવાનો પોતે વિચાર કરેલો અને તે અમલમાં મૂકેલો તેનું આજ કારણ હતું. ડાક્ટરોએ તેમને દવા લેવા સૂચના કરેલી પરંતુ બહાર કંઈ રોગ જણાતો નહતો એટલે તેમ કરવા તેઓ રાજી નહોતા અને હવા ફેરફાર કરવાથી ઠીક થશે એમ ધારી માથેરાન ગયેલા. અંદરનો રોગ ધીરેધીરે બહાર જણાવવા માંડયો અને મહારાજ ખાટલાવશ થયા. મંદવાડ ઝાઝો ભોગવ્યો નહિ અને સુજનસિંહ મહારાજે દેહ મૂકયો. આખા ગામમાં શોક ફેલાઇ ગયો, સમસ્ત પ્રજા ગમગીનીમાં પડી. સૌને ઘેર લગ્ન અટકયાં. શોક પાળવાને જાહેરનામા ચોઢવાની જરૂર ના પડી. લોકોની તોરાવાળી પાઘડીઓની જગ્યા સફેદ અને સાદા ફેંટાએ લીધી, બાળકો તેમની કસબી યા કસબ વગરની રંગીન ટોપી ઉપર ધોળો રૂમાલ વીંટાળી ફરતા દેખાયા. ગામમાં જ્યાંત્યાં એકની એકજ વાત ચાલી. ઘણાઓ વાત કરતા ગળગળા થઈ જતા. બિરિજચંદ્રનાં તો સોએ વહાણ ડુબી ગયાં હતાં. મહારાજાની શાંતતા, ગંભીરતા, દક્ષતા, સમાનતા, નિપુણતા, કુશળતા, રાજ્યચિકિત્સાનાં અનેક દૃષ્ટાંત તેની આંખ આગળ આવતાં, મસ્તકને ભમાવતાં, હૃદયને ચીરતાં.

જરાક વારમાં મહેલ આગળ લોકોની જબરી ઠઠ ભરાઈ ગઈ અસંખ્ય લોકો ત્યાં ઉભરાવા માંડયા. સુજનસિંહ મહારાજને પાલખીમાં પધરાવ્યા અને રાજ્યના શિરસ્તા મુજબ ઘોડેસ્વારની ટુકડીઓ, પાયદળ વગેરે આગળ ચાલવા માંડયું. રાજ્યમાં દશેરાની સવારી નીકળતી ને જે લશ્કર જતું તે આજ. દરેક સિપાઈનો પોશાક પણ તેનો તેજ. એ જોઈ બારીએથી સ્ત્રીઓ આજે રોદન કરતી હતી. પુરુષવર્ગ ઘરમાં હતોજ નહિ, પાલખીની પાછળ શોકાતુર અને ફીકા મોંએ ચાલતો હતો અને મોટો ભાગ બાળકની માફક રોતો હતો. આહા! શો ફેર! શું ફેરફાર! કેવો ચમત્કાર!

સિપાઈઓએ હમેશની માફક માત્ર પોતાના હથિયાર ઝાલ્યાં નહોતાં, તેમનો ચહેરો પણ લેવાઈ ગયો હતો, એકેએક રડતો હતો. ક્યાં તેમની લશ્કરી વાજાંની ટુકડીના રણશિંગડાનો જયનાદ અને

ક્યાં આજનો હૃદયને ભેદી નાંખે એવો, મનને પાણીની માફક પિગળાવે એવો તેનો શોકનાદ. આવો વાજાંનો હૃદયભેદક અવાજ, જડ અને ચૈતન્ય દરેક વસ્તુપર અસર કરતો હતો. બિરિજચંદ્રથી આ અવાજ વધારે વાર સંખાયો નહિ. બીજાઓથી પણ ખમાતો નહોતો તે એ સમજી ગયો. યુવરાજની આજ્ઞા લઈ તેમાં કંઇક ફેરફાર કરાવ્યો. વિપિનને આ બહુ વિચિત્ર લાગ્યું. મુંબાઇના અનુભવ આગળ આ કંઈ ઓરજ દેખાયું. ત્યાં કોઈનું જરા મોટા માણસનું–પૈસાદાર યા ઓદ્ધેદારનું મરણ થયું હોય અને ગમે તેવો હોય પણ થોડાઘણા મળી શોક જાહેર કરે, વર્તમાનપત્રમાં રિપોર્ટ મોકલે. મળ્યા હોય પચ્ચીસ અને કહેવાય ગંજાવર જાહેર સભા. કોઈને માન આપવું હોય તો ચાર પાંચ તેનાજ ઘરમાં મળી નક્કી કરે, પછી જાહેર ખબર અપાય, જરૂર પડે ઉઘરાણું થાય અને તેમાં સૌથી વધુ ફાળો જેને માન આપવાનું હોય તેનો ના હોય તો મોટું નસીબ. માનપત્ર તેની દેખરેખ નીચે તૈયાર થાય, શબ્દરચના તેની મરજી મુજબ ગોઠવાય. આ બન્ને બાબતોના દાખલા કેટલીકવાર તેણે મુંબાઇમાં જોયલા. નૂતનપુરમાં ન મળી સભા, ન અપાયાં ભાષણ, નહોતો રાજ્ય તરફથી હુકમ, છતાં પ્રજાએ પોતાનો ધંધો રોજગાર મૂકી, દુકાનો બંધ કરી, વગર પૂછે, વગર કહે શોક દર્શાવ્યો.

"આનું નામ ખરો શોક બાકી વ્યવહારની રીતિથી ખાલી જણાવવાને, બીજાને મનાવવાને પળાતો શોક નહિ પણ શોખ યા ફારસ," વિપિન મનમાં બોલ્યો.

સુજનસિંહને એક પુત્ર હતો એટલે રાજ્યગાદી બાબત કંઈ તકરાર થવાનું કારણ નહોતું. પોલિટિકલ એજન્ટે સરકારમાં લખ્યું અને ત્યાંથી રજા આવી. વિપિન આ રજા આવવાની વાત સાંભળી અકળાયો અને બોલ્યો. "શું આપણને સ્વતંત્રતા એટલી પણ આપણા રજવાડાઓને નહિ ? આપણી મિલકતનો વારસ આપણે નીમી શકીએ અને રાજાને તેટલો પણ હક્ક નહિ ત્યારે એ રાજા નામનોજ. એક સાધારણ માણસને જે હક્ક છે તે એને શા વાસ્તે મળવો ન જોઈએ ? રાજ્યનો વારસ કોઈ ના હોય અથવા કંઈ તકરારનું કારણ હોય તોતો એમના ઈન્સાફ વગર આપણું ગાડું ગબડેજ નહિ. પણ ખરો વારસ હોય તેની રાજ્ય પદ્ધતિ બાબત સૌ કોઇ સમજ્યું હોય તો કંઈ પણ કારણ મળ્યા વગર તેને રાજ્યગાદી આપતાં પહેલા રજા મંગાવવાનું કારણ શું ?"

"ભાઈ, એતો બધું 'ફૉરમલ'. સંધિના કોલકરાર પ્રમાણે થાય. બાકી એઓ કયાં ના કહેવા માગે છે, કે તેમને રાજ્ય સોંપવા ના કહે છે."

"તે બધું મને માલૂમ છે, આપણે પણ મરજીમાં આવે ત્યા બધુંએ 'ફૉરમલ' ગણી લઈશું. મનને ગમ્યું તે ખરૂં બાકી બધું 'ફૉરમલ'."

મિત્રમને બીજા વિષયપર વાત છેડી.

"વિપિનભાઈ, એક બાબતમાં મ્હારે તમારી સલ્લાહ લેવી છે. તમારી પાસેથીજ મેં કંઈક પહેલેથી જાણ્યું હતું. તમને હરકત ન હોય તો કહું."

"ખુશીથી કહો. મને જે સુઝશે તે કહીશ."

"હુકૂમતરાયના સંબંધમાં કંઈ વાતચિત આપણને થયલી તેનો ચિતાર બરાબર હું જોઉં છું. હાલ તો હું પૈસેટકે સુખી છું પણ નહીંતર મ્હારો સંસાર કેમ ચાલતે તે હું સમજી શકતો નથી. મ્હારી જોડે વા અન્ય જોડે વાતચિતમાં 'ફેશન'નીજ વાત છેડે છે, અંગ્રેજી અભ્યાસનો તોર બતાવે છે."

"ચંપક અને ચાતુરિકામાં જરા ફેર છે. નાની છેક, હજી ઉદ્ધત થઈ નથી. એને અચારથી રસ્તાપર લાવશો તો આવશે. સંભાળવાનું, એટલુંજ કે સમજાવીને કામ લેવું, જીદ ન કરવી. એ એની મેળે આપણાફપી થાય એમ કરવું. બહુ ઉતાવળા થવું નહિ. એકવાર વિપરીતતા જણાઈ તો બીજીવાર તેમ ન થાય તે વાસ્તે ઉપાય કરી મૂકવો. હજી સુધરી શકે એમ છે. ટીપે ટીપે સરોવર ભરાય."

"બધું તો ખરૂં પણ મને આ એના વાળ હોળવાની રીત જરા પણ પસંદ નથી પડતી. જરા વાંકું હોળતી હોય, યા ઉંચે લેતી હોય તોતો ખેર. આપણાંમાંના કેટલાક એમની માફક સેંથી પાડતા થયા ત્યારે એમણે આપણો માર્ગ પસંદ કર્યો. પરંતુ આ તો મુંબાઇની કેટલીક પારસણોની માફક મોટો જથો કપાળ આગળ રાખે છે, તેને ઢાંકે છે, જાણે મોટી એક ઘટા. મને તો આનું નામ શું આપવું તે પણ સુઝતું નથી. નર્યું વાનર જેવુંજ લાગે છે."

વિપિનને હસવું આવ્યું. ભાઇ, એ તો વીસમી સદીની શોધ પછી નરની કે વાનરની. સાહિત્ય વગેરેમાં આગળ વધતા હોય, વિજ્ઞાનમાં શોધ કરતા હોય અને જેમ મોટાઈ માનવામાં આવે તેમ આમાં પણ ગણાય છે. કદાચ આને પણ વિજ્ઞાનનો એક ભાગજ ગણના

હશે. એમને ત્યાં એક શીરીનબાઈ આવે છે તેમની પાસેથી ચાતુરિકા શીખી હશે, હાલ કંઈ કહેશો નહિ, લાગ આવે સોકડી મરાશે."

આણી તરફ સુજનસિંહના પુત્રના હાથમાં રાજ્યકારભાર સોંપાયો રાજ્યમાં તે દિવસે બહુ ધામધુમ થઈ. ઘેરઘેર મહોત્સવ પળાયો. બારીએ, ઓટલાપર, ઘરમાં, જાહેર રસ્તાપર બધે રોશની થઈ. સૌથી વધારે ઠાઠ રાજ્યમહેલમાં કરવામાં આવ્યો હતો. આવા આનંદના પ્રસંગમાં પણ કેટલીક જગ્યાએ શોકની છાપ થોડી ઘણી, નહિ જેવી રહી હતી. અધિકારી મંડળને કુંવરનો રાજ્યપુત્ર તરીકે અનુભવ હતો, સુજનસિંહ મહારાજ જેવો તે નીકળશે કે કેમ તે બાબત શંકા નહોતી પણ ચિંતા હતી. મિહિરજિચંદના મોંપર ઉદાસી દેખાઈ આવતી હતી, તે ઢાંકવા એનો પ્રબલ જારીજ હતો અને કંઈક અંશે તેમ કરવા શક્તિમાન્ થયો હતો.

રાજ્યકુંવરને પણ પિતાને માટે બહુ માન હતું એટલે તેને પણ જોઈએ તેવો હર્ષ આજે નહોતો થતો. સવારે આઠ વાગે રાજ્યાભિષેકનું મુહૂર્ત હતું. રાજ્યાભિષેક થયો. એકવીસ તોપ છોડવામાં આવી. નિશાળોમાં બરફી વેંચાઈ, ગરીબોને દાન અપાયાં, કેટલાક કેદીઓને મુકત કરવામાં આવ્યા, રાતે આતસબાજી ફોડવામાં આવી અને બધે આનંદ આનંદ વર્તી રહ્યો.

આ પ્રમાણે સુજનસિંહનો કુંવર મનોજકુમાર નૂતનપુરના રાજ્યાસનપર બેઠો. તેના કારભારનું દિગ્દર્શન કરવા વાંચનાર, થોડો સમય વીતી જવા દે, અનુભવ લેવા દે અને મિત્રમનના ખાનગી ઓરડામાં વિપિન સાથે તું પ્રવેશ કર.

મિત્રમન—"તમે ઠીક વખતે આવી પહોંચ્યા."

"લો, એ તો તમારાજ વિચારના છે. મ્હારા ભાઈ જોડે દરરોજ વિનોદમાં ઉતરતા" ચાતુરિકાએ કહ્યું.

વિપિન—ત્હારી ઇચ્છા હોય તો હું ચાલ્યો જાઉં.

"ના ના, બેસો."

"પણ ઠીક ત્યારે, વિપિનભાઈ અને ત્હારા ભાઈને વિનોદ થતો તેમાં મ્હાત કોણ થતું ?"

'ઘણું ખરૂં મ્હારો ભાઈ, કેટલીકવાર કબૂલ કરતો, કોઇકવાર જવાબ ના દેતો."

"એ બધું એકનું એક, પણ તું તો મ્હારા ભાઈ કરતાં પણ સવાઈ હશે. બાકી હમણાં તો તું એમ કહેતી હતી કે મ્હારા ભાઈ હોય તો તે તમને જવાબ દે."

ચાતુરિકા તરફથી જવાબ ન મળ્યો.

"તમે બે જણા સમશ્યામાં વાતો કરો છો, વચ્ચેવચ્ચે મને સંબોધો છો, તો કહો તો ખરાં શી વાત ચાલે છે," વિપિને પૂછ્યું.

મિત્રમન—"ભાઇ, એ તો હાલની 'ફેશન'ની વાત ચાલે છે."

વિપિન—"છીએ તેના કરતાં વધારે દરિદ્ર થવાની નિશાની. પૈસાદારનું જોઇ ગરીબ પણ શીખ્યા છે."

ચાતુરિકા—"હું ક્યાં કહું છું કે બધાએ તેમ કરવું. જેની પાસે સાધન હોય તે કરે."

વિપિન—"લોકોને કહેવું પડતું નથી, તે તો બીજાનું જોઈ જાતે અનુકરણ કરે. ચાતુરિકા, સભાકાકીને તો તેં જોયાં હશે, એને વાસ્તે ત્હારો શો અભિપ્રાય છે?"

ચાતુરિકા—"મને તો આ એનો ખટરાગ આ ઉમ્મરે ગમતોજ નથી. એમને તે આમ હોળવું શું, આમ પહેરવું શું? છે પણ રૂપનો ભંડાર."

વિપિન—"તું એને મોટી ઉમ્મરની ગણતી હશે પણ એના મનમાં એમ હોય ત્યારે કેની? રૂપમાં તો એ પોતાને રંભા જેવાંજ ગણતાં હશે."

ચાતુરિકાને કાકીનું રૂપ યાદ આવવાથી તથા તેનાં વખાણ વિપિનને મોંએ સાંભળવાથી પેટ પકડી હસવું આવ્યું. "વિપિનભાઈ, કાકીને છોકરી હોત તો જરૂર તમારે વાસ્તે હું માગું કરતે. તેને વાસ્તે તમને આવો ઉંચો અભિપ્રાય હશે તે તો મેં આજેજ જાણ્યું. બાકી આ એમનું રૂપ, એમના માથાપરના વાળની ઘટા, તે હોળવાની એમની રીત જોઈ મને તો કાળા મોંના વાંદરા જેવું લાગે છે."

વિપિન જવાબ દેતાં અચકાયો. મિત્રમન જે આટલી વાર મૂંગો બેઠો હતો તેનાથી રહેવાયું નહિ તે બોલી ઉઠયો, "ને આ બધા સફેદ મોંના."

વિપિન—"ગમે તેમ પણ લાલ મોંના વાંદરા કરતાં સારા. તે તો જે વસ્તુ જોય તેપર ઝડપ મારે, ગમે તે રીતે તેની પાસેથી પડાવી

લે, ખાધે પીધે ધરાયજ નહિ, તેમનું પેટ ભરાયજ નહિ. ચાતુરિકા તહારી પ્રશંસા તો તેં આડકતરી રીતે ઠીક કરી. દેખાવમાં સારૂં હોય તે આમ પહેરે, હોળે એ આ ત્હારી વાતનું પરિણામ. ત્યારે પાપ બિચારાં કુદરતે જેને કદરૂપાં બનાવ્યા હોય તેણે કરેલાં. ખરૂં જોતાં ગમે તેમ કરી સારાં દેખાવાની જરૂર તો એમને રહે. એક હબસણ પણ પોતાને તો રૂપનો ભંડાર ગણે છે. એક હક્ક એક સ્ત્રીને મળે અને બીજીને ન આપવામાં આવે તો ઈર્ષાનું મૂળ તેવું નંખાય? બહેન આ બહારના ડોળદમામથી એકલું રાચવાનું નથી માટે એ તો જેમ હદમાં હોય તેમ સારૂં."

ચાતુરિકા વધુ બોલી નહિ. તેને અંદરથી તેડું આવ્યું ને તે ચાલી ગઈ.

ચાતુરિકામાં સાધારણ રૂપ હતું. સ્વભાવે તે ગરીબ હતી. કોઈ પણ કંઈ ઝાઝું કહે તો તરતજ રોઈ દેતી. તેના ગયા પછી વિપિને મિત્રમનને કહ્યું,

"ઉતાવળે આંબા પાકે નહિ. આજની વાતચિતથી શી અસર થાય છે તે જોવાનું છે."

ચાતુરિકા અત્રે આવી ત્યારથીજ તેમાં સહેજસાજ ફેરફાર થયો હતો. આવા આવા પ્રસંગો, આવી વાતચિત તેમાં વધારો કરતી હતી. એકજ બિના તેના કારણરૂપ નહોતું. તે નવી જગ્યામાં આવી હતી, નવા મંડળની તેને સંગત હતી. મુંબાઇ અને નૂતનપુરના હવાપાણીમાં ઘણો ફેર હતો. હુકૂમતરાય તથા બિરિજચંદના ઘરનું શિક્ષણ જુદી તરેહનું હતું. મુદ્રિકા તથા શિશિર બન્નેને પાઠપૂજા સમજીને કરતાં જોઈ, જ્ઞાન મેળવવાની ઇચ્છાથી તેનો સંસ્કૃતપર રુચિ થઈ હતી. નાનાં સ્તોત્ર તેણે મોંએ કર્યાં હતાં. તેનો અર્થ ન સમજતી તો પતિને કે નણંદને પૂછતી. દિવાનનું ઘર એટલે પૂજાના ઠાઠમાં તો ખામીજ શી હોય? આ ઠાઠ જોઈ તેના બાળક મનને તેમાં આનંદ ઉપજતો, તેમ કરવા તેને કોઈક વાર મન થતું અને તેમ થતાં ભક્તિભાવ થયો. નણંદ જોડે યા સાસુ જોડે બ્હાર જતી તો તેમની માફક પહેરવા, હોળવાં તેને મન થતું. શિશિર એ વાતને પુષ્ટિ આપતી. જે રંગનું પોતે પહેરતી તેજ રંગનું ભાભીને પહેરવા કહેતી, તેની પાસે તેવું ના હોય તો પોતાનું આપતી. નણંદ ભોજાઈનો સંબંધ આથી બહુ ગાઢો થયો. માણસ કંઈ પણ પહેરે તે કેવું લાગે છે તે વાસ્તે પોતાના કરતાં બીજાના અભિપ્રાય ઉપર વધારે આધાર રાખે છે, તેમ

ચાતુરિકા આ બાબતમાં નણંદનો અભિપ્રાય લેતી. બન્નેનો સહવાસ વધતો ગયો. મોટા ઘરની લાડમાં ઉછરેલી બાળામાં માત્ર એએક નહિ જેવી ખોડ રહી ગઈ અને તે છેવટ સુધી ગઈ નહિ. પોતે જેમ નણંદનો મત લેતી તેમ પોતાનો મત શિશિર તેમજ બધાં લે તે જોવા એ ઉત્સુક હતી. કંઈ પણ ચર્ચા ચાલે તેમાં તે પોતાનો વિચાર, અભિપ્રાય દર્શાવવા ચૂકતી નહીં. હું બધું જાણું છું, સમજું છું એ ખ્યાલ મનમાંથી ગયો નહિ. તેને કોઇપણ બાબતમાં પૂછવામાં ના આવતું તો તેને માઠું લાગતું. તેની ભલી સાસુ તો નાના બાળકનો પણ-અભિપ્રાય લે તો આવી મોટા ઘરની વહુને કેમ ના પૂછે? શિશિર, ભાભીનો સ્વભાવ ટુંક વખતમાં કળી ગઈ અને તેથી દરેક કામમાં તેનેજ મોટાભા કરતી. આથી બન્નેને બહુ સારૂં બનતું. બીજું, ચાતુરિકા વાતની બહુજ ચરસીલી રહી. સૌનું નહિ જેવું પણ જાણવા, જણાવવા તે ઉત્સુક રહેતી.

તેણે ધીરેધીરે પોતાની બહેનને મળવાનું ઓછું કર્યું હતું. તેની જોડે વાત કરવામાં તેને આનંદ પડતો નહોતો. આથી ચંપકને ખોટું લાગતું. નાની બહેનને પૈસાનું અભિમાન છે એમ તે ધારતી. તેના પર એને ઈર્ષ્યા થવા લાગી. તેનું સુખ એનાથી ખમાયું નહિ અને એ ઈર્ષ્યાનું ફળ બીજાને ખમવું પડયું.

આણી તરફ વિપિનનો સમાગમ શિશિર જોડે ધીરેધીરે વધવા માંડયો. શિશિરને તેની જોડે વાત કરતાં લજ્જા ઉપજવા માંડી, વિપિન તેની જોડે વાત કરતાં ખંચાતો, કેટલીક વાર એકલો પડયો નિશ્વાસ મૂકતો. "આહા! આ દેવાંગનાના નસીબમાં આ રત્ન કોણે શોધી કાઢયું હશે. એમને તેના વર્તનની ખબરજ નહિ હોય, કારણ તેઓ જાણી જોઈને દીકરીને ખાડામાં નાંખે એવા નથી. હું આ બાબત કોને કહી શકું, કોને ચેતાવું. મિત્રમન થોડે ઘણે અંશે જાણે છે. પણ હવે તો તેને પણ મ્હારાથી વિશેષ કહેવાય એમ નથી. મ્હારા સ્વાર્થ ખાતર હું કહેતો હોઈશ એમ સહેજ કોઈ ધારી લે. મૂગા બેસી રહેવું એ પણ કંઈ ઠીક નહિ, કેમકે તેમ થવાથી શિશિર દુઃખી થશે. તેને દુઃખી જોઈ મ્હારાથી સંસારમાં કેમ રહેવાશે? ખરેખર સંસાર અસાર છે. માતા ગઈ, પિતાને પત્ર લખ્યા પણ તેનો જવાબ સરખોએ નથી. શિશિર મને ચહાય છે કે નહિ તેની મને સમજ પડતી નથી. તેના લગ્ન આ વર્ષે ન લેવાયાં તેમાં મને

આનંદ થયો પણ તે કેટલીવાર રહી શકશે. આજ નહિ તો કાલ એને પરણાવવામાં આવશે, મ્હારી આશા મનમાં રહી જશે, કુપાત્ર જોડે એનો સંસાર દુ:ખી થશે. મ્હારે પરણવું તો એનીજ જોડે નહીંતર.... આંખ આગળથી શિશિર પસાર થઈ એવો ભાસ થયો. "આહા! શું એની રમણીય ચાલ. હેમંત ઋતુના કાળા વાદળામાં આકાશમાંથી ખરતો તારો જેમ ચળકાટ આપે તેવી એની ચમકતી ચાલ, હંસની ગતિને પણ નીચું જોવડાવે. તેનું મધુર ગાયન એક દિવસ પણ સાંભળવામાં નથી આવતું તો મને ઉપવાસ પડે છે, ભોજનપર પ્રીતિ થતી નથી. એ ચાલ, એ કંઠ, એ મનોહર મૂર્તિની તુલના, વેશ્યાની ઉપાસના કરનારો મોજીલાલ શી રીતે કરી શકશે? સાસરામાં એના ઉચ્ચ વિચારની, એની કળાની કોણ કદર કરશે? રાજ્યકારભારમાંજ ગુંથાઈ રહેલા દિવાનની દીકરીને શું એમજ કહેવાનો વારો આવશે કે,

"હાય! હિંદુ તણા લલાટે લખ્યા લેખો ન જાણતી?"

ગિરિજચંદની જાણમાં આ વાત કોણ લાવે? ગંભીરને કહું પણ: એ બિચારો શું કરી શકે? બહુ થાય તો મિત્રમનને કહે પણ તેમાં શું વળ્યું?" વળી વિચાર બદલાયા. "મારી પાસે પૈસો નથી અને કદાચ મને ના દે તો તેની મને દરકાર નથી. અરે! આવા વિદ્વાન્ માણસે પૈસાનેજ જોયો હશે એમ મેં માની લીધું હું કેવો મૂર્ખ? બસ મારે કંઈ વિશેષ જોઈતું નથી. તેને સુખી જોઈ હું સંતોષ માનીશ, તેનું સ્મરણ કરીશ. મોજીલાલ જોડે તેનો સંબંધ થતો ગમે તે રીતે અટકવો જોઈએ, એજ મ્હારા મનની ઉમેદ, એટલીજ પ્રભુ પાસે યાચના."

---

## પ્રકરણ ૨૨.

---

### સભાકાકી, વાતચતુર અને નિંદોત્તેજકણા.

ચંદ્રરાવના પિતાના મૃત્યુ સમયે અનુબાના રોદનને ઢોંગ કહેનારીનો મેળાપ તથા ઓળખાણ, વાંચનાર, ત્હારાથી ઘણી વાર છુપાં રખાયાં. તે વખતે તેની ઉમર ઉછરતી હતી, આજે તે વયે પુખ્ત હતી. જુવાનીના મદમાં છકેલી સભાકાકી મોટપણે પણ તેવી ને તેવીજ

રહી. મૂળથી ટેવ પડેલી તે ક્રમે કરી ગઈ નહીં. તેને થોડા વખત થયાં વૈધવ્ય પ્રાપ્ત થયું હતું; પણ વિધવા છતાં તે હમેશની સધવા હતી. હાલ જાય, હવાલ જાય, પણ ખ્યાલ ન જાય એ વાક્યની તે નમુનો હતી. પતિ હતો ત્યારે તેને જંપી બેસવા દેતી નહીં. કાંઈકાંઈ બહાને હમેશ તેની જોડે કજીઆ કરતી. તે ઘરમાંથી બહાર જાય ને મનમાનતી મોજ મારતી. પતિ પાસે પાંચ પૈસા હતા, રળતો કમાતો હતો, પણ પુત્રના લગ્નને ટાણે બેહુદો ખરચ કરી ઘણી મહેનતે વૃધ્ધોએ સંચેલું ધન તથા કરકસરથી બચાવેલું પતિનું ધન તેણે વેડરી નાખ્યું અને તે ઉપરાંત દેવું પણ કર્યું. પતિ એટલામાં ગુજરી ગયો અને ઘર પોતાને માથે પડયું. પુત્રનું નામ રતનલાલ હતું અને ખરેખરા તે રતનજ હતા. નાનપણથી માએ મોંએ ચઢાવ્યો હતો; પિતાની સામે બોલતાં માતાએજ ભણાવ્યો હતો; એટલે કોઈ વાતે તેને રોકનાર કોઈ હતું નહીં. માતા જયારે ત્યારે તેનું ઉપરાણું લેતી; તેના પિતાએ અકળાઈ તેને કહેવું બંધ કર્યું હતું અને ઘરથી કંટાળી મોતની રાહ જોતા હતા; તે ઇચ્છા પ્રભુએ પાર પાર પાડી. માતા પુત્રની ઉપર કુરબ બેસાડવા મથી, પણ ફોગટ, મનમાં આવે તેમ કરતો; વહુ પણ ગરીબના ઘરની હવી તેને દરરોજ સતાવતો. સાસુ પણ વહુને જંપવા દેતી નહીં. હાલતે ચાલતે કુંડુ પાડતી અને તેને નવનેજાં પાણી ઉતરાવતી. મેણાં મારી હંમેશ તેને ઢુંપી નાંખતી, સુખે રોટલો પણ ખાવા ન દેતી, પાણી પણ જંપીને પીવા ન દેતી. વહુમાં તેના પીયેરીયાંની ગરીબાઈ સિવાય એક પણ દોષ નહોતો. સખાકાકીને રતનલાલનો વિવાહ શ્રિરિજચંદની કુમારિકા સાથે કરવો હતો; પણ તેમ કરવામાં તે ફાવી નહીં. ન્યાતમાં સૌ કોઈ તેને ઓળખતું હતું, તેના પુત્રના ગુણ ઘેરઘેર ગવાતા હતા. ન્યાતમાં વરની તાણ હોત નહીં તો ભાઈને કોઈ દેનાર નહોતું. આમ તેમ વલખાં મારી કોઈ પણ જગ્યાએ ન ફાવી ત્યારે ગરીબનું ઘર શોધી કાઢયું. વિવાહ થયો ને તરત તો વહુને લાડ લડાવવામાં બાકી ન રાખી; પરંતુ પાછળથી, બહુ જોરથી વાળી રાખેલી કમાન બમણા જોરથી કુદી અને ગરીબ વહુને બહુ સોસવું પડયું. મા અને દીકરો બન્ને જણાં પોતાનો રોષ વહુ ઉપર કાઢતાં. રતનલાલને રળવાનાં સાધન ઘણાં હતાં; નોકરી મહા મહેનતે મળી હતી પણ ખરાબ વર્તણુકને લીધે ત્યાંથી પાણીચું મળ્યું હતું. એટલે કોઈને લુંટવું, કોઈનું ખાઈ જવું, કોઈનું દબાવી રાખવું, એ ધંધો તેને સહજ થઈ પડયો હતો. સ્ત્રીઓમાં ગવાતા પ્રેમાનંદના નીચલા પદનો અર્થ ખરો પાડવા તે હંમેશ મથતોઃ—

કોના તળાયા, કોની પિંજણીયે બળદ આણ્યા એ માંગીજી.

એની માતા પણ આ બાબતમાં એને મદદ આપતી, લગ્ન વખતે થયલું દેવું પતાવ્યા પહેલાં તેનો પતિ ગુજરી ગયો અને મા દીકરાએ સંપ કરી માગનારાઓને રોવડાવાનો ખેલ રચ્યો. રમણલાલ વકીલની સલાહ લેવાઈ. માગનારાઓ પારકા હોત તો કોર્ટે ચઢતે પણ કેટલાક સગા હોવાથી, કેટલાએક તેના પતિના સ્નેહી હોવાથી કોર્ટે ન ગયા, બાકી નૂતનપુરની અદાલતમાં જુઠાણું બિલકુલ ફાવે એમ નહોતું.

સભાકાકી સવારમાં આઠ વાગે ઉઠે અને દાતણ કરવા બેસે ત્યારથી કુથલી કરવી શરૂ કરતાં. ઘરમાં ગંદવાડનો તો પારજ હતો નહીં; મરજીમાં આવે ત્યારે રાંધતાં; બપોરે હાથ હલાવતાં હલાવતાં લોકોને ઘેર જતાં, જ્યાં જતાં ત્યાં એકાદ બે કલાક ગાળતાં. વાતમાં ન્યાતજાતની પડોશીની અને કંઈ ન જડે તો રસ્તે ચાલનારની. બિરિજયચંદ્રના ઘરની વાત કરતાં ત્યારે તેગા આખા કુટુંબપર ગાળનો વરસાદ વરસાવતાં. એમની પોતાની વાત કરવા કોઈ ગ્રંથકર્તાને બેસાડયો હોય તો મોટું પુસ્તક લખાય એમ હતું. સાંજ પડે દેવને છેતરવા નીકળી પડતાં; ત્યાં પણ કોઈ ઓળખાણનું મળ્યું તો મલાવી મલાવીને વાતો કરે, હસતાં જાય, હાથના ચાળા કરે, રસ્તે ચાલનારનું આકર્ષણ કરે. ત્યાંથી આવે ઘેર એટલે ધીરેધીરે એમની સહીઓનો જમાવ થાય. ખાસ સખીમાં વાતચતુર અને શિષ્યમાં નિંદોત્તેજકબાઈ

આ બે જણાં જે દિવસે ન આવે તે દિવસે ત્રણે જણને મોટો ઉપવાસ સમજવો. વાતચતુર સ્વભાવે ભોળી હતી પણ બોલવાની બહુ ચડસીલી હતી. તેના વાતુડીયા સ્વભાવને લીધે ઘણીક વાર તે ઓચરી બાળતી, ન કહેવાનું કહી દેતી. સભાકાકી તેને ફોસલાવી સમજાવી વાર્તાના રસમાં ને રસમાં વાતો કઢાવી લેતાં અને પછી તેને મોટું રૂપ આપી ફેલાવતાં, મિત્રમનની માતા અને વાતચતુર મસીઆઈ બ્હેન થતાં હતાં. નાનપણમાં એક પુત્ર મુકી વાતચતુરનો પતિ ગુજરી ગયો હતો. એટલે તે પોતાના જેઠના ઘરમાં રહેતી હતી. એનો જેઠ કુબેરપ્રસાદ ગર્ભશ્રીમંત હતો. તેને અંગ્રેજી રાજ્યમાં દેસાઈગીરી હતી. નવાબી રાજ્ય વખતે તેને પૂર્વજોને એ દેસાઈગીરી મળેલી. ગામની ઉપજ સારી હતી પણ પ્હેલાં કરતાં ઉપજ થોડી આવતી હતી. સારાં ને નબળાં વર્ષ સરેરાસ ગણતાં વર્ષે દહાડે તેને ભાગે છસો રૂપીઆ આવતા. પોતાને નૂતનપુરમાં નોકરી હતી. નોકરી બાબત પોતે બહુ

બેદરકાર હતા. મિજાજના બહુ કડક હતા. ઉપરી જોડે દરરોજ લડતા. આખરે કંટાળી વીસ વર્ષ નોકરી કરી ઘેર બેઠા હતા. સંપત્તિ સારી હતી. તેના કુટુંબમાં તેની વહુ, બે છોકરા, બે છોકરી હતાં. વહુ બહુ કહ્યાગરી અને કાહી હતી. પતિનો પડતો બોલ ઝીલતી છતાં દેસાઈ તેને વારંવાર વઢતા, કોઈક વાર મારતા. ઉપરી જોડે તકરાર કરીને આવ્યા હોય તો તે રોષ નહીં જેવા કારણસર બૈરીપર કાઢ ચૂકતા નહીં. આટલું છતાં વહુ એક પણ શબ્દ સામે બોલતી નહીં, સાંભળ્યું ન સાંભળ્યું કરતી, કોઈક વાર છાનુંછાનું રડતી. દેસાઈ જાણે એમ રોય તો લાકડી ને વાંસો એક થાય એમ હતું. ખરા બપોરે ચંદ્રમા ઉગ્યો છે એમ દેસાઇ કહે તો તેની કહેતી. આટલું છતાં કુબેરપ્રસાદને તેનાથી સંતોષ નહોતી. એની આવી ભલી સ્ત્રીને લીધેજ કોઈ પણ તેને પુછતું. છોકરાંઓને પણ દેસાઇ વઢતા. છોકરીઓ સાસરે હતી. ગંભીર બ્હેનો કરતાં નાનો હતો. નાનપણથી પિતાનો ત્રાસ જોઈ તે સ્વભાવે ઘણો ગરીબ થયો હતો. તે શાંત તથા ઓછાબોલો હતો. અને પેટ ખોલી વાત કરતો નહીં મનમાં ને મનમાં બળ્યાં કરતો. કોઈની જોડે વધારે સમાગમમાં આવતો નહીં. ગંભીરની મા તથા બિરિજચંદ્ર દૂરના ભાઈબ્હેન થતાં હતાં એટલે મિત્રમન અને ગંભીર. મામાફોઇના ભાઈ થતા હતા, નિશાળમાં સાથેજ ભણ્યા હતા છતાં ગંભીર તેને ઘેર ઝાઝું જતો નહીં. એનામાં અભિમાન છે એમ ધારી તેની જોડે કામ પડતો નહીં. કોઇક વાર મેણું મારતો.

મિત્રમનને તેના ગરીબ સ્વભાવને લીધે તેનાપર કાંઈક પ્રેમ હતો. પરંતુ તે બહાર કોઈ પણ રીતે જણાય એવું તેનું વર્તન નહોતું.

મિત્રમનને ઘેર જવાથી તેને વિપિન જોડે ઓળખાણ થયું. પ્હેલાં તો એણે તેને પણ અભિમાની ગણી લીધો. એ તો બી.એ. થયો છે એટલે હાલતેચાલને એની વિદ્યાનુંજ દર્શન કરાવશે એમએ માનતો. જેમજેમ સમાગમ થયો તેમતેમ સમજવા લાગ્યો કે બધા બી. એ. એવા હોતા નથી, વાતચિતમાં ફિલસુફી આગળ ધરતા નથી, પંડિતાઈ બતાવતા નથી. પોતે થોડાબોલો અને તેથી દુનિયાંને અભિમાની ગણનાર ગંભીરનો પરિચય વિપિન જોડે વધી ગયો હતો. મિત્રમન વાસ્તે કંઈ લાગ્યું હોય તો અડધું તેને ક્હેતો અને અડધું પેટમાં રાખતો. વિપિનપર એને ઘણીકવાર ખોટું લાગતું, એ તો મોટાનો સોબતી એટલે આપણો ભાવ કેનો પુછે' એમ મનમાં આવતું છતાં

તેના ઉપર એનો પ્રેમ હતો. ગઈગુજરી વિસરવી એતો કોઈ પણ વાર એનાથી બનતુંજ નહીં. એનો નાનો ભાઈ સાતેક વર્ષનો હતો. ગંભીરને એના કાકાના છોકરા જોડે બિલકુલ બનતું નહીં. બન્નેના સ્વભાવમાં બહુ ફેર હતો.

હરિપ્રસાદની નોકરી મુંબાઇમાં હતી. દુનિયા ઉપાધિરૂપ છે એમ દિવસમાં ઓછામાં ઓછું એકવાર તો બોલ્યા વગર રહેતો નહીં. આમ બોલતો છતાં નકામી ઉપાધિ માથે વહોરતો. ઘરની એને બિલકુલ જંજાળ હતી નહીં, છતાં વાત કરતો ત્યારે નૂતનપુરના વતનીઓનો ખર્ચ એને માથે હોય એવો ડોળ ઘાલતો. માતાને પણ પોતાની જોડે મુંબાઇ રાખતો નહીં. ઘરની બહુ ફિકર હોય એમ વાત કરતો. "આ બાનો વખત તો આખો દિવસ ને રાત વાત કરવામાં જાય, કાકાનો તો સ્વભાવજ બગડી ગયો છે, ગંભીર મોંમાંથી મગ ન કાઢે, કાગળ તો લખેજ શેનો, બહેનો સાસરામાં, નાનો ભાઈ બાળક અને કાકી ઘરધંધામાં રોકાયલાં રહે એટલે આપણી તો કોઈને ફિકર કે ચિંતાજ નહીં. આપણે અહીં બેઠા એમની ફિકર કરવી અને શરીર ગાળી નાંખવું" વગેરે વગેરે.

પાણીમાં ચણો ફુલેલો હોય તેવું એનું શરીર હતું. કાગળ ઘેરથી આવતો ને સ્વાર્થનો હોય તો તરત જવાબ લખતો, નહોતર જવાબ લખવો ભૂલી જતો. કોઈ પોતાનું સગું મળતું ત્યારે વાતો પણ સૌની ફિકરચિંતાની અથવા કોઈ એની દરકાર રાખતું નથી તેની. બહારગામથી પોતાને ત્યાં કોઈ આવ્યું કે પ્રથમ મુલાકાતેજ પોતાના કુટુંબ સામે ફરિયાદ, અને આવનાર માણસે કરેલી નાનીમોટી ભૂલોનું ચક્રવર્તી વ્યાજ સાથે સરવાયું.

એની માતા બાળરાંડ હતી. ઘરમાં કામકાજ કરવામાં ઝાઝું લક્ષ તે આપતી નહોતી. જેઠાણી સ્વભાવની સારી હોવાથી તેને વધુ કહેતી નહીં. વાતચતુર મુંબાઇ કોઈક વાર જતી પણ ત્યાં રહેવું તેને પસંદ પડતું નહીં કેમકે ન્યાતજાતની વાતો કરવાનાં ત્યાં સાધન તેને મળતાં નહીં. તેના વાતુડીઆ સ્વભાવને લીધે ઘરમાં પણ જેઠાણી આગળ અને ભત્રીજીઓ આગળ નવીનવી વાતો, પતિના ત્રાસથી હમેશની દુખીયારી દેખાતી જેઠાણીને હસાવતી અને બધાને આનંદ આપતી. વાતચતુરમાં મોટામાં મોટો ગુણ એ હતો કે આટલુંઆટલું બહાર જવાની, ભટકવાની ગપાટા મારવાની તેને ટેવ હોવા છતાં તે એકમાર્ગી હતી. તેનું હૃદય

પવિત્ર હતું, પ્રભુ ઉપર તેને ખરી ભક્તિ હતી. આ ટેવ અને ગુણ એક પાત્રમાં ભાગ્યેજ હોઈ શકે છે. વળી તેની જેઠાણીનું કે તેના ઘરનું કોઈ ભુંડું બોલતું તેના ઉપર વાઘની માફક ફાળ મારતી. સભાકાકીએ એએક વાર દાણો ચાંપી જોયો હતો, તેની જેઠાણી બાબત ખોટું ભેરવવા પ્રયાસ કર્યો હતો, પણ ભોળી વાતચતુરના મનમાં તે વસ્યું નહીં અને ઉલટી તેની જોડે બાઝી પડી. આવી શહેરખબરીની સંગતના લાભના કરતાં આ લાભ સભાકાકીના મનમાં ઓછો લાગ્યો અને તેથી વાતચતુરના ઘર સંબંધી વાત તે છેડતી નહીં. વાતચતુરની આ ડહાપણભરેલી રીતને લીધેજ તે ઘરમાં ટકતી હતી. જો તે સભાકાકીના ચઢાવ્યાથી ચઢી હોત તો ઘરમાં ક્લેશ થતે અને મિજાજી કુબેરપ્રસાદ સાંખી શકતે નહીં.

વાતચતુર અને નિંદાસ્તેજકબાના સ્વભાવમાં આટલોજ ફેર હતો. નિંદાસ્તેજકબાના પતિને વેપારમાં ખોટ ગઈ, અને તેથી મુબાઇમાંથી નાસવું પડ્યું. તે અત્રે બે વર્ષ થયાં રહેતી હતી. એકજ મહોલ્લામાં રહેનાર સભાકાકી જોડે તેને ધીરેધીરે પરિચય થયો. તેના ઘરના દરેક જણનું તે ભુંડુ બોલતી, તેની માતા માટે પણ કહેતી કે એ તો નાની બહેનને વધારે લાડ કરે છે, ભાભીને બધું પહેરાવે ઓરાઢે છે, મ્હારૂં તો મોં જોતીજ નથી. ખરૂં જોતાં આટલું તે ટકી શકી હતી તેનું કારણ તેનું પીએર હતું. ત્યાંથી પાંચ પૈસા મળતા હતા અને તેથી તેનું ઘર ચાલતું હતું. હાલ થોડો વખત થયાં તેને પોતાની બહેન ઉપર અકળામણ આવવા માંડી હતી. તેની રીતભાતમાં ફેરફાર થયો તે તેનાથી ખમાયો નહીં. ચાતુરિકા બહેનને મળતી ત્યારે જોઈએ તેટલુંજ બોલતી અને તેમાં બે બોલ શિખામણના મોટી બહેનને આડકતરી રીતે કહેતી. આ બે બહેનોની કચકચનું ફળ વિપિન તથા શિશિરને ખમવું પડ્યું.

ભોળી ચાતુરિકા વિપિન તથા શિશિર વચ્ચે જે વિનોદ થતો તે બહેનને નિર્દોષતામાં કહી દેતી. શિશિર પોતાની ભાભી થાય એટલે નિંદાસ્તેજકબાએ આ વાત કેટલોક વખત તો પેટમાં રાખી. બહેનની આવજા ઓછી થઈ, ભાભી તો કવચિતજ મળતી, એ અકળામણ બહેન ઉપર ન કાઢતા ભાભી ઉપર નીકળી. એનાજ ચઢાવ્યાથી બહેન મારી પાસે નહીં આવતી હોય તથા આ રીતભાતમાં ફેરફાર પણ બધો એને લીધેજ છે એમ તેણે ધારી લીધું.

સભાકાકીને મોંએ એક દિવસે પોતાના દુઃખનો ઉભરો કાઢ્યો. "મુંબાઇમાં સહેલ કરનારાને તો આપણી ફિકર કે ચિંતા શેની? અહિંયા સગી બહેન છે તો તેનેજ ક્યાં દરકાર છે? જાણે હું એનું કાંઈ લઈ લેતી હોઉં તેમ મ્હારાથી નાસે છે. ભાભી તો દિવાનની દીકરી એટલે પૂછવુંજ શું? ભાભીએજ એને આવી કરી મૂકી છે અને તેને શીખવનાર પેલો વિપિન. એ કોણ જાણે કેમ મ્હારી પુઠે પડયો છે. મુંબાઈમાં હતી તો ત્યાં પણ મ્હારા ભાઈ જોડે તેણે વિરોધ કરાવ્યો, અહીં આવી તો ત્યાં પણ એ પીટયો તો ખરોજ. હું એ બધાંને ઓળખું છું. ડાહીડાહી વાતો કરે અને રમકઝમક કરતાં ફરે તેથીં ભલેને દુનિયા છેતરાય પણ હું છેતરાઉં એમ નથી. એ બધાં કેટલા પાણીમાં તરે છે તે મને અજાણ્યું નથી તો."

ઘણા વખતનો અભ્યાસ કરી, બહુબહુ પ્રયાસ કરી માણસને એક નવીન શોધ હાથ લાગે અને જે આનંદ થાય તે આનંદ આજે સભાકાકીને થયો. પોતે જાણે બધું જાણતી હોય એવો ડોળ ઘાલી, મલકાતી મલકાતી બોલી "બહેન, તું તો ભોળી ભટાક છે. એ આજનાં ભણેલાંઓને બરાબર સમજવાં એ બહું અઘરૂં છે. એમને તો મારા જેવીજ ઓળખે. આ વાત કે દહાડાની હું જાણું છું પણ મારા મનને કે તને કહું તો તને ખોટું લાગે. મેં તો બીજું પણ કાંઈ સાંભળ્યું છે, પણ બા, તને કહું તો વધારે ખીજવાય. ત્હારા જીવને ઉકળાટ થાય એવું મ્હારે શું કરવાને બોલવું? મ્હારો તો બહુજ જીવ બળે છે."

"કાકી કહો તો ખરાં શું સાંભળ્યું છે તે."

"આને પણ ખબર હશે. એનો ભત્રીજો ગંભીર વિપિનનો ભાઈબંધ થાય છે, એટલે તેણે કાકીને કહ્યું હશે. પણ બહેન, એ કાંઇ આપણને કહે એવી છે! આપણે કહીએ તે બીજાને કહે પણ આપણી આગળ દિલ ખોલી કાંઈ પણ વાત કરે નહીં."

"કાકી, ગંભીર મ્હારી જોડે પાધરી વાત તો કરતો નથી, તો મને ખાનગી વાતો શા રીતે કહે? મને તો તમે બોલો છો તેમાં કાંઈ સમજ પડતી નથી."

"જવા દેની બ્હેન, વાત ખરી હોય કે ખોટી. મ્હારૂં અમથું નામ વગોવાય. કર્ણદોષ છે."

"તે હું ક્યાં તમારૂં નામ દેવા જવાની છું?" નિંદાસ્તેજકબાએ કહ્યું. રસ્તેથી પસાર થનાર વખતે સાંભળે એવી બીકથી વાતચતુર

તથા નિંદોત્તેજકબા જરા પાસે આવ્યાં અને લોકનાં વગોણાંથી ડરીને ચાલનારી બિચારી સભાકાકીએ કાને હાથ દઈને કહ્યું "બહેન મેં તો એમ પણ સાંભળ્યું છે કે ત્હારા ભાઈનો વિવાહ તોડી નંખાવાનો છે અને તે વિપિન જોડે થવાનો છે; પછી તો બા રામ જાણે. મ્હારે એમાં શું ખાવાનું છે!" આંખમાં ઝળઝળીયાં આણી બોલી "મ્હારો તો બા બહુ જીવ દુઃખાય છે. હું તો એવું કરનારને ચકલેજ મૂકું."

"કાકી, હું પણ કાંઈ જાણું એમ નથી તો. મ્હારા મોજીલાલ-ભાઈને બીજી સત્તરસો મળશે."

"હાસ્તો બહેન, એને ક્યાં ખોટ છે?" મોજીલાલની ચાલપર એણે ટકોર મારી. "ઘર સારૂં, પાસે પૈસો, પછી વાંધો શું? મ્હારા જેવાને દુઃખ, મને આશા આપીને એમણે ફસાવ્યાં, તમને હાથતાળી આપી હવે રોવડાવશે. હું તો એ બધાંને નસેનસે ઓળખું છું."

"વગોણા ગેઝેટ"ના તંત્રીનું કામ સભાકાકીનું અને તેને છાપી પસિદ્ધ કરવાનું નિંદોત્તેજકબા તથા વાતચતુરનું. એક નકલ છપાઈ કે પછી યંત્ર તેનું કામ કર્યાજ કરે. આ પ્રમાણે એ ઑફિસમાં કાંઈકાંઈ નવી ખબરો છપાતી, નવાનવા તારો મૂકાતા, તાજા સમાચાર જાહેરમાં આવતા, ઠેકઠેકાણે વંચાતા. 'પેટનું બળ્યું ગામ બાળે' એવી સભાકાકીએ બળતામાં ઘી હોમ્યું અને નિંદોત્તેજકબાને તેના પોતાનાજ ઘરની ફજેતીનું સાધન બનાવી. સભાકાકીને એમાં રજ પણ નુકસાન નહોતું. બે પાત્રોને આગળ કરી પોતે આવી બેઠી. 'લડાઈ લગે તો પૈસા દઉં' એ તેનું હમેશનું કાર્ય હતું. કંઈકિંઈના ઘરમાં તે આમ હોળી સળગાવતી, ભાઈ બહેન, સાસુ વહુ, નણંદ ભોજાઈ વચ્ચે વિરોધ પડાવતી. કોઈનું સારૂં તો તેનાથી ખમાતુંજ નહીં. દરેક જણના કામમાં, વર્તનમાં ખામી કાઢતી અને પોતાના દુર્ગુણનો તો ખ્યાલજ કરતી નહીં.

પ્રથમ આ ગપગોળો વાતચતુરે પોતાને ઘેર આવી પોતાની જોડાણી તથા ભત્રીજી આગળ મૂક્યો. ગંભીર હીંચકા ઉપર બેઠોબેઠો કંઈ વિચાર કરતો હતો તેના કાનમાં આ શબ્દો પડ્યા અને તે ચમક્યો. વિપિન શિશિર તરફ પ્રેમદષ્ટિથી જોતો હતો તેની તેને ખબર હતી; પણ આ તર્ક કોણે ઉઠાવ્યો હશે તે તે સમજી શક્યો નહીં. પોતાના ભવિષ્યના વિચાર કરનારનું ધ્યાન બીજી દિશામાં દોરાયું. મોજીલાલ જોડેનો સંબંધ તુટશે એ સમાચારથી એ ખુશ થયો. શિશિર પ્રતિ તેને સદ્ભાવ હતો. શિશિર મિત્રમનની માફક બોડાબોલી નહોતી.

ગંભીર જ્યારે ઘેર આવતો ત્યારે તેનો સત્કાર કરતી; કેટલીકવાર તેની ગંભીરતા વાસ્તે બે બોલ મશ્કરીના કહેતી. એ શિશિરનું લગ્ન વિપિન જોડે થાય એથી વધારે સારી ખુશખબર ગંભીરને બીજી શી હોઈ શકે? પણ આ વાત તેને પાયા વગરની લાગી. ઘણુંખરું તે મિત્રમનને ઘેર જતો, બધાને મળતો; છતાં કોઈએ એ વાતનો અણસારો કર્યો નહોતો. પહેલાં તો બધા ઉપર તેને ખોટું લાગ્યું કોઈએ ના કહ્યું તો ભલે, પણ વિપિને તેનાથી છુપું કેમ રાખ્યું, એમ વિચાર આવ્યો.

ખરું જોતાં આ વાત મિત્રમનના ઘરના કોઈ માણસના ખ્યાલમાં પણ નહોતી. શિશિરના ખ્યાલમાં હશે કે કેમ તે તો કોઈ કહી શકે એમ નહોતું. વિપિન, શિશિરનો સંબંધ મોજીલાલ સાથે થાય તેથી રાજી નહોતો પણ તેમાં તેનો અભિપ્રાય કોઇ પૂછે એમ નહોતું. ગંભીરને દરેક બાબતમાં આ પ્રમાણે ઓછું લાવવાની ટેવ પડી હતી. તે બાબતનો ખુલાસો થાય પછી પણ સહેજસાજ અસર તેના મનમાં રહી જતી. આવું સંભારી રાખવાની સ્મરણશક્તિ તેનામાં અજબ હતી.

કાકીએ કંઈ વિશેષ કહ્યું નહીં એટલે હીંચકા ઉપરથી ઉઠી પોતાને કામે વળગ્યો, તથા સાંજ પડે વિપિનને મળવા તેણે નિશ્ચય કર્યો. વિપિનને મળ્યો પણ થોડાબોલા ગંભીરે વગર પૂછે કંઈ કહેવું નહીં એવો સિદ્ધાંત માનનારાએ આ વાત વિપિનને કહી નહીં અને આ વાત ચકડોળે ચઢી.

---

## પ્રકરણ ૨૩.

---

### નવા રાજા નવાં પ્રકરણ.

"વનરાજ ગયો! શૂર, હાય, ગયો!

વન શૂન્ય હરે વનરાજ જતાં." (ગો. ઘનશ્યામ.)

નૂતનપુરથી બાર ગાઉ દૂર કોટેશ્વરનું દહેરું હતું. આ દહેરું બહુ પ્રાચીન હતું, જે રસ્તે થઇને ત્યાં જવાતું હતું ત્યાં કુદરતનો બહાર એવો તો સરસ હતો કે દહેરાનો મહિમા વધારવામાં તે સાધનભૂત થતો. રસ્તાની બન્ને બાજુએ લીલોતરી આવી રહી હતી. નાનાંમોટાં વૃક્ષો એ શોભામાં વધારો કરતાં હતાં. આ જગ્યાની અનુપમ શોભા જોઈ તેને લીલું વન કહીએ તો તે અતિશયોક્તિ ન કહેવાય. દહેરાની

આસપાસ એક મોટો બાગ સુજનસિંહ મહારાજે બનાવ્યો હતો. લોકો ત્યાં એ રાત વાસો કરી શકે એ ઉદ્દેશથી એક ધર્મશાળા બાંધી હતી. આ જગ્યાએ સુજનસિંહ મહારાજનું આવવું ઘણીવાર થતું. પોતાને રહેવાને વાસ્તે નાનો પણ બધી જાતની સગવડવાળો એક મહેલ બાંધ્યો હતો. દહેરાનો ઠાઠ જૈન દહેરાસરને મળતો આવતો હતો. આરસના પત્થરનો ઉપયોગ ત્યાં વિશેષ કરવામાં આવ્યો હતો. ઘુમટ કાળા પત્થરનો બનાવવામાં આવ્યો હતો અને તેના ઉપર નાનો સોનાનો કળશ મૂકવામાં આવ્યો હતો તેથી તેનો દેખાવ સુંદર સ્ત્રીએ કાળા ભ્રમર જેવા તેના કેશમાં અંબોડો વાળી વેણી પહેરી હોય એવો આવેશથી લાગતો. નીચેના ભાગમાં બધે સફેદ આરસ જડી લેવામાં આવ્યા હતા. જગ્યાનો મહિમા વધારવા પૂજારી કંઇકંઇ રસની ભરેલી જૂની વાતો મહાદેવનું માહાત્મ્ય બતલાવવા દર્શન કરવા આવનારને કહેતો. ફૂલની તથા પૂજાના ઠાઠની રચના એવી સરસ કરતો કે નાસ્તિક માણસને–કુદરતનેજ માનનારને–પણ ત્યાં નમન કરવું પડતું.

આજે એ દહેરાના ચોગાનમાં જરા વધારે જમાવ થયો હતો. ત્યાં આવનાર બધા એકજ જગ્યાએથી આવ્યા હતા છતાં તેઓ જુદા જુદા દેશના હોય એવું તેમના માથાની પાઘડીઓ ઉપરથી લાગતું હતું. જુદાજુદા રજવાડાના નોકર હોય એવું તેમના સિપાઈઓના પટા તથા પોશાક ઉપરથી સમજાતું. કોઈનો રજપુતનો, કોઈનો મુસલમાની તો કોઈનો કાઠીયાવાડી હતો. આ પ્રત્યેકમાં પણ પાછી ભિન્નતા જણાઈ આવતી હતી. એક સિપાઈને માથે જાણે ઉતરડ મૂકી હોય તેમ તેના ફેંટાનું ગોળ ચક્કર ઉપર ચઢતું હતું અને ટોચ ઉપર છેક નાનું થઇ જતું હતું; તો બીજાની પાઘડી બેઠા આકારની હોઈ જમણા લમણા તરફ જરા ઢળતી હતી.

•    •

આ જુદાજુદા રજવાડાનું મંડળ એકજ જગ્યાએ સાથે દેખી કોઈને અચંબો થાય. મોટી મસલત કરી એ બધા રજવાડાઓ કંઈ વિચારપર આવવા ધારતા હોય અને તેમ કરવા અહીં મળ્યા હોય એવું વહેમની દૃષ્ટિથી જોનારને લાગે. આ ભેગા થયલા...એજન્સીના નાનામોટા રજવાડાના વકીલો હતા. એ વકીલ મંડળમાંનો એક સૌથી અગ્રસ્થાન ભોગવતો હોય, બધાને પોતાની મરજી માફક દોરતો હોય, બધા તેને રાજી રાખવા મથતા હોય એમ લાગતું. આમ થવાનું કારણ એ હતું કે તેને અંગ્રેજી આવડતું હતું, સાહેબને તેથી તે ઝટ

કંઈ પણ વાત સમજાવી શકતો. બીજા વકીલો અંગ્રેજી ભાષાથી જરા અજાણ હતા અને તેથી સાહેબના મિજાજનો ભોગ થતા. સાહેબને આથી વિરિંચિલાલપર ખાસ મહેરબાની હતી. સાહેબને ખુશ રાખવા વિરિંચિલાલ સારૂં નરસું જે કામ સોંપે તે કરવા તૈયાર થતો. સાહેબને ત્યાં તેની આવજા પણ વિશેષ હતી. આથી કરીને બીજા વકીલો ઉપર તે સત્તા ભોગવતો હતો. જેને દાઢમાં લાવતો તેને છુંદી નાંખતો. કામની તેનામાં સારી આવડત હતી, અને તેથી તેના સમાગમમાં આવનારને તે પ્રિય થઈ પડતો; પણ આટલેથી તેને સંતોષ નહોતો; ઘુમણી કરી, બળથી વા છળથી સંપત્તિ મેળવવાની તેને લાલચ હતી. ધારેલી ઇચ્છા પાર પાડવા હલકામાં હલકું કામ કરતાં તે અચકાતો નહીં. વકીલમંડળ તે હોય ત્યારે તેને માન આપતું, પણ પાછળથી તેની નિંદા કરતું; પોતાના ઘરની આબરૂ કરતાં પૈસાને વિશેષ વહાલો ગણનારની અવગણના સૌ કોઈ કરતું. વિરિંચિલાલના સાધારણ સમાગમમાં આવનારને તેની કળાનું ભાન આવે એમ નહોતું. તે બહુ ભોળોભટાક દેખાતો, કાલોઘેલો થઇ જતો પણ ભીતર બહુ ઉંડું હતું. પોતાનો સ્વાર્થ સાધવામાં પાછી પાની કરતાં તેને આવડતું નહીં. જ્યારે જોઈએ ત્યારે તે કામમાં મશગુલ રહેતો, દુનિયા શું કરે છે, શું બોલે છે તે જાણવા તથા સાંભળવા તેની આંખ તથા કાન હંમેશા તત્પર રાખતો અને પોતે ક્યાં જાય છે, શું કરે છે તે છુપું રાખવા મથતો. આવા માણસો શરીરે ઘણુંખરૂં દુર્બળ હોય છે કેમકે તેઓ ચિંતાના ભરેલા હોય છે. પણ વિરિંચિલાલ શરીરે સુખી હતો અને તેનાં બે કારણ હતાં. તેનું વતન ગામડામાં હતું અને ગામડાના રહીશો સુકાં ભાગ્યેજ હોય છે. બીજું તેનું લગ્ન બહુ મોડું થયું હતું કેમકે તેનો જેની જોડે પ્રથમ વિવાહ થયો હતો તે છોકરી મરી ગઈ હતી અને ન્યાતમાં કન્યાની અછત હતી. નાનપણથી સારી રીતે બંધાયલું શરીર મોટપણે તેવુંજ રહ્યું. તે હલકા ખાનદાનનો તથા ક્ષુદ્ર વૃત્તિનો હતો. તેના ગામમાં ભણેલાઓની સંખ્યા ઓછી હોવાથી તેને દરબારમાં નોકરી મળી અને થોડા વખતમાં તે એ દરબાર તરફથી વકીલ નીમાયો. પોતાને પૈનું હાંસલ થાય, અને રાજ્યને રૂપીઆનું નુકસાન થાય તો તેની પરવા ન રાખતો; ને પોતે નિમકહલાલીથી બહુ પ્રયાસ કર્યો પણ કાંઈ વળ્યું નહીં એવો ડોળ ઘાલતો.

એજન્ટ સાહેબની મહેરબાની થઈ ત્યારપછીનો તેનો તોર કાંઇ ઓરજ હતો. બીજા વકીલોને હરઘડીએ સતાવતો. સાહેબે કંઈ કહ્યું

ન હોય છતાં તેની મરજીમાં આવે તેને " સાહેબ આજે તમારા કામથી બહુજ નાખુશ થયા છે તથા તમારા દરબારને તમારે વિષે ઠપકો લખવાના છે " એવું કહેતો. આથી સાહેબનો તેને ખાનગી માણસ ગણી ઘણુખરા તેનાથી ડરતા. સઘળા વકીલો એકઠા થઈ દહેરાના ઓટલા ઉપર ચઢ્યા. સૌથી આગળ વિરિંચિલાલ ચાલતો હતો તેણે પાછું ફરી કહ્યું " આજે જરૂર મને કંઈ લાભ થવાનો; દહેરાના ઓટલા ઉપર ચઢતાંજ મ્હારી જમણી આંખ ફરકવા માંડી છે."

એક ખુશામતીઆએ કહ્યું " સાહેબ તમારા ઉપર પ્રસન્ન થશે અને તમારા રજવાડા પાસે કંઈ સરપાવ અપાવશે."

બે બીજા વકીલો પાછળથી ચાલતા હતા. તેઓ વિરિંચિલાલને કંઈક પૂરા પડતા. તેમણે માંહોમાંહે કહ્યું " એને લાભ થવાનો તે કોઈને મોટું નુકસાન થવાને વાસ્તેજ. એને જય મળશે અને કોઈનો નાશ થશે."

વકીલમંડળ મહાદેવનાં દર્શન કરવા ઉભું અને બહાર ઘોડાનાં પગલાં સંભળાયાં. ધૂળ પણ ઘણી ઉડતી હતી. કોણ આવતું હશે તેના તર્ક બાંધવામાં આવે તે પહેલાં ઘોડેસ્વાર તથા ચોબદાર દાખલ થયા અને ચોબદારે રાણા મનોજકુમારની સલામતી પોકારી. રાણો પોતાના દિવાન વગેરેને સાથે લઈને ત્યાં આવી પહોંચ્યો. સૌ સૌના ઘોડાપરથી ઉતરી મહાદેવનાં દર્શન કરવા વળ્યા. વકીલમંડળ ખસી ગયું તથા તેમાંના દરેકે મહારાજાને ત્રણવાર મુજરો કર્યો. દર્શન કરી રાણો પોતાના માણસો સાથે બંગલામાં ગયો. "દિવાનજી, આ બધા એજન્સીના વકીલો લાગે છે. એમાં પેલો કદાવર દેખાતો બધાના કરતાં આગળ ઉભેલો કોણ છે તે જરા ખબર કઢાવો તથા તેને અહીં બોલાવો." બિરિજચંદ્રને તે કોણ હતો તેની ખબર હતી કેમકે તેને આસપાસના રજવાડાઓ જોડે અનેકવાર પ્રસંગ પડતો. તેનું નામ ઠામ પ્રખ્યાત હતું. મહારાજાને તેના તરફ આકર્ષણ થયું એમ તે સમજી ગયો. "હું તેને ઓળખું છું; તે બહુ ખટપટી માણસ છે" એ ઉત્તર મહારાજાને દેવાય તેમ નહોતું; કેમકે મહારાજાને તેથી દિવાન ઉપર વહેમ આવે. મહારાજા એક વાત કહેતા તે તો કદી ભૂલતા નહીં એટલે તે વાત ઉડાવી દેવી ફાવે એમ નહોતું. હુકમ તરતને તરત અમલમાં મૂકવામાં આવ્યો ને દિવાને માણસને ખબર કાઢવા મોકલ્યો. દિવાનને અસત્ય માર્ગ બિલકુલ પસંદ નહોતો બાકી એણે ધાર્યું હોત તો જે માણસને

ખબર કાઢવા મોકલ્યો હતો તેને સમશ્યામાં સમજાવત, અને વકીલમંડળ તો તેને પંથે પડયું એમ આવી માણસ કહેત. વકીલમંડળ જવાની તૈયારીમાં હતું કેમકે બહાર તેમના ગાડીઘોડા તૈયાર હતા અને તે ચતુર દિવાનની નજરબહાર નહોતું.

માણસ જઈને વિરિંચિલાલને પોતાની સાથે તેડી લાવ્યો. મહારાજે તે કયા દરબારના વકીલ છે વગેરે પ્રશ્નો પૂછ્યા. તેના જવાબોથી ખુશ થઇ તે નૂતનપુરના રાજ્યની નોકરીમાં દાખલ થવા રાજી છે કે કેમ તે જાણી લઈ તેને રજા આપી.

વિરિંચિલાલની વાતચિત ઉપરથી મહારાજા ખુશ થાય એમાં કંઈ નવાઈ જેવું નહોતું કેમકે સભ્યતાથી તે ભરપૂર હતી. તેના ગયા પછી રાણાએ દિવાનને એજન્ટને વિરિંચિલાલ બાબત લખવાનું કહ્યું.

સુજનસિંહના વખતથી દિવાનને રાણા સાથે છુટથી બોલવાની તથા તેની ભૂલ હોય તો તે કહેવાની ટેવ હતી. એ ટેવ સુજનસિંહ સાંખી શકતા તથા અધિકારી તેનો મત ખરો ઠેરવી શકે તો પોતાનો મત ફેરવતા. મનોજકુમારમાં સુજનસિંહના બધા ગુણ હતા પણ માત્ર એકજ અવગુણ હતો. તે બહુ હઠીલા સ્વભાવનો હતો. રાજાનો દિવાન આ વાતથી શી રીતે અજાણ હોઈ શકે? છતાં તેણે કહ્યું "મહારાજ, મને પણ આ માણસ વાતચિતપરથી તો હોશયાર લાગે છે; પણ બે કારણસર એને આપણે ત્યાં નોકરીએ રાખવા હું રાજી નથી. પછી આપ જેમ ફરમાવશો તેમ કરીશ."

રાણાએ ભવાં ઉંચાં ચઢાવી પૂછ્યું "કયા કારણને લીધે તમે ના કહો છો?"

"એક તો આપણને એજન્ટને લખવું પડશે, તે આપણા ઉપર મણનો પાડ મૂકશે અને આપણને તેમાં નાનમ છે. બીજું વિરિંચિલાલની પરીક્ષા આપે બરાબર કરી નથી. એ સારો માણસ હોય એમ આપના જાણવામાં આવે તો ભલે એને બોલાવવો, અને તેમ કરવા વાસ્તે એને બહારોબહાર લખવું કે જેથી ત્યાં રાજીનામું આપી આપણે ત્યાં એ નોકરીમાં દાખલ થાય. ભાઇચારાથી એના દરબારને લખો તો વે પણ ચાલે. જો કે આપણા કરતાં નાનું રાજ્ય છે."

"માણસની પરીક્ષા કરવી એ મ્હારૂં કામ છે. એ પરીક્ષા મેં નથી કરી એમ તમે ધારી લો છો એ તમારી ભૂલ છે. ભાઇચારાથી

દરબારને લખવું તેના કરતાં તેરાજ સંબંધે એજન્ટને લખવું એ વધારે યોગ્ય ધારૂં છું; કેમકે દરબાર ના કહે તો આપણને અપમાન લાગે અને એજન્ટને ના કહેવાનું કારણ નથી."

બિરિજયચંદ્રે જોયું કે વિશેષ કહેવામાં માલ નથી. વિરિંચિલાલને રાજ્યમાં લેવા એ રાજી નહોતો, કારણકે તે બહુ ખટપટી હતો. વળી તેને રાણાની નોકરીમાં લેવા જે રીત રાણાએ પસંદ કરી હતી તે એને બિલકુલ પસંદ નહોતી. એજન્ટ વિરિંચિલાલના દરબારને લખશે. એટલે મરજી હોય કે ન હોય પણ તેનાથી ના પડાશે નહીં. પારકાની સત્તા પોતાના ઉપર છે એ બતલાવવાના કારણરૂપ રાણો થશે.

વિરિંચિલાલ સારો માણસ હોય અને તેથી દરબાર તેને આપવા રાજી ન હોય તો દરબારનું મન–પોતાના રાજ્યબંધુનું અને સ્વદેશબંધુનું મન–દુ:ખી કરવાનું કારણ રાણો અને સાધન એજન્ટ. તેની નોકરીની મુદ્દત પૂરી થઈ એટલે તે તેને પંથે પડે અને બે રાજાને જન્મ સુધી દેશમાંને દેશમાં વેર રહે. રાણાનુંજ એક માણસ સારૂં હોય અને તેને વાસ્તે કોઈ માગણી કરે તો રાણાને કેવું લાગે એ વિચાર રાણાના મનમાં આવ્યો નહોતો. બિરિજયચંદ્ર મન સાથે બોલ્યો "ધણીને સુઝ્યું તે ઢાંકણીમાં; બાકી વિરિંચિલાલ વગર નૂતનપુરનો કારભાર અટકવાનો નથી. એને વાસ્તે ખાલી જગ્યા પણ નથી. વળી એને આપણી રૈયતની ઝાઝી દરકાર હોવાની નથી, કારણકે એ આપણે ત્યાંનો વતની નથી. વતનમાં રહેવું હોય તેને દુ:ખ. આ તો કામ પડે એને રસ્તે પડવાનો. સુજાનસિંહ મહારાજ એજ કારણસર મોટી નોકરી નૂતનપુરના રાજ્યના વતનીઓને આપતા તથા બહારનાઓને નાના હોદ્દાપરથી લાયકાત મુજબ ઉપર ચઢાવતા, અને લાંબી મુદ્દત પછીજ કુલ અધિકાર કોઈ પણ ખાતાંનો સોંપતા. નોકરીના સંબંધમાં મનનું બહુ સાંકડાપણું રાખવાનો આ વખત નથી છતાં પણ ચોકસાઈ તો બહુજ સારી રીતે થવી જોઈએ. વળી આપણાં નાનાં મોટાં દેશી રાજ્યોનો સંબંધ જેમ બને તેમ ગાઢો થવો જોઇએ તેને બદલે આવા નહીં જેવા પ્રસંગોથી તેમનાં મન ઉંચાં થાય ને તેઓ જેમ બને તેમ અળગા રહે. મ્હારા વિચાર નકામા છે કારણકે ભાવી પ્રબળ છે. આપણાં રાજ્યો તથા હિંદના વતનીઓ અન્ય દેશના કરતાં એક સૈકો પછાત છે. પોતાનું શું, પારકું શું સંપ શું, કુસંપ શું તે સમજશે નહિ ત્યાં લગણ સારા પરિણામની આશા ફોગટ. લાંબા લાંબા તડાકા મારવા નકામા."

એજન્ટને કાગળ લખાયો, રાણાનો સીલસિક્કો થયો, જવાબ એ દિવસમાં પાછો વળ્યો અને વિરિંચિલાલને રાણાની નોકરીમાં દાખલ થવા હુકમ મળ્યો. વિરિંચિલાલને વધુ પગાર મળે તેથી એજન્ટ ખુશ હતો બાકી એની મરજી ન હોત તો જવાબ ગોળગોળ આપવામાં આવત અને રાણાને એના વગર કારભાર ચલાવવો પડત.

રાજ્યના કોઈ ખાતામાં તથા મુંબાઇના મોટા શ્રીમંતોને ત્યાં કોઈ જગ્યા ખાલી ન હોય અને નવું માણસ રાખવામાં આવે તો તેને વાસ્તે ખાનગી સેક્રેટરી, શિક્ષક કે સલાહકાર એ ત્રણમાંનો એક હોદ્દો. વિરિંચિલાલની કુમારના શિક્ષક તરીકે નીમણુક થઈ. આ નીમણુક દિવાનને પસંદ પડી કેમકે કુમાર તેના માથાનો હતો. તેના આચાર–વિચાર સુજનસિંહ મહારાજને મળતા આવે એવા હતા. વિપિન તથા મિત્રમનના વારંવાર થતા સમાગમને લીધે તેના એ વિચારોને પોષણ મળતું હતું. કુમારને વિપિનને પોતાના શિક્ષક તરીકે રાખવાનું મન હતું અને એ વિચાર તેણે તેને જણાવ્યો હતો. વિપિનની મરજી હોત તો તેમ જરૂર ઝટ નક્કી થાત. પણ તેની પ્રકૃતિ ઠીક ચાલતી નહોતી, તેના પિતા ક્યાં છે તેની ખબર કાઢવાની હતી, આથી કુમારને એ વિચાર આગળ ઉપર લંબાવવો પડયો અને વિરિંચિલાલ શિક્ષક નીમાઈ ગયો. કુમારને પહેલેજ દહાડેથી તેના ઉપર અણગમો થયો. તેના ખુશામતીયા સ્વભાવ તરફ તે તિરસ્કારની નજરથી જોતો. વિરિંચિલાલને જૂની નોકરી છોડયાનો પસ્તાવો થયો પણ તે હિંમત હાર્યો નહીં કેમકે રાણાની તેના ઉપર મહેરબાની છે એમ તે ક્યારનો કળી ગયો હતો. તેનું નામ નૂતનપુરના વતનીઓને અટપટું લાગતું. દરેક હોદ્દેદારને રાજ્યમાં તેમના હોદ્દાના નામપરથી તેઓ ઓળખતા. આથી વિરિંચિલાલને કેટલાક માસ્તર નામથી સંબોધતા, કેટલાક પરદેશી કહેતા. તેને વિશેષ કામ ન હોવાથી રાણો તેને પોતાની પાસે વારંવાર બોલાવતો અને ફુરસદનો વખત વાતચિતમાં ગાળતો એટલે તેનો પગપેસારો વધારે થયો. થોડા મહિના વીત્યા બાદ પોતે નવરો બેસી પગાર ખાય છે અને તેથી કોઈને ઈર્ષ્યા કરવાનું કારણ મળે માટે રાણા પાસે ફુરસદની વખતે રાજ્યનાં નાનાંમોટાં ખાતાં ઉપર દેખરેખ રાખવાનું તેણે માગી લીધું. માસ્તર ઉપરાંત તેના નામ સાથે એક નવો હોદ્દો જોડાયો. જ્યાં કામનો બોજો વધારે હશે ત્યાં પોતે કામમાં મદદ કરશે એવો પોતાનો વિચાર દર્શાવ્યો. રાણાએ તે વાત કબૂલ કરી અને

વિરિંચિલાલ એ બહાને ખાતાંઓમાં થતી કસુર આગળ કરવાને સજ્જ થયો. એજન્સીમાંથી છુટા થતી વખતે અત્રે રહેલા બે સરકાર તરફના અંગ્રેજ અધિકારીપર એજંટની ચીઠ્ઠી લાવ્યો હતો અને તેથી ત્યાં પણ તેની આવજા થતી. તેને દિવાન થવાની લાલસા હતી. દિવાન ઓફિસમાં કામકાજ કેમ ચાલે છે તે જોવાનો તેને અધિકાર મળ્યો નહોતો; આથી દિવાનના પોતાના માણસો કોણ છે, તે કયાં રોકવામાં આવેલાં છે તે જાણી લઈ તેમના કામમા ખામી કાઢવાનો વિચાર કર્યો. ચતુર દિવાન તેની કળા કળી ગયો પણ તેનાથી કંઈ બને તેમ નહોતું. તે ધારત તો તેને ચપટીમાં ચોળી નાખત પણ તેના પવિત્ર અંતઃકરણને તેમ કરવું ગમ્યું નહીં. વિરિંચિલાલની ભૂલ થવાનું કંઈ કારણ નહોતું, કેમકે તેને કામ કંઈ હતું નહિ. તેને ફાંસામાં લેવા છળ પ્રપંચ વાપરવો પડે ને દિવાનનું મન તેમ કરવા તત્પર નહોતું. આથી કરીને વિરિંચિલાલ જયની આશા રાખતો, હરખાતો ને ફુલાતો, રાણાની ભલાઈનો લાભ લઈ દિવાન તથા તેના માણસોની સત્તા તોડવા, નૂતનપુરને કનકરહિત કરવા, તેના રત્નોમાં ઉંદરની માફક છિદ્ર પાડવા, તેની પ્રજાનું લૂણ ખાઇ તેને સંતાપ આપવા રાતને દિવસ મથન કરતો અને દિવાન થવાની રાહ જોતો.

કોઈને સત્તાની અભિલાષા તો કોઇને લક્ષ્મીની; વિરિંચિલાલને બન્નેની હતી. એ સત્તા બિરિજચંદ્રના જેવાં પ્રામાણિક, રાજ્યભક્ત, પ્રજારક્ષક દિવાનની ડગમગવા માંડી તો વિરિંચિલાલ જેવાની શી રીતે ચિરંજીવી રહેશે ? મેરૂપર્વત અચળ ન રહી શકે તો વિરિંચિલાલ જેવી રજકણો પવનના ઝપાટા અને વિજળીના કડાકા આગળ શી રીતે સ્થિર રહી શકે? વિરિંચિલાલ, ધાર કે એ સત્તા ચિરંજીવી રહી તો પણ તેમાં તું શી ખરી નામના મેળવવાનો? ત્હારા હાથ નીચેના અધિકારીઓ ત્હારી વાહવાહ કહેશે, ત્હારી ખુશામદ કરશે, સીધા રસ્તાનો માણસ કદાચ એમ નહિ કરે તો તેને તું કચડી નાંખશે, તેને બદલે તને પસંદ પડે એવાને મૂકશે, પણ તેથી શું ત્હારૂં નામ અમર રહેશે? તું ગર્વ અને મદમાં તણાઈ જઈ વીસરી જાય છે કે ખરા મોટા માણસો, રાજ્યને સ્થાપનારાઓ, ચલાવનારાઓ, ધર્મ સ્થાપનારાઓ વિખ્યાતિ મેળવી ગયા તેમના પ્રમાણમાં તું રજ પણ કરતો નથી. માત્ર એક પળ તું તેમનો વિચાર કર. તેમણે શાશાં કામો કર્યાં તે ત્હારી નજર આગળ લાવ અને તને તરતજ થશે કે તેં કંઈ ધાડ મારી નથી; ફુલાય છે તે ખકામો. લક્ષ્મી કોઈની થઈ છે કે ત્હારી થઈ રહેશે ?

એકને બીજો ઘસડી જાય તો તેનાપર ત્રીજો તરાપ મારે અને તે વખત ન બોલાય કે ચલાય. પિતાએ મહા મહેનતે રળેલું અને સંચિત કરેલું ધન પુત્રો માંહોમાંહે સમજી વહેંચી ન લે તો ભાઈઓમાં કુસંપ થાય, લોકમાં હાંસી થાય, દુશ્મન રાજી થાય, વકીલના ખીસાં ભરાય અને કોર્ટની ત્રીજોરીમાં નાણાં વધે. એ અસ્થિર સત્તા, ચલિત લક્ષ્મી મેળવવાને હજાર જાતના કુડકપટ, કાવાદાવા, લાખોની બેહુદી ખુશામદ, પોત્તાના સહોદરપર જય મેળવવા પારકાની મદદ. રાતના ઉંઘમાં પણ જંપ નહિ. ધારણા પાર પડતે પણ અસંતોષ, વિશેષ મેળવવાની લાલસા, અને એ લાલસા પૂરી પાડવા આવી રીતે મળેલી સત્તાનો ઉપયોગ કે દુરુપયોગ, તેથી થતો બન્નેનો નાશ, ભવિષ્યમાં દુઃખી જીવન, અને આખરે તો—

"ચુનચુન કરકે મહેલ બનાંયા, લોક કહે ઘર તેરા હય,
ના ઘર તેરા, ના ઘર મેરા, ચીડીઆ રેન બસેરા
રે ધર્મીકે પ્યારે!"



## પ્રકરણ ૨૪

---

### અંધારી રાત, આશાપુરી.

"અંધાર પછેડી ઢાંકી વિશ્વ લેતો ઘેરી,
ચમકારા વીજળીતણા મહિં દેતો વેરી;
કરતો ગર્જન કંઈ ઘોર મેઘ નભમાં મ્હાલે,–
ત્હેને પૂછું એ પ્રશ્ન–ભાવિ દીઠું કો કાળે?" (નરસિંહરાવ.)

''આ દુઃખ આપણે કર્મે લખ્યું 'તું વ્હાલી, તેનો કરતી ના તું કલેશ,
તું કલેશ તું કલેશરે.
મેળવશે જગદીશ તો મળશું વ્હાલી, આજે તો જાઉં તજી દેશ,
તજી દેશ તજી દેશરે."

"બા, માસી આવ્યાં" એટલું કહી શિશિર એક ઓરડામાંથી બીજા ઓરડામાં જતી રહી.

મુદ્રિકા—"આવો બહેન, આજે કંઇ ઘણે દિવસે મોં દેખાડ્યું."

વાક્ચતુર—"આ ઘરમાં જરા કામકાજ વિશેષ છે, કેમકે જેઠની તબીયત સારી નથી."

મુદ્રિકા—"ભાઈ તો મુંબાઈજ છે કેની?"

વાતચતુર—"હા, અહીં કાકાની તબીઅતને લીધે આવવા લખ્યું છે, પણ રજા નથી મળતી એમ લખે છે."

મુદ્રિકા—'નોકરીવાતને એજ દુઃખ છે તો. ગમે તેવું અગત્યનું કામ હોય, પણ રજા મળવી મુશ્કેલ. આ એ પણ ક્યારનું જાઉં જાઉં કરી રહ્યા છે, પરંતુ આ ખટપટમાંથી બિલકુલ છુટાં નથી થવાતું. બોલો, આજે શી નવાજૂની લાવ્યાં છો; તમે નહોતાં આવતાં એટલે અમને તો કંઈ ન્યાતજાતની ખબર અંતર મળતી નહોતી."

વાતચતુર—"કેમ માજી, તબીઅત તો સારી છે કેની? તમે તો કંઈ બોલતાંજ નથી."

માજી—"તુમે બે જણાં વાત કરો તેમાં મ્હારાથી કેમ બોલાય? પરમ દિવસે સાંજેજ તમને સંભાર્યા હતાં."

વાતચતુર—આ સાંજ પહોરનાં તો દેવદર્શને જાઉં છું એટલે પછી કશે જવાતું નથી. આજ તો બહેન, હું ત્હારી જોડે લડવા આવી છું. હું ત્હારી બહેન થાઉં છતાં મ્હારાથી બધી વાત તું છાની રાખે અને લોકો મને ઘરની સમજી પૂછે ત્હારે મ્હારે વીલા પડવાનું."

મુદ્રિકા—"બહેન, મેં શું ત્હારાથી છાનું રાખ્યું તે તો કહે."

વાતચતુર—"મેં સાંભળ્યું છે કે શિશિરનો વિવાહ મોજીલાલ સાથેથી ટાળી વિપિન જોડે કરવાનાં છો. હાસ્તો બા, અમને કંઈ કહેવાય? શિશિરનો વિવાહ પહેલાં કર્યો ત્યારે પણ મને અજાણ રાખવામાં આવી હતી."

મુદ્રિકા—"બહેન, એટલું સારૂં છે કે આપણે જાતે અજાણ હોઈએ અને લોકો તેમને મનગમતું ચોકઠું બેસાડી દે અને ભોળાં હોય તેની પાસેથી છાશ વલોવી માખણ કાઢી લે. આ વાત અમારા ઘરમાં રહેનાર કોઈના સ્વપ્નમાં પણ નથી છતાં લોકોને ઠીક ખબર પડી ગઈ. તને કોણે કહ્યું.?"

વાતચતુર—"ઉડતી વાત સાંભળી છે,"

ચતુર માજી આ વાત ખૂણામાં બેઠાં બેઠાં મૂગે મોઢે સાંભળ્યાં કરતાં હતાં. સભાચતુર જેવાં સત્તરને ગળી જાય એવાં માજીએ તર્ક પહોંચાડી કહ્યું "સભાકાકીને ત્યાંથી વાત જાણી હશે." વાતચતુરે જવાબ દેતાં ગાગાંતલાં માર્યાં અને માજીનો શક દૃઢ થયો, માજીને ખબર હતી કે સભાચતુરના છોકરાનો વિવાહ શિશિર જોડે ન થાયે

તેથી તેને તેમના ઘરપર અકળામણુ છે. વળી ચંપક અને ચાતુરિકા પણુ પહેલાંની માફક મળતાં નહોતાં. ચંપક, મસાલચતુર તથા વાતચતુર સાથે બેસી હરરોજ નવી ગપસપ ઉડાવતાં તેની તેને ખબર હતી.

મુદ્રિકાની દલીલોની અસર વાતચતુર ઉપર થઈ નહિ અને બહેન પોતાને ઉડાવતી હશે એવા દૃઢ નિશ્ચય સાથે ઘેર ગઈ.

બિરિજયચંદ્રના ઘરનો કારભાર તેની માતા ચલાવતી હતી. વયે વૃદ્ધ છતાં શરીરે સુખી હતી. વહુ સ્વભાવે ગરીબ હતી એટલે ચાકર માણુસ પર નજર પોતેજ રાખતી. કોઈ કંઈ ભૂલ કરતું યા અપ્રાસંગિક રીતે વર્તતું તો માજી તેને પાણીથી પાતળો કરી કરી નાંખતાં. વ્યવહાર સાચવવામાં પણુ માજી એક્કા હતાં. રાજ્યખટપટમાં પડેલો પુત્ર તે ઉપર લક્ષ આપતો નહિ, અને વહુ તે બાબતની ઝાઝી દરકાર રાખતી નહિ; આથી દિવાનના ઘરકારભારનો સઘળો બોજો માજી ઝીલતાં અને પોતાના આપ્તમંડળ તથા કુટુમ્બીઓને બને તેટલો સંતોષ આપતાં. વહુને પણુ તેની બિનકાળજી વાસ્તે કેટલીક વાર ઠપકો આપતાં.

વિપિન તથા શિશિર સંબંધી વાતો ટુંક સમયમાં જુદી જુદી રીતે આવી અને માજીએ રાજ્યખટપટમાં પડેલા પુત્ર આગળ તે સંબંધમાં વાત કરવા નિશ્ચય કર્યો.

બિરિજયચંદ્ર પહેલાં કરતાં કામમાં વિશેષ રોકાઈ રહેતો, તેનું ચિત્ત સ્વસ્થ નહોતું. વિરિંચિલાલ આવ્યો ત્યારથીજ રાણાની રીતભાતમાં તેને ફેર પડેલો દેખાયો. આ વાત તે કોઈને કહી શકે, એ સંબંધમાં કોઈની સલાહ લઇ શકે એવું માત્ર તેને એકજ સ્થાન હતું. ચંદરાવની સલાહનો લાભ તેને મળી શકે એમ નહોતો કેમકે તે ક્યાં ગયો છે તેનો પત્તોજ નહોતો. રાતના તેને ઉંઘ પણુ બરાબર આવતી નહિ. અંતે મનની વાતનો ખુલાસો માતા આગળ કરવા વિચાર કર્યો અને અરસપરસ મળવાનો ઉત્સુક બનેલાં માતા તથા પુત્રને રવિવારે વાત કરવાનો અવકાશ મળ્યો,

માજી—"ભાઈ તું હમેશ ચિંતાતુર રહે છે તેનું કારણુ શું ? રાણાની કંઇ અવકૃપા થઈ છે કે કામનો બોજો વધી પડયો છે ? હમણાં તું બરોબર ખાતો પણુ નથી." પુત્ર હમણાં ઘરમાં એટલો રહેતો કે તે બાબત તેને કંઈ ચિંતા હોય એમ ધારવાનું કારણુ નહોતું. વળી એવી બાબત હોય તો તે તરતજ માની સલાહ લેતો.

બિરિજચંદ—"બા. વિરિંચિલાલ આવ્યો છે ત્યારની મને કંઈપણ કળ પડતી નથી." વિરિંચિલાલ કોણ તે ઓળખવાની તેને જરૂર પડી નહિ; કેમકે તેની માતાએ રાજ્યની તમામ અમલદારી રાજ્યનાં આણુસો તેની પાસે મળવા આવતાં તે દ્વારે માહિતી મેળવી; દિવાનથી મળવા આવવાના દરેક નાનોમોટો અમલદાર તેની માને ઓળખતો તથા પોતાની હાજરી તેની આગળ આપ્યા વિના જતો નહિ. એ અમલદારો પણ તેની હોશિયારી પર રીઝી થતા તથા તેનાં વખાણ કરતા.

માજી—"કેમ ભાઈ, તે કંઈ ત્હારા કામમાં આડે આવે છે?"

બિરિજ—"ના, આડો તો નથી આવતો, પણ ભવિષ્ય સારૂં ભાસતું નથી. એ ખટપટી તથા અપ્રામાણિક છે, રાણાજી એનામાં ભોળવાયા છે એટલે એ પોતાની મત ચલાવ્યા વગર રહેવાનો નહિ."

માજી—"ભાઈ, વખત આવે થઈ રહેશે. આગળથી પાળ બાંધવી નકામી છે, કેમકે એ શું દાવ નાંખે છે તે સમજ્યા વગર તું શું કરીશ?"

બિરિજ—"બા, આટલી તું ભોળી; એને દાવ નાંખતા પહેલાંજ અટકાવવો જોઇએ. રાણાએ એને જે કામ સોંપ્યું છે તે નહિ જેવું છે તેથી એ વધારે વખત નવરો રહે છે અને રાણા પાસે એની બેઠક વધી પડી છે. વળી હાલ તો એને બધાં ખાતાં તપાસવાની સત્તા મળી છે. મને એમ થાય છે કે કોઈપણ એવી જગ્યા એને આપવી કે જેથી કામના બોજાને લીધે એને બીજું કંઈપણ કરવા તથા રાણાજીને વારંવાર મળવા વખતજ ન મળે. અને અંતે કામને લીધે કંટાળી એની મેળેજ રાજીનામું આપી ચાલતો થાય."

માજી—"આમ કરવામાં ત્યારે વિલંબ કેમ કરે છે?"

બિરિજ—"એને લાયક જગ્યા ખાલી નથી; એક જગ્યા ખાલી રાણા આગળ એની મેં માગણી કરી ત્યારે તેણે તો હા કહી, પણ વિરિંચિલાલે રાણાને સમજાવી તેની ના ઠેરવી, અને બધાં ખાતાં નવરાશની વખતે તપાસવાની સત્તા માગી લીધી. એ સત્તાનો જરૂર એ દુરૂપયોગ કરશે અને તેથી હજી પણ કોઈ જગ્યાએ એને ખસેડાય તો સારૂં, બા, તું શા કામ સારૂ બોલાવતી હતી?"

માજી—"ભાઈ, આપણા ન્યાતીઓ એવી કલ્પનાને કોઈ પહોંચી શકે તેમ નથી. મ્હારે કહેવાનું એટલુંજ કે વિપિનને તથા શિશિરને જુદાં કરવાં જોઇએ." આ વાત ધણી ધીમેથી થઈ છતાં પાસેના

ઓરડામાં બેઠેલા એક જણને કાને પડી. બિરિજચંદ્ર આ વાતનું તાત્પર્ય સમજી ગયો. જમવા બેસતી વખતે તેણે પોતાની પુત્રીની તથા વિપિનની ચિકિત્સા જોઈ. રાજ્યખટપટના બોજાથી કંટાળેલાને આ બિનાથી વિશેષ દુઃખ થયું. પહેલાં તો તે જરા અકળાયો. જમી ઉઠી પોતાના શયનગૃહમાં ગયો; જરાક વાર સુતો ને નિદ્રાવશ થયો; વિરિંચિલાલને ખસેડવાના વિચાર સ્વપ્નને સોંપવામાં આવ્યા. વિચિત્ર સ્વપ્ન એક પછી એક આવવા માંડ્યાં; તેમાં રાણો, વિરિંચિલાલ, ચંદ્રરાવ, વિપિન, શિશિર એમ કંઈકંઈ જણાઓએ ભાગ લીધો. પા કલાકની આવી જંપ વગરની નિદ્રા ભોગવી બિરિજચંદ્ર પથારીમાં બેઠો થયો સ્વપ્નને કંઈ અર્થ આપવા તેણે પ્રયાસ કર્યો પણ તે ફોગટ ગયો; કેમકે એક પણ સ્વપ્ન પૂરૂંપાધરૂં આવ્યું નહોતું. એક બીજા સાથે એવું તે મિશ્ર થઈ ગયું હતું કે તેમાંથી કંઈ તારણ નીકળે નહિ. અંતે આવા વિચિત્ર સ્વપ્નથી કંટાળી, પલંગ ઉપરથી ઉતરી સંસારની રૂએ મનાતી જાગ્રત્ અવસ્થામાં દેખાતો છતાં માયાના સ્વપ્નમાં લપટાયલો બિરિજચંદ્ર દિવાનખાનામાં જઈ પોતાને કામે વળગ્યો. એ દિવાનખાનામાં દાખલ થતાંજ રાજ્યના વિચાર પાછા તાજા થયા અને સ્વપ્નની વાત ભૂલાઈ ગઈ.

બિરિજચંદ્ર તથા તેની માતા વચ્ચે થયલી વાત સાંભળનાર કોણ હતું, એ વાત સાંભળી તેને ખુશી થઈ કે દિલગીરી, તે વિપિનનું હિતેચ્છુ હતું કે કેમ, ઉપરની વાતથી તે છેક અજાણ હતું કે ‘કેમ, તે જાણવા વાંચનાર, તું ઉત્સુક હશે. આ વાત સાંભળનાર મિત્રમન હતો. તે અત્યારે પણ પોતાના ઓરડામાંજ હતો. તેની બહેન તથા વિપિન વચ્ચેના પ્રેમથી તે અજાણ્યો નહોતો. તે જેમ વધે તેમ કરવા તે રાજી હતો. મોજીલાલ બાબત તેણે અન્ય સ્થળે પણ ખરાબ વિવેચન સાંભળ્યું હતું. બિહારી રાત્રે બંગલામાં આવ્યો તથા તેણે માર ખાધો ત્યાર પછી મોજીલાલ બહારથી આવ્યો, બન્નેનો પહેરવેશ બદલાયો હતો વગેરે વાત મુંબાઇથી વધીને નૂતનપુર આવી હતી. વિપિન જેવું યોગ્ય પાત્ર તથા વળી પોતાનોજ મિત્ર પોતાની બહેનને મળે એ વાસ્તે તે પ્રયાસ કરવા ધારતો હતો. આ વાત સાંભળી તે દિલગીર થયો; પહેલાં તો તેણે વિપિનને ચેતાવવા ધાર્યું. એ વિચારે તેના મનમાં અનેક તર્કો ઉભા કર્યા; “ એને હું શી રીતે જણાવું ? મ્હારે ને એને મિત્રતા છે પણ આ બાબતની વાત એને હું શી રીતે કહી શકું ? જેના ઉપર એને પ્રેમ છે તે મ્હારી બહેન તથા એ મ્હારો

મિત્ર. બ્હેનને તો કહેવાયજ નહિ, કેમકે તેને તો મરણ તુલ્ય દુઃખ થાય, વિપિન ક્યાં જશે. ? જશે ત્યારે મને તથા બ્હેનને કેમ ગમશે? બ્હેન પણ એને ચ્હાય છે એ નક્કી. પરંતુ એ પ્રેમ કેવી જાતનો છે તે સમજાતું નથી. એના પિતા ક્યાં છે તેની એને ખબર નથી. પિતાનું દુઃખ કંઇ ભૂલાયું હતું તે પાછું તાજું થશે અને તેમાં વળી નવું ઉમેરાશે. એને ચેતાવ્યા વગર ચાલે તેમ નથી. પિતાજી આજે જમવા બેઠા હતા ત્યારે પણ એમની નજર વિપિન તથા બ્હેન ઉપર હતી. એમના મગજ ઉપર કામનો બોજો વિશેષ છે અને અકળાયા તો ગમે તેમ..." છેલ્લું વાક્ય પૂરૂં થયું તે પહેલાં વિપિન ઓરડામાં દાખલ થયો.

વિપિન—'કેમ ભાઈ શા વિચારમાં છો ?"

ઉંડા વિચારમાં પડી ગયલા મિત્રમનથી બોલાઈ ગયું કે 'તમારાજ'.

વિપિન—"મ્હારો શો વિચાર કરો છો તે કહો તો ખરા એટલે તમારો ગુંચવાડો કાઢી નાખું. તમને શું એમ થાય છે કે ગંભીર તરફ હું લક્ષ આપું છું અને તેનાપર જેવો પ્રેમ રાખું છું તેવો તમારાપર નથી રાખતો ?" એમ હસતાં હસતાં તેણે કહ્યું.

"ના," નિશ્વાસ નાંખી મિત્રમન બોલ્યો. "મ્હારા કરતાં મ્હારી બ્હેનપર વિશેષ પ્રેમ રાખો છો અને તે બાબત ચર્ચા થાય છે" એમ મનમાં ગણગણ્યો. "જેમાં તેમાં કુડાં પાડવાનું ગંભીરને સોંપ્યું. તમે આખી રાત તેની સાથે વાતો કરો અને મ્હારી જોડે પા કલાકજ બેસો તોપણ મને તો કંઈ ઓછું આવે નહિ."

વિપિન—"ઠીક ત્યારે, હવે એમ કરીશ કે જેથી તમારા બન્નેનાં મન સચવાશે. પણ વારુ, મ્હારો શો વિચાર કરતા હતા ?"

મિત્રમન—"તમો ખોટું ન લગાડો અને દિલગીર ન થાઓ તો કહું."

વિપિન—"ખોટું તો નહીં લગાડું પણ દિલગીર થઈશ કે નહિ તે શી રીતે કહી શકું ?"

જોડેના ઓરડામાં થયલી વાત મિત્રમનને જેમતેમ સોચા [illegible] વિપિનને કહી અને વિપિન ચમક્યો. તેનો ચહેરો ફીક્કો પડી ગયો; તેનાથી ન બોલાય કે ન ચલાય. થોડી વાર સુધી તો પૃથ્વી સામુંજ જોયાં કર્યું. હાથેથી જમીનપર કંઈ ચેષ્ટા કરી. જે વાતથી તે બધાંને અજાણ્યું જાણતો હતો તે શી રીતે બહાર આવી તે તે સમજી શક્યો નહીં. મિત્રમનને કદાચ ખોટું લાગ્યું હશે એવી તેના મનમાં ધાસ્તી

હતી. ઘરનાં માણસો પોતાને સારૂ શું ધારતાં હશે તે તે કળી શકયો નહિ. આંખમાં પાણી ભરાઈ આવ્યાં. “માતા ગઈ, પિતાનો પત્તો નથી. ત્યારે મ્હારૂં જગતમાં શું કામ હતું ? મ્હારા જીવ્યાનું સાર્થક શું ?” વિચારનું વ્હાણુ ચાલવા માંડયું અને પવનનું જોર વિશેષ હોવાથી તે ડુબશે એવું મિત્રમનના મનમાં થયું.

‘ભાઇ’—મિત્રમન બોલવા જતો હતો એટલામાં મસ્તક ભમી જવાથી વિપિન જમીન ઉપર ઉડયો અને બોલ્યો,

“ભાસે દિશાઓ શુનકાર સર્વથા !
આ ચિત્તવૃત્તિ ભમતી ધરે વ્યથા !
થાયે કંઈ કાળજડે, ન જાણું હું,
ગાત્રો નિરૂત્સાહ ! ન નૂર દૃષ્ટિનું.”

મિત્રમનને ઓરડાને સાંકળ ચઢાવી દીધી, પાણી લાવી વિપિનના મોંપર છાંટયું. ગુજરાતી, સંસ્કૃત, અંગ્રેજીમિશ્રિત થોડુંઘણું વિપિન લવ્યો. મિત્રમન તથા તેના કુટુમ્બનો થયલો ઉપકાર ગણાવી ગયો. માતા સાંભરી આવતાં બહુજ રડયો, પિતા કયાં હશે, એ વિચારથી હાથપગ પછાડયા; એટલામાં ગંભીર યાદ આવ્યો એટલે ખડખડ હસી પડયો. આમ એક અવસ્થામાં અનેક અવસ્થા ભોગવી થોડી વારે વિપિન સ્વસ્થ થયો. તેને પીવાને પાણી આપ્યું. મોં સાફ કરી તે પાછો પોતાની જગ્યાએ બેઠો એટલે મિત્રમને કહ્યું, “તમે મુંઝાતા ના, મને તમારાપર ગુસ્સો નથી લાગ્યો; તમારે તથા બહેનને સંબંધ થાય એમાં હું રાજી છું, તેમ કરવા હું પ્રયાસ કરીશ માટે ગભરાશો ના. પણ હાલ તમારે અન્ય સ્થળે રહેવાની આવશ્યકતા છે. અહીં રહી બીજી જગ્યાએ રહો એ ઠીક ન લાગે માટે મુંબાઇ કે બીજે દેશ જવા મનસુબો કરો.” વિપિનના મનમાં એક શંકા હતી. મિત્રમનની ઈચ્છા જેમ તેનું લગ્ન શિશિર સાથે થયલું જોવા છે તેમ શિશિરની છે ખરી ? આ પ્રશ્ન તે પૂછી શકયો નહિ. મિત્રમનને તેનું કંઈ જવાબ દીધો નહિ. શું કરવું, ક્યાં જવું તેના વિચારમાં પડયો. પાંચસાડાપાંચને સુમારે તેના વિચારમાંથી મિત્રમને તેને જગાડયો. “વિપિનભાઈ, આજે રવિવાર છે, આશ્રમસુધી આવવું છે કે ની ?” “હા ચાલો.” “ગંભીર આવવાનો છે ?” “ના આજે તો મોડેથી ઘેર આવવાનો છે.”

બન્ને મિત્રો ગાડી દૂર [illegible] આમે [illegible] બાર [illegible] વાદળ ચઢી આવ્યું. પવનનો સપાટો વધવા માંડ્યો, વિજળીના ચમકારા અને કડાકા ચારે દિશા તરફ થવા લાગ્યા. પશુપક્ષી [illegible]

ફેરફાર જોઈ પોતાના રહેઠાણમાં ભરાવા લાગ્યાં. વૃક્ષોની ડાળો હાલવા માંડી, કેટલાંકની પડી ગઈ અને કેટલાંક નાનાં વૃક્ષો તો જમીનદોસ્ત થઈ ગયાં. રસ્તાએ બહુ બીહામણું સ્વરૂપ ધારણ કર્યું હતું છતાં સાહસરી નિડરમણે પસાર થતા હતા જ્યારે કેટલાંક કોમળ અંતઃકરણનાં ઘરમાં બેઠાં પણ આ ચમકાટ તથા ગડગડાટથી ગભરાતાં હતાં. આશાપુરીનો રસ્તો ગામથી લગભગ એક માઈલ દૂર હતો છતાં છેક ઉજજડ નહોતો. રવિવારે ત્યાં માણસની આવજા વિશેષ થતી. વિપિન તથા મિત્રમન દર રવિવારે તે તરફ નીકળી પડતા. મિત્રમન આમાં બે લાભ જોતો; એક તો દર્શન થાય અને બીજું એ બહાને જરા કસરત પણ થાય. વિપિન એના કરતાં વિશેષ શ્રદ્ધાળુ હતો. આજે બન્ને મિત્રો લડ્યા હોય તેમ એકએકથી છુટા ચાલતા હતા. ગંભીર સાથે હતો નહિ, બાકી તે જ્યારે સાથે હોય ત્યારે અમુક નિયમો સારી રીતે પાળવામાં આવતા. વિપિન તેનાથી અચાનક છુટો પડી મિત્રમન સાથે વાત કરતો કરતો ચાલતો હોય તો તેના મનમાં ઓછું આવતું, આજે તે નહોતો છતાં વિપિન મિત્રમનથી દૂર ચાલતો હતો. તે ઉંડા વિચારમાં હતો. તેથી આજુબાજુની સૃષ્ટિનું તેને ભાન હતું નહિ. વરસાદ ઝરમર ઝરમર વરસવા લાગ્યો છતાં પવનનો સપાટો ઓછો થયો નહિ. તેની બન્ને બાજુનાં વૃક્ષો તથા ડાળીઓ, કોઈક તેના વિચારને પુષ્ટિ યા અનુમોદન આપતાં હોય તેમ હા કહેતાં હતાં, કેટલાંક બહુજ જોરથી ના કહેતાં હતાં, કેટલાંક તેનો સત્કાર કરતાં હોય તેમ નમન કરતાં હતાં, કેટલાંક તેમની ઘટારૂપી છત્ર વડે તેના શરીરનું વરસાદથી રક્ષણ કરતાં હતાં, કેટલાંક ખડખડ હસતાં હતાં, જ્યારે કેટલાંક છાનાંછાનાં અશ્રુ પાડતાં હતાં. એ કુદરતની ખુબી નીહાળતો મિત્રમન પાછળ ચાલતો હતો. વિપિનના વિચાર આ કુદરતની બલિહારી ખસેડી શકી નહિ. મિત્રમનની નજર વિપિનપર પડતાં તેણે જોયું કે તેની પાસે છત્રી નહોતી. તેથી ઉતાવળે પગે ચાલી તે વિપિન કને આવી પહોંચ્યો.

"ભાઈ, બહુ વિચાર કરશો તો ગાંડા થઈ જશો. વરસાદ આવે છે તો જરાક મ્હારે પાસે ઉભા તો રહેવું હતું."

"બહુ જોરમાં નથી આવતો એટલે ઠીક લાગે છે. મનનો ઉકળાટ જરા શાંત કરે છે."

"આસમાન જુઓ તો ખરાં, જાણે વૃન્દાવનની [illegible]." વિપિને [illegible] જોયું, જમાની રમ્ય[illegible] કંઈ [illegible] હતી [illegible] મ્હોરું [illegible].

નજીક હતું તે વિપિને હમણાંજ જાણ્યું. આસપાસના દેખાવની બલિહારી વિપિને જોઈ ન જોઈ અને એકાએક સર્વનું ધ્યાન દહેરા તરફ ખેંચાયું. દહેરા તરફ કંઈક ચમત્કાર થયો; એ ચમત્કાર એક પળ ભાગ્યે રહ્યો હશે. વિપિન જેવા ઘણાઓએ આ ચમત્કાર કોઈપણ જગ્યાએ જોયો નહોતો. ચમત્કારે બધાને ચમકાવી મૂક્યા; કેટલાક જ્યાંના ત્યાં ઉભા રહ્યા, કેટલાકે પોતાનું માથું નીચે કરી હાથ તેનાપર રાખી જાણે તેથી બચી શકાતું હોય તેમ કીધું. કેટલાએક તો આમ કે તેમ, ઉંચે કે નીચે જોઈ શક્યા નહિ. રાહદારીમાંનો મોટો ભાગ દહેરામાંથી પાછા ફરનારાઓનો હતો. તેમની પાછળ આવી કોઈ તેમને પકડી પાડશે એવી મનમાં ધાસ્તી હોય તેમ તેમણે ઉતાવળે પગલે ચાલવા માડયું. દહેરા આગળ એક ગાડી ઉભી હતી; તેના ઘોડાએ આ ચમત્કારના પરિણામે તોફાન કરી મૂકયું અને તેના પટા તૂટી ગયા. ગાડીને પણ સહેજસાજ નુકસાન થયું. વિપિન તથા મિત્રમનના મન ઉપર આ ચમત્કારની જુદી અસર થઈ, લોકો જે દિશા તરફથી નાસતા હતા, દર્શન કર્યો વગર પણ પાછા ફરતા હતા તેજ દિશા તરફ બન્ને જણા દોડયા અને એકદમ દહેરામાં દાખલ થયા. બન્નેની ગભરામણનો પાર નહોતો. દાખલ થતાંજ તેમણે જોયું કે દહેરાને નુકસાન થયું નહોતું પણ પાસે આવેલી દીપમાળ વિજળી પડવાથી જમીનદોસ્ત થઈ ગઈ હતી. માણસને ઇજા થઈ હોય એવું લાગ્યું નહિ. વિપિન સહેજ આગળ હતો. મિત્રમને કહ્યું “તમે અંદર ‘જાઓ, હું અહીં સંભાળી લઉં છું. વિજળીના કડાકાને લીધે દહેરાની નજીકનો ભાગ ધ્રુજી ગયો હતો અને દહેરામાં દાખલ થયલાપર તેની અસર જણાઈ હતી. પુરુષો હિંમત કરી બહાર દોડી ગયા હતા. અંદર બે સ્ત્રીઓજ હતી. એક બહાર ચોગાનમાં બેશુદ્ધ પડી હતી અને બીજી માતાના મંડપમાં પડી હતી. મિત્રમન ચાતુરિકા પાસે રોકાયો. વિપિન શિશિર કને ગયો.

શિશિરનું માથું ખોળામાં મૂકી વિપિને પવન નાખવા માડયો. થોડી વાર તો ટગરટગર તેના સામું જોઈ રહ્યો, અને શરીરમાં રોમાંચ ખડાં થયાં. “આ પ્રેમમૂર્તિનો ભોક્તા છેલ મોજીલાલ! અહા! શી મોંપર નિર્દોષતા છે.” વખાણ કરતાં મન ચલિત થયું; એટલામાં માતાની પ્રચંડ મૂર્તિ ઉપર નજર પડી. માતાને આઠ હાથ હતા જે [illegible]ડી ખડ્ગ વગેરે હથિયારોથી શોભાયલા હતા. માતાના પગ તળે ત્રણ રાક્ષસો કચડાયલા લોહીલુહાણ પડ્યા હતા; ત્યાં સામે

દૃષ્ટિથી જોનાર નરપુરુષ*ને પિશાચ પુરુષને ખુંદી નાખવાનું–મારી નાખવાનું–ભાન આપતા હતા, પ્રભુપુરુષનો પિશાચપુરુષપર જય થયો એમ બતાવતા હતા. માતાની પ્રતિમા એક પશુપર વાહન કરતી હતી, અને તેને એક હાથથી પોતાના કબજામાં રાખતી હતી–પશુ પુરુષને લગામમાં રાખતી હતી. એ પ્રભુ પુરુષને–એ માતાની પ્રતિમાને–વિપિને નમન કર્યું અને તે બોલ્યો "આ પવિત્રસ્થાનને હું ભ્રષ્ટ નહિ કરીશ. હું અહીં માતાના દર્શન કરવા આવ્યો છું, નહિ કે શિશિરને મળવા કે માણસની ગેરહાજરીનો લાભ લેવા. આ પ્રતિમામાં કેવો સરસ બોધ છે! સમજુને એના પ્રતિ ભકિત છે અને એમાં ખરૂં તત્ત્વ શું છે. તે શોધી કાઢવાની, જાણવાની અથવા સાંભળવાની દરકાર ન કરનારાઓ તથા પાશ્ચાત્ય શિક્ષણમાંજ સુધળું આવી ગયું એમ માનનારાઓને એના પ્રતિ અભાવ છે. કેટલાકોનું કહેવું એમ છે કે અમે તો અંતરના આત્માને ભજીએ છીએ. બોલવું તો ઘણું સહેલ છે; હું તો ધારૂં છું કે એટલી બધી તેમની વૃત્તિ પવિત્ર થઈ ગઈ હોય તો મૂર્તિપૂજકોપર તેમને તિરસ્કાર તો રહેજ નહિ. બહુ થાય તો તેમને અણસમજુ ગણે. વળી ખરૂં જોતાં બહાર હોય તોજ અંદર આવી શકે. ગાયના અંતરભાગમાં રહેલું દૂધ દુર્બળ હોવાથી આપણને મળી શકતું નથી. તેને પૌષ્ટિક ખોરાક આપવામાં આવે ત્યારેજ તે આપણને મળી શકે છે. મૂર્તિની સ્થાપના તે એ દૂધનું દોહન, સ્નાન વગેરે કર્મો તે એનું મંથન તથા તેમાંથી નીકળેલું તત્વ, ઘી જે કહો તે જેથી એ બળવાન્ બને છે તે એનું પાન અને આપણું ધ્યાન. મલય પર્વતપર બધાંજ ચંદનનાં વૃક્ષ હોતાં નથી; નિંબનાં પણ હોય છે પણ તેમાં ચંદનનો ભાવ હોય છે; તેઓ ચંદનરૂપ હોય છે. ખરાં ચંદન વૃક્ષ પાસે જવું તો અતિ દુર્ઘટ છે; કોઈકજ ત્યાં જઈ શકે.

"વાર ઘણી થઈ, શિશિરને હું ઝટ ઉઠાડું" એમ વિચાર કરી તેણે જરા તેને હલાવી તથા બૂમ પાડી. શિશિર એક ભયંકર સ્વપ્નમાંથી

---

*આપણા હિંદુ શાસ્ત્ર પ્રમાણે મનુષ્યના મન ઉપર ચાર પ્રકારની વૃત્તિઓ સત્તા ભોગવે છે. (૧) પિશાચઃ—કામ ક્રોધ વગેરે જેને મારી નાખવાની જરૂર છે; (૨) પશુઃ—આહાર, વિહાર, નિદ્રા, જેને અંકુશમાં રાખવાની આવશ્યકતા છે; (૩) નરઃ—જેને જેમ બને તેમ શુધ્ધ કરવા, ઉંચે પંથથીએ લઇ જવાની અગત્ય છે, (૪) પ્રભુઃ—એને પૂજવામાંજ ધર્મ છે. ફારસી લેખકો પ્રથમ બે વૃત્તિઓને, પિશાચ યા પશુ ગમે તે એકનાપીજ સંબોધે છે એટલે તેમના ગ્રંથોમાં ત્રણ વૃત્તિઓ બાબત ઈસારો હોય છે.

ઉઠી હોય તેમ ગભરાયલી આમતેમ જોવા માંડી. તે ક્યાં હતી કોના ખોળામાં હતી તેનું તેને ભાન નહોતું.

"ભાભી" એમ કહી બૂમ પાડવા જતી હતી અને તેણે વિપિનને પોતાની પાસે બેઠેલો જોયો, તે ચમકી ખોળામાંથી ઉઠી બેઠી થઈ.

"તમે અહીં ક્યાંથી ?"

"ભાઈ જોડે અહીંઆ આવ્યો; દહેરાથી અમે જરા દૂર હતા ને વિજળી પડી. આપણી ગાડી બહાર ખાલી ઉભી હતી એટલે તમે અંદર હશો એમ ધારી અમે બન્નેએ દોટ મૂકી. ભાઈ ચાતુરિકા પાસે રોકાયલા છે, કેમકે તે પણ બેશુદ્ધજ છે." મંડપમાંથી બહાર નીકળતા બન્ને જણાએ સાથે માતાને નમન કર્યું. ચાતુરિકા હજુ બેશુદ્ધજ હતી. તેનામાં કોમળતા વિશેષ હતી. વિપિન પાણી લઈ આવ્યો અને તે છાંટી તેને શુદ્ધિમાં આણી. મિત્રમન દર્શન કરી પાછો ફર્યો. બહાર આવી જોતાં માલુમ પડ્યું કે ગાડી જોડાય એમ નથી. ગામમાં જઈ ગાડી લઈ આવે તો વાર બહુ થાય અને ઘેર સૌ ફિકર કરે, તેથી ચાતુરિકા અને શિશિરને પણ ચાલવાનું આવ્યું. કંઈ પણ અગત્યના કામ વગર ક્રાફર્ડ મારકીટથી બોરીબંદર ટ્રામમાં બેસી જનાર મુંબાઇના સુખવાસીઓમાં રહેલી ચાતુરિકાને જરા અઘરું લાગ્યું પણ બીજો ઉપાય હતો નહિ એટલે ચાલવા કબૂલ કર્યું.

ચારે જણાં વાત કરતાં કરતાં સાથે ચાલતાં હતાં. પણ ચાતુરિકાની મંદ ગતિને લીધે તે તથા મિત્રમન જરાક પાછળ રહ્યાં અને વિપિન તથા શિશિર આગળ ચાલતાં હતાં.

શિશિર—"આજે તમે શા ઉંડા વિચારમાં છો ?"

વિપિન—"મ્હારે આ અઠવાડીઆમાં નૂતનપુર છોડી અન્ય સ્થળે જવું છે અને તેનો હું વિચાર કરૂં છું."

'ક્યાં જવાના છો ?' આશ્ચર્ય પામી શિશિર બોલી.

"તે કાંઈ નક્કી નથી."

"ક્યારે નક્કી થશે; મુંબાઇ જવાના છો ?"

"મુંબાઇ તો હાલ નહિ જાઉં, પિતાની કંઈ ભાળ લાગે માટે બીજે તપાસ કરીશ."

"જવાનો વિચાર ક્યારથી થયો છે ?"

"આજેજ."

"કેમ એકદમ ?"

" કંઈ કારણ મળી આવ્યું."

" મને કહેવામાં હરકત છે?"

" હા, તમે જાણીને ખુશ નહીં થાઓ; હું જાઉં પછી ભાઈને પૂછજો. તેને યોગ્ય લાગશે તો કહેશે."

" મને સંભારશો ખરા કેની?" ગદ્દગદ કંઠે તે બોલી.

" મોંએ કહેવામાં શું ફળ છે? મ્હારે કંઈ એવાં સગાં સંબંધીઓ નથી કે જેમાં રહેવાથી તમને ભૂલવાનું સહેજસાજ પણ કારણ મળે. સંભાળવાનું તમારે છે."

શિશિરનું હૃદય ભરાઈ આવ્યું. શો જવાબ દેવો તે કાંઈ સુઝ્યું નહિ.

" તમો ક્યાં છો તેનો પત્તો ભાઈને તો લખતા રહેશો કેની?"

" હા; પણ મને ઉત્તર બરાબર મળ્યો નહિ."

" તમેજ કહો છો ને કે કહેવાથી શું વિશેષ છે. વિપિન—" આગળ કંઈ કહેવા જતી હતી પણ અટકી.

" હવે સ્વસ્થ થાઓ આપણે ગામની હદમાં આવી પહોચ્યાં છીએ."

મિત્રમન તથા ચાતુરિકા પણ જરા વારમાં આવી પહોંચ્યાં અને ગાડી કરી ચારે જણાં ત્યાંથી ઘેર ગયાં.

ગંભીર ઘેર આવી પહોંચ્યો હતો અને વિપિન તથા મિત્રમનની રાહ જોતો હતો.

" કેમ ગંભીર આજે આશાપુરી આવ્યો નહીં?"

" તમારી વાતચિતમાં ખલલ ન પડે માટે."

" ત્હારે તો પાધરૂં બોલવુંજ નહીં."

" આજે પિતાજીની તબીઅત વધારે બગડી છે."

" પહેલેથી આ જવાબ દીધો હોત તો?"

" એના જીવને સંતોષ નહિં થતે" વિપિને કહ્યું.

" તમે બન્ને જણા નિરાંતે વાત કરો; હું જરા જાઉં છું. ગંભીરે મને તક આપી તો હું એને તક આપું છું." એટલું કહી મિત્રમન ઓરડામાંથી ચાલ્યો ગયો.

" કેમ ગંભીર આજે પિતાની તબીઅતમાં શું વિશેષ બગાડો થયો છે?"

" એમની તબીઅત વિશેષ બગડવાનું કારણ એમનો સ્વભાવજ છે. બા બિચારી પૂરૂં ખાતી પીતી પણ નથી, વૈતરૂં કરતાં મરી જાય છે છતાં એમને વાંકું પડતાં વાર નથી લાગતી; અને પછી ધાંટાધાંટ કરી મૂકે છે એટલે બરાબર કરતું હોય તે પણ ભૂલ કરે. બહેનોને

આવતાં મોડું થાય છે તો તેને પણ સો વાનાં સંભળાવે છે” ‘તમે તો સાસરારૂખાં થયાં’ જાણે સ્ત્રીઓને સાસરારૂખાં થવામાં પાપ હોય. તમને તમારો બાપ મરવા પડયો હોય તેમાં શું ? વખતસર જવું, વખતસર આવવું પછી અમારૂં જે થવાનું હોય તે થાય.”

બા તો ચોધાર આંસુએ કોઈકવાર રડે છે, કેમકે કોઈની કસુર થાય તોપણ એને સાંભળવાનું તો ખરૂંજ. ‘છોકરાંને [redacted] તેંજ ફટાવી મૂકયાં છે’ એ વાક્ય તો દહાડામાં બેચાર વાર સાંભળવાનુંજ. એમના કહેવાથી નોકરી છોડી એમની સારવાર કરવામાં રોકાઉં છું છતાં મ્હારો તો કાંકરોજ કાઢી નાખે છે. કેટલીકવાર કહે છે કે ‘જા ભાઈ, તું ત્હારે નોકરીએ વળગ, મ્હારે ત્હારૂં કામ નથી.’ જ્યાં પ્રયાસ કરૂં છું ત્યાંથી પાછો ફરૂં છું. દુનિયા મારો વાંક કાઢતી હશે પણ,

“દિલમાં જાય ડહાપણ ડુલી
તગદીર આગળ તદબીર લુલી.”

“ગંભીર, આપણા કરતાં વિશેષ દુઃખી હોય તેને સંભારવું એટલે આપણું દુઃખ ઓછું થાય. હજારો લુલાં, પાંગળાં, રક્તપીતીયાં નજરે પડે છે તેનાથી આપણે સુખી છીએ. વળી દેશને માટે થોડેથી સંતોષ માનનારાના કરતાં આપણે ઓછા સુખી છીએ ? તેમનાપર સરકારની પણ ચાર આંખ, ભૂલેચૂકે કંઈ તેનું વાંકુંચુકું બોલાયું કે તેમનાપર કાયદાનો અમલ અને તેમને સખ્ત શિક્ષા. નોકરીની હાડમારી પહોંચે એમાં નવાઇ નથી. આપણામાંજ આપણાપણું છે નહીં, બધી વર્ણોને નોકરી જોઇએ. જે વૈશ્યો અને શુદ્રો પોતાના અસલ ધંધાને વળગી રહ્યા છે તે તેમની વર્ણના નોકરીયાત વર્ગના કરતાં ઘણે ભાગે સુખી છે. આપણને દાસત્વ ગમી ગયું છે અને તેથી શુદ્રની પંક્તિમાં રાજી ખુશીથી ભળીએ છીએ. આપણા અસલના હુન્નરઉદ્યોગ ભાંગી પડયા છે, કેટલાક ભૂલાઈ ગયા છે. ખરા શાસ્ત્રી વેદાંતી પણ જવલ્લેજ મળી આવે છે કેમકે તેમના છોકરાઓને પણ સંસ્કૃત શિક્ષણ આપવા કરતાં પાશ્ચાત્ય શિક્ષણ આપવામાં વધારે ધ્યાન આપવામાં આવે છે. મ્હારૂં કહ્યું માનતો હોય તો કોઈ સ્વતંત્ર ધંધો ચલાવવા પ્રયાસ કર; નસીબ તો બધે જેનું તેજ છે.”

“ભાઈ, તે તો ખરૂં, પણ અહીં રહી ઘરાકથી વેપાર થાય તેમ નથી; કારણ પિતાજી કોઈકવાર ચીઢવાયા તો કહેશે કે દુકાનનો માલ હરાજ કરી નાખ.” વિપિનને હસવું આવ્યું પણ તેણે રોકી

રાખતું. દેસાઇનો પરિચય તેને કોઇકોઇવાર થતો હતો અને તે જાણતો હતો કે દેસાઇનો મિજાજ જાય ત્યારે તે કોઇનું પણ સાંભળે એમ નહોતું.

"નોકરી પણ જ્યાં મળે ત્યાં પણ હવે તો બ્હારગામ જવાનું થાય તો સારૂં. વિપિન, કેળવણી ખાતામાં મળી જાય તો કેમ?"

"મુલકી ખાતાના સપાટા તો જોયા, પરીક્ષાઓ આપી, હવે વળી કેળવણી ખાતું બાકી રહ્યું, ત્યાં પણ પાછી પરીક્ષા; જીવતા સુધી એ તો ચાલુજ. એ પરીક્ષામાં પાસ થયલો મ્હારો એક મિત્ર છે તેનો આજેજ પત્ર આવ્યો છે, તે વાંચ; એટલે તે ખાતાનો તને થોડો ઘણો અનુભવ મળશે."

ગંભીરે પત્ર વાંચવા માંડયો:—

સુહૃદ,

પત્ર મળ્યો છે; એ મુજબ હમેશા લખતા રહેશો. તમારૂં કહેવું ખોટું નથી; બીજી વસ્તુ હાથમાં આવ્યા વગર હાથમાં આવેલી વસ્તુ છોડી દેવી એ સૂત્ર સારૂં નહીં. હું પણ તે જાણું છું. પરંતુ મ્હારા ખાતામાં હાલ જે રીતિ ચાલે છે તેનાથી તમે પૂરેપૂરા વાકેફ હો તો તમે પણ મ્હારોજ રસ્તો પસંદ કરો. પરીક્ષાનું લફરૂં તો તમે જાણોજ છો. પુસ્તકો વાંચવાનાં છે તે સારાં છે, પરંતુ તેમાં લખેલા ઘણાખરા નિયમો અમારે ત્યાં પળાતા નથી. ઇન્સ્પેક્ટર સાહેબ આવ્યા, અડધા કલાકમાં વર્ગના છોકરાઓની, માસ્તરની પરીક્ષા લઇ નાખી. ખાતાંઓની તપાસ રૂપી તમાસો જેમ બધે ચાલે છે તેમજ આ પણ એક તમાસોજ છે. ખરી ભૂલ જોનાર તો ભાગ્યે કોઇકજ. બાકી બહારની ટાપટીપ વગેરે જોવાઇ, વિદાય થતાં હારગોટા અપાયા અને ભિતરકી તો રામ જાણે. છોકરાઓ ઇન્સ્પેક્ટરનું બોલ્યું પૂરેપૂરૂં સમજે નહિ અને શિક્ષકને કોઇ પણ રીતે વચ્ચે બોલવા અધિકાર નહિ. સાહેબ પ્રશ્ન પૂછે તે પણ કેટલીકવાર તો છોકરાઓને હંફાવવા ખાતરજ. મ્હારા વર્ગના પહેલા છોકરાને સાહેબે પૂછ્યું "તમે આ વર્ગમાં છેલ્લા છો, ખરૂં કેની?" હવે, આ સવાલના જવાબમાં છોકરાએ 'હા' કહી કે 'ના' કહી પરંતુ તેમાં તેની પરીક્ષા શું થઇ? કદાચ પૂરેપૂરૂં ન સંભળાવાથી અથવા તો આવા ક્ષુલ્લક સવાલ ઇન્સ્પેક્ટર સાહેબ જેવા વિદ્વાન માણસ પૂછેજ નહિ એમ સમજી છોકરો ખોટો જવાબ આપે તો તેમાં નવાઇ શી? એત્રણ વાર આવી તપાસનો

અનુભવ છોકરોને થયલો એટલો તેણે જવાબ બરોબર આપ્યો. ખોટો આપ્યો હોય અને સાહેબનો મિજાજ એકવાર જાય ત્યાં સાધારણમાં સાધારણ નિયમ જે એમની ચોપડીઓમાં ન લખ્યો હોય તોપણ ચાલે તે નિયમનું સાહેબને ઉલ્લંઘન કરતાં વાર નહિ. શિક્ષકને બધા છોકરાઓનાંજ દેખતાં ઠપકો અને હેડમાસ્તર ત્યાં હોય અને તેમનું માન જળવાય તો મોટું નસીબ, એક વર્ષ તન તથા મનથી શિક્ષકે કામ કર્યું તેનો સરપાવ મળી ચૂક્યો, મ્હારાથી તો એ ઠપકો છોકરાઓ આગળ સંખાયજ નહિ. જાતિબડાશ મારવામાં તો બાકીજ નહિ. એકવાર વર્ગ તપાસતાં સાહેબે કહ્યું કે 'હું તમારી નિશાળોના સારામાં સારા શિક્ષક કરતાં, થોડા વખતમાં અને વધારે સારૂં શીખવી શકું.' જોગ પણ તે દહાડે એવો આવ્યો કે 'કૉપી' તપાસતાં એક ગામડાના છોકરાને સાહેબે સ્વિટ્ઝરલાંડ'નો ઉચ્ચાર કરવા કહ્યું. છોકરો ગમેતેમ ભાર મૂકી એવો ઉચ્ચાર કરે કે સાહેબે પાંચસાત વાર ઉથલાવી કહ્યું પણ પત્તો લાગ્યો નહિ. મિજાજ તો ગયો પણ કહે કોને? મ્હારા વર્ગમાં આમ બન્યું હોત તો જરૂર સાહેબને કહેતે કે 'સાહેબ, આવા ઓની જોડે પણ અમારે કામ પાડવાનું છે; અને દરરોજ આમ વખત ગુમાવીએ તો અભ્યાસ શી રીતે પૂરો કરાય? અત્રેના કામથી, પદ્ધતિથી બિનવાકેફગાર જુવાન અને નવીન માણસ મોટે પગારે આ શાખામાં કામ કરે છે તેને બદલે આપણા પોતાનાજ દેશીઓ કોઈવાર એ અધિકાર ભોગવે છે ત્યારે તેમના કરતાં કામ ઘણી સારી રીતે કરે છે, ખુબી એ છે કે એ જગ્યાઓ આપણુને કાયમની કોઈ રીતે મળે નહિ અને વિદેશીઓ, તેમનામાં ઝાઝું તત્ત્વ હોય નહીં, છતાં પોતાને મનગમતી અનેક શરતો સાથે ભોગવવાને ભાગ્યશાળી બને. વધારે દૃષ્ટાંત આપવાં નકામાં છે. ટુંકમાં પરિણામ એ આવે છે કે ખરી દરકાર રાખનારા પણ બેદરકાર બની જાય છે અને સારા માણુસ આવતાં અચકાય છે. મ્હારે રાજી થવાનું માત્ર એટલુંજ છે કે મ્હારી પાંચ વર્ષની કાર્કીર્દીમાં શિષ્યો, શિક્ષકો અને હેડમાસ્તરો તરફથી મેં પ્રીતિ તેમજ કીર્તિ સંપાદન કરી, શિષ્યવર્ગ વાસ્તે તો એટલુંજ કહેવું બસ છે કે મ્હારા હાથ તળે જે ભણ્યા હશે તે મને ઘણીવાર સંભારશે. તને કદાચ આ બડાશ લાગતી હોય તો તેને માટે એજ દૃષ્ટાંત બસ છે. નઠોર તથા કોઈને ન ગણકારે એવા તથા નીતિથી આડે માર્ગે ચાલનારા એક જગ્યાના મ્હારા શિષ્યો મ્હારાથી જુદા પડયા ત્યારે તેમણે મને કહ્યું કે 'સાહેબ, પ્રામાણિકતા શું છે, નીતિથી ચાલવું

કેટલું જરૂરનું છે, એ તમારા શિક્ષણથી અમે શીખ્યા." ઇન્સ્પેકટર સો સારી ટીકા કરે તેના કરતાં આ એક ટીકાથી હું વધારે પ્રસન્ન થયો છું અને તેથીજ આ આત્મશ્લાઘા હોવા છતાં મ્હારાથી તને લખ્યા વગર રહેવાતું નથી. વિશેષમાં મ્હારા હાથ તળે ભણી કોલેજમાં અભ્યાસ કરતા, હમેશ ઉપર નામ રાખનાર શિષ્યનો પત્ર મ્હારા રાજીનામાની વાત જાણ્યાથી આવ્યો છે તેમાંથી એક ટાંચણ કરૂં છું:—

"આ ખાતામાં રહીને તમે ઘણા શિષ્યોનાં ભાગ્ય સુધારી શકતે, તમારા શિક્ષણથી ઘણાને બાહ્ય તેમજ આંતરિક લાભ થતે. અમને આપેલાં એ લાભ માટે અમે તમને કદી પણ વીસરવાના નથી. એ લાભ મને તો આપનાર કોઈ પણ શિક્ષક તમારા સિવાય મળ્યો નથી એમ લખવામાં હું અતિશયોક્તિ કરતો નથી." વિપિન મ્હારા લાંબા લખાણથી તને વધારે કંટાળો આપવા માગતો નથી આ ખાતું મેં અનેક કારણસર પસંદ કર્યું હતું. આ પત્રના લખનારનું કહેવું ખરૂં છે. તું જાણે છે કે રાષ્ટ્રના બંધારણનો આધાર હમેશ નિશાળો તથા પાઠશાળાઓમાં અપાતા શિક્ષણપર રહે છે. મ્હારા શિષ્યો જ્યાં જાય ત્યાં પંકાય, જાતિ બંધુ તથા દેશબંધુ તરફ સારી લાગણી ધરાવતા થાય એ બાબતપર મ્હારૂં લક્ષ રહેતું તેમ દરેક શિક્ષકનું હમેશ રહેવું જોઇએ. મ્હારી મહેનત પાર પડી કે નહિ તે હું કહી શકતો નથી. આવા બીજા પણ મ્હારા જાણીતા શિક્ષકો છે, પરંતુ ખાતાંના ત્રાસને લીધે અને હલકા પગારીને લીધે નવીન સારા થોડા આવશે એમ મ્હારૂં ધારવું છે. આ શિષ્યનો પત્ર વાંચી મને એમ પણ થયું કે મેં રાજીનામું ન આપ્યું હોત તો સારૂં થાત. પૈસાના લાભની મને ઝાઝી દરકાર નહોતી. અધિકારીના કડવા બોલ સાંભળવા હું તત્પર થઈ ગયો, પરંતુ એટલામાં રાજીનામું મંજુર થયાના સમાચાર ફરી વળ્યા. તેથી

"હવે આવ્યા નવે દેશ,
હવે ફરીયે નવે વેશ."

વિશેષ શું લખું? મ્હારી કોઇ પણ જાતની ફિકર કરતો નહિ; આવી પ્રબળ છે અને તેનાપર મને કંઈ અજબ ભરોસો છે. તું મુંબાઇ ક્યારે આવવા ધારે છે?

લ્હારોજ

આનંદશંકર.

વિપિન—" આ પત્ર વાંચી મ્હારો તો ત્હારે વાસ્તે એમ વિચાર થયો છે કે કંઈ ધંધા બાબત તું વિચાર કર. પ્રસંગ આવે ત્હારા પિતાને કોઈ પણ સમજાવી શકશે."

"હું એ બાબત વિચારમાંજ છું. ચાલ, હવે હું જાઉં, વખત બહુ થઇ ગયો."

"ત્હારી વાતમાં મ્હારૂં કહેવાનું રહી ગયું. તું પાછળથી જાણશે તો તને વળી ખોટું લાગશે. આ અઠવાડીયામાં મ્હારો નૂતનપુર છોડવાનો વિચાર છે."

"કેમ, ત્હારા પિતાનો કંઈ પત્તો લાગ્યો ?"

"ના, પત્તો તો નથી; પણ મને એકલા જવાની અત્રેથી ના કહેતાં હતાં તેમ હવે ભાગ્યેજ થશે." આ શબ્દો વિપિનના મોંમાંથી નીકળ્યા ને તેણે નિશ્વાસ મૂક્યો. તે ગંભીરને ગળે બાઝી પડયો, રોઈ પડયો. ગંભીરની આંખમાંથી પણ પાણી પડવા માડયું. ગંભીરે ખરૂં જાણવા હઠ લીધી અને વિપિને ઘરમાં થયલી વાતચિત તથા તેના શિશિરપરના પ્રેમની હકીકત કહી.

ગંભીર નીચું જોઇ રહ્યો. "વિપિન, તું તેને ચહાય છે એ તો મ્હારા મનમાં પણ હતું; પણ મેં તને વખતસર ચેતાવ્યો હોત તો સારૂં થતે. આવો વિચિત્ર વખત આવત નહિ. ત્હારો વિચાર ડાહ્યો છે; અહીંથી તું દૂર જઈશ તેમાંજ સારૂં છે." ઘેર કાકીએ કહેલી વાત પણ તેણે વિપિનને જણાવી.

"ત્હારા સ્વભાવને લીધે મ્હારે ખમવું પડયું. હશે, હવે તેનો ઉપાય નથી. એ બાબતનો વિચારજ ન કર."

ગંભીર પોતાનાથી થયલી ભૂલનો પશ્ચાત્તાપ કરતો ઘેર ગયો અને વિપિન ઓરડામાં એકલો પડયો પડયો ગણગણ્યો.

"ખરી ગંભીર ! ભૂલ કીધી,
જણાવી વાત ના દીધી;
પ્રથમથી જાણ્યું જો હોતે,
ન અફવા આ કદી ઉડતે;
મરી ગઇ માત મુજ શાણી,
પિતાની ભાળ ના આવી;
પિતા ! આ કેર શો કીધો,
વિચિત્ર માર્ગ જારે લીધો.

નમાયા સામું ના જોયું,
નથી મુજ ઠામ ઠેકાણું;
નથી સુઝતું ક્હીં જાવું,
ન જો રે'વું અહીં બનતું.
કરૂં શું હું કહીં જાઉં,
નકામો દેહ પાડું હું;
જીવન ના મૂજને વ્હાલું,
શિશિર વણ વ્યર્થ થાવાનું."

વિચાર બદલાયો; શિશિરને તો હૃદયમાંજ રાખવી પરંતુ જીવન દુઃખી હિંદનું ભલું કરવામાં ગાળવાનો વિચાર એકદમ સ્ફુર્યો.

"શિશિર કુમુદની વેરી,
શિશિર મુજ ઉરની દેવી;
શિશિરમઠ હું હવે બાંધું,
શિશિરવિદ્યાલય સ્થાપું.
પડ્યા હિંદે, દુઃખી જીવ,
બહુ દુઃખી સુખી કોક;
દુઃખીના દુઃખ ના ટાળું,
જીવન હું વ્યર્થ શીદ ગાળું."

મસ્ત મોજશોખ પાછળ ખર્ચ કરતા, હિંદની દાઝ જરાએ ના ધરનાર કેટલાક ધનાઢ્યનાં દૃષ્ટાંત આંખ આગળ આવ્યાં; ગાન ચાલ્યું—

"જાણ્યાતું દુઃખીનાં દુઃખ,
દુઃખી છું તો, મને છે સુખ;
સુખી હોતે, ચમન કરતે,
ગરીબની દાઝ, ના ધરતે.
ભલે દુઃખો, ઘણાં આવે,
ન તેની કાંઈ પરવા છે;
લડીશ હું તેની સંગાથે,
કરીશ હું તેહને મ્હાત."

ઉપાય કંઇ સુઝી આવ્યો અને આગળ લંબાવ્યું.

"પિતાની શોધને બહાને,
રઝળવું શ્હેર ને ગામે;

સુતેલા મુજ ભ્રાતોને,
જગાડું હું, ઉઠાડું હું.
દઇને ઐક્યની શિક્ષા,
કુસંપોને નસાડી હા;
દઈ દૃષ્ટાંત વીરોનાં,
જગાડું હું, ઉઠાડું હું"

હિંદની આગલી સ્થિતિ સાંભરી આવી, આંખમાં પાણી આવી ગયાં પણ ગાન અટક્યું નહિ.

"સ્થિતિ પ્રાચીન સંભારો,
દુઃખદ આ હાલ સરખાવો;
હતું તે શું, થયું છે શું,
સમય છે તો સમાલી લો.
રહ્યું છે શું, હતું શું ને,
ગયું તે ક્યાં વિચારોને;
થયા શા હાલ, રહ્યા શા માલ,
ન ચેતો હાલ, થશો બેહાલ."

પ્રથમ લડાઇઓ જ્યાંત્યાં જર, સ્ત્રી વા જમીનની કહેવાતી. હવે આમમંડળમાં યા સભામાં. દરેક વિષયમાં ને ચર્ચામાં 'હું' પર આવી ગઈ છે તે સાંભરી આવ્યું અને બોલાઇ જવાયું.

"સુતો મુજ હિંદના શૂર,
ધરો દિલ આ, મીઠું સૂત્ર;
મમત મૂકો અને ચેતો,
બિરદ ભૂમિતણું ધારો.
રે બાંધી ઐક્યની રક્ષા,
મમત મૂકીને બાજુ હા;
ધરો દિલ સંપની દીક્ષા,
કરું બસ એટલી ભિક્ષા."

"ઓ હિંદ! કુસંપ તથા મમતે ત્હારું સત્યાનાશ વાળ્યું. એ મમત અન્ય દેશમાં પણ છે, છતાં પ્રસંગ આવે ત્યાં કાબુમાં રાખી શકાય છે. પરિણામ આવ્યા પહેલાં માણસે શા વાસ્તે પોતાના મતને ખરો કહેવો, તેને ટેકો ન આપનાર પોતાનાજ ભાઇઓ ઉપર ગાળનો વરસાદ શું કરવા વરસાવવો? તું ખોટો ના ઠર્યો તો કોઇને હસવાનું

કારણ નહીં મળે, ખરો ઠર્યો તો બમણું વખાણુ થશે. લક્ષ્યબિંદુ એક રાખી તને પસંદ પડે તે માર્ગે ચાલ્યો જા. બાકી ભૂલ તો કોણે નથી કરી ? જીદમા તણુવામાં, માંહોમાંહે લડવામાં શો ફાયદો ? સાથે રહી કામે ના બનતું હોય તો પણ અન્યોન્ય ભ્રાતૃભાવ શા માટે ભૂલાવવો જોઇએ ?" કવિતાની છેલ્લી બે કડી પાછી ગવાઇ, કાગળપર આખી કવિતા લખી લેવાઈ. જમવાપર રુચિ ન હોવાથી વાળુ કરવાની ના કહી પથારીમાં જઈ સુતો; પણ ઉંઘ આવી નહિ. ઘણી જાતના વિચાર મનમાં ઘોળાયાં કર્યા. કાંતો દુનિયા પોતાને માટે લાયક નથી અથવા તો પોતે દુનિયા માટે લાયક નથી એમ અનેક વાર વિચાર આવ્યો. કવિતા ફરીફરી ગવાઈ. આખરે મોડી રાતે આંખ મળી. સ્વપ્નમાં પણ એનું એ લવ્યો અને આવી કાચી ઉંઘમાં રાત પસાર કરી, વહેલો ઉઠી સવારે ઉન્મતિ ફોઈ તથા તારાને મળવા ગયો. ફોઈનું ઘર પહેલું આવતું.

" વિપિન, હમણાંજ તને તેડવા બકુલને મોકલતી હતી. આજે મુંબાઇથી કાગળ આવ્યો છે, તે ઉપરથી લાગે છે કે ચંદ્રભાઈ કાશીમાં હોવા જોઈએ."

" ફુઆ મુંબાઇમાં છે ?"

" હા, ક્યારના ત્યાંજ છે. તને કંઈ ફોઈની ફિકર છે ? તુ તો મોટો થયો ને વળી ભણ્યો."

" બેચાર વાર આવવાનો વિચાર કર્યો પણ— "

" કામમાં રોકાઈ ગયો, ખરું કેની ?"

" ના, આળસી ગયો."

" છે તો તારા બાપ જેવો સત્યવાદી. આ ખબર એમ મળી આવી કે જે ચાલીમાં તમે રહેતાં હતાં, ત્યાંનું ભાડું તારા પિતાએ ચૂકવ્યું નથી. તારા ફુઆ ઘરધણીને મળ્યા અને તેણે કહ્યું કે ચારપાંચ દિવસ પરજ મ્હારાપર કાશીથી મનીઑર્ડર આવ્યો છે."

" ઠીક ત્યારે તો, હું કાશીજ જઈશ. બે માસ થયાં પિતાની ભાળ ન આવી એટલે જેમ બને તેમ જલદી અત્રેથી નીકળવા મેં વિચાર કર્યો હતો. તેથીજ હું તમને મળવા આવ્યો હતો અને એટલામાં આ ખુશીના સમાચાર જાણ્યા."

ત્યાંથી નીકળી બ્હેનને મળ્યો, અને આ સમાચાર નિવેદન કર્યાં. તેનો હર્ષ માયો નહિ. તારાને ભાઈ સાથે જવાનું મન હતું પણ વિનોદચંદ્રને કામનો બોજો વિશેષ હતો. એટલે વિચાર માંડી વાળ્યો. રાજ્યમાં ચાલતી ખટપટની વાત વિપિને બ્હેનને કહી, તથા વિનોદચંદ્રને પ્રસંગ આવે ધીરજ આપવાનું સૂચવ્યું. વિનોદચંદ્રને મળી ઘર તરફ વળ્યો.

આમ ધૈર્યની શિખામણ આપનાર, વિનોદચંદ્રને ધીરજ આપવાનું કહેનાર, ગંભીરને ધીરજ રાખવાનું સૂચવનાર વિપિન ઘણીવાર અકળાતો, પિતાનો શાંત સ્વભાવ સંભારી પાછો શાંત પડતો. ધૈર્યવાળો માણસ શરીરે સુખી રહે છે, તેના મનને બળાપો રહેતો નથી, એમ કહેનાર ઘણા છે, તે પ્રમાણે કરનાર બહુજ થોડા છે. માથે પડી વિશ્વદેવા, એ તો વિરલાનુંજ લક્ષણ છે. અસંખ્ય કષ્ટો વેઠી જંગલમાં પૂરૂં ખાવાનું કે પીવાનું મળ્યા વગર પોતાના કુટુંબ સહિત રઝળી **कार्यं साधयामि वा देहं पातयामि** । એ સિદ્ધાંત આગળ કરી પ્રતાપ,—શૂરવીર પ્રતાપ—ધારેલું કામ પાર પાડવામાંથી ડગ્યો નહિ, હિંમત હાર્યો નહિ. શિવાજી એક સાધારણ સરદાર હતો, છતાં એ ધૈર્યના પ્રતાપે તેણે ઔરંગજેબની સામે થવા હિંમત કરી, અન્તે જય મેળવ્યો, અને જનસમૂહના મોમાંથી કહેવડાવ્યું કે શિવાજી ન હોત તો સુનત હોત સબકી. સાફ, સરળ, ખાડાખાબોચીઆ વગરનો રસ્તો કોને નથી ગમતો? એ રસ્તાપર પણ કોઈવાર કાચ 'કાંટા રહી જાય છે અને વાગે છે. કાયર ન બનતાં તે કાઢી નાખવા, ફેંકી દેવા. પાણીની સપાટીપર એક નાનામાં નાનો કાંકરો પડે અને તે જેમ પાછું હઠે તેમ કાયર માણસ હિંમત હારી જાય છે અને સંસારી પૂછે છે કે વધુ દુઃખી કોણ? ગંભીર કે વિપિન?



# પ્રકરણ ૨૫.

## કમિશન.

पत्रं नैव यदा करीरविटपे दोषो वसन्तस्य किं
नोलूकोऽप्यवलोकते यदि दिवा सूर्यस्य किं दूषणम्।
धारा नैव पतन्ति चातकमुखे मेघस्य किं दूषणं
यत्पूर्वं विधिना ललाटलिखितं तन्मार्जितुं कः क्षमः॥*

भर्तृहरिः

* કંટકવૃક્ષ ઉપર વસંત ઋતુમાં જો પત્ર ના દેખાય તો તેમાં એ ઋતુનો શો દોષ? દિવસે જો ઘુવડ પક્ષી જોઈ ના શકે તો તેમાં સૂર્યનો શો અપરાધ? વરસાદની ધારા જો ચાતકના મોંમાં ના પડે તો તેમાં મેઘનો શો વાંક? વિધિએ લલાટમાં જે જે કાંઈ પહેલેથી લખ્યું હોય તે અન્યથા કરવા કોઈજ સમર્થ નથી.

વિપિન નૂતનપુર છોડી જવાનો છે એ ઘણાની જાણમાં આવ્યું. ક્યાં જવાનો છે, એકદમ વિચાર કેમ થયો, તેની થોડાનેજ ખબર હતી. શિશિર તે જાણવા ઉત્સુક હતી. ભાઈને પૂછી વાતમાં ને વાતમાં જાણી લેવા વિચાર કર્યો અને વિપિન ગયા પહેલાં તેના જવાનું કારણ કંઈક જાણી લીધું. પોતાને લીધે તેને આ વખત આવ્યો તેથી નરમ થઈ ગઈ.

વિપિન એકલવાયા છે, ક્યાં જશે, એના વગર મને ચહેન કેમ પડશે? પિતાને કહું કે એને નોકરી અપાવે? હવે તેમ કહેવાય એમ નથી. પિતા મ્હારાપર રોષે ભરાય. બાને કહું? ભાભીદ્વારા ભાઇને ખબર કરૂં? ભાભીને કેમ કહેવાય? આવા વિચાર હિંચકા ખાતી શિશિરના મનમાં ઘુંટાતા હતા. હિંચકાપરથી ઉઠી ખુરસીપર જઈ સુતી. વળી ઉઠી ઓરડામાં હારમોનિયમ પડ્યું હતું ત્યાં ગઈ. પાછું વિપિનનું સ્મરણ થયું, કેમકે તેણેજ એને એ વગાડતાં શીખવ્યું હતું તેનાપર મન લાગ્યું નહિ, અને ફરી હિંચકાપર જઈ સુતી. પડ્યાં પડ્યાં ગાયું. વિપિને માથેરાનમાં પ્રથમ સાંભળેલું, તેને ગમતું ગીત-ગોવિંદમાંનુંજ આ ગાયન હતું.

'તે તલપે, કલપે, વિલપે, વળી પ્રલપે પીડ વિસારી.'

એટલું જેમ તેમ બોલાયું ને કંઠ ગદ્‌ગદ થઇ ગયો. આંખમાં પાણી આવ્યાં, છેલ્લી કડી બોલાઈ નહિ અને ઓરડાનું બારણું ઉઘડ્યું.

"ભાઈ અહીં નથી?"

"ના."

"ગાતાં કેમ અટકો ગયાં?" આ વાક્ય શિશિરે બરાબર સાંભળ્યું નહિ.

"વિપિન, ક્યારે જવાનું ઠર્યું?"

"કાલે જઈશ."

"મેં તમને દુઃખી કર્યા; તમે જવાનો વિચાર એકદમ કેમ કર્યો તે મ્હારાથી અજાણ્યું નથી."

"એ વિચાર મૂકી દો અને મને જવા દો. કોઈ આવે તો બહુ ખોટું લાગે."

અડધી બેઠેલી અડધી ઉભેલી પશ્ચાત્તાપ કરતી શિશિરનો હાથ પકડી તેને ઉભા થવા કહ્યું. શિશિરને શરીરનું ભાન નહોતું. વસ્ત્ર જરા અવ્યવસ્થિત હતું, તે ઠીક કરવા–શિશિરને સતેજ કરવા વિપિને હાથ લંબાવ્યો. વદન કમળ સામે જોતાં માલૂમ પડ્યું કે તે અશ્રુ પાડતી હતી. આંસુ લુછવા તેના હાથમાંથી રૂમાલ લીધો. શિશિરને ભાન આવ્યું. શરીરને વિપિનના હાથમાં રમતું જોયું. ઉભી થઈ ગઈ અને બોલી,

"હવે પાછા ક્યારે મળશો?"

"પ્રભુઆધીન વાત છે, શાંતિ રાખવાનું કહી વિપિન ઓરડામાંથી ચાલ્યો ગયો. શિશિરનો રૂમાલ ભૂલથી સાથે રહી ગયો. શિશિરને પણ સાંભર્યો નહિ. ઓરડાને સાંકળ ચઢાવી તે સુતી અને હૃદય ખાલી કર્યું.

ઓરડામાંથી બહાર નીકળતાં વિપિનને મિત્રમન મળ્યો.

"કેમ આજે આપણે નાટક જોવા જઈશું કેની?"

"ના, મને માફ કરો. કાલે જવું છે અને આજે ઉજાગરો ક્યાં કરૂં? વળી તમે જાણો છો કે મને આજના નાટકોમાં રસ પણ નથી પડતો."

વિપિન આ નાટકો તરફ અભાવ હતો. અને તેને એક જાતનો ફારસ ભજવી પૈસા રળવાનું સાધન કહેતો. સારા લેખક અને ભજવનાર છે પણ ઘણાને આવું જોવામાં મઝા પડે છે; અનીતિ અને બીભત્સ દેખાવોને લીધે નીતિનું શિક્ષણ દબાઈ જાય છે; ખરા ઉદેશથી ભજવાએલું નાટક દેશને સુધારવામાં સાધનભૂત થાય એમાં શી નવાઈ?

પણ આજ તો ગમેતેમ લાકડે માંકડું વળગાડતાં ઘણીને આવડે છે એમ તેના મનમાં હતું. મિત્રમને તેને જાણ કર્યું નહિ, અને પોતે પણ જવાનો વિચાર માંડી વાળ્યો.

બીજે દહાડે બિરિજયચંદ્રનું ઘર વિપિન વિના ઘણાને સુનુંસુનું લાગ્યું. બધાને એનાપર પ્રેમ હતો. કેમકે નાનાથી મોટા બધા જોડે તે વિનયપૂર્વક વાત કરતો. સ્વભાવે આનંદી હતો, મિત્રમન તથા શિશિરના મનમાંથી ખસ્યો નહિ. રાજ્યખટપટમાં રોકાયલા બિરિ-જયચંદ્રને પણ તેની ખોટ લાગી. કારણ ઘણીવાર તે વિપિન સાથે વિનોદમાં ઉતરતો રાજ્યચર્ચા ચલાવતો; વળી તે પોતાના મિત્રનો પુત્ર હતો. રાજ્યખટપટમાં રોકાવાથી મિત્રનો પત્તો મેળવવામાં મદદ થઈ શકી નહિ, એ વિચારથી મનમાં બહુ દુઃખ થયું. રાજ્યમાં એવો ગુંચવાડો થઇ ગયો હતો કે અધવચ ખસાય એમ નહોતું. બાકી વિપિનને સાથે લઈ, થોડોક વખત રજા લઈ, તેની શોધમાં નીકળવાનો તેનો વિચાર હતો અને તેથીજ વિપિન આમ રોકાઈ ગયો. તેના હોદ્દા અને વગસગને લીધે તેને શોધવાનું કામ ઘણું સહેલ થઈ પડત. મિત્ર પ્રતિ ધર્મ હતો, તેમજ નૂતનપુરની પ્રજા પ્રતિ પણ ધર્મ બજાવવાનો આ બારીક વખત હતો, આથી તેનાથી કંઇ બની શક્યું નહિ. ચંદ્રરાવ કાશીમાં છે એ ખબર જાણ્યાથી તેને નિરાંત થઈ. પોતાના એક વિશ્વાસુ માણસને વિપિન જોડે મોકલવા તેણે કહ્યું હતું પણ વિપિને ના પાડી.

વિપિન કાશી પહોંચ્યાના સમાચાર આવી ગયા ને આજે થોડાક દિવસ થઈ ગયા છે. શહેરના મધ્ય ભાગમાં આવેલી એક પેઢી આગળ એક અમલદાર ઉભો ઉભો વાત કરે છે, તેની આંખપરથી જણાઈ આવે છે કે તેને પેઢીનાં મુનીમપર બહુ ખોટું લાગ્યું છે; પોતાના કહ્યા મુજબ તેણે કરવાની હા કહી નહિ તેથી પિત્તો ઉછળી ગયો છે. મુનીમને તેણે દાઢમાં લીધો. અંતે પેઢી આગળથી તે જતો રહ્યો. જતાં જતાં એક દૃષ્ટિ નાંખી તેમાં માર્મિક અર્થ સમાયલો છે એવું જોનારને લાગ્યા વગર રહે નહિ. ‘ તને છુંદી નાંખીશ ત્યારેજ જંપીને બેસીશ ’ એવો અર્થ એ નજરમાં સમાયો હતો.

અમલદાર થોડેક ગયો અને બહુ ખુશ થયો હોય એમ તેની મુખમુદ્રા ઉપરથી દેખાયું. તેનો રોષ એકદમ કેમ ઉતરી ગયો ? તેનો રોષ ઉતર્યો નહોતો પણ મુનીમને હેરાન કરવાનું સાધન જડી આવ્યું તેથી તે ખુશ થતો થતો પોતાનાં ઘરમાં દાખલ થયો. આસપાસ જોઈ

કોઈ નથી એમ જાણી બોલ્યો "હાસ, હવે નિરાંત થઈ. મુનીમે હા કહી હોત તો આ દાવ આવત નહિ. એક દાવે બે સોકટી મરાશે. કુદરતની કળા અગાધ છે. મ્હારી ઉમેદ પાર પાડવાનો વખત આટલો નજીક છે એમ હું ધારતો નહોતો. એક કાંટો રહી જશે, તેનું થઈ રહેશે. તેનાથી મને શું થવાનું હતું ?

આ વિચાર કરનાર નવા રાણાનો માનીતો થઈ પડેલો વિરિંચિલાલ હતો. રાણાની કાનભંભેરણી કરવામાં એણે બાકી નહોતી રાખી. કાચા કાનનો રાણો કેટલુંક ખરૂં માનતો કેટલુંક ખોટું ધારતો. વિરિંચિલાલ તેના ઉપર કેટલે દરજ્જે અસર થાય છે તે જોઈ લેતો. સો કાંકરામાંથી પચ્ચીસ વાગતા તો ધારતા કે કોઈ દિવસ પૂરેપૂરા સો થઇ રહેશે. રાણાની તેનાપર મહેરબાની હતી. રાજ્યકારભાર ઉપર તેનું લક્ષ પહેલાં કરતાં ઓછું રહેતું હતું. જરા મોજીલો થયો હતો. વિરિંચિલાલ તેની સાથે વાત તો બીજીજ બાબતોની ખાસ કરતો પણ રાણો રાજ્યના નોકરની કે ખાતાની કંઇ વાત કાઢે યા પૂછે ત્યારે ધીરેધીરે મનમાં ધારેલું બધું કહી દેતો. "એ તો એમજ ચાલે, રજવાડાના તો એવાજ કારભાર" એમ વારંવાર બોલતો. રાણો આવા જવાબથી અમલદારોપર ગુસ્સે થતો. સુજનસિંહ મહારાજની શાંતતા અને ઠરેલપણું રાણામાં હોત તો તે સામો સવાલ પૂછતે કે તેણે કેટલાં દેશી રજવાડા જોયા છે? તે સિવાય બીજાં કેટલાં રાજ્યો તપાસ્યાં છે ? તે કેટલે દરજજે આપણાં રજવાડા કરતાં ચઢીયાતાં છે ? ત્યાં કેટલીવાર આખું કહોળું શાક થઈ જાય છે ? ત્યાંના અમલદારોની વર્તણુકથી પ્રજાને કેટલો સંતોષ છે ? વળી આવો જવાબ સુજનસિંહ આગળ આપવાને કોઈશક્તિમાનજ નહોતું, કેમકે રાજયમાં અંધેર કોઇપણ જાતનું ચાલે તેનો દોષ અમલદારોપર મૂકે તે પહેલાં તે પોતાનો દોષ ગણતા અને પોતાની ભૂલ સુધારવાનો પ્રયાસ કરતા. ખાતાંની તપાસ જાતેજ રાખતા. નવો રાણો અમલદારોની ભૂલ સમજતો. જો કે બિરિજચંદ્ર જેવા બાહોશ, પ્રમાણિક, રાજ્યભક્ત તેમજ પ્રજાભક્ત, દિવાનની દેખરેખ દરેક ખાતાપર હતી. બધે પૂરતો ન્યાય અપાય છે, કામ પણ ધસારે પડતું નથી, એવી એવી ખબરો ગમે તે રીતે મેળવવા દિવાન ચૂકતો નહિ.

પ્રજાને પોતાનાપર વિશ્વાસ છે એ વાતથી તે બિનવાકેફગાર નહોતો. પ્રજાનો વિશ્વાસ તથા સંતોષ, એ સિવાય રાજ્યના અદલઇનસાફની તુલના કરવાનું બીજું સાધન શું ?

વિરિંચિલાલ રાણાની પાસે બપોરે જતો, સાંજે તેની સાથે ફરવા જતો. બપોરને વખતે અમલદારો પોતપોતાના ખાતાના કામમાં રોકાયલા રહેતા એટલે એને કોઈપણ આડે આવે તેમ નહોતું. એતો એમજ સમજતો કે રાણાની બપોરની દરરોજની થતી મુલાકાતની ખબર અમલદારોને હતી નહિ. એ ધારણા એની ખોટી હતી, અંગ્રેજી કહેવત પ્રમાણે તો 'દીવાલને કાન હોય છે' પણ રાજ્યોના મથકોમાં તો કાંકરે કાંકરે અને રજે રજે કાન હોય છે. એક પણ વાત ત્યાં ગુપ્ત રહેવી મુશ્કેલ થઈ પડે છે. ત્યાંની હવામાં પણ જાસુસ ફરતા રહે છે. આજનો બપોર ક્યારે પડે તેની સહ જોતો વિરિંચિલાલ બેઠો છે, અને દેશી પેઢી સાથે રાજ્યને શી રીતનો સંબંધ હતો તે તપાસવા આપણે રાજ્યની બેંક તરફ વળીએ.

બેંક શહેરના મધ્યભાગમાં આવી હતી. વેપારીવર્ગનું ત્યાં મથક હતું. કંઈકંઈ જાતના વેપાર ત્યાં થતા. રેશમી કાપડ વગેરેની ત્યાં મોટી મોટી દુકાનો આવી રહી હતી. શહેરના કોઈ ભાગમાં કંઈ વસ્તુ ન મળતી હોય તો તે લેવા લોકોને અહીં આવવું પડતું. ચાંદી સોનાના દાગીના પણ વખતોવખત અહીં મળતા. તૈયાર ન હોય તો મરજી મુજબ બનાવવામાં આવતા. નાણાવટીની પણ ત્યાં ઘણી દુકાનો હતી. રાજ્યનું ચલણ કલદાર કરવાનું તેમનું કામ હતું. અને તેમાં કેટલાક લખપતિ પણ થયા હતા. બેંકનું કામ આથી નિરાળું હતું. ચલણના સિક્કા બેંક હસ્તક પડાતા. એ સિવાય બેંક ધીરધારનો ધંધો પણ કરતી હતી પણ લોકોનાં નાણાં વ્યાજે લેતી નહિ.

નાણાંની ભીડને લીધે વેપારીઓને અનેકવાર વેપારમાં ખોટ જતી, બીજા દેશો સાથે હરિફાઈમાં ઉતરાતું નહિ, તેને લીધે સુજનસિંહ મહારાજે આ બેંક સ્થાપી હતી. રાજ્યનાં બીજાં સારાં મથકોમાં પણ ધીરનારનો ધંધો કરતી. એ સિવાય રાજ્યના હાકેમોને નાણાં મોકલવાની સગવડ પડે, દર વખતે અથડામણ પહોંચે નહિ, આગગાડીની સગવડ બધે મળવી મુશ્કેલ પડે,' તેથી મહારાજે એવી સગવડ રાખી હતી કે હાકેમો તેમના તાબાના પરગણાની ઉપજનાં નાણાં રાજ્યના આશ્રયથી નીમાયલી પેઢીમાં ભરે અને હુંડી લઈ રાજ્યની બેંક ઉપર બીડે; એ હુંડી, બેંક નૂતનપુરમાં રહેલી મુખ્ય પેઢીમાંથી કલદાર કરે. વિરિંચિલાલને એ મુખ્ય પેઢીના મુનીમ સાથે તકરાર થઈ હતી. મુનીમ બિરિજચંદ્રની ન્યાતનો હતો; માથાંનો ફરેલ હતો. પેઢી બહુ જૂની હતી, સ્થિતિએ બહુ સારી હતી. હાકેમ તરફથી

હુંડી આવતી કે તેનો દેખાડ પેઢીમાં કરવામાં આવતો અને પંદર દિવસ પછી બેંકમાં નાણું ભરી જવાં એવો તેનો ઉદ્દેશ હતો. પંદર દિવસ પછી નાણું ન ભરાય તો 'નકરી સકરી' એમ કરી તે હુંડી પાછી બીડવામાં આવતી અને તેના પર દસ ટકાનું વ્યાજ ચઢાવવામાં આવતું. આ બેંકનો ઉપરી હાલ વિનોદચંદ્ર હતો. તેની પહેલાના ઉપરીના વખતથી એમ ચાલતું કે હુંડીના નાણું પંદર દિવસ પછી ન ભરાય અને રાજ્યને પૂછવામાં આવે તો એમ જવાબ વાળવામાં આવતો કે હુંડી પાછી મોકલવી નહિ, નાણું થોડા વખતમાં આવી જશે. આમ કરવાનું કારણ માત્ર એટલુંજ કે રાણા સુજનસિંહને તેમજ લોકોને પેઢી ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો અને મહારાજા કોઈ પ્રામાણિક માણસની આબરૂને જરા પણ આંચ આવે એવું કરવા માગતા નહોતા. નવા રાણાના વખતમાં પણ એ પ્રમાણે રાજ્યને પુછાવવામાં આવતું અને જૂના રીવાજના આધારે આવોજ જવાબ મળતો. આથી કરીને બેંકમાં ન સ્વીકારાયલી હુંડી થોડી ઘણી દર વખતે પડી રહેતી.

વિરંચિલાલ આ વાતથી અજાણ્યો નહોતો, જોકે રાજ્યને પૂછાવવામાં આવતું અને તેની તરફથી જવાબ વાળવામાં આવતો, તેની એને ખબર હતી નહિ, કેમકે તે બાબતનું લખાણ ખાનગી રાખવામાં આવતું અને દિવાનઑફિસ જોડે ચલાવવામાં આવતું. ત્યાં જવાની એને સત્તા નહોતી. પેઢી તરફથી જાણીજોઈને ઢીલ કરવામાં આવતી નહિ, કેમકે વ્યાજ ચઢ્યા કરતું અને તે તેમને પોષાતું નહિ. પણ કેટલીક વાર પેઢીની અન્ય શાખાઓમાંથી નાણાં આવવાની ઢીલ થાય, આગગાડી જ્યાં ન હોય ત્યાંથી ઋતુ અથવા બીજા કંઈ કારણને લીધે વિલંબ થાય, એટલે પૈસા ભરતાં કેટલીવાર વાર થતી. રાણા મનોજકુમારને બેંકની વ્યવસ્થા તથા કારભાર વિષે બરાબર ખ્યાલ નહોતો. તે ગાદીએ બેઠા પછી આવો દાખલો પ્રથમ બનેલો ત્યારે તેની સહી લેવાયલી. વારેઘડીએ તેને પોતાને એ બાબત પૂછવામાં આવતું નહિ. વેપારની બાબતપર તેનું ઝાઝું લક્ષ નહોતું. વિરંચિલાલે રાણાના અજાણપણાનો લાભ લઈ એને ખબર કરી કે "લગભગ વીસ લાખની હુંડી ન સીકરાયલી પડી છે. પેઢી સારી હાલતમાં નથી. તે જો ચાદર ઓઢીને સુશે તો બેંકને નુકસાન થશે અને રાજ્યને વીસ લાખની ઉઠશે. આજે સવારેજ હું પેઢીપર ગયો હતો અને ત્યાંની રીતભાતપરથી મેં આ અનુમાન કર્યું છે. વખતસર ઉપાય લેવાય તો તેમ થતાં અટકે."

" ઉપાય શું લઇએ ? "

" પેઢીપર જપ્તી બેસાડવી. "

" દિવાનને બોલાવી પૂછીશું ? "

" કેમ, હજુરની સત્તામાં એ વાત નથી ? વિનોદચંદ્ર એમના સગા તથા સ્નેહી છે; તેઓજ બેંકના ઉપરી છે, એટલે દિવાનજી જપ્તી બેસાડવા હા કેમ કહેશે ? વળી પેઢીના મુનીમ પણ એમનીજ ન્યાતનો છે. આ પ્રમાણે બધું વાજું એકજ છે. હજુરને હું વખતો વખત અરજ કરૂં છું કે અમલદારના પોતાનાં લાગતાવળગતાં ઘણી જગ્યાએ હોય ત્યારે તે અમલદારથી ચેતતા રહેવું. "

બિરિજચંદ્રના કારભારપર એણે ટકોર મારી. બિરિજચંદ્રના પોતાના માણસમાં મોટા ઓહ્વાપર વિનોદચંદ્ર સિવાય કોઈજ નહોતું. બીજો અમલદાર વર્ગ બધોજ એનો હતો, તેના કારણમાં માત્ર એની હોશયારી, પ્રમાણિકતા અને શુદ્ધ રાજ્યભક્તિ હતાં. પેઢીના મુનીમ તરીકેની નોકરી એના ન્યાતીલાના હાથમાં હોય તેમાં એ જોખમદાર નહોતો.

" ત્યારે તો કદાચ દિવાનજી અને વિનોદચંદ્ર પણ પેઢીના શેઠને મળી ગયા હશે. સત્તા ! હું મહારા રાજ્યમાં મ્હારી મરજી માફક કરૂં તેમાં મને અટકાવનારૂં કોણ ? "

" હજુર, એમ કેમ કહો છો ? મને નોકરીમાં ન લેવાને વાસ્તે દિવાનજીએ હજુરને નહોતું કહ્યું ? "

" બરાબર, હવે હું સમજ્યો. સઘળાં એનાંજ કારસ્તાન છે. જપ્તી નાખવી તો ત્રણે જગ્યા ઉપર. "

"પ્રજામત દિવાનજીની તરફેણમાં છે માટે હાલ એમને મુક્ત રાખવા."

" મ્હારી ઇચ્છા, મ્હારો હુકમ, એજ પ્રમાણે પ્રજામત દોરાવો જોઇએ. તમે કિશોરીલાલને બોલાવી મંગાવો."

વિરિંચિલાલ મનમાં બોલ્યો " બાજી તો ઠીક રચાઇ છે. કિશોરીલાલ આવશે તો તેની આગળ પણ દિવાનની તરફેણમાં બે બોલ બોલીશું. કોણ જાણે કેમ, હું તેનાથી ગભરાઉં છું; રાજા જીદ્દી છે, એટલે કોઇનું સાંભળે એમ નથી."

હજુર હુકમ નીકળ્યો અને કિશોરીલાલ મહેલમાં દાખલ થયો.

"કેમ કિશોરીલાલ, રાજ્યમાં બંદોબસ્ત કેમ છે? કોઈ પણ જગ્યાએ ભયનું કારણ તો નથી ને ?"

"હજુર જેવા અન્નદાતા હોય અને બિરિજચંદ્ર જેવા દિવાન હોય, ત્યાં પછી ભયનું કારણજ શું ?"

"તમારાં માણસો હાલ કેટલાં તૈયાર થઈ શકે તેમ છે ?"

"હજુરનો હુકમ હોય તેટલાં."

"ત્રણસો માણસ એક પા કલાકમાં તૈયાર જોઈએ."

"માણસોને હજુરમાં લાવું કે કશે જવાનો હુકમ છે ?"

"ટુકડીના ત્રણ ભાગ કરવા; પોણોસો માણસ બિહારીલાલની પેઢીની આસપાસ, પોણોસો વિનોદચંદ્રના ઘરની આસપાસ અને દોઢસો દિવાનજીના બંગલાની આસપાસ વીંટાઈ વળે. દરેક ટુકડીપર તમારા વિશ્વાસુ અને બાહોશ માણસને સરદારી આપવી અને તમારે ત્રણે જગ્યાએ જાપ્તો કેમ ચાલે છે તે પર નજર રાખવી. જેની કસૂર માલૂમ પડશે તેને ફાંસીની શિક્ષા થશે."

"હજુર, દિ—"

"હા, હું સમજયો, દિવાનજીની શેહમાં તમે તણાઓ છો."

"કિશોરીલાલ શું કહેવા માગે છે તે સાંભળવા હજુરને મ્હારી નમ્ર અરજ છે."

"પછી સાંભળીશ. હાલ વખત નથી. તમારા બન્નેનો અભિપ્રાય હાલ તેના મકાનપર જપ્તી ન નાખવાની તરફેણમાં છે. તમે મ્હારા નોકર છો. તો મ્હારા હુકમ મુજબ કરવું. જાઓ, હાલ આ વાત ગુપ્ત રાખવાની છે. સાડાપાંચનો અમલ થયો છે; કચેરીમાંથી તેઓ ઘેર પાછા વળે તે પહેલાં બધો બંદોબસ્ત થઈ જવો જોઈએ. ટુકડી એક જગ્યાએ મૂકવામાં આવે ત્યારેજ તેમને તેમણે શું કરવાનું છે તેની ખબર મળવી જોઈએ."

કિશોરીલાલ વિચારમાં ને વિચારમાં ચાલતો થયો. "રાણાની બુદ્ધિ બગડી છે; આપણી પણ રાજ્યમાં સલામતી નથી; બિરિજચંદ્રની ખોટ રાજ્યમાં કોણ પૂરી શકશે ? એના જેવો અમલદાર રાણાને ક્યાંથી મળશે ? સમાનતા, નિરભિમાન, રાજ્યભક્તિ, પ્રજા પ્રત્યે દિલસોજી, બધું એકજ પાત્રમાં. રાણાને કોઈએ ભંભેરી મૂક્યો છે. વિનોદચંદ્રની ભલમનસાઈથી તો હદ છે. દાવપેચ તો બિલકુલ જાણતાજ નથી. ન્યાયની ખુરસીપર હતા, તો ત્યાં પણ એકજ ઈનસાફ, એકજ

દષ્ટિ. કામ પ્રસંગે ત્યાં મ્હારે જવું પડતું તો મને માનથી બેસાડતા; અને ન્યાયાસનપર બિરાજે, તપાસ ચલાવવા માંડે ત્યારે જાણે મને ઓળખતાજ નથી, એવું વર્તન ચલાવતા. ધન્ય છે એવા ન્યાયના આપનારને! બેંકમાં પણ બધા જોડે ભલમનસાઈથી કામ લે છે; તોછડાઈ તો જાણતાજ નથી. રાણાને આવાની કદર નથી, તો બીજા કોની કરશે? એમને રાજ્યહુકમ બતલાવતાં મ્હારી છાતી કેમ ચાલશે? મ્હારા માણસોને હુકમ આપતાં જીભ કેમ ઉપડશે? દાસત્વ અધમ છે. નોકરીના પરિણામેજ એક હલકું કામ મ્હારે કરવું પડશે. રાણાનું લુણ ખાધું છે અને તેથી તે ફરમાવે તે માથે ચઢાવવું પડે છે. મ્હારી ઉમર વૃદ્ધ થવા આવી છે. રાણાની નોકરીમાં હવે વધારે રહેવું નથી દિવાન જવાના અને નવા આવવાના. વિરિંચિલાલનીજ આ ખટપટ છે; આપણે હવે ઘેર બેસવું તેમાંજ સુખ સમાયલું છે."

કિશોરીલાલ સુજનસિંહ રાણાના વખતથી મ્હોટા ઓદ્દાપર હતો: તેનો રૂઆબ કંઈ ઓરજ હતો. જરા ઠીંગણો પણ પ્રચંડ છાતી તથા ભરાઉ શરીરનો હતો. કાળો પોશાક પહેરતો છતાં તેનું હૃદય કાળું નહોતું. નીચ કામ તેણે કોઈ દિવસ કર્યું નહોતું. લાંચ ખાતો નહિ, પ્રજાને પીડતો નહિ. ચોરનું હૃદય પારખી લેવામાં પોતાની નજરનેજ વાપરતો. કોઈને પહેલેથી મારતો નહિ; પોતે જેમ પ્રામાણિકતાથી વર્તતો તેમજ પોતાના હાથ નીચેના માણસો પણ વર્તે છે કે નહિ તે બાબત છાની ચિકિત્સા રાખતો. પોતાના ખાસ માણસ તરફથી એવી કોઇની ભૂલ જાણવામાં આવતી તો તેને નોકરીમાંથી દૂર કરતાં અચકાતો નહિ. એવા પોલિસ અમલદાર કેટલા હશે, ક્યાં હશે, એ વાંચનાર, તુંજ વિચારી લે તો સારૂં. રૈયતના રક્ષણાર્થે નીમેલા તેના ભક્ષક નીવડે તો તે રાજાનોજ, તેની નીમણુક કરનારનોજ દોષ, એવા સુજનસિંહ મહારાજના સિદ્ધાંતને લીધેજ નૂતનપુરની પોલિસ રૈયતને સતાવતી નહિ, એક પઇનું પણ હરામનું ખાતી નહિ અને આથી કરીને રૈયત પણ પોલિસને ગુનેહગાર મેળવવામાં બનતી મદદ કરતી. ગુનાહ, ટંટાફીસાદ, આથી કરીને રાજ્યમાં બહુ થોડાજ થતાં.

કિશોરીલાલ રસ્તામાં આવતો હતો છતાં એનું ચિત્ત ઠેકાણે હોય એમ લાગતું નહોતું. કોઈ સલામ કરતું તો તે પુરેપુરી ઝીલતો પણ નહિ. આખરે પોલિસલાઈન્સ આગળ આવી પહોંચ્યો અને માણસોને તૈયાર થવાનો હુકમ આપ્યો. ત્રણસો માણસોનો એકદમ શો

ખપ પડયો તે કોઇને સમજાયું નહિ. એની સરદારી હેઠળ માણસો ગામમાં આવી મ્હોંચ્યા અને લોકોએ તર્ક બાંધવા માડયા. કેટલાક એ તર્કજ છે એમ સમજતા અને કેટલાક નહિ. કોઈ કહે કે મહેલ આગળ આજે "પરેલ"* થવાની છે; કોઈ કહે 'કોઈ ગામમાં ધાડ પડી હશે;' કોઈ કહે 'મહારાજા શિકાર કરવા જવાના છે;' કોઈ કહે પોલિસને આજે અમથા ગામમાં ફેરવતા હશે; કેટલાએક કંઈ ધાસ્તી જેવું હશે એમ ધારી તેમાંથી મુક્ત થવાને જલદી પગ ઉપાડી પોતાના ઘર તરફ પલાયન કરી જતા હતા. રસ્તાપર બેચાર સાથે મળી પોતાનો તર્ક એકબીજાને કહેતા. કેટલાક તો એવું તાકીને જોતા કે જાણે તરતજ શા કારણસર આ માણસો જાય છે તે તેઓ સમજી ગયા. કોઇકનું મોં એવું રહેતું કે આમ અમને પૂછયા કર્યા વગર આ માણસો ક્યાં નીકળી પડયાં છે? અને કેટલાક મહા મહનતે પોતે કરેલો તર્ક કદાચ ખોટો પણ નીવડે તેથી અકળાઈને કહેતા 'આ રસ્તાપર માણસો આવે છે ને જાય છે, તેવા વળી આ જતા હશે. એમાં જોવાનું શું છે?'

કિશોરીલાલ પ્રથમ પેઢી તરફજ વળ્યો. પેઢી વાસ્તે એને માન હતું પણ તેની સાથે કંઈ સંબંધ નહોતો. પેઢી આગળ સિપાઇઓ આવ્યા અને કિશોરીલાલે "Halt" એમ સંજ્ઞા કરી. બધા એકદમ ઉભા રહ્યા. જોઈતા માણસો ત્યાં મૂકી વિનોદચંદ્રના ઘર તરફ તે વળ્યો. તારા બારીએ પોતાના બાળક સહિત ઉભી હતી, તેણે બાળકનું ધ્યાન રસ્તા તરફ દોરવ્યું. વિનોદચંદ્ર પણ શું છે તે જોવા બારીએ ઉભો. કિશોરીલાલે તેને આઘેથી સલામ કરી. તે પાછી વાળવામાં આવી કે નહિ, તે જોવાની તેની હિંમત ચાલી નહિ. વિનોદચંદ્ર આમ થવાનું કારણ સમજી શકયો નહિ. તેનો વિચાર ક્યાં કુચ કરો છો એમ પૂછવાનો હતો. તેના ઘર આગળજ માણસોને થોભવાનો હુકમ મળ્યો. ત્યાં રાખેલા માણસોને રાણાનો હુકમ કહી દીધો. વિનોદચંદ્ર તરફ પાછી નજર કરી. 'રાણાનો હુકમ છે, બાકી આ કામ કરતાં મ્હારો જીવ ચાલતો નથી; મ્હારી લાગણી દુઃખાય છે' એમ એ કહેવા માગતો હતો. આનંદથી પોતાના બાળકને રમાડતી તારા, જીજ્ઞાસા સાથે બારીએ જોવા આવનાર વિનોદચંદ્રની કલ્પનામાં પણ આ વાત હતી? પ્રભુની કળા અગાધ છે અને તે સમજવા કોઈ સમર્થ નથી.

---

*'પરેડ' (કવાયત.)

પેઢી આગળ માણસો ગોઠવાયાં ત્યારથીજ ગામમાં અને ખાસ કરીને વેપારી મંડળમાં હાહાકાર થઈ રહ્યો. વિનોદચંદ્રના ઘર આગળ બીજી ટુકડી રોકવામાં આવી અને તેમાં વધારો થયો. હજી કોણ બાકી છે તે કોઈ સમજી શક્યું નહિ. કિશોરીલાલ બહાદુર અમલદાર હતો, છતાં આજે કાયર લાગતો હતો. દરરોજનો તેનો રૂઆબ આજે નહોતો. પકડીને જબરદસ્તીથી ઘોડાપર બેસાડ્યો હોય તેમ ડોસાની માફક તે બેઠો હતો. દિવાનનું મકાન આવી પહોંચ્યું અને માણસોનો ત્યાં રોકવાનો તેણે હુકમ કર્યો. બારી તરફ નજર કરી નહિ; તેનો ચાંટો બેસી ગયો. બંદોબસ્ત રાખવાનો હુકમ આપી પોતાના ઘર તરફ વળ્યો. રસ્તામાં કેટલાક તેને સવાલ પૂછતા, પણ તેનો જવાબ દીધા વગર તે ચાલ્યો જતો હતો. થોડેક દૂર ગયો અને એકદમ ચમક્યો ઘોડો એકદમ ઉભો રાખ્યો. ભયનું નહિ, પણ હર્ષનું કંઈ કારણ મળી આવ્યું હોય, એમ તેના મોં ઉપરથી લાગતું હતું. તરતજ તેણે પોતાના હાથે ઈસારત કરી અને સામેથી આવતા અંગરક્ષકો તથા તેની પાછળ આવતી ગાડી ઉભાં. કિશોરીલાલે વાંકા વળી સલામ કરી.

"કિશોરીલાલ, આજે મોં ઉદાસ કેમ છે? આ પોશાકમાં ક્યાં જઈ આવ્યા? રસ્તાપર આટલી બધી ગરબડ કેમ છે?"

"આપ ક્યાં પધાર્યા હતા?"

"જરા કામસર કેમ્પ તરફ જવું થયું હતું."

કેમ્પ નૂતનપુરમાં રહેતા સરકાર તરફના અંગ્રેજ અમલદારોનું મથક હતું, ત્રણ બંગલાથી વિશેષ ત્યાં તેમના બંગલા નહોતા. કારણકે નૂતનપુરના દરબારમાં અંગ્રેજ અમલદાર કોઈ નોકરીપર હતો નહિ અને તેથી તેમની વસ્તી કેમ્પમાં વધારે નહોતી.

"તમે ક્યાં જઈ આવ્યા?"

કિશોરીલાલે પૃથ્વીપર નજર રાખી, ગજવામાંથી એક કાગળ કાઢ્યો; ધ્રુજતે હાથે દિવાનના હાથમાં મૂક્યો. બિરજચંદ્રે વાંચ્યો અને તેના કપાળપર કરચલી વળી, ભવાં ચઢી ગયાં.

"રાણાની સેવા, પ્રામાણિક તથા નિમકહલાલ નોકરીનું આ પરિણામ, આ ફળ?" દાંત પીસીને બોલ્યો. "કોનાં કારસ્તાન છે તે જાણું છું. આ હુકમ તમને અપાયો તે વખતે પેલો દુષ્ટ ત્યાં હતો કે?" સમસ્યામાં કિશોરીલાલે જવાબ આપ્યો.

"એને ઉંદરની ગત રમતાં આવડી છે તો મને એને રમાડતાં બહુ સારૂં આવડે છે. દુષ્ટને પલ્લે ન પડવું એ મારા સિદ્ધાંતને લીધે એ ફાવ્યો. હજી પણ એને છુંદવા માગું તો શી વાર? પણ હવે રાણાની નોકરીમાં ફળ શું? એની દુષ્ટતાનો બદલો પ્રભુ આપશે અને રાણો એને ઓળખશે ત્યારે મને સંભારશે." અંગરક્ષકોને જવાનો હુકમ કરી તેણે કહ્યું "કિશોરીલાલ, મને પકડવો હોય તો હું તૈયાર છું."

"નોકરી છોડી ચાલ્યો જાઉં, પણ એ કામ મ્હારાથી બની શકે એમ નથી. વળી રાણાનો એવો કંઈ હુકમ નથી."

"ઠીક ત્યારે તમે તમારે કામે જાઓ."

ગાડીવાળાને નાયબદિવાનના ઘર તરફ ગાડી લેવા હુકમ કરી પોતે વિચાર કરતો બેઠો. તેનો ગુસ્સો ધીરેધીરે નરમ પડી ગયો; દૂધનો ઉભરો સમાઈ ગયો. "મારૂં તપોબળ હતું ત્યાં લગણ હું ફાવ્યો; હવે વળી બીજો કોઈ આવશે. સંસારના ગાડાં એમજ ચાલે છે." નાયબદિવાનનું ઘર આવી પહોંચ્યું અને બિરિજચંદ્ર તેમાં દાખલ થયો. રસિકલાલે સામા આવી તેનો સત્કાર કર્યો. "આજે કંઈ મ્હારૂં ઘર પાવન કર્યું?"

બિરિજચંદ્રે સઘળી હકીકત તેને કહી. રસિકલાલનું મગજ બહુ જુદી તરેહનું હતું, મગજનો બહુ કડક હતો.

"દિવાનજી, જુઓ છો શું? કાઢો હુકમ અને પકડાવો વિરિંચિલાલને. પછી બધું થઈ રહેશે. તમે છુટા છો તો સઘળું બની શકશે."

"કેમ ભાઈ, જમાનાની તમને પણ અસર થઈ કે શું? તમે પણ મોગલાઈ ચલાવવાનીજ વાતો કરો છો?"

"એવા માણસને જે કરીએ તે ઓછું છે. તમારી ઇચ્છા હોય તો હું એને સપડાવું. તમારી ભલમનસાઈનાંજ આ પરિણામ છે."

"અત્યારે આવા વિચાર નકામા છે. રાણાજીની સંમતિથી આ કામ બન્યું છે, તો છુટા કેમ થવું તેનો ઉપાય શાંતતાથી લેવાની જરૂર છે. હું છુટો છું, એવી એમને ખબર મળે તો બહુ ભારે થઈ પડે. અહીં છું એમ જાણે તો તમે પણ જોખમમાં આવી પડો."

"મને તે વાતનો ડર નથી. બળથી યા છળથી વિરિંચિલાલનાં તો રામજ રમાડી દઉં. નૂતનપુરનું નામજ ભૂલાવી દઉં."

"પણ હમણાં મ્હારે શું કરવું? રાત કાઢવી ભારે થઈ પડશે. ઘેર બધાં મુઝાતાં હશે વિનોદચંદ્રની શી સ્થિતિ થઈ હશે? મ્હારો

ન્યાય પારકાને હાથે કરાવવો મને પસંદ નથી. તમે કાલે રાણાને મળો અને ગમે તેમ કરી જપ્તી ઉઠાવવા સમજાવો. જ્યાં લગણ હું નિર્દોષ છું એમ સાબીત નહિ કરૂં, ન્યાયની અદાલતમાં એમ નહિ કહેવડાવું, રાણાના મોંમાંથીજ એ વેણ ન કઢાવું ત્યાં લગણ મરી જઈશ તો ભલે પણ અહીંથી ખસવાનો નથી, નાસવાનો નથી. જોઈએ તેવી જામીનગીરી આપજો, તે કહે તે શરત કબૂલ કરજો; વિરિંચિલાલ રાજ્યમાં છે ત્યાં લગણ આ રાજ્યની નોકરીનું પાણી મૂકી ચૂક્યો છું, એટલે કોઈ પણ વાતની પરવા રાખશો નહિ. રાતનો સમય અહીંજ કાઢીશ કેમ કે હું છુટો છું તો તમારો અભિપ્રાય જાણી શકીશ, મ્હારો કહી શકીશ. રાણો એકનો બે ન થાય તોજ રેસિડન્ટ આગળ વાત મૂકવી."

બિહારીલાલ વણિક હતો એટલે પેઢીમાં ગભરામણનો પાર રહ્યો નહિ. મહેતાઓ પણ બધા ગભરાઈ ગયા હતા. મુનીમ શેઠને શાંત કરતો અને સવારે બનેલા બનાવનું આ પરિણામ છે એમ ધારતો. કોઈક વાર પસ્તાતો, કોઈકવાર એમાં ગભરાવા જેવું શું છે એમ માનતો.

આણી તરફ એકમાર્ગી વિનોદચંદ્ર કંઈક વિચારમાં પડયો, કંઈક ગભરાયો, "આ પ્રમાણે થવાનું કારણ શું? મારા કામમાં ભૂલ તો નહીં થઈ હોય? ખરૂં જોતાં જોઈએ તે કરતાં હું વિશેષ સાવધ રહું છું. વળી દિવાનજીનો પોતાનો હું માણસ છું. તેઓ આ કેમ સાંખી શકે? કોણ જાણે તેમના પર પણ આપત્તિ નહીં આવી હોય! કિશોરીલાલ એક ટુકડી લઈને પાછા ફર્યા. તે ક્યાં રોકાવાની હશે તે આ સિપાઇઓને ખબર નથી. કામ કરતાં નવનેજાં પાણી ઉતરે, વાંસો એવડ થાય અને તેનો આ બદલો! દિવસ કે રાત સામું જોયું નથી; જંપીને કોઈ દિવસ બેઠો નથી, રવિવાર પણ પૂરો પાળ્યો નથી." તારાના જવાબથી સંતોષ નહિ પામેલો નિશાકાન્ત એના પિતા પાસે આવી પહોંચ્યો અને બોલ્યો "ભાઈ, 'તીજોરી સલામત હૈ' એમ કહેવા તો બેજ માણસ આવે છે અને તે તો સવારમાં, અત્યારે આટલા બધા કેમ આવ્યા છે?"

"એ ત્રિજોરી આપણે ઘેર આવી છે એવું રાણાના મનમાં હશે" મરડાટમાં વિનોદચંદ્ર બોલ્યો.

ત્રિજોરી જોવા પુત્રે ઇચ્છા બતલાવી અને તારા તેને બીજા ઓરડામાં લઈ ગઈ. તેની આગળ બીજી વાતો કરી આ વાત ભૂલાવી

દીધી. નોકરને સોંપી પોતે પતિ પાસે આવી; તેનાં ગાત્ર પણ શિથિલ થઈ ગયાં હતાં. તે સ્ત્રી હતી કોમળ અંતઃકરણની હતી. કોઈવાર અશ્રુ પાડતી પણ પાછી હિંમત લાવતી અને પતિને ધીરજ આપતી. વિનોદચંદ્ર હિંચકાપર એક હાથ ગજીયાપર લંબાવી બીજા હાથની કોણી તકીયાપર રાખી, કપાળપર હાથ મૂકી, આંખ મીચી બેઠો હતો.

"જરા ચાહ પીશો?"

"હા, મૂકાવ; એને ક્યાં મૂકી આવી?"

"એના અણસમજુ સવાલોથી તમને દુઃખ થાય, માટે અહીંથી ખસેડી ગઈ. હવે રમવામાં પડ્યો છે."

"એને અહીં લાવ અને તું પણ બેસ. ત્હારા પિતાએ બનાવેલું પેલું સમયનું ગીત ગા. કાલે સવારે બધુંએ જણાશે. વિચાર કરવા નકામા છે."

દિવાન બિરિજચંદ્રના ઘરમાં આ બનાવને લીધે મુદ્રિકા અને ચાતુરિકા તો આભાંજ બની ગયાં. પતિનું શું થયું હશે એ વિચારથી મુદ્રિકાએ રોદન કર્યું અને મિત્રમને તેને શાંત પાડવા પ્રયાસ કર્યો. મિત્રમનના કહેવાથી શાંત ન પડનાર સાસુના તડાકા સાથે મૂગી થઈ.

"એમ તમે હિંમત હારી જશો તો છોકરાંઓને કોણ શાંત કરશે? એટલામાં ગભરાઈ શું ગયા? રાજ્યના કામ કંઈ રમત નથી; માથું મૂકીને કામ કરવું હોય તોજ રાજ્યની નોકરી કરવી. ખોટાખોટા વિચાર કેવા લાવવા? એ એવો ભોળો નથી કે કોઈ એને સપડાવી શકશે. ઘરમાં હોત તેના કરતાં બહાર છુટો હશે તો વધારે સારૂં. પાંજરામાં પૂરાયલો વાઘ શું કરવાનો હતો? બહાર છે તો બધાને હંફાવશે. અપશકુનીયા ખ્યાલ કેવા લાવવા? તમારે તો બધાંને હિંમત આપવી જોઈએ. ચાલો, મોં ધોઈ નાંખી બેસો અને હું કહું તે સાંભળો."

વડિલની સામું બધાં ગોઠવાયાં. માજીએ બોલવું શરૂ કર્યું, "ભાઈ છુટો હશે તો તમને છોડાવતાં તેને વાર નહીં લાગે; આપણા કરતાં ખરાબ હાલતમાં હશે તો છુટતાં વાર લાગશે. રાણાને વહેમ ભરાયો છે એટલે આપણા ઘરનો એક પણ ખૂણો તપાસાયા વગરનો રહેવાનો નહિ. મિત્રમન તથા ગંભીરનું ઘરમાં કામ પડશે, આપણું પોતાનું ખરા પરસેવાનું મેળવેલું જે કંઈ હશે તેનાપર પણ રાણો વહેમની દૃષ્ટિથી જોશે, માટે નહિ જેવું અહીં રાખી, બાકીનું જરઝવેર લઈ હું અત્રેથી પોબાર ગણી જઈશ." ગંભીર તો માજીની હોશયારી

જોઈ ચકિતજ થઈ ગયો. "આ આપણને કંઈ કામ કરવું હોય તો સત્તરસો વિચાર કરીએ, હજાર પાછા બદલીએ અને અંતે ભાઈ જ્યાંના ત્યાં; પહેરો ચૂકાવી એ શી રીતે જવાનાં ?" મિત્રમનને એવી નવાઈ લાગી નહીં, કેમકે તેમની હોશયારીથી તે અજાણ નહોતો. તેણે કંઈ કંઈ આવા પ્રસંગો જોયા હતા.

"મા, ક્યાં જશો ?"

"તે કંઈ કહેવાય નહિ. સંભાળવાનું તથા સૌને ધીરજ આપ-વાનું કામ ત્હારૂં છે. બિચારો ગંભીર આપણે લીધે સપડાયો; એ તને મદદરૂપ થઈ પડશે. શિશિરની બરાબર સંભાળ લેજો. આ પ્રસંગથી તેની તબીઅતમાં વધારે બગાડો ના થાય તે જોજો. ગભરાવા દેશો નહિ અને આવી વાતો જેમ બને તેમ હાલ તેની આગળ કરશો• નહિ, કોઈ આવ્યું ગયું તો તેને જવાબ દેવામાં મરદની જરૂર પડશે માટે તમારે અહીંજ રોકાવું સારૂં." બીજી કેટલીએક શિખામણ મિત્રમન તથા ધરનાઓને આપી માજી જવાની તૈયારી કરવા મંડ્યાં.

રાતના બારેકનો અમલ થયો અને મિત્રમન વગેરે બેઠાં હતાં ત્યાં માજી આવી પહોંચ્યા મુદ્રિકાની નજર પહેલી તેનાપર પડી અને તેનાથી બૂમ પડાઈ ગઈ. મિત્રમને પાછા ફરી જોયું અને કહ્યું "એ તો મા છે. તું ગભરાય છે કેમ ?" સર્વ મંડળ માજીને જોઇને ચકિત થઈ ગયું. ગંભીરે ટગરટગર જોયાં કર્યું.

"મા, કોઇ બિચારાને ઘાયલ કર્યો કે શું ?"

"કેમ, આપણા દાદર આગળના નીચેના ઓરડામાં એકાદ બે પોશાક પડી રહે છે કેની ? બીજી કોઈ પણ રીતે જવું ફાવે એમ નથી. કેમકે બધા જાગતા છે. વળી આ પોશાકમાં બીજા બે ગુણ છે. એક તો ઠંડી નહીં લાગે અને બીજું ગજવાનો ઉપયોગ સારી રીતે થઈ શકશે. આ પોશાકને લીધે હું પોલિસનોજ માણસ છું એમ ધારી મને રોકાણ કોઈ ભાગ્યેજ કરશે; આણી તરફ 'રોન' ફરવા આવ્યો હશે એમ ધારશે. ભૂલાવામાં નાંખતાં મને વાર નહીં લાગે. મિત્રમન, તું પાછલા બારણા આગળ આવી પહોંચ. હું જાઉં એટલે ધીરેથી પાછું દઈ દેજે. હું સહીસલામત પહેરો વટાવી ગઈ કે નહિ તે ઉપરની બારીએથી જોવાનું કામ ગંભીરનું. ચાલો. ઝડપ કરો." બધાને હોશયાર રહેવાનું કહી માજી નીચે ઉતર્યાં. બારણું ઉઘાડ્યું તેઓ બહાર નીકળ્યાં અને પાછું દેવાયું. મા પહેરો વટાવી ગયાં કે કેમ તે જાણવા મિત્રમનને પણ ઇચ્છા હતી. તેથી ઝડપથી ઉપર

આવ્યો બાજીએ કોઈ સાથે વાત કરી, પહેરો ચૂકાવ્યો અને ગંભીર તો રસ્તા સામુંજ જોઈ રહ્યો.

"ચાલ, હવે આવે છે કેની ? કોઈ જોશે તો તેને વહેમ આવશે."

"આ હિંમત ત્હારી ચાલે ખરી ?" ગંભીરે પૂછ્યું.

"એતો પ્રસંગ આવે જણાય."

"મૂગોજ રહે એટલે થયું. આવું કામ કરતાં પહેલાં એટલી અડચણો તું કલ્પી લે કે ત્હારાથી કંઈજ બને નહિ. વિપિન કહેતો તેમ 'આપણા ભણતરનાં પરિણામ.' બાકી આવા પ્રસંગો દુનિયામાં કોઈકવાર આવે છે અને તે વખતે આવા ઉપાયો લેવાની જરૂર પડે છે."

બન્ને જણા પાછા ફર્યા અને મુદ્રિકાને સમાચાર કહી દીધા. રાત બહુ વહી જવાથી મને કે કમને બધા સુઈ ગયા.

સવાર પડ્યું અને રસિકલાલ રાણાના મહેલ તરફ ગયો, વિરિંચિલાલ રેસીડન્ટને બંગલે વળ્યો.

રસિકલાલ રાણા આગળ પણ પોતાનો સ્વભાવ બતલાવવા ચૂકતો નહિ. રાણાને મળ્યો અને તરતજ બોલ્યો 'હજુરે બહુ ઉતાવળું પગલું ભર્યું. સરદારો આ વાતથી અજાણ છે, તેમની 'કાઊન્સિલ'માં આ વાત મૂકાઈ નથી. લોકોમાં હાહાકાર બહુ થયો છે. કેમકે ગુનોહ શો થયો છે તેની કોઇને ખબર નથી.

"ગુનોહ બધાને ખબર પડશે ત્યારે બધા શાંત પડશે."

"મને જણાવવામાં હજુરને હરકત છે ?"

" હા. "

"એના જેવા દિવાન ઘણી થોડી જગ્યાએ હશે, આ રાજ્યમાં તો એનો બોજો કોઈ ઉઠાવી લે, એમ લાગતું નથી."

રાણાથી દિવાનના વખાણ સાંખી શકાયાં નહિ અને તેથી બોલાઈ જવાયું કે "તમે તમારે મોંએથી નાલાયક ઠર્યો છો. વિરિંચિલાલ તે કામ કરી શકશે.'

રસિકલાલ મનમાં બોલ્યો "ત્યારેજ રાજ્ય ઉંધું વળશે." રાણાને ઉત્તર દીધો.

**"सुलभाः पुरुषा राजन् सततं प्रियवादिनः ।**
**अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोताच दुर्लभः ॥***

ત્રણે જગ્યાએથી જપ્તી ઉઠાડી નાખવાની જરૂર છે. દિવાનજી તથા

---

* કડવુ પણ ખરૂ કહેનાર થોડા હોય છે અને સાંભળીને સાંખી રહેનાર તેથી પણ થોડા હોય છે. મીઠું મીઠુ બોલનારા તો ઘણા નીકળી આવે.

વિનોદચંદ્ર કોઈ નાસી જાય તેને વાસ્તે હું જોખમદાર છું. વળી પેઢી પણ ઘણી જૂની છે. બિહારીલાલ અહીંનોજ વતનો છે, એટલે તે નાસી ક્યાં જશે. ?"

"દિવાનને છુટા મૂકવા હું રાજી નથી. તે બહુ ખટપટી છે. તમે તેના જામીન થાઓ છો તો ભલે; તમારા મનથી તેને નિર્દોષ ધારીને તમે મ્હારા હુકમનો અનાદર કરવા જેવી વર્તણુક ચલાવો છો. તમારા પણ હાડા ભરાઈ ચૂક્યા છે."

રસિકલાલનું મગજ કાબુમાં ન રહ્યું "હજુરની ધ્યાનમાં આવે તેમ કરજો. દિવાનજી ખટપટી હતા તોજ પરહદની દરેક તકરારમાં બીજાં રાજ્યોને તેણે ફાવવા ન દીધાં. રાજ્ય તરફથી પૈ પણ આપ્યા વગર રાજ્યને લાભ કરી આપ્યો અને અંગ્રેજી અમલદારોને પોતાની ચતુરાઈથી આંજી નાખ્યા. ખટપટનો દુરુપયોગ તેમણે કર્યો નથી, જાતે રાજ્યની પૈ પણ બેવફાદારીથી લીધી નથી."

રાણો ઉશ્કેરાઇને બોલ્યો, "તે તો બધું હું જાણું છું, તમારે સમજાવાની જરૂર નથી." રાણો ઉઠવા જતો હતો અને અકળાયલો રસિકલાલ બોલી ઉઠ્યો "હજુરના મનમા એમ હોય કે દિવાન છુટા નથી તો હજુરની ભૂલ છે. તેમને નાસી જવું હોત તો તેઓ કાલે રાતે પલાયન કરી જતે. તેમના ઘર આસપાસ જપ્તી નંખાઈ તે વખતે તેઓ ઘરમાં નહોતા."

રાણાનો મિજાજ હાથથી જતો રહ્યો, તેનો પિત્તો ઉછળી ગયો, મોં લાલચોળ થઈ ગયું, ભવાં ચઢી ગયાં. વાંક કોઈનો કહેવા એમ નહોતું. બાજી હાથમાં ન રહી જાણી નવી ગત ચલાવવા મનસુબો કર્યો.

"રસિકલાલ મ્હારી સાથે થયલી વાતચિતપરથી તમારે મુઝાવું નહિ. ગઈ કાલની મ્હારી તબીઅત ઠીક નથી ચાલતી. તમે તેના જામીન થાઓ છો તો જપ્તી ઉઠાવવામાં વાંધો નથી; વિનોદચંદ્ર તથા પેઢીને એમાંથી હું મુક્ત કરવા માગતો નથી. એમના હિસાબના ચોપડાઓ કબજે કરાવી લો, એમની તપાસ આજની આજ ચાલવી જોઈએ. તેટલા વાસ્તે મ્હારી સાથે સાત જણનું કમિશન બેસાડવું પડશે. કમિશનમાં તમે, વિરિંચિલાલ અને બીજા ચાર હું પછી નક્કી કરીશ. બિરિજચંદ્ર ગુનેહગાર ઠરશે તો તેની જગ્યાપર તમારોજ હક્ક છે." મનમાં બબડયો 'એ આપવો ન આપવો મ્હારી મહેરબાની પર આધાર રાખે છે. આજની આની વર્તણુકથી હું ગુસ્સે થયો છું,

પણ એના પોતાના સ્વાર્થની ખાતર દિવાનની તરફેણમાં મત આપતાં; એટલે માટેજ હું આને રમાડું છું.' રસિકલાલ રાણાના મનના વિચાર સમજી ગયો હતો, તેની નોકરી ઉપરથી તેનું મન ઉઠી ગયું હતું એટલે તે બેફિકર હતો.

"હજુરનો ત્યારે શો હુકમ છે" ?

રાણાએ જોયું કે આવેશમાં અને આવેશમાં પગલાં તદ્દનજ ખોટાં લેવાયાં હતાં. બેંકના ચોપડા કબજ કરવાની જરૂર હતી. વિરિંચિલાલને એ સુઝ્યું નહિ એ તેને બહુ નવાઈ જેવું લાગ્યું.

"કિશોરીલાલપર હુકમ લખો કે દિવાનને ત્યાંથી જપ્તી ઉઠાડે. અને તે માણસો બેંકની આસપાસ પહેરો રાખે; હું સહી કરી આપું છું."

વિરિંચિલાલને આ કામમાં માત્ર એટલીજ ઇચ્છા હતી કે કોઈ પણ રીતે દિવાનને કનડવો અને તે તેની મેળે અકળાઈને રાજીનામું આપે તે પ્રમાણે કરવું. તેણે કોઈપણ જાતનો ઘોટાળો કર્યો હશે એવું તે ધારતો નહોતો. પરંતુ વહેમી અને અધિરા રાણાએ દિવાનના ઘરપર જપ્તી બેસાડવા કહ્યું એટલે વિરુદ્ધ પડવું તેને ગમ્યું નહિ. બેંકના સંબંધમાં તે કહેવા જતો હતો પરંતુ રાણાએ તેને બોલતો અટકાવ્યો એટલે તે મૂગો રહ્યો.

કિશોરીલાલને ચીઠ્ઠી મળી. એક જપ્તી ઉઠી અને નવી બેઠી.

રાઈટ સાહેબ રેસિડન્ટ હતા. ઈંગ્રેજી ભાષાથી અજ્ઞાન વર્ગ તેમને 'રટ સાહેબ કહેતો. વિરિંચિલાલ પાસેથી રાઈટને રાજ્યના સમાચાર મળ્યા અને તેનો હર્ષ માયો નહિ. વિરિંચિલાલને દિવાનપદ અપાવવા તે રાજી હતો. એ બહાને તેનો પગપેસારો વધારે થાય એમ હતું.

બપોરના બે વાગતાને સુમારે કમિશન બેઠું. ગુનાહની વિગત વિરિંચિલાલે વાંચી અને બિરજિચંદ્રના મનમાં આનંદ થયો. તે તરતજ કળી ગયો કે આ બાબતમાં ગુનેહગાર રાજ્ય સિવાય કોઈજ નથી. પહેલા દહાડાની તપાસ દરમ્યાન તેણે વિનોદચંદ્રને ખાનગી રીતે ખબર પહોંચાડી કે હુંડી બાબત રાજ્યનો હુકમ શો છે તે વાત કમિશન આગળ તેણે મૂકવી નહીં.

પેઢીના શેઠ, મુનીમ, મહેતાઓ તેમજ વિનોદચંદ્ર તથા બેંકના નોકરોની તપાસ, તેમના હિસાબી ચોપડાઓની તપાસ દસ દિવસ પહોંચી. વિનોદચંદ્રે પૈ પણ હરામ કરી છે એમ તો સાબીત ન થયું.

પણ પેઢીની શરમાશરમીને લીધે યા ખાનગી મસલતને લીધે આ બાબત ઢીલ રાખવામાં આવી એવા વહેમ દૂર કરવાને કંઈ પણ કારણુ આપવામાં આવ્યું નહોતું. અગિયારમે દિવસે બિરિજચંદ્રની તપાસ ચલાવવામાં આવી. એ તપાસ ઉપરજ ચૂકાદાનો બધો આધાર રહ્યો હતો. એકેનું કામ આ પ્રમાણે ચાલ્યાં કીધું અને તે સંબંધમાં દિવાન ઑફિસ તરફથી કંઈ પણ પગલાં લેવાયાં નહિ, તેને માટે બિરિજચંદ્રને જોખમદાર ગણવામાં આવ્યા, તપાસ દરમ્યાન બિરિજચંદ્રને એક ખુરસી આપવામા આવી અને તેની પહેલાંની નોકરી તરફ જોતાં તથા હજી તે દિવાનપદ ભોગવતા હોવાથી સાક્ષીના પાંજરામાં તેમને લઈ જવામાં આવ્યા નહિ. વિરિંચિલાલના હાથમાં ન્યાયનું ત્રાજવું જોઈ તેનું મગજ કેદહાડાનું ફરી તો ગયુંજ હતું. જેવા તે ખુરસીપર જઈ બેઠા કે તરતજ તેણે એવી ક્રોધભરી દૃષ્ટિ વિરિંચિલાલ તરફ ફેંકી કે ત્યાંથી બહાનું કાઢી ઉઠી, તે પાસેના ઓરડામાં ગયો. સિંહ જેવું પ્રાણી, મનુષ્યની નજર જો તેની નજર કરતાં બળવાન્ હોય તો ડરી ચાલ્યું જાય તો વિરિંચિલાલના શા ભાર!

તેના ગયા-પછી દિવાને રાણાની સામે જોયું. 'માણસની કદર તો સારી-કરો છો,' એવો એ નજરમાં અર્થ હતો. રાણાનો ગુસ્સો સહેજસાજ નરમ પડયો. તેણે એક નિષ્ઠાથી કરેલી નોકરીનો તેને અત્યારે ખ્યાલ આવ્યો. વળી કોઈ એ પણ ઉચાપત કર્યું છે, એવું અત્યાર લગીમાં સાબીત નહોતું થયું. બિરિજચંદ્રે રાજ્યના હુકમના.........નંબરના કાગળો મેળવવા તથા કમિશન આગળ રજુ કરવા અરજ કરી.

રાણા જે દસે દિવસ પોતે ઘણાખરા સવાલો પૂછતો તેણે રસિકલાલને કહ્યું "એ કાગળોની આ બાબતમાં શી જરૂર પડશે તે પૂછી જુઓ." સુવાલ પૂછાયો અને તેણે સવિસ્તાર હકીકત કહી દીધી. વિરિંચિલાલ પણ પાછો આવીને બેઠો હતો. વચ્ચેવચ્ચે રાજ્યને તેમજ પ્રજાને કોઈને નુકસાન નુ થાય તે વાસ્તે પોતે કેવી જાતનાં પગલાં લીધાં હતાં, પરહદની લડાઈમાં કેવી રીતે કામ કર્યું હતું. તેનો ખ્યાલ દિવાન આડકતરી રીતે આપતો ગયો તેનો આ બદલો એમ કહેતો ગયો તથા વિરિંચિલાલ તો બહુ સારા માણસ છે એમ ટહુકો મૂકતો ગયો. રસિકલાલ સિવાય ત્યાં બેઠેલામાંના સઘળાજ આ હેવાલ સાંભળી ચકિત થઈ ગયા.

રાણાએ આ હકીકત સાંભળી કમિશન ઉઠાડવા વિચાર કર્યો. રાજ્યના હુકમો કમિશન આગળ રજુ ન કરાવવા તેણે બિરિજચંદ્રને

સમજાવ્યો. "કમિશન અધવચથી ઉઠશે એટલે તમે નિર્દોષ ઠરી ચૂક્યા ત્યારે ગોળાગોળ કરવાની જરૂર નથી." રાજ્યની ફજેતી થતી અટકે માટે તેમ કરવાની જરૂર હતી. બિરિજચંદ્રે આ વાત કબૂલ કરી નહિ. વિરિંચિલાલ હોય તો રાજ્યની નોકરી તેને કરવી નહોતી. આવેશમાં આવી જઈ તેણે કહ્યું "અમે ગુનેહગાર છીએ, રાજ્યનું નામે ઉચાપત કરીએ છીએ, એમ સલાહ આપનારને રાજ્યની નોકરીમાંથી ખસેડવામાં આવે તોજ અમે રૈયતની તેમજ બીજાની નજરમાં બિનગુનેહગાર ઠરીએ. ખોટી સલાહ આપનાર શિક્ષાને પાત્ર છે. હજુરની તેમ કરવા મરજી ન હોય તો કાગળો કમિશન આગળ મૂકવા." અમે નિર્દોષ છીએ કે નહિ, તે કમિશન ઠેરવે પછીજ તે કહી શકે એમ તેણે તેની ઇચ્છા દર્શાવી.

રાણાની પોતાની પણ કસૂર હતી, એટલે વિરિંચિલાલને દૂર કરવા તેની મરજી નહોતી. સુજનસિંહ આ ભૂલની શિક્ષા વિરિંચિલાલને કરે તેના કરતાં પોતાને વિશેષ કરતે. પણ હઠીલા મનોજકુમારનો વિચાર વિરિંચિલાલને બચાવવાનો હતો. બિરિજચંદ્રપર તે બહુજ ગુસ્સે થયા પણ લાચારજ હતા. કાગળ કમિશન આગળ મૂકાયા; સર્વાનુમતે બધા નિર્દોષ ઠર્યા; બિરિજચંદ્રની હુકમતનો છેડો આવ્યો અને વિનોદચંદ્રે પણ નોકરી છોડી તેની જોડે અન્ય સ્થળે જવા વિચાર કર્યો.



## પ્રકરણ ૨૬



## કાશી.

" રહે ઉન્મત્ત સ્વાનંદે ખરૂં એ સુખ માની લે,
પીએ તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે,
અરે પ્રારબ્ધ તો ઘેલું, રહે તે દૂર માગે તો,
ન માગે દોડતું આવે; ન વિશ્વાસે કદિ રહેજે,
રહી નિર્મોહી શાંતિથી, રહે એ સુખ મ્હોટું છે,
જગત્ બાજીગરીના તું, બધા બાબત જવા દેજે,
પ્રભુના નામનાં પુષ્પો પરોવી કાવ્યમાળા તું,
પ્રભુની પ્યારી ગ્રીવામાં પહેરાવી પ્રીતે દેજે "

( બાળાશંકર. )

કાશીનું સ્ટેશન આવી પહોંચ્યું અને જાત્રાળુઓ ઉતરી પોતાનો સામાન કાઢવા માંડ્યા. માણસોની ધમાલ જરા વધારે હતી, કેટલાક

એક્કામાં અને કેટલાક હોડીમાં બેસી પોતાના મુકામ વાસ્તે નીકળી પડ્યા. ચોપડાઓ લઇ ગોરો સ્ટેશનની બહાર ઉભા હતા, તથા જાત્રાળુઓને તેમનાં નામઠામ પૂછતા હતા. જાત્રાળુના ઘરનું એક પણ નામ ન જડતું તો કડવું મોં કરી ચોપડા બંધ કરતા હતા, તમારો ગોર ન હોય તો અમારૂં ફલાણું નામ અને ફલાણું રહેઠાણ, એમ કહી પંથે પડતા હતા. કેટલાએક તો છેવટ લગી કેડો મૂકતાજ નહોતા. વિપિન પણ આ નવા આવનારમાંનો એક હતો, જોકે જાત્રા વાસ્તેજ તે ખાસ આવ્યો નહોતો. એની ત્યાં બહુ રમુજ થઇ. ચિત્ત સ્વસ્થ નહોતું; એક તરફ શિશિર વગેરેનો વિચાર તથા બીજી તરફ પિતા ક્યાં રહેતા હશે એ વિચારથી મસ્તક ભમતું હતું. લાંબી મુસાફરીનો થાક તેમાં ઉમેરો કરતો હતો. એક્કામાં બેઠો હોત તો ગોર લોકો કંટાળો કંઈક ઓછો આપતે, પણ ક્યાં જવાનું તે નક્કી નહોતું એટલે પગે ચાલતો હતો. જ્યાં લગણ તેના ગોરનું નામ અથવા તો પોતાની ન્યાતનું નામ તે આપે નહિ ત્યાં લગણ ગોર ગમ ખાતા નહિ. જવાબ ન દે તો બૂમરાણ વધી પડે. તે કઈ ન્યાતનો હશે તેનું અનુમાન કરીને ગોર લોકો થોડાંઘણાં નામ વાંચી જાય. તે બોલે તેને તમે સાંભળો કે નહિ તેના પૂછ્યાનો જવાબ આપો કે નહિ, તેને ગુસ્સો બતાવો, તિરસ્કાર કરો, યા ચીઢવાઈને બે વાના કહો, પરંતુ તેમના શરીરપર અસર થાય એમ નહોતું. નમ્રતાપુર્વક કહેવાથી પણ કંઈ વળે તેમ નહોતું. 'મ્હારે ક્યાં જવું તે નક્કી નથી' એમ વિનવી તે થાક્યો. તેના ટીખળી સ્વભાવે અંતે ગોરલોકોપર જય મેળવ્યો. જે કોઈ તેને પૂછે તેના જવાબમાં એણે 'પટપટારો' એટલોજ ઉત્તર દીધો. આ અર્થ વગરના જવાબથી વિપિન જવાબ દેવા રાજી નથી એમ સમજી કેટલાક તરતજ ચાલ્યા ગયા, થોડાક ગામનું નામ કહેશો તેમાં તમારૂં [illegible] જશે એમ બેએક વાર બબડી જવાબ ન મળતાં દૂર રહ્યા અને ચાર પાંચ ચીઢવાતા અને બબડતા અંગ્રેજી વિદ્યાને વગોવતા તેમને પંથે પડ્યા. વિપિનને તેના પિતાની ભાળ કેમ લાગશે, ક્યાં મળશે, તેનો વિચાર કરવા કંઈક આરામ મળ્યો. તેમનો પત્તો ન લાગે ત્યાં લગણ ધર્મશાળામાં ઉતરવા નિશ્ચય કર્યો. ત્યાં સામાન મૂકી તેની ન્યાતના કોણ કોણ ગોર છે તેની ભાળ મેળવી. સારે નસીબે તેની ન્યાતના ગોર લોકની સંખ્યા બહુ નાની હતી. તેમના ઘર તરફ કુચ કરવા વિચાર કર્યો, બહાર નીકળી પડ્યો; બેચાર ગલીઓ વટાવી અને [illegible] અટક્યો. "આ તો જ્યાં જાઉં છું ત્યાં ગલીજ ગલી. આ બધી વાટ

કેમ રહેશે અને ધર્મશાળામાં પાછા શી રીતે જવાશે? અત્યારેજ પાછા ફરવું હોય તો હિંમત ચાલતી નથી. ઘરની બાંધણી પણ લગભગ સરખીજ છે. બેચાર ગલી હોય તો કંઈ નિશાની પણ યાદ રાખું. આ તો તેનો પારજ નથી; છે પણ કેટલી સાંકડી? કુંજગલી જેવીજ લાગે છે. આ તો ભૂલભૂલામણી જેવોજ ઘાટ છે. રસ્તામાંથી આ શહેરના કોઈ જાણીતાને પૈસા આપવાનું કરી સાથે લઉં." પા એક કલાક ઉભો અને એક માણસ મળી આવ્યો તેને સાથે લઈ ગોર લોકના ઘર તરફ વળ્યો. મહા મહેનતે ચંદ્રરાવનો પત્તો લાગ્યો તેનો મુકામ ગોરને ત્યાં નહોતો તેણે એક જુદુંજ મકાન ભાડે રાખ્યું હતું. ત્યાં વિપિન પેલા માણસ સાથે આવી પહોંચ્યો. પૈસા આપી તેને રવાના કર્યો. અને પોતે ઘરમાં દાખલ થયો. એક માણસના કહેવાથી માલૂમ પડયું કે તેના પિતા નીચે છે. મકાનના બે ભાગ હતા. બન્ને ભાગમાં દાખલ થવાનાં બારણાં જુદાં જુદાં હતાં. ત્યાંના ઘરની બાંધણી એવી તરેહની હોય છે કે તેને બે જુદાં મકાન ગણીએ તોપણ ચાલે. વળી ઘરો એવાં ગીચોગીચ અને લાંબાં લાંબાં હોય છે કે એક બાજુએથી મકાન જોઈ, બીજી બાજુએ જઈએ તો તેજ મકાનની આ બીજી બાજુ છે એમ આપણને લાગે નહિ. વિપિન આમતેમ બધી જગ્યાએ તપાસ કરી ચૂકયો અને અંતે વાડામાં દાખલ થયો. ત્યાં એક નાની સરખી ઝુંપડી મઠના આકારમાં ઉભી હતી. તાપથી રક્ષણ કરવાને ત્યાં વાળાની બે ટટ્ટી રાખવામાં આવી હતી. તેના પિતા તે ઝુંપડીમાં સંધ્યા કરવામાં રોકાયા હતા. તેમની આંખ મીંચેલી હતી, સામે કમંડળ વગેરે પૂજા કરવાનાં સાધનો પડેલાં હતાં. સર્વાંગે ભસ્મત્રિપુંડ કરી, મૃગચર્મ ઉપર પદ્માસન વાળી ધ્યાનમાં લીન થયેલો ચંદ્રરાવ એક મહાત્મા જેવો લાગતો હતો. તેને મળવા અધીરા બનેલા વિપિનને ત્યાંથી પાછા ફરવું પડયું. માણસને પુછતાં માલૂમ પડયું કે પા કલાકમાં તે હવે ઉઠશે. વિપિનને પા કલાક બહુ વસમો લાગ્યો. તબીઅત તો સુધરી છે, આ વિચારમાં પા કલાક કાઢી નાંખ્યો અને ચંદ્રરાવ બહાર આવ્યો. વિપિનને જોઈ તે ચમક્યો. "તું અહીં ક્યાંથી?" વિપિન જવાબ આપી શક્યો નહિ. માતાની ગેરહાજરી, પિતાની તેને નૂતનપુરમાં જવાની સલાહ, ત્યાં રહ્યાનું પરિણામ, પોતાને ઉઠાડી ચંદ્રરાવનું અત્રે આગમન અને તે બાબત કોઈને કંઈ જણાવ્યું નહિ, એવા વિચારોથી તેનું હૃદય ભરાઈ આવ્યું, થોડીક વાર પછી તે ગદ્ગદ કંઠે બોલ્યો, "પિતાજી, પત્ર પણ ન લખ્યો?

મારી એવી શી ચૂક થઈ કે છેક મને મનથી ઉતારી નાખ્યો. તારા પણ અહોનિશ ફિકર કરે છે. ઉન્મતિ ફોઈની તમારા તરફની લાગણી તથા કાળજીને પરિણામે હું તમારો પત્તો મેળવી શક્યો."

"ભાઈ, વેરાગી કહે માણસ વેરાગી નથી, ભગવાં પહેરે સાધુ નથી. મુંબાઈની પ્રવૃત્તિથી હું છેક કંટાળી ગયો, શેઠને ત્યાંનું કામ પતાવવામાં મારો દમ નીકળી ગયો. મને નિરાંતની જરૂર હતી. એ નિરાંત મને નૂતનપુરમાં મળી શકત નહિ, કેમકે ત્યાંની ખટપટના સુર મુંબાઈમાં થોડાઘણા ત્હારા તથા બિરિજના પત્રમાં આવતા હતા મારે શું કરવું, ક્યાં જવું તે નક્કી નહોતું. એક વાર તો કોઈ જંગલ, ઝાડી યા ગુફામાં રહેઠાણ કરવા વિચાર કર્યો; હૃષિકેશ જવા મનસુબો કર્યો, પણ એમ એકાએક જવાથી તમને દુઃખ થશે એ વિચારે મને રોક્યો. વળી કોઈના ધારવામાં પણ આવે નહિ એવી શેઠના કુટુંબને પૈસાની મદદ મળી આવી, એટલે મારી પાસે મુડી થોડીઘણી રહી. વિપિન, એ મદદનો મને વિચાર આવે છે અને મને પ્રભુની કળાનું ભાન થાય છે. મારી મુડી જેટલી ખપમા આવવાની હશે તેટલી આવી, ચારેક હજારની સીલક રહી અને એક માણસ બહારગામ રહેતો હતો તેને શેઠના મૃત્યુની ખબર થઈ. તે બેત્રણ માસ વીત્યા બાદ મને મળ્યો. વાતચિતપરથી શેઠના ઘરની હકીકત તેણે જાણી લીધી, દેવું બાકી છે પણ લહેણું પૈનું પણ બાકી નથી; એમ વાતમાં કઢાવી લીધું: શેઠની પ્રશંસા કરી અને ગજવામાંથી એક નોટનું પોટલું કાઢી મ્હારી આગળ મૂક્યું. મેં તેની મદદની ના કહી અને તેણે એક ચોપડી કાઢી મને કહ્યું 'મુનીમજી, તમે હિંદુ શાસ્ત્ર જાણતા હશો અને માનતા હશો; તેમ હું પણ કંઇ જાણું છું માનું છું. શેઠનો હું દેવાદાર છું, શેઠના મ્હારી પાસે રૂપીઆ લહેણા છે, પછી ભલે તે તમારા ચોપડામાં ન લખાયા હોય, પણ તેથી હું દેવામાંથી મુક્ત નથી થતો. મ્હારે ત્યાં એ રૂપિયા જમા થયા છે તો હું કે મ્હારા વારસો એ આપવાને બંધાયલા છીએ.' ભાઈ, અર્જુનને જ્યારે અભિમાન આવી જતું ત્યારે કૃષ્ણ પરમાત્મા તેનામાંથી પોતે આપેલી શક્તિ ખેંચી લેતા. એ ખેંચવાને ઓજાર કે કંઈ જોઈએ. મને મદદ આવ્યો. એટલે તેના ભારમાં ચકદાવાથી માણસ કર્તવ્ય ભૂલી જાય અને કામમાં પાછો પડે. હું છલકાઈ ન જાઉં માટેજ પ્રભુએ આ પારસીને મોકલ્યો, બાકી જમાનો તો એવો છે કે પારકનું ખાઈ જઇ રાજી થાય અને આપણું માગતું હોય તે માગવા જઇએ તો

ક્રોધે ભરાય અથવા તો સામી ગાળ દે. વાંક કળજુગનો નથી કેમકે એ કળજુગમાં પણ આવું રત્ન પાકે છે ખરૂં. અચાનક પૈસાની છુટ થઈ અને મેં કાશીમાં નિવાસ કરવાનો વિચાર રાખ્યો. અહીં આવ્યા પછી રહેઠાણ શોધતાં વિલંબ થયો; વળી થોડોક સમય એકલાં રહી શું ધોરણ પકડવું તે પર વિચાર કરવાનો હતો."

"મને ખબર કરી હોત અને તમારા હુકમ વગર કાશી આવવા ના કહ્યું હોત તો હું આવવા વિચાર પણ કરત નહીં."

"તને જણાવવામાં હરકત નહોતી, પરંતુ તેમ કર્યાથી બિરિજ આડો પડતે અને મને નૂતનપુર આવવા કહેતે. તમને કોઈ પણ રીતે દુઃખી કરવા મ્હારી ઇચ્છા નહોતી. તું ત્યાં હતો એટલે મને ત્હારી ફિકરચિંતા નહોતી; તારાને પણ ત્હારે લીધે આશ્વાસન મળે એમ હતું. જોઈ તો આરામ મને મળ્યો, સંપૂર્ણ વિચાર કરવાને તક મળી અને મેં મુંબાઇ ભાડાનું બિલ મોકલી આપ્યું, જેથી તમને હું અત્રે છું એમ ખબર મળી. ચાલો, હશે, બનવા કાળ બની. મેં તને જણાવ્યું નહિ તેની પ્રભુએ મને શિક્ષા કરી. મેં લખ્યું હોત તો તું હાલ તુરત આવી શકત નહિ. નૂતનપુરના શા રંગ છે?

વિપિને ત્યાંની ખટપટથી ચંદ્રાવને વાકેફ કર્યો.

બિરિજચંદ્ર બહુ ચિંતાતુર રહે છે જાણી ચંદ્રાવે કહ્યું "મુંબાઈમાં હું હતો અને આ વાતની મને એના પત્રથી ખબર મળી ત્યારે એએક વાર મેં લખ્યું હતું કે હવે એ નોકરી છોડી નિરાંતે ઘેર બેસવું. ગામમાં ન ફાવે તો થોડે દૂર જઈ વસવું ને વખતોવખત ત્યાં આવવું. પણ એ છાણના કીડાઓ છાણમાં ને છાણમાંજ મરે. મુંબાઈના શેઠીઆઓ અને રાજ્યનાં મોટા ઓદ્ધેદારો વખત આવે સમજી જાય નહિ. પૈસા રળી ઘેર જમીને બેસે નહિ. એક લક્ષ્મીના ભુખ્યા, ત્યારે બીજા અધિકારના. વેપારમાં કે સટ્ટામાં કમાયા પણ સંતોષ માની ન લે ને નસીબ આવે ઉંધા પડે. અધિકારની સીમાએ પહોંચ્યા, દિવાન થયા અને આવો સમય આવે આઘા બેસે નહિ. ખુશામતીઆની ખુશામદ અને તહેનાતદારની જોહુકમી વગર તેમને ઘડી ચાલે નહિ. એ સિપાઇસપરા આપણને ક્યાં મળવાના છે એવો ખ્યાલ લાવે. જાણે એટલા નોકરચાકર હોય નહિ ને એમનું ઘરનો કારભારજ અટકી પડતો હોયની! શેઠને ઘણી વાર આજીજી કરી પણ માન્યું નહિ અને અંતે આ વખત આવ્યો. બિરિજનું શું થાય છે

તે જોવાનું છે. રાણો આમ ભંભેરાયલો છે તો જરૂર એને ખસવું પડશે. વિરિંચિલાલ અનેક કળાઓ વાપરશે અને તેમાંની એકાદથી રાણો ભોળવાયો તો બ્રિજને માથે ભારે સંકટ આવી પડશે. નસીબ કરે તે ખરૂં. જા, ગંગાજીમાં સ્નાન કરી આવ, અને જમવું હોય તો જમી લે; પછી આપણે કાશીવિશ્વેશ્વરના દર્શન કરવા જઇએ."

વિપિન સ્નાન કરી આવી પાછો ફર્યો. કાચું કોરૂં ગાડીમાં ખાધું હતું એટલે રાતે પિતા જોડેજ જમવા મરજી બતાવી. પિતાપુત્ર સાથે દર્શન કરવા નીકળી પડયા. ઘાટે ઘાટે તેઓ ચાલવા માંડયા. રાધાકૃષ્ણ વગેરેનાં દર્શન કરી વિપિનનું મન પ્રસન્ન થયું. હિંદના રજવાડાઓના નામ એ ઘાટને આપેલા જોઈ તે વિસ્મિત થયો. અહલ્યાબાઈનો ઘાટ ઘણોજ ભવ્ય દેખાતો હતો. કારીગરી ઘણાં ઉંચા પ્રકારની હતી; એ કારીગરીનું સત્યાનાશ વળી ગયું એમ વિચાર આવતાં વિપિન દિલગીર થયો. આ ઘાટની નજીક સિંધિયાઘાટ બેહાલ પડયો હતો.

"આ કયો ઘાટ છે? આવા ગંજાવર પત્થરથી ચણેલા ઘાટની આવી સ્થિતિ શી રીતે થઈ હશે? બધુંજ અવળાસવળી થઈ ગયું છે."

"એને સિંધિયાઘાટ કહે છે. લોકોના કહેવાપરથી એમ સમજાય છે કે પાણીના જોસે કરીને આમ થયું. પછી કદાચ પાયો પણ નબળો હોય."

"ઓહો! સિંધિયાનું પણ અહીં નામ છે ખરૂં કે? અહીં જેમ સાથે બેઠા છે તેમ ભ્રાતૃભાવ હમેશ રાખ્યો હોત તો હિંદની આ સ્થિતિ ભાગ્યેજ થતે. હાલના કોઈ રાજવંશીએ બંધાવેલા ઘાટ અહીં છે કે નહિ?"

"મ્હારા જાણ્યામાં તો નથી."

"બરાબર, હિંદવાસીઓને સગવડ કરી આપવી તેની એમને શી દરકાર? પાશ્ચાત્ય દેશ જઈ...હૉલમાં આટલા આપ્યા,...... બાગમાં આટલા ખરચ્યા,......પુસ્તકશાળા સ્થાપી પોતાનું નામ અમર કર્યું એટલે બસ. ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો, ત્યાં દસ હજાર આપતા હશે અને તેમની ગણના પણ નહિ થતી હોય, અને અહીં–પોતાના રાજ્યમાંજ એટલાજ પૈસામાં જુદે જુદે ગામે પુસ્તકાલય વગેરે સ્થાપે તો તેમની રૈયત દેવની માફક પૂજે. આવી જગ્યાઓમાં જાત્રાળુઓને અને મુસાફરોને સગવડ કરી આપવાની તો તેમને દરકાર શી?"

આમ વાત કરતાં કરતાં એક સાંકડો રસ્તો આવ્યો. રસ્તાની બે પાસ માગનારાઓની હારની હાર બેઠી હતી. તેમાંનો મોટો ભાગ

શરીરે અશક્ત હતો. ચંદ્રરાવને તે તરફ વળતો જોઈ તેમનો હર્ષ માયો નહિ, કેમકે જ્યારે તે આણી તરફ આવતો ત્યારે દરેકને કંઈ પણ આપી જતો. વિપિને કહ્યું “ગરીબો વાસ્તે અન્નક્ષેત્રો ઉઘાડે અને લાયકનેજ મદદ આપે તો આપણા રજવાડાઓ ગરીબ ન થઈ જાય.”

“ભાઈ, દેખનેકા પણ ચખનેકા નહિ. તેમ ત્યાં જઈ આવ્યા, જોઈ આવ્યા અથવા તો અહીં રહી એવા અન્નક્ષેત્રની વાત જાણી, પણ કંઈ કરવાનું નહીં તો. ત્યાંના અન્નક્ષેત્રમાં મદદ કરી હશે. જેમની તરફથી લાંબો કાળ થતાં ચાલુ છે તે બંધ ન કરે એટલે થયું; બાકી હાલમાં તેમના તરફથી નવું તો થવાની આશા નથી.”

કાશીવિશ્વેશ્વરનું દહેરૂં આવી પહોંચ્યું, અને બન્ને જણા તેમાં દાખલ થયા. દહેરામાં ભીડ હમેશ થતી; દર્શન કરી બહાર નીકળી એક સાંકડી ગલીમાં થઈને તેઓ બહાર આવ્યા. એ જગ્યાપર પણ મહાદેવનાં ઘણાં લિંગ હતાં. ચાલતાં ચાલતાં ચંદ્રરાવે કહ્યું,

“વિપિન, આ દહેરૂં નવું બંધાયલું છે, દેવ પણ આ નવાજ પધરાવલામાં આવેલા છે.” જૂના દહેરાનું સ્થાન આવ્યું અને તેણે તે બતલાવ્યું. તે જગ્યા છેક જીર્ણ અવસ્થામાં હતી; ત્યાં અસલ દહેરૂં હતું તેની સાબીતીમાં પોઠીયોજ માત્ર રહ્યો હતો. તે દહેરાની સામે મસ્જીદ હતી. વિપિનથી આ દેખાવ સહન થઈ શક્યો નહિ; “આટલી આટલી ગલીકુંચી વટાવી મુસલમાનો આવી પહોંચ્યા ત્યાં લગણ તેમને કોઈ રોકી ના શક્યું ? આ ગલીકુંચીઓ ખરૂં જોતાં એવી વિચિત્ર છે કે જરૂર તેઓ ગોથાં ખાઇ જાય. આપણામાંથીજ કોઈ અકર્મી દેશદ્રોહી, જાતદ્રોહી–તેમને મળી ગયો હશે અને તેણે આ રસ્તો બતલાવ્યો હશે; બાકી, બધાઓએ સંપ કરી, આ સાંકડા રસ્તાનો લાભ લઈ, થોડાકે સામા થઈ પોતાનો ભોગ આપી, તેમને પાછા કાઢવા ધાર્યું હોત તો અઘરૂં પડતે નહિ. પણ એ દહાડો ક્યાંથી ? આપણે કી દહાડે એક થઈશું, સંપીને રહીશું અને દેશના ઉદ્ધાર કરીશું ?” તે બોલતો હતો ત્યારે એનું લોહી ઉછાળા મારતું હતું. તેની ચાલપરથી તે ઊંડા વિચારમાં પડયો હોય એમ જણાઈ આવતું હતું.

ચંદ્રરાવ તેને શાંત પાડવા મથતો હતો. તેણે કહ્યું, “ગઈગુજરી વીસરી આપણે તથા તેઓ, તેમજ હિંદની દરેક કોમ સંપીને રહીશું, નહીં જેવા લોભથી ભોળવાશું નહીં તોજ આપણો ઉદ્ધાર કરી શકીશું.”

ઘર આવી પહોંચ્યું અને સ્નાનાદિ કર્મ કરી જમી પરવારી બન્ને જણા અગાસીમાં બેઠા. કાશીના ઘરને છાપરાં જવલ્લેજ હોય છે અને અગાસી લગભગ બધાંનેજ હોય છે.

"અહીં ક્યાં સુધી રહેવાનો વિચાર છે ?"

"મને તો અહીં બહુજ ગમી ગયું છે. મ્હારૂં બાકીનું જીવન અહીંજ ગાળીશ. પ્રસંગ વગર મુંબાઇ કે નૂતનપુર જવાનો વિચાર નથી. તને ગમે ત્યાં લગણુ અહીંજ રહેજે અને પછી જવું હોય ત્યારે જજે. તેં ત્હારા ભવિષ્યનો શો વિચાર કર્યો ?"

"તમારી શી સલાહ છે ?"

"મેં એ બાબત વિચાર નથી કર્યો."

"હું પણ હજી વિચારમાંજ છું; મુંબાઇની ઓરડીનું શું કરવું છે ? ત્યાંનું ભાડું ચઢાવી શું કામ છે ?"

"હા, તે તો હવે ઉઠાવી લેવાનીજ જરૂર છે. થોડો વખત હજી અહીં કાઢવા મ્હારો વિચાર છે. પછી આમ તેમ જાત્રાના સ્થળો છે તે જોવાં છે; પછી મુંબાઇ જઇશું. ત્યાંથી ઓરડી ઉઠાવ્યા પછી મ્હારે બિરિજને મળવું છે.

ચંદ્રાવનો ઘણોખરો વખત પાઠપૂજામાં જતો; કોઇ વિદ્વાન સાધુ યા સન્યાસી તે સ્થળે આવ્યો હોય તો તેના દર્શન કરવા બપોરને વખતે જતો; અને કંઈક જાણવા જેવું શીખી લાવતો. તે હમેશ કહેતો કે "મ્હારી અડધી ઉપરાંત જીંદગી મુંબાઇની પ્રવૃત્તિમાં ગઈ, ઉંઘમાં તો સૌની થોડી યા ઘણી જાય છે, માટે ધર્મધ્યાન હવે જેટલું થાય તેટલું કરી લેવું."

સવારના પાંચથી નવસાડાનવ સુધી તે સંધ્યાદિ કર્મોમાં રોકાતો. સંધ્યાકાળે પણ બેએક કલાક તેમાં જતા.

વિપિનને કાશીમાં રહેવું પસંદ પડ્યું, કારણુ તે બધી રીતે પવિત્ર સ્થળ હતું. નિર્મળ અને સ્વચ્છ પાણી ધારણુ કરતી ગંગાનદી પર આવવાથી તે તીર્થ હતું, તેની રસાળ ભૂમિને પ્રતાપે તે ક્ષેત્ર હતું અને તેમાં આવી રહેલા અગણિત દહેરાઓને લીધે તે એક પવિત્ર ધામ હતું. એને ત્યાં ઘણું જોવાનું અને જાણવાનું મળી આવ્યું. પોતે શો માર્ગ લેવો તેનો વિચાર કરવા એને પુષ્કળ વખત મળ્યો અને છેવટે મન સાથે કંઈક નિશ્ચય પર આવ્યો. ચંદ્રાવના અનુમોદનનીજ માત્ર વાર

હતી. મિત્રમનના પત્ર એને ઘણુંખરૂં મળતા. શિશિરની તબીઅત સારી નથી એમ તે પરથી જણાતું હતું. આ સમાચારથી એને બહુ દુઃખ થતું. તેને મળવા, નૂતનપુર જવા મન બહુ અધીરૂં બન્યું. ત્યાંની રાજ્યખટપટના પણ સમાચાર થોડાઘણાં આવતા અને પિતાને તે હંમેશ નિવેદન કરવા તે ચૂકતો નહિ. આવા વખતમાં પોતાની સલાહનો ઉપયોગ બિરજિને આપી શકાય એ વિચારથી ચંદ્રરાવે અંતે કાશી છોડવાનો વિચાર કર્યો. વિપિને મિત્રમનને એ સમાચાર લખી દીધાં. અચોક્કસ સરનામાને લીધે તેની તરફથી પત્ર આવતા બંધ થયા, પરંતુ વિપિન જ્યાં જતો ત્યાંથી તેને પત્ર લખતો ખરો. કેટલીક જોવા લાયક જગ્યાઓમાં ફરી ચંદ્રરાવ તથા વિપિન મથુરા આવી પહોંચ્યા. ક્યાં ક્યાં હજી ફરવું, ક્યારે મુંબાઇ જવું, તે અત્રે નક્કી કરવાનું હતું; કારણ થોડા વખતમાં વધારે મુસાફરી કર્યાથી બન્નેને થાક લાગ્યો હતો. જોકે આવી જગ્યાઓમાં પડતા આનંદ આગળ તે જણાતો નહોતો. વૃંદ્રાવનની રમણીયતા તો કંઈ ઓરજ હતી. જુદા જુદા દેશના વતનીઓ, તેમની રીતભાત વગેરેમાંથી તેમને ઘણું શીખવાનું મળ્યું. આપણાં પ્રાચીન શહેરો, તેમાં થઈ ગયલા રાજાઓના કીર્તિસ્તંભો જોવાથી વિપિનની આંખ આગળ ભારતવર્ષનો જૂનો ઇતિહાસ ઘણીવાર તરી આવતો, તેનો પિત્તો ઉછળી જતો અને તે બોલી ઉઠતોઃ—

"આ ચણુચણુચણું લોહી બળે દુઃખ તુજ જોતાં."

આખરે ચંદ્રરાવ એવા વિચાર પર આવ્યો કે આગ્રા, જયપૂર તથા અજમેર ચાર દિવસમાં જેમ તેમ જોઇ અજમેરથી બારોબાર મુંબાઇ જવું. વિપિનને એ વિચાર બહુ પસંદ પડ્યો, કેમકે રંગરાવ વિલાયતથી પાછો ફરવાનો છે, એવા સમાચાર વર્તમાનપત્રદ્વારા એને મળ્યા હતા. વળી મુંબાઇથી નૂતનપુર જવાની પણ પિતાની ઇચ્છા હતી. નૂતનપુર યાદ આવતાં શિશિરનું સ્મરણ થયું, તેની તબીઅત કેવી હશે તે જાણવા ઇચ્છા થઈ, ઇચ્છા થતાં મિત્રમનને પત્ર લખ્યો. છઠ્ઠે દિવસે મુંબાઇમાં પોતાને પત્ર મળવોજ જોઇએ, એવી મરજી બતાવી. મનમાં વિચાર આવ્યો. "શિશિર બહુ સોસવાઈ ગઈ હશે; મેં એને દુઃખી કરી. પ્રથમ મળતો હતો તેમ એને શી રીતે મળી શકીશ. બધાં બેઠાં હશે અને 'તબીયત કેમ છે.' એમ પણ શી રીતે પૂછી શકીશ?" શિશિરની સ્વાભાવિક માંદગી પ્રેગીએ ગો-

તાના વિયોગને લિધે આવી એમ માની લીધું. આગ્રા જવાની તૈયારીમાં વધારે વિચાર મોકૂફ રહ્યા.

આગ્રા, જયપૂર, અજમેર જોવાયાં અને ચંદ્રરાવ તથા વિપિન પાછા મુંબાઇ આવી પહોંચ્યા. મિત્રમનનો પત્ર વખતસર આવ્યો નહિ અને વિપિનની ચિંતા વધી. તર્કશાસ્ત્રના પંડિતે તર્ક બાંધવામાં કચાશ ન રાખી. "શિશિરને ગમે તેમ થયું હશે અને તેથી મિત્રમન મને લખતો નહિ હોય, મ્હારાથી એ દુઃખ સહન ન થાય માટે છુપું રાખવા મથતો હશે. વહેલીમોડી મને ખબર તો પડશેજ, ત્યારે મને અંધારામાં રાખ્યાંથી શો ફાયદો ? કદાચ બીજાજ કંઈ કારણને લીધે પત્ર નહીં લખ્યો હોય, કદાચ ભૂલી પણ ગયો હોય." આમ તર્કમાં ને તર્કમાં રાત પડી, રાતના ઉંઘ બરાબર આવી નહિ. ચમકી ઉઠી, અડધો જાગતો અડધો ઉંઘતો ગણગણ્યો.

"ઉત્કંઠાથી પૂજન કરતી, તેહ તુંને જણાશે,
કિંવા કલ્પી કૃશ વિરહથી કાઢતી ચિત્ર મ્હારૂં;
કે મેના જે મધુરવચની પાંજરે કહેતી તેને
છે ભર્તાનું સ્મરણ રસિકે માનિતી તેમની તું ?
કે, ખોળામાં મલિન લુગડાંમાણ સારંગી મૂકી,
ગાવા જાતી ગીત રચિયું, જ્યાં નામ મ્હારૂં મુકેલું,
લૂછી નાંખી નયન જલથી, તાર ભીના થયેલા,
વારે વારે સુર શરૂ કરી, મૂર્ચ્છના ભૂલી જાતી."

બીજે દિવસે સવારમાં વહેલો ઉઠયો તથા ચોપાટીપર ફરવા જવા નિશ્ચય કર્યો. રસ્તાપર ચાલતાં પણ શિશિરનાજ વિચાર કર્યા કીધા, ઉપરની કવિતા બેત્રણ વાર બોલી નાખી. મંગળવાર હોવાથી 'રિટર્ન' ટિકિટને પરિણામે ધણા લોકો નૂતનપુર જતા આવતા કોઈ પણ ઓળખીતું સ્ટેશનપર મળી આવવા સંભવ હતો અને દિવાનના ઘરની વાતથી કોઈ અજાણ્યું હશે નહિ, એવા વિચારથી ચોપાટીપર ન જતાં ચર્નીરોડના સ્ટેશન પર જવા ધાર્યું.

વાંચનાર, પોલિસનો પહેરવેશ પહેરી નીકળી પડેલાં ચતુર માજી રાતનાં ઘરમાંથી શા ઇરાદાથી નીકળી પડયાં ? મિત્રમને, ચંદ્રરાવ તથા વિપિન અમુક દિવસે મુંબાઇ જશે અને ત્યાંથી ટુંક સમયમાં નૂતનપુર આવશે એ ખબર બધાં બેઠા હતાં ત્યાં આગળ કહી હતી અને તે માજીની સ્મરણશક્તિની બહાર નહોતું. ઘરમાંથી નીકળ્યા પહેલાંજ મુંબાઇ ચાલ્યા જવું એ મનસુબો તેણે કર્યો હતો. પોશાક બાબત શું

કરવું તેનોજ વિચાર માત્ર કરવાનો હતો, રાતના વખતનો લાભ લઈ પહેરવેશ બદલી નાખી ગાડીમાં ચઢી બેઠા અને મંગળવારની સવારે મુંબાઇ આવી પહોચ્યાં.

સ્ટેશન આવ્યું છતાં ગાડીનો વેગ જોઇએ તેટલો ધીમો ન પડ-વાથી વિપિન સ્ત્રીઓના ડબ્બા આગળ આવી ગયો, તે આગળ કુચ કરવા જતો હતો અને બારીએ બેઠલાં માજીએ તેને બૂમ પાડી અને તેની નજર તેમનાપર પડી. તે ચમક્યો, "તમે અહીં ક્યાંથી? બધા ની તબીયત તો સારી છે કેની!"

"હા, હા," માજીએ ઉતાવળથી જવાબ આપ્યો. વધારે બાત ઘેર ગયા પછી થઈ રહેશે."

વિપિને તેમને જોઇતી મદદ આપી. "એવી તે શી ગુપ્ત વાત હશે કે જે મને અહીં ન કહેવાય? એટલું તો જરૂર કે માજી દિલગીર છે તેની સાથે ખુશ પણ દેખાય છે. પોતે કંઈ ધારેલું કામ પાર પાડ્યું હોય એવું તેમના મોંપરથી સમજાય છે, વળી એમણે ના કહી છે અને પૂછીશ તો બરાડો પાડી મૂકશે. આગગાડીમાં બેઠેલાં અભણ લોકો જેમ પોતાનું એક પોટલું હોય તેને જીવની માફક સાચવે છે તેમ માજી પણ આને વીલું પડવા દેતાં નથી, ગાડીવાળાને મેં આપવા કહ્યું ત્યારે પણ ના કહી. હમણાં ઘર આવશે એટલે બધુંએ સમજાશે."

મારો આવી પહોંચ્યો અને વિપિન તથા માજી ઉતરી પડયાં. ચંદ્રરાવ તેને જોઈ વિચારમાં પડ્યો.

"કાકી તમે કેમ એકદમ એકલાં આવી પહોંચ્યાં?"

"ભાઈ જરાક નિરાંતે બેસું પછી બધું કહું. આ પોટલું જરા સાચવીને મૂકી દે."

"કંઈ ચાહ બા પીશો?"

"ના, એ ગાડીમાંથી ઉતરી નાહ્યાધોયા વગર મ્હારા મોંમાં તો કંઈ જશે નહીં. છેકજ આભટછેટ; એ ગાડીને લીધે મોંઘવારી પણ ગામેગામ વધી ગઇ અને ધર્મને પણ નુકસાન પહોંચ્યું." એ ગાડીનાજ પ્રતાપે પોતે મુંબાઇ એકદમ આવી પહોંચ્યાં એ વાત માજી ભૂલી ગયાં નહોતાં, પણ તેમના જૂના વિચારને ઉપલા એ નુકસાન સાલતાં હતાં.

થોડીકવાર પછી માજીએ ચંદ્રરાવને બધી હકીકત માડીને કહી મિત્ર તથા જમાતૃના ઘરપર જપ્તી નંખાઈ જાણી ચંદ્રરાવ દિલગીર થઈ ગયો. વિપિનનું મોં ઉતરી ગયું.

વિનોદચંદ્ર તથા તારાને ધીરજ આપનારૂં વડિલ કોઈ ઘરમાં હતું નહિ. તારા જો કે ઉમરે લાયક હતી પણ વિચારે બાળક હતી. ચંદ્રાવનો વિચાર વિપિનને મુંબાઈમાં રાખી એકદમ નૂતનપુર જવાનો થયો પણ તેમ કરતાં કાકીએ તેને અટકાવ્યો. "ત્હારૂં જવું ત્યાં નકામું છે, કેમકે ત્હારાથી કોઈને પણ મળી શકાશે નહિ, વળી ઉતાવળમાં એક વાનું તને કહેવાનું રહી ગયું. જપ્તી નંખાઈ તે વખતે બિરિજ ઘરમાં નહોતો. એ છુટો છે એટલે બધાને પૂરો પડશે."

"ત્યારે ત્યાંની હકીકત ગંભીરને તાર મૂકી પૂછાવું તો કેમ," વિપિને કહ્યું.

'જપ્તી નંખાઇ ત્યારે ગંભીર આપણે ત્યાંજ હતો એટલે તે પણ સપડાયલો છે." વિપિનને આ ખબર જાણી જરા હસવું આવ્યું. મનમાં બોલ્યો "એને કોર્ટમાં કે રાણાની સન્મુખ લઈ જાય તો ત્યાં પાધરો જવાબ દે ખરો?"

ચંદ્રાવે ઉન્મતિને ત્યાં તાર મૂકવાનું કહ્યું. તાર મૂકાયો અને જવાબમાં આવ્યું કે જપ્તી ઉઠી છે અને કમિશનથી આજે કામ ચલાવશે. વિપિને તરત ને તરત મિત્રમનને કમિશનનો દરરોજનો હેવાલ જણાવવા કાગળ લખ્યા, ચંદ્રાવે થોડીક લીટી તેના મિત્ર પર લખી. અંતે બધા નિર્દોષ ઠર્યા છે એવી ખબર આવી પહોંચી અને સઘળાનો હર્ષ માયો નહિ. વળી નોકરીનું રાજીનામું આપી બધા મુંબાઈ આવવા ધારે છે એ ખબર પણ બિરિજે લખ્યા. બિરિજચંદ્રને રહેવાને વાસ્તે સારો બંગલો શોધવાનું કામ ચંદ્રાવને માથે પડયું કેમકે એને ઘણા શેઠીઆઓમાં ઓળખાણ હતું, જો કે કોઇને ત્યાં એની હવે આવજા નહોતી. એના ઉમદા ખવાસને લીધે, એની બુદ્ધિના પ્રતાપે સૌ કોઇ એને યાદ કરતું, એનું નામ સાંભળતાંજ વખાણ કરવા મંડી જતું અને એનું કામ કરી આપવા તત્પર રહેતું. બંગલો ભાડે લેવાયો અને બિરિજચંદ્રને તેની ખબર કરવામાં આવી. ચંદ્રાવે નૂતનપુર જવાનો વિચાર હાલ તુરત માંડી વાળ્યો કેમકે જેને મળવાનું એને ખાસ મન હતું તે મુંબાઇ આવવાનો હતો, વિપિનને આ વિચાર પસંદ પડયો, કેમકે તેણે શો માર્ગ લેવો તે બાબત હવે નિશ્ચય કરવા જરૂર હતી. પિતા આનંદમાં છે એમ જોઈ તેણે એક દહાડો વાત છેડી.

"પિતાજી, આપણી જે સ્થિતિ થઇ છે તેને સુધારવાને, શો ઉપાય લેવા જોઇએ?"

"વિપિન, એનો જવાબ તને ઘણી જગ્યાએથી મળી આવશે. પછી સહેજસાજ મતભેદ તો હોયજ; એ બાબતપર મ્હારાથી બહુ વિચાર થયો નથી ને તેનો મને પસ્તાવો થાય છે. આપણી દુર્દશાનાં ઘણાં કારણો છે તેમાં સૌથી પહેલું આપણા નિવૃત્તિના વિચારો. આપણે ત્યાં જે આવ્યું તે મનધાર્યું કરી ગયું અને આપણે તે વાતની દરકાર કરી નહીં, આપણે મન તો મહમદ અને નાદીર, તૈમુર અને ઐારંગજેબ, કલાઇવ ને ડુપ્લે બધા સરખા. જ્યાં લગણુ આપણા ધર્મને આડે તેઓ આવે નહિ ત્યાં લગણુ આપણે તેને કોઇ પણુ વાતમાં છેડવાના નહિ. એ ધર્મની લાગણી ધીરેધીરે ઓછી થતી જાય છે. હજુ વધારે થશે અને આપણો દહાડો કોઇ દિવસ વળવાનો નહિ. આપણને જાગ્રત્ કરવાનો ઇલાજ માત્ર આપણો ધર્મ. એ ધર્મ જાણવાના, સમજવાના સાધન છે નહિ કેમકે શાળામાં તેનું શિક્ષણું અપાતું નથી. વિદ્વાન્ ખરો કોણુ અને ખોટો કોણ તે સમજવાની શક્તિ નથી. ધર્મના શિક્ષણની ખોટ આપણી હાલની શાળાઓ પૂરી પાડતી નથી. કદાચ પૂરી પાડવા ઇચ્છા પણુ નહિ ધરાવતી હોય; તો તેથી આપણી શાળાઓની વ્યવસ્થા જેમ બને તેમ આપણે કરવી. પ્રાશ્ચાત્ય દેશોમાં એ શિક્ષણુ અપાય છે, પરંતુ એ લોકોનું કહેવું એમ છે કે અહીં જુદાજુદા સંપ્રદાયો છે તેમાં અમારે શિક્ષણુ શી રીતે આપવું ?' રામાયણુ અને મહાભારતની કથા તો દરેક હિંદુને પ્રિય થઈ પડે અને તે શીખવવામાં ઝાઝી મહેનત પણુ ન પડે. કેટલીક ખાનગી શાળાઓમાં એમ કરાય છે પણુ ખરૂં. માતા પ્રતિ પાંડવોનો, પિતા પ્રતિ રામનો, પતિ પ્રતિ સીતાનો, દ્રૌપદીનો અને સુભદ્રાનો, ભ્રાતૃ પ્રતિ ભરતનો, ભાભી પ્રતિ લક્ષ્મણનો, એકસોપાંચ એમ બોલતી વખતે કૌરવ જેવાઓનો તેમના પિત્રાઇભાઇ તરફના પ્રેમનો બોધ અસરકારક શબ્દોમાં આપણાં બાળકોને એક સારા શિક્ષક તરફથી આપવામાં આવે તો આપણા ઘરના કજીયા જરૂર ઓછા થઈ જાય. પોતાની સ્ત્રીનું પોતાની હયાતિમાં, પોતાની નજર આગળ વસ્ત્ર હરણુ થાય અને તે ભીમ જેવો મહાવીર કે જે ચાલતો પહાડને પણુ ઉથલાવી નાંખે તે માત્ર ધર્મની આજ્ઞાજ પાળવા ખાતર સહન કરી શકે એતો ભ્રાતૃભક્તિની પરિસીમા. ક્યાં તે કાળ, અને ક્યાં આજનો આ વખત. ક્યાં તે બળ અને ક્યાં આપણી દુર્બળતા ! ક્યાં તે બળનો સદુપયોગ અને આપણી દુર્બળતાનો દુરુપયોગ. પિત્રાઇભાઈઓનો, પોતાના ગુરુનો તથા વડિલનો સંહાર કરવા કરતાં આખા ભારતના ચક્રવર્તી રાજા થવાનું માંડીવાળી જંગલમાં રખડીરવડી દિવસ ગાળવા વધારે સારા માની

રણસંગ્રામમાંથી એક ભીરૂ માણુસની માફક હથિયાર મૂકી દઈ પાછા ફરવાનું અર્જુન જેવા વીરે, ખુદ શ્રી કૃષ્ણુ પરમાત્મા જેવાની સહાય્યવાળા પુરુષે વિચાર કરવો એ તે કંઈ જેવી તેવી ઉચ્ચતા! ક્યાં આજની તૃણુ તથા ચપટી ધુળ વાસ્તેની સગા ભાઈઓની લડાઇ અને ક્યાં આ અર્જુનની ઉદારતા!

જે મનપર નાનપણથી સારી છાપ પડી હોય તે પોતાના બીજાં સગાંસંબંધી જોડે તથા ન્યાતિલાઓ સાથે વિવેકથી વર્તે, સંપથી રહે. ધીરેધીરે તેઓ બીજાને પ્રસંગ આવે એ બાબતપર બોધ આપે અને અજ્ઞાન વર્ગમાં પણુ તેની અસર થાય. બધાંઓને કંઈ જાહેર ભાષણુ કરવા જવું ન પડે. થોડાક તેમ કરતા હોય તો તે પણુ ખોટું નહિ. બાકી મનુષ્યની એ રીતિ છે કે પોતે જેવો હોય તેવો બીજાને કરવા માગે. કોઇનામાં દોષ જુએ તો તે દૂર કરવા તેને સમજાવે. આધુનિક કેળવણી, નીતિ અને ધર્મનો ભોગ આપીને બુદ્ધિને સતેજ કરનારી છે. મગજને ખીલવવા મથે છે પણ મનને સુધારવાની દરકાર જરા પણ રાખતી નથી. શાળાઓમાં જે આપી શકાતું નથી તે ઘર આગળ ભાગ્યે કોઈકજ આપતું હશે; આપવું મુશ્કેલ છે. પોતાના ઘરને સારા પાયાપર ચણી, પાડોશીનું પડે નહીં, પારકાનું ભાંગે નહિ, તેને માટે ઘટતા ઉપાય લેવા. તેનું પડતું હોય તો તે આપણા ઘરને નુકસાન ન કરે તે સમાલવું, તેનેજ પડતું બચાવી લેવું. બાળકના ઉચ્ચ શિક્ષણુને લીધે મોટપણે કુટુમ્બમાં સુલેહ રહે અને ન્યાતમાં પણુ વધારે ને વધારે સંપ રહેવાની વકી રહે, કેમકે આપણુને એક એક સાથે સંબંધ છે અને ન્યાત ઘણા કુટુમ્બોનો એક જથો છે. એવોજ ભાવ બીજી ન્યાતો તરફ રાખવો અને એમ કરતાં કરતાં ધીરેધીરે ગામડું, શહેર, અને છેવટે આખો દેશ સંપ શું છે તે જાણી શકશે. વળી હાલના શિક્ષણુ પાછળ બધાજ દોડયા જાય છે એ પણુ ઠીક નથી થતું, તેને પરિણામે વણિક બી. એ. વેપારમાં બી. એ. હોતો નથી કેમકે તેને નાનપણથી વેપારની કેળવણી અપાતી નથી. વણિક તો ક્વચિત્ પણુ વિદ્યા મળ્યાનું સાર્થક નોકરી કરવામાં ન માનતાં વેપારમાં ધીરેધીરે મન ઘાલે છે, અંતે તે માર્ગ પસંદ કરે છે અને આખરે ફત્તેહ મેળવે છે. બી. એ. થવાની તેમને આવશ્યકતા નથી એમ મ્હારૂં માનવું નથી, પરંતુ તે શિક્ષણુ મળી રહ્યા પછી પણુ તેમની સ્થિતિને જો અનુકુળ હોય તો તેમણે પોતાના વેપારમાંજ લક્ષ દોરવવું અને તેમાં નામના મેળવવી. કારીગર વર્ગ એમ કરી

શકતો નથી. બી. એ. થયા પછી તેને પોતાનો ધંધો હલકો લાગે છે; ન લાગતો હોય તોપણ તેમનાથી કંઈ બનતું નથી; કારણકે હાથપગ નાનપણમાં વળી શકે તેમ મોટપણે વળતા નથી. તેને તો ચોપડીજ પકડતાં આવડે. આથી તેમના ધંધાથી તેઓ જાતે અજાણ્યા રહે છે, તો તેમના વારસોની તો વાતજ શી! તેઓ જાતેજ ન જાણે તો બીજાને શું બતાવે! બીજું લોકોએ મોજશોખમાં પૈસા ખરચતાં થોડે ઘણે અંશે અટકવું જોઈએ અને જે જે ઉદ્યોગોમાં ખામી છે, આપણે પછાત છીએ તે તરફ ધનને સંકેલવું જોઇએ. વળી એ મોજશોખની વસ્તુઓ આપણે ત્યાં બનતી હોય તો ભલે, આપણા એટલા કારીગરો પોષાય. પણ આમાં તો કોઈ જાતનો ફાયદોજ નહીં. આપણું અસલનું સાહિત્ય, આપણો પૌરાણિક ઇતિહાસ, જ્ઞાન અને વિજ્ઞાનના સંબંધમાં કરવામાં આવેલી ચર્ચાઓનો જેમ બને તેમ સંગ્રહ કરી માતૃભાષામાં લખવામાં યા લખવાવામાં આપણાં ધનાઢ્યો થોડો પણ પૈસાનો ઉપયોગ કરે તો તેમની કીર્તિ કંઇ જેવીતેવી નહીં થાય. આપણી વસ્તુઓનું બીજા દિગદર્શન કરાવે એથી શરમાવા જેવું બીજું શું? પારકો પ્રતિષ્ઠા આપે તેથી ફુલાવું નહિ, રાજી ન થાવું, સ્વર્ગમાં બેઠા એમ માનવું નહિ. આપણા કામનો જશ આપણા દેશભાઈઓ આપે એટલે બસ. આપણી અસલ ચાર વર્ણ તેમાંથી આ ચૌદસો થઈ છે એ પણ બહુ હાનિકારક છે. એમાં ધીમેધીમે સુધારો કરવા જેવું છે. બ્રાહ્મણને વાણીઆ જોડે બેસાડવા માગશો તે તે કબૂલ નહિ કરે. પરંતુ એકજ ન્યાત જેમાં જમવા ખાવાનો અરસપરસ વ્યવહાર હોય, જેમાં નહિ જેવોજ મત ફેર હોય તે એક થાય, કન્યાવ્યવહાર પણ કરતી થાય તો તે ખોટું નહિ. એક કુદકેજ બધું કરવા માગો તે બને નહિ. આપણી ઉચ્ચ જ્ઞાતિઓમાંનાજ કેટલાક સુધારાની આવશ્યકતા જણાવે છે, થોડાક બધું ભેળસેળ કરવા માગે છે પરંતુ તેમનીજ પોતાના કરતાં સહેજ આચાર વિચારમાં ફરક રાખનાર જુદા પડનાર તરફ તિરસ્કારની નજર રહે છે એ શું હસવા જેવું નથી. વિપિન દેશની સ્થિતિ સુધારવી એ કંઈ રમત નથી. એમાં અનુભવની અને બીજાં ઘણાં સાધનોની જરૂર છે."

વિપિન આ જવાબ સાંભળી પોતે કયો માર્ગ લેવો, તેમાં ફતેહ મેળવવા શી રીતે પ્રયાસ કરવો તેના વિચારમાં ગુંથાયો.



# પ્રકરણ ૨૭.



## મિઠ રંગ.

માનવ જાતિના ઇતિહાસમાં રાજસ્થાનનો ઇતિહાસ એવો અદ્વિતીય છે કે ધર્માંધ અને ઝનુની દુશમનો કે જેઓ બીજાના ધર્મનું ખંડન કરવા માંજ પોતાનો ધર્મ સમાયલો છે એમ સમજે છે તેમની તરફ હરેક જાતનો જુલ્મ ખમી તેની પ્રજા, દુઃખ અને સંકટને ધૈર્ય અને વીરત્વની કસોટી ગણી, જમીનદોસ્ત થવા છતાં પુન: ઉત્સાહથી ઉભી રહી શકી છે. 'રોમનો'ના આવ્યા પછી 'બ્રિટનો' તેમનામાં ભળી ગયા અને તેમના ધર્મગુરૂઓની સત્તા પડી ભાંગી. પછી ક્રમે ક્રમે તેઓ 'સૅક્સન' માં તેઓ વળી 'ડેઈનિઠ' માં અને આખરે આ બધામાંથી નીકળી આવેલી જાતો 'નૉરમનો'માં મળી ગઈ. એકજ લડાઇને પરિણામે રાજ્ય એકનું ગયું અને બીજાનું થયું એટલુંજ નહીં પણ વિજેતાઓનો ધર્મ અને તેમના રીતરીવાજો પણ પરાજિત પ્રજાએ ગ્રહણ કરી લીધા. રજપુતોનો ઇતિહાસ આ સાથે સરખાવતાં પ્રશંસા સાથે કહેવું પડશે કે તેઓ પોતાના ધર્મમાં તલમાત્ર પણ પાછા હઠયા નથી.*

"જસમીન આજે રંગરાવ આવવાનો છે, બંદરપર તું તેડવા આવીશ કેની ?'

"ના મ્હારી આજે તબીઅત ઠીક નથી. માથું બહુ દુઃખે છે"

"લાવ ડિયર, હું માથું ચાપું ?"

"ના, ના, કંઈ જરૂર નથી. તમે જવાના છો ?"

"હાસ્તો; તે કંઈ ચાલે. બહારનો ડોળ જેટલો કરવો હોય તેટલો કરવામાં આ બિહારી પાછો પડે એમ નથી."

"ભાવ જેવો રાખતા આવ્યા છો તેવો રાખશો કેની ?"

"એમાં વળી શંકા કેવી. ચલ, હવે હું જાઉં છું. મોજીલાલને ઉઠાડું એતો નિરાંતે ઘોરતો હશે."

ઉપરની વાત કરનાર મોજીલાલનો મિત્ર તથા જસમીનનો માનીતો થઈ પડેલો બિહારી હતો. રાતના બનાવ પછી કાકાથી ખાસ કરીને તે બહુ સાવધ રહેતો. મોજીલાલને તેણે સમજાવી દીધો તથા કાકાની હાજરીમાં જેમ બને તેમ તેને બંગલે મળવાનું તેણે ઓછું કરી નાખ્યું. જસમીન તરફ તો કાકાની હાજરીમાં નજર પણ નાંખતો નહીં. તે પણ તેના પર ચાર ડોળા રાખતો. કાકાનું મૃત્યુ થયું અને બિહારી તથા જસમીનને નિરાંત થઇ. શૂળ ગયું અને ટાઢક વળી. હવે તેમને કોઇ

---

* ટૉડ'ના રાજસ્થાનમાંથી.

રોકનાર હતું નહીં. શેઠ સ્વભાવ પ્રમાણે છોકરાં કેમ ચાલે છે, વર્તે છે, તે બાબત બેફિકર રહ્યા. રાતનો બનાવ તદ્દન વીસરી ગયો. શેઠાણીને તો પડયા પાથરા રહેવું, બહાર ફુલફટાક ફરવું એ સિવાય બીજું કંઈજ સુઝતું નહિ. મોજીલાલભાઈને એક વિદ્યાની ખોટ હતી તે બિહારીએ શીખવી એટલે તે ઘણુંખરૂં ભાન વગરનો પડી રહેતો. તેનો ચહેરો ફેરવાઈ ગયો હતો; ઉંઘણસી માણસ માફક તે દેખાતો હતો. તેની આંખ ઘણુંખરૂં અડધી બંધજ રહેતી. શરીર છેક લેવાઈ ગયું હતું. તેના પિતાને જેમ બને તેમ મોં ઓછું બતાવતો. પ્રફુલ્લ શેઠાણીને તેને વાસ્તે ચિંતા રહેતી. ડાકતરની સલાહ લેવા તેણે મોજીલાલને કહ્યું. ફી લઈ ગજવામાં મૂકી અને બિહારીના કહ્યા મુજબ માને સમજાવી દીધું કે અભ્યાસના સંતાપને લીધે તેની તબીઅત ઠીક નથી રહેતી. શેઠાણીએ શેઠનું અનુમોદન લઈ નિશાળ છોડાવી અને મોજીલાલ હતા તેના કરતાં વધારે મોજીલા થયા.

'બિહારીનું સુવું પણ હમેશા બંગલામાંજ થતું એટલે જસમીનનો તથા એનો મેળાપ ઘણુંખરૂં થતો. ઉપલી વાતચિત જસમીનના ઓરડામાંજ થઈ હતી. બિહારી ત્યાંથી નીકળી મોજીલાલ કને ગયો અને તેને ઉઠાડી સાથે લઈ બંદરપર ગયો. રીત પ્રમાણે માન અકરામ સાથે રંગરાવ બંગલે આવી પહોંચ્યો. 'જૉન' અને 'જેન' ના નામો સાંભળનારને ઘણાંનાં નામ યાદ આવતા વાર લાગતી હતી. જો કે બધાને સારે નસીબે તે કોઈને ભૂલી ગયો નહોતો. માતૃભાષાનો મૂળથીજ કાચો અભ્યાસ એટલે તે જરાક ઘસારે પડી હતી, વિપિને તેને જોયો ત્યારથીજ તેનામાં એવો ફેર લાગ્યો કે મનમાં બબડયો "રંગરાવ ત્યાં જઈ ઘણું ભણી આવ્યો; અહીં રહી આ બધું ભણવાને એને સાધન ન મળતે. મને ભૂલી નથી ગયો એટલું મ્હારૂં નસીબ. બધું મંડળ વિખરાયા પછી જોઈએ. આપણી જોડે કેમ વર્તે છે," ધીરે ધીરે મંડળ વિખરાયું અને રંગરાવ વિપિન પાસ આવ્યો. પહેલાં તો હવા વિષે પોતાના વિચાર દર્શાવ્યા, સ્વાભાવિક રીતે તે જરા એને 'વૉર્મ'[1] લાગી. અંગ્રેજી પણ ગળામાંથી એટલું બોલતો કે ખરાબર સમજાતું નહિ. થોડી ઘણી બીજી પોતાના પર્યટનની વાત કરી અને પછી હરખાતો હરખાતો બોલ્યો 'હવે તું મ્હારી સાથે આર્ગ્યુમેન્ટ'માં[2] ફાવવાનો નહીં,"

"સારૂં ત્યારે હું ત્હારો ચેલો થઈને રહીશ"

---

૧ ગરમ ૨ તકરાર કરવામાં

"કંઈ હમણાં એકાદ બે મહિના થયા ત્હારા તરફથી 'લેટર' જ ૩ નહોતો?"

"મ્હારા સરનામાનું ચોક્કસ ધોરણ નહોતું. ચલ હવે હું જાઉ છું"

"હવે પાછો ક્યારે મળીશ?"

"એ કંઈ નક્કી કહેવાય નહીં. વળી થોડાઘણાને ત્હારે વળતી મુલાકાત આપવાની હશે,"

"ના, ના, હું કંઈ કોઈને ત્યાં જવાનો નથી. ભાગ્યે એકાદ બેને મળું."

"એમજ કહેને કે જે મોભાવાળો અથવા પૈસાવાળો હશે તેને મળીશ અને બાકીનાનાં તને ગરજ નહીં યાદ હોય એટલે તું શું કરીશ? તું હવે મ્હારે ત્યાં આવશે, પછીજ હું તો અહીં આવવાનો" હસતાં હસતાં તેણે કહ્યું.

Don't tease me Bipin. Let me have at least two days' rest. I will come to you."*

"ઠીક ત્યારે હું રજા લઈશ."

વિપિન રંગરાવના વિચારમાં માર્ગ કાપતો ઘેર ગયો રંગરાવે જસમીનને કહ્યું."

"મેડમ, હવે તું અંગ્રેજી બરાબર શીખ. બે ચોપડી આવડી તેમાં શું વળ્યું?"

"કોની પાસે શીખું? વળી હમણાં તો મ્હારી તબીઅત પણ ઠીક નથી."

"મને 'ટાઇમ" મળતો હોય તો હું શીખવું. નહીં, એમ નહીં, એક માસ્તર રાખીશ."

"મોજીલાલભાઈનો એક મિત્ર આવે છે તેને સારૂં આવડે છે; મને સખ્ત શિક્ષક ફાવશે નહીં; મારી જોડે ફોસલાવી પટાવી કામ લે તેની પાસે ભણી શકું."

"ઑલરાઈટ,† તું તેની જોડે ગોઠવણ કરજે." જસમીનને ખેલાવી રમાડી કામ લે એવો શિક્ષક બિહારી સિવાય બીજો કોણ મળી આવે? બિહારીની આવા ધર્મના કામમાં શા વાસ્તે ના હોય? માસ્તરને ભણાવવાનો વખત સાંજે રાખ્યો હતો કેમકે તે વખતે ઘરમાંથી બધાં બહાર ગયાં હોય. કદાચ રંગરાવ જસમીનને સાથે ફરવા સાંજે

---

૩ પત્ર. * બિપિન, મને ચીડવે છે શું? બે દિવસનો આરામ લઈ હું ત્હારે ત્યાં આવીશ. † ઠીક.

લઈ જવાનો હોય તો માસ્તરને રાતે બોલાવવામાં આવતો. ગુરુશિષ્યા સાથે બેઠાં હોય–શિષ્યા ભણતી હોય–તે વખતે અંદર જવાનો રંગરાવનો પોતાનોજ અધિકાર નહીં એમ તે સમજતો તો બીજાને અંદર જવા શી રીતે રજા આપે ? ગુરુશિષ્યાને આ સૂચના મળી હતી અને તે અક્ષરે અક્ષર પાળવામાં તેઓ તત્પર રહેતાં.

આણી તરફ નૂતનપુરમાં રંગરાવ વિલાયત જઈ આવ્યો તેની ખબર મળતાં ન્યાતબહાર મૂકાયો અને મુંબાઇમાં પણ એ બાબતના કાગળ આવી ચૂકયા. મુંબાઇમાં પણ એનો વિચાર કરવા ન્યાત મળવાની હતી. એને આવ્યાને પાંચેક દિવસ થયા હતા એટલામાં આ ધાત બની. તેની જાણમાં આવી અને તેનું મગજ ફરી ગયું. સાંજે વિપિન આવ્યો અને તેણે કહ્યું "વિપિન, આ રવિવારે મને જે યુવાનો બંદરપર લેવા આવ્યા હતા તેમને આપણે બંગલે બોલાવવા વિચાર છે, તું પણ આવજે."

"કેમ, એકદમ કંઈ બધાનો ખપ પડયો."

"તે પછી થઈ રહેશે." ઘરમાં એનું બોલેલું અંગ્રેજી સમજનારા થોડા હતા એટલે રંગરાવ અંગ્રેજી શબ્દો વાપરતાં હવે આચકો ખાતો અને ગુજરાતી પ્રયાસે બોલતો.

રવિવારે બપોરના ત્રણ વાગે વિપિન, આનંદશંકર, વિનોદ, ઉપેન્દ્ર, ઉષાકાન્ત વગેરે આવી પહોંચ્યા. વિપિને મિત્રમનને ત્યાં શું થાય છે તે જોવા તથા રંગરાવને મળવા સાથે લીધો હતો. જસમીનના ગુરુ બિહારીને આમાં કંઈક તેને શીખવાનું મળશે એમ ધારીને રંગરાવ તરફથી આમંત્રણ હતું. મોજીલાલ પણ ત્યાં હાજર હતો. બધા ભેગા થયા અને રંગરાવે પોતાના જેવા કેટલાકની સાથે મસલત કરી વિપિનને પ્રમુખપદ આપવા વિચાર કર્યો. આમ કરવાનું ખાસ કારણ એ હતું કે પ્રમુખ હોવાથી વિપિન હાજર જવાબ આપી શકે નહિ.

વિપિને પ્રમુખપદ લેવા ના કહી, ઉપરાંત ઉમેર્યું 'પ્રમુખનું કામજ શું છે ?

"નહિ, પ્રમુખ વગરની 'મીટિંગ' હોઈ શકેજ નહિ; ઇગ્લાંડમાં હોતી નથી." રંગરાવે કહ્યું. "આજે ત્હારે તે લેવું પડશે."

"ઠીક."

વિપિને પ્રમુખપદ લીધું અને રંગરાવ ભાષણ કરવા ઉભો થયો.

"પ્રેસિડન્ટ સાહેબ તથા મારા યુવાન મિત્રો, તમો સર્વેએ મને બંદરપર લેવા આવવા તસ્દી લીધી તેને વાસ્તે હું તમારો આભાર માનું છું. મારા આમંત્રણને લીધે તમો આજે મારે બંગલે પધાર્યા તે વાસ્તે પણ હું તમારો આભારી છું. મને આવ્યાને સાત દિવસ થયા એટલામાં આપણી ન્યાતે ન્યાતપણું બતાવી દીધું છે. મ્હારી લાંબી મુસાફરીનો થાક મને ઉતર્યો નથી, ઇંગ્લાંડથી જે શિક્ષણ હું લઇ આવ્યો તેનો કેવી રીતે ઉપયોગ કરવો, હિંદનું શી રીતે ભલું કરવું એનો વિચાર કરવા મને વખત મળ્યો નથી, એટલામાં આ પ્રાયશ્ચિત પ્રકરણ જાગ્યું. મુંબાઇમાં કાલપરમ ન્યાત મળશે અને ત્યાં તમારા જેવાઓની મદદ લઈ હું જો કંઇ નહીં કરી શકું તો પછી આપણું કંઈ વળી શકશે નહીં. જે કરવાનું છે તે હાલતુરતજ છે. વળી પરદેશ જવું તેમાં પાપ શાનું? તેમ કરવાથી તો ઉલટી બુદ્ધિ ખીલે છે. (બિહારીએ ડોકું ધુણાવ્યું,) તો પછી મેં શી રીતે પાપ કર્યું? ત્યાંની રીતભાત અહીંની સાથે સરખાવતાં મને લાગે છે કે આપણે જંગલી વિચારના છીએ. આપણા પ્રતિબંધ, આપણી ન્યાતો અર્થ વગરની વસ્તુઓ છે. આપણા રીવાજો વહેમથી ભરેલા છે. આપણા બંધન આપણે તોડીશું નહીં ત્યાં લગણ આપણે ફાવશું નહિ, મ્હારો વિચાર તો એવો છે કે એક મંડળ સ્થાપવું અને તેના 'મેમ્બર્સો[1]' એ દેશેદેશ ગામેગામ ફરવું અને બંધન તોડવા લોકોને સમજાવવા. બધી વર્ણોમાં ઐક્ય કરવું. લડવા જતો માણસ આવાં બંધન પાળે તો બહુ તો બે દિવસ અપવાસ કરી શકે પણ અંતે તે વગરમોતે મરી જાય એવા માણસો હિંદનો શી રીતે ઉદ્ધાર કરી શકે? વિશેષમાં મ્હારે એટલુંજ કહેવાનું છે કે આજ સુધી તમો મને રંગરાવના નામથી ઓળખતા હતા એ નામ મને પસંદ નથી, હું મને મિ. રેંગ કહેવડાવવા માગું છું. (પ્રમુખે તથા આનંદશંકરે તાળીઓ પાડી અને બિહારી જેવા કેટલાકોએ તેનો અર્થ સમજ્યા વગર ઝીલી લીધી.) મને અત્યાર સુધી તમોએ મદદ આપી છે અને હજી આપશો તે માટે હું ફરીથી આભાર માનું છું. આપણી 'મીટિંગમાં' થએલા કામકાજનો રિપોર્ટ ન્યુસપેપરમાં આપવા વિચાર છે એટલું કહી હું બેસી જવાની રજા લઉં છું." (તાળીઓ.)

મિ. રેંગ બેઠા અને વિનોદ ઉભો થયો. દરેક કામમાં ઉંધી સલાહ આપવી તેમાં તે પોતાનો ધર્મ સમજતો. બધાને શુળીપર ચઢાવી પોતે ખસી જતો અને મનમાં મલકાતો. મૂછમાં હસતો.

---

૧ સભાસદો

"આ બધું 'હંબગ[૨]' છે. મિ. રેંગ કહે છે તે ખરૂં છે. ધર્મમાં એવું લખ્યું હોય તેમ હું સમજતો નથી. લોકાચાર અને રૂઢિને માન આપવાના વખત ગયા. ઘરડાઓનુંજ બધું કારસ્તાન છે, તેઓજ કંટકરૂપ છે. કાંટાઓ અમળાવી તોડી ફેંકી દેવા કે પછી ભારતભૂમિનો જય," તે બોલી ઉઠયો.

આનંદશંકર જરા ટીખળી હસો તે બોલ્યો,

"વૃદ્ધોને કાંટા જોડે સરખાવી તોડી ફેંકી દેવા તમે બોલ્યા એ ભૂલ કીધી કેમકે કાંટાના છોડમાં એવો અવગુણ છે કે એક તોડીએ ત્યારે ત્યાં આગળજ બીજો નવો ફુટે."

ઉપેન્દ્ર—"ક્યાંથી કોણ જાણે આપણે આવા જંગલી વિચાર રાખતા થયા! આપણું શિક્ષણજ મૂળથી ખરાબ."

આનંદશંકર—"હાલેનું કેની?"

સાંભળ્યું ન સાંભળ્યું કરી ઉપેન્દ્રએ કહ્યું "તમેજ એમને ઘરડાઓ કહી સંબોધો, એમને તો ગદ્ધાજ કહેવા."

આનંદશંકર મનમાં બોલ્યો "તેનું બીજ હોય ત્યારેજ આવી ભાષા ઉચ્ચ જ્ઞાતિના હોવા છતાં બોલવાનું સુઝે."

તેણે કહ્યું "ઉપેન્દ્રભાઈ, તમારે તમારા ઘરનાને જે કહેવું હોય તો કહેજો. પણ અમે એવું સાંભળવા અહીં નથી આવ્યા. અમારા વડિલોને અપમાન તે અમારૂં અપમાન કર્યા જેવું છે. તમારા પિતાને કોઈ ગાળ દે તે ભલે તમે સાંભળ્યા કરો. તે ગદ્ધા ત્યારે......જાઓ વિશેષ બોલતો નથી. મિ. રેંગ, તમોએ આમ અમને 'અપમાન કરવા બોલાવ્યા હોય તો અમે અમારે ઘેર જઈશું. ઉપેન્દ્ર તેના શબ્દો પાછા ખેંચી ન લે ત્યાં લગણ સભાનું કામકાજ ચાલે નહિ એવી મ્હારી દરખાસ્ત છે."

દરખાસ્તને કોઈ ટેકો આપનાર હતું નહિ. અત્યાર સુધી ચુપચુપ બેઠેલા મિત્રમને ટેકો આપ્યો. બિહારીને બોલવાનો હક્ક નહોતો છતાં બોલી ઉઠયો કે 'દરખાસ્ત પર મત લો."

વિપિન જે અત્યારલગણ તેના પ્રમુખના હોદ્દાને લીધે બોલી શકતો નહોતો તે અકળાયો અને બોલ્યો,

"ઉપેન્દ્ર શબ્દો પાછા ખેંચી ન લે તો મારે પ્રમુખપદ ઉપરથી ઉઠી જવું પડશે; આવી રીતના કામકાજમાં પ્રમુખની કંઈ જરૂર

---

૨ મૂર્ખાઈનું ભરેલું.

રહેતી નથી. અમે ત્રણ જણા તથા જેઓ અમારા વિચારના હશે તે અહીંથી ચાલ્યા જઈશું."

ઉષાકાન્ત—"તેઓ જતા રહે તો તેમના વગર ચલાવી લઈશું."

વિપિનના કહેવાથી બીજા પણ ઉભા થઈ ગયા.

ઉપેન્દ્રની તરફેણમાં હવે ઝાઝા નહોતા. રેંગસાહેબે ઉપેન્દ્રને સમજાવ્યો અને તેણે શબ્દો પાછા ખેંચી લીધા. મોજીલાલ અડધો જાગતો, અડધો ઝોકતો બેઠો હતો તે સભામાંથી કંઈ રસ ન પડવાથી ચાલતો થયો.

ઉષાકાન્ત—"વૃદ્ધોને તો દેશનિકાલજ કરવા જોઈએ."

આનંદશંકર—"મુંડલે કે કોઈ બીજી જગ્યાએ?"

ઉષાકાન્ત—"અને તેમ નહીં તો ગળચી પકડી પકડી ઠોકવા, અને બહુ ગરબડ કરે તો તેમની ક......"

આનંદશંકર—"પ્રમુખ સાહેબ, મ્હારી એક અરજ છે. ઉષાકાન્તના વિચારના જેઓ હોય તેમની સહી લઈ સરકારને અરજી કરવી અને તેમાં લખવું કે અમારી પાસેથી તમોએ શસ્ત્રો લઈ લીધાં છે તે અમારા પોતાના વડિલો ઉપર ચલાવવાની જરૂર પડી છે માટે થોડો વખત "આર્મ્સ એકટ*" ના કાયદાંમાંથી અમને મુક્ત કરશો. પાંચ સાત ખુન કરીએ તો દરગુજર કરશો. શસ્ત્રોનો આવો સદુપયોગ કરી જેમણે અમને જન્મ આપ્યો, પાળીપોષી મોટા કર્યા, તેમને સારી રીતે બદલો આપી એ હથિયારો અમે પાછાં સોંપી દઈશું." મી. રેંગની તરફેણનાઓને પણ હસવું આવ્યું અને ઉષાકાન્તને હાથ ખેંચી એક જણે બેસાડી દીધો.

વિનોદ—"અહીં રહી ગમે તેમ કરે છે તેને તો ન્યાત પૂછતી નથી. બધું 'હંબગ'જ ચાલે છે."

ફરીથી મિ. રેંગ ઉભા થયા. થયલા કામકાજથી ખુશી બતલાવી તેણે કહ્યું કે "ઉપાય માત્ર એજ કે ન્યાત મળે ત્યાં આપણા મંડળે જવું, ભાષણો આપી આપણી તરફ ખેંચાય તેટલા ખેંચવા અને આપણો પક્ષ ન પકડે તેમને રહેવા દેવા. આપણી ઉચ્ચ જ્ઞાતિ છે અને તેમાં સુધારો પેઠો કે પછી બધી વર્ણોમાં એ રીત દાખલ થશે. પ્રમુખ સાહેબ એમના વિચાર દર્શાવે અને પછી મત લેવા એટલું કહી હું બેસી જવાની રજા લઉં છું."

---

*હથિયારબંધીનો કાયદો.

વિપિન—"ભાઈઓ, રંગરાવે જણાવેલા આજના વિચારથી હું વિસ્મય નથી પામતો. અજાયબી માત્ર એટલીજ થાય છે કે ઉપેન્દ્ર તથા ઉષાકાન્તના વાક્યોથી પણ એને ક્ષોભ નથી ઉપજતો. દેશનું ભલું કરવા ઇચ્છનારાઓની નેમ તો બહુ સારી અને તે એ કે વડિલોને સતાવવા, મારવા. રંગરાવ વગેરેનું માનવું એમ છે કે પશ્ચિમનું એટલું બધુંજ સારૂં. ત્યાંના શિક્ષણથી રીતરીવાજથી આપણા સૂર્યનો ઉદય થશે. ત્યાંનું બધુંજ ખોટું એમ હું કહેવા માગતો નથી, જાતે માનતો નથી. આપણા વિચારો અને રીતરીવાજો, કે જે ક્યારના આપણામાં દાખલ થયા છે તેની આપણને બરાબર ખબર નથી, તે ધ્યાનમાં લીધા વગર કોઈ પણ માણસ દેશને ચઢતી હાલતમાં મૂકી શકે નહિ. એ વિચારો અને રીવાજોને પરિણામે હિંદનું સાહિત્ય, તેનો ધર્મ, સામાજિક સ્થિતિ બીજા દેશોથી જુદાં પડે છે. તેની તુલનાપરથી લોકોની બુદ્ધિની પરીક્ષા થાય. રાજકીય કે સંસાર સુધારામાં આ વાત ધ્યાનમાં નહીં લઈએ તો આપણી બધી તદબીરો નિષ્ફળ જશે, આપણે નિરાશ થઈશું, દુઃખી થઈશું. હિંદુઓના આચારમાં ભલે કેટલાક વહેમથી ભરેલા હોય પણ તે અનાચારથી ભરેલા ન હોય એટલું આપણે સંભાળવું. એ વહેમમાં પણ કેટલીકવાર ઉંડો અર્થ સમાયલો હોય છે. હિંદની રીતભાત, રહેણીકરણીને વહેમમય અને જંગલી માનનારો, તેમાંની કોઈક ધર્મને નામે જોડવામાં આવી હોય તો તેને ગાળ દેનારો રંગરાવ પાશ્ચાત્ય દેશ જઇ શીખી લાવેલી રીતભાતને આગળ કરે છે, તે તરફ માનની લાગણીથી જુએ છે. જે દેશમાંથી આવી, એ અત્યારે હિંદને જંગલી કહેવા બેઠો છે તે દેશ જે વખતે કોઈ પણ રીતે આગળ વધ્યો નહોતો, માત્ર બાલ્યાવસ્થામાં હતો, તે પહેલાં હિંદ સુધરેલા દેશમાંનો એક ગણાતો હતો. જ્ઞાન અને વિજ્ઞાનમાં એ દેશે આપણા દેશમાંથી, જેને તમે જંગલી કહો છો તેમાંથી, ઘણું લીધું છે, હજી લે છે. આચાર અને રૂઢિ એ દેશમાંજ શું શ્રેષ્ઠ સ્થાન નથી ભોગવતાં? **આચારઃ પ્રથમો ધર્મઃ** એમ શું તેઓ નથી ગણતા? પછી ભલે એમ માનતા ન હોય, મનાવવા માગતા ન હોય. 'એટિકેટ' પર પુસ્તક લખવાની ત્યારે જરૂર શી? એમાં જરા ભૂલચૂક થઈ તો મશ્કરી અને હસાહસ શા વાસ્તે જોઈએ? 'એટિકેટ' જે ન સમજતો હોય તેનો બહિષ્કાર કરવા, મંડળની બહાર મૂકવા વગોણું કરવાની શી આવશ્યકતા? તે ન સમજનાર મહાન્ કવિ હોય કે મોટો તત્ત્વવેત્તા હોય, છતાં જંગલીની ઉપમાને લાયક શા વાસ્તે ગણાય?

તેની વિદ્વત્તા જોઈ એમ કેમ નથી ગણી લેતા કે 'હશે, જરા ડોકી ઓછી ધુણાવી, કે બરાબર વાંકા ન વળ્યા, તેમાં શું સત્યાનાશ વળી ગયું ?' મુંબાઇના 'બાર'નો પહેલા નંબરનો આબરૂદાર વકીલ હોય, એત્રણ પેઢીથી 'યુરેઝિયન' હોય, છતાં અમુક પ્રસંગે તો તે ઈંગ્લિશમેન કહેવાય નહિ, એને અમારી સાથે ભાણામાં, અમારા મંડળમાં સાથે બેસાડાય નહિ એમ બોલવાનું, તેમ કરવાનું કારણ શું ? જાતિભેદ ન ગણતા હોય તેને આ ઢોંગ શો ? ન્યાતના બંધન તમને ગમતાં નથી, તમારાથી સંખાતાં નથી. ન્યાત એક તમારી 'લોકલ સેલ્ફ–ગવર્મેંટ છે તેને સારા પાયાપર લાવો, સંપીને રહો, તમારા ન્યાય તમેજ ચૂકવો. સ્વજ્ઞાતિનું અભિમાન એ દેશાભિમાનનો પાયો છે. ખરૂં જોતાં હિંદુઓને મૂળથી કાબુમાં રહેવાનું શિક્ષણ મળ્યું છે તેને લીધે તેમને અમુક વસ્તુ નાં થાય, ના કરાય, પોતાની ભૂખ, તરસ, મનોવેગ ઇત્યાદિને અંકુશમાં કેમ રખાય તેનું નાનપણથીજ ધર્મને નામે ભાન હોય છે. તેમ કરવાની ટેવ પડી જવાથી આપણા બાપદાદાઓ પાસેથી તેનો વારસો મળવાથી, આટલાં આટલાં દુઃખ હોવા છતાં, નવા અને કેટલાક જુલમી રાજાઓ અહીં સત્તા ભોગવી ગયા છતાં, આપણે જેના તે રહ્યા. આપણી નીતિ અને ધર્મની ઉચ્ચતા તેમની તેમ રહી. આપણી શાંતતા, ગંભીરતા, આપણું ધૈર્ય, દુઃખને પ્રસંગે બબડયા વગર, બોલ્યા વગર તે ખમવાની શક્તિ, મોતથી નિડરપણું, એ સઘળું તેને પરિણામે છે. આપણા પર નાનપણથી મૂકવામાં આવેલા અંકુશોને લીધેજ આપણામાં દારૂ વગેરેના દુર્ગુણો ઓછા છે. અહિંસા બહુ મોટું પાપ છે એમ સમજણ હોવાથી આપણા દેશમાં અન્ય દેશ કરતાં આપઘાતનું પ્રમાણ ઓછું આવે છે. વારસામાં મળેલું ધન ગમે તેમ ઉડાવી દઈશું તો પાછળથી પસ્તાઇશું. આપણા પૂર્વજોનું ડહાપણ તેમણે કરેલા કેટલાક પ્રતિબંધોમાં નાખી દેવા જેવું મને તો લાગતું નથી. તમે તમારા આચારને મૂકી દો તો 'ન ઘરકે ન ઘાટકે' તેમ રખડો. તેઓ તમને ગ્રહણ ન કરે, તમારા તમારાથી દૂર નાસે અને તમે તો 'ન ઇધરકે ન ઉધરકે' તેમ અધવચ રહો. આચારવિચારમાં શિથિલતા આવી કે ધર્મમાં પણ આવવાની અને હજારો વર્ષ થયાં ચાલતો આવતો આર્યધર્મ મહમદ્ જેવા મૂર્તિના ખંડન કરનારાઓ, મોંમાં થુંકી વટાળનારાઓથી નષ્ટ ન થયો તેની આમ ધીરેધીરે પાયમાલી. એની ખબર તમને આખર સુધી પડવાની નહિ, જો કે છેલ્લી વારે ચૈતા તોપણ નકામું. આચારનો અનાચાર થતાં વાર નથી લાગતી

પણ અનાચારમાંથી પાછા આચારમાં આવતાં તમે દસ જીંદગી ફરી લો તો પણ નકામી. કેમકે જેને બધી વાતની છુટ મળી હોય તેને તમે અંકુશમાં રાખવા જશો તો તે તમારી સામા થશે અને તમને હાંકી કાઢશે. ખરી વાત છે કે બીજા દેશોમાં ફરવાથી આપણુને અનુભવ ! મળે છે, બુદ્ધિ ખીલે છે. આપણા પોતાનાજ દેશની અંદરને અંદર ફરવાથી એ લાભઃ ઓછો મળતો નથી. હિંદનો વિસ્તાર કંઈ નાનો સુનો નથી. પોતાનું પૂરૂં જાણતા નથી, જોયું નથી અને પારકાનું જોવા જાણવાની ઇચ્છા રાખીએ છીએ, અને તેથીજ ઘણુંખરૂં તો આપણી પોતાની વસ્તુ તરફ અભાવ થાય છે. તમારી તે છતાં ત્યાં જવાની ઇચ્છા હોય તો ભલે તેમ કરો અને અહીં પાછા ફરીને ન્યાતમાં રહેવા માગતા હો તો પ્રાયશ્ચિત કરો. પહેલા કરતાં ન્યાત પણ નરમ થતી હું તો જોઉં છું. તે પણ સમજે છે કે વખત બદલાયો છે. ઘણીખરી ઉંચી ન્યાતોમાં ઘણુંખરૂં તો પર્યટન કરનારનેજ માત્ર ન્યાતબહાર મૂકે છે, સાધારણ પ્રાયશ્ચિત્ત કરાવી ન્યાતમાં લે છે. દંડ લેવાની પદ્ધતિમાં સુધારો થવાની જરૂર છે. ઉતાવળા નહિ થાઓ તો એની રકમ પણ ઓછી થશે, નાબુદ થવાની જરૂર છે અને તેમ પણ થઈ જશે. પાપ છે કે નહિ તે સંબંધમાં રંગરાવ તથા તેના મતમાં ભળનારાઓએ કેટલાં પુસ્તકો વાંચ્યાં છે? બાકી શાસ્ત્રનું તો એમ વચન છે કે સમુદ્રયાનથી પરદેશ જનાર પાતકી છે. એ સવાલપર વધારે વિવેચન કરવું હોય તો એક શાસ્ત્રીઓની સભા ભરી તેમાં ચર્ચા કરો. એટલું તો નક્કીજ કે તમે ત્યાં જઇ આવો છો પછી તમારા વિચાર છેકજ બદલાઈ જાય છે, અને સર્વ વસ્તુને તમારી પોતાની સમજથીજ તમે જુઓ છો. તે સાથે એમ પણ ધારો છો કે તમારા વિચાર ફેરવનાર કોણ? એ વિચારના ન હોય તે બધાજ મૂર્ખ.

આ મ્હારી તકરાર તમને વ્યાજબી ન લાગતી હોય, મ્હારી સમજવામાં ભૂલ હોય, તમે જેમ કહો છો તેમ કરવાથી, એટલે કે આપણાં બંધનો તોડવાથી, જેને તમે સુધારો કહો છો તે દાખલા કરવાથી આપણા દેશનો ઉદ્ધાર થતો હોય તોપણ અસ્તુ. કાર્ય થતું હશે એટલે બસ. પણ તમે જે રીતે કામ પાર પાડવા ધારો છો તેમાં તમને કોઈની સલાહ લેવી પણ યોગ્ય લાગતી નથી એ બહુ અજાયબ થવા જેવું છે. આપણે દુનિયા જોઈ હશે તેના કરતાં આપણા વડિલોએ વધારે જોઈ હશે એટલું તો નક્કીજ. નજીવી બાબતોમાં કેટલીક વાર આપણે તેના કરતાં ઓછી અક્કલ દોડાવીએ છીએ તો મોટી બાબ-

તેમાં તેમની સલ્લાહ લેવાની શું આવશ્યકતા નથી? તમારી બુદ્ધિ વાસ્તે તમને ઘણો ઉચ્ચ અભિપ્રાય હશે. રંગરાવનું કહેવું એમ છે કે ગામેગામ ફરી બધાને તકરારથી પોતાના કરી લેવા. આપણે ઉચ્ચ જ્ઞાતિના છીએ એટલું તો રંગરાવનું તેમજ બીજાઓનું પણ માનવું છે. બીજી જગ્યાઓમાં જ્યાં અજ્ઞાન માણસો, આપણી ન્યાત કરતાં ઓછી બુદ્ધિના હશે, તેમની જોડે તમારો કામ પાડવા વિચાર છે. સમજુકને સમજાવવા તમારી પાસે તકરાર નથી તો અજ્ઞાન આગળ કેમ ફાવશો? સમજુકને મારવાની વાતો કરનારા અજ્ઞાનોને તો ચોપાટીના દરિયામાંજ પધરાવી દેશો. ખરો રસ્તો એ છે કે તમે જેને સુધારો કહો છો તેથીજ ફાયદો થતો હોય તો તમારે હાલતુરત તો તેમને રુચે તેમ કરવું, તેમને મળી જવું. તેઓ કેટલે દરજ્જે તમારાથી વિચારમાં પછાત છે તે તેમના થઈ, તેમનામાં રહી, સમજાવવું અને તમારા વિચારનો તેમને બોધ આપવો. તમને કેટલાકોને યાદ હશે કે એક નગ્ન લોકનું ગામ હતું ત્યાં એક ડાહ્યો માણસ ગયો અને તેમને જોતાં શરમાયો. તેને પણ તેમ કરવા ફરજ પાડી. તેણે તેમ ના કર્યું હોત તો તેને બધા મારતે. અંતે તે તેમાં દાખલ થયો અને ધીરેધીરે બધાને લુગડાં પહેરતા તેણે કર્યા. વિનોદના કહેવા પ્રમાણે ન્યાતમાં પક્ષાપક્ષી બહુ ચાલે છે. તમારો સમય આવે ત્યારે તમે બરાબર ઇન્સાફ કરવામાં ચૂકો નહિ એટલું સંભાળજો. ન્યાત કંઈ પોલિસનું કામ કરી શકે નહિ, ત્યાં વાત આવે તેનો ચૂકાદો કરે. કાલ ઉઠીને તમો તો તેને 'ડિટેકટવ*'નું પણ કામ સોંપશો. કહેવાનું એટલુંજ કે સાઠે તમારા વડિલોની નાઠી છે એમ તમે માનો છો તો તમારી પણ નાઠી એમ તમારાથી નાના હોય તે ના કહે તે જોતા રહેજો. દેશનો ઉદ્ધાર કરવા માગનાર પોતાની ન્યાતમાં પોતેજ કલેશનું બી રોપે તો બહાર શી રીતે ફાવી શકે? કોઈકે તો તમને કહેશે કેની કે પગતળે હોળી સળગી છે તેને તો છાંટો. ખરૂં પૂછતા હોતો આ કહેવાતા સુધારકો દેશનું ભલું કરી શકે નહિ, દેશાભિમાની હોઈજ શકે નહિ. દેશમાં ચાલતું અજ્ઞાન, દેશીઓનું કમઅક્કલપણું, તેમના વહેમો પર ભાષણ કરવાનું, બોલવાનું, તેનું રાતદિવસ કામ. જેની તરફ તેને પ્રેમ હોવો જોઇએ તેની ખામીઓ તથા તેના અજ્ઞાનનો અહોનિશ પાઠ કરનાર તેના પાત્રને શી રીતે ખરા દિલથી ચાહી

* છુપી પોલિસ.

શકે ! શી રીતે પોતાના ભાઈઓ તરફ પ્રેમ બતાવી શકે, દેશનો ઉદ્ધાર કરી શકે ?

વળી રાષ્ટ્રીય બડાશ કરનારા, હિંદનો જય ઇચ્છનારાં રંગરાવને રાષ્ટ્રીય બીજ પોતાનામાં તો કોઈ રીતે રાખવુંજ નથી. નથી ગમતું એને રાષ્ટ્રીય નામ; નથી ગમતો અને ઘરમાં પણ રાષ્ટ્રીય પહેરવેશ. રાષ્ટ્રની દોરી એમના હાથમાં આપી હોય તો તો, એ પશ્ચિમમાંજ ઘોડો લઈ જાય.

પોતાના મુરબ્બીઓને ગાળ દેનારાને તો મ્હારે કંઈ કહેવું નથી. અજાયબી માત્ર એટલીજ લાગે છે કે 'ડાર્વિન' ના સિદ્ધાંતને માનનારો, શીખી આવેલો રંગરાવ એ વાક્ય સામે છંણછણાટ કરી ઉઠયો નહિ. મ્હારૂં તો એમ ધારવું છે કે ન્યાત મળે તો તેની સામે ન થતાં વિનયપૂર્વક વાત કરી બધાના મન હરી લેવાં. 'તમે મુરબ્બી છો' એમ કહી, ચઢાવી, તે કહે તેમ પ્રાયશ્ચિત્ત કરી કામ કાઢી લેવું. ઘેરે-ઘેર આપણું વગોણું થાય, આપણે લીધે કલેશનું બીજ રોપાય તેથી સાવધ રહેવું. વળી ન્યાતીલાઓને તું અજ્ઞાન, પછાત કહીશ પણ તેઓએ પાપ કર્યું છે એમ ત્હારાથી કહેવાશે નહિ. તેં કર્યું છે એમ તેઓ માને છે. તેમની હઠ ધર્મની છે, ધર્મને નામે છે. પછી ભલે એવું ધર્મમા લખેલું છે એમ તમે માનતા ન હો. બીજી રીતે કહીએ તો ત્યારે તેમના ધર્મમાં ભળવું છે, તેમને ત્હારામાં આવવાની દરકાર નથી. ત્હારે તેમનામાં ભળવાની દરકાર નહોય તો દૂર બેસવાનો ડોળ ઘાલી ગમે તેવી જાળ ન પાથરતો, સાચાંજુઠાં ન કરતો. ત્હારા વિચારનો તું માલિક છે એમ તું માને છે તો તેમના વિચારપર તરાપ મારવાનો તને હક્ક શો ! તેમનામાં ભળવું હોય તો કળથી કામ કાઢી લેવું. એવી વખત આવે ત્હારે તેમને ત્હારા જેવા કરવા. જો કે તેમાં તું ફાવશે નહિ, અને ફાવે તો ગેરફાયદો એમ મ્હારૂં માનવું છે."

વિનોદથી વચ્ચે બોલાઇ જવાયું કે " નમીએ તો ન્યાતીલાઓ આપણુપર ઘોડેસ્વારજ થઈ જાયતો. "

" વિનોદ બોલ્યો એ રીતિવિરુદ્ધ છે છતાં ઠીક થયું. મ્હારે કહેવાનું એટલુંજ રહ્યું હતું. નમીએ તો ઘોડેસ્વાર થાય એમ ઘણાનું ધારવું હશે; પણ તેમાં ભૂલ છે. મનુષ્ય માત્ર શબ્દનો ભૂખ્યો છે. વિનયથી જીતાય છે, સામા થવાથી નહિ. આપણા હિંદુઓની તો એ પ્રકૃતિજ છે કે શરણે આવ્યો તેને રીબવો નહિ. હિંદુઓની આ અમીરાઇને

મુકાબલે કોઈ પણ પ્રજા, કોઈ પણ જાત બેસી શકે એમ નથી. ભલે પછી તેને પરિણામે હિંદને નુકસાન થયું હોય! મનુષ્યપણું એમાંજ સમાયલું છે. દુઃખીને સંતાપવો, કાયરને રીબવો, મરતાને મારવો, શરણે આવેલાને છુંદવો એ લક્ષણ મનુષ્યનું નહિ. કદાચ તમે આ ગત રમશો અને તેથી તમને કોઈ બમણું સતાવવા ધારશે તો તે કદી પણ ફાવશે નહિ, કેમકે તેનો પક્ષ કોઈ લેશે નહિ, ઘણાં તેને ધુતકારી કાઢશે, તેને બોલતો બંધ કરશે. એવો કોઈ સામાં એક નીકળી આવે તો તે વખતેજ તમારે ખરી ધીરજ પકડવાની છે. તેને મોટાભા કરી કામ થતું હોય તો તેમ કરવું અને ઉશ્કેરાવું નહિ. તે ઇર્ષ્યાનો ભરેલો હોય, તમારાપર તેને અદાવત હોય તો તો મૂગાજ રહેવું અને ન્યાતના બીજાઓને મોટાભા કરી કામ કાઢી લેવું. લુલીબાઈને જરા અંકુશમાં રાખશો તો ફાવશો.

ભાઈઓ, આજે મેં તમારો બહુ વખત લીધો. કેટલીક મ્હારી તકરારો નિયમાનુસાર નહીં આવી હોય તો તે દરગુજર કરશો. આ વિષયની આજે ચર્ચા થશે એવી મને ખબર નહોતી. છેલ્લે મ્હારે એટલુંજ કહેવાનું છે કે જે ઉચ્ચ વિચાર દેશને આબાદાન કરવા રાખો છો તે કયે રસ્તે પાર પાડવો એ નક્કી કરવું, ધારો છો તેટલું સહેલ નથી. 'હું' મા એકલા તણાશો નહિ. તમારી કાચી સમજથી દોરાશો નહીં. આ વિષયમાં તમે નવા છો, ઘણું તેમાં વાંચવાની જરૂર છે, અન્ય દેશોના ઇતિહાસોનું મનન કરવાની આવશ્યકતા છે. ઘણું આપણે જાણવાનું છે, શીખવાનું છે અને સ્વતંત્રપણે આપણે કંઈ કરવાનું નથી. આજની ચર્ચાપર મત લેવા હું ખાસ જરૂરીયાત જોતો નથી. છતાં તમારી ઇચ્છા હોય તો ભલે લો. જે કંઈ આજે કહેવાયું તેના પર નિરાંતે વિચાર કરી નિર્ણયપર આવજો." તે બેસવા જતો હતો પણ કંઈક વિચાર આવવાથી પાછો ઉભો થઈ બોલ્યો "આ પરદેશ ગમન પ્રકરણ ઉચ્ચ જ્ઞાતિમાં ઘણેખરે ઠેકાણે જાગે છે, જાગશે; કારણ ઘણાઓનું ત્યાં જવાનું થશે. આપણા જેવાઓએ એટલું કરવું જરૂરનું છે કે હિંદના દરેક ભાગના દરેક કોમના અગ્રેસરોની બનેલી સભા એક જગ્યાએ મેળવી, તેમાં આવા કેટલાક અગત્યના સવાલ નક્કી કરવા. જેથી ન્યાત કોઈ પણ એકલવાયા માણસપર જુલમ કરી શકે નહિ, તેમજ એક માણસ થોડા જથી ઉભો કરી પોતાના વતનના ન્યાતીલાઓની સામે થતો હોય તો આ મહામંડળના ઠરાવોનું ઉલ્લંઘન

કરવાને લીધે બધા ગામોમાં ખબર કરાય. મડ્ડામંડળનો ઇન્સાફ તે બધાઓએ કબૂલ કરવોજ પડે. ”

વિપિનનું બોલવું ઉપેન્દ્ર અને ઉષાકાન્ત સિવાય કોઈનાપર નકામું ગયું નહિ. તદ્દન પાશ્ચાત્ય વિચારના થઈ ગયલા રંગરાવપર પણ તેની અસર થઇ. વિપિનની કેટલીક તકરારો તેને વ્યાજબી લાગી. તેના ભાષણ વખતે કેટલીકવાર આનંદશંકર વગેરેની સાથે તેનાથી પણ તાળી પડાઈ જતી. ઉપેન્દ્ર ને ઉષાકાન્ત તેને તેમ કરતા રોકતા પણ તે માનતો નહિ. વિપિનનું ભાષણ પૂરૂં થયું ને તે ઉભો થયો, તેણે જોઈ લીધું હતું કે તેની તરફેણમાં હવે ઓછા થશે તેથી મત લેવા નકામા છે. તેના પોતાના વિચાર પણ સહેજસાંજ ફેરવાયા હતા, એ બાબતપર નિરાંતે વિચાર કરવા તેની ઇચ્છા હતી. વિનોદ મત લેવાની તરફેણમાં હતો. ઉપેન્દ્ર અને ઉષાકાન્તને તો કોઈના મતની દરકારજ નહોતી. મત લેવાયા; વિનોદ, ઉપેન્દ્ર, ઉષાકાન્ત એક તરફ થયા; રંગરાવને મત આપવાનોજ નહોતો. બિહારી તેમની તરફેણમાં હતો પણ તેનો મત કામનો નહોતો. પોતાની તરફના મત વધારે થાય માટે વિનોદ મોજી-લાલને ખેંચી લાવ્યો હતો. તેણે પણ સમજ્યા વગગ, શા વિષયપર મત લેવાય છે તે જાણ્યા કર્યા વગર તેમના પક્ષમાં મત આપ્યો. આનંદશંકર તો મૂળથીજ તેમની સામે હતો; મિત્રમન અને બીજા ચાર જણાઓ પણ સામા પડ્યા. કેટલાકે મત આપ્યો નહિ. એટલામાં આગળથી તજવીજ રાખ્યા પ્રમાણે સાધારણ ખાવાનું અને ચાહ આવી પહોંચ્યાં. રંગરાવનો વિચાર તેમ કરવાનો હવે નહોતો પણ કંઈ બોલ્યો નહિ. કેટલાક ઉભા થઇ ગયા, કેટલાકોએ ચાલવા માંડ્યું.

વિપિને તેમ કરતા તેમને અટકાવ્યા. “ ભાઈઓ, તમે બેઠા હશો તો એમને ખાવામાં કે પીવામાં બાધ નથી આવવાનો. જબરદસ્તીથી તમને કોઈ ખવડાવવા માગતું નથી ” માટે બેસો, બધા પાછા તેમને સ્થાને બેઠા, અને ચાહ વગેરે બધા આગળ મૂકાયું. રંગરાવ, મોજીલાલ ઉપેન્દ્ર અને ઉષાકાન્ત સિવાય કોઈએ તે ગ્રહણ કર્યું નહિ. બિહારીનો તો સવાલજ નહોતો, કેમકે તે બીજી જ્ઞાતિનો હતો.

રંગરાવ વિનોદની સામું જોઈ રહ્યો. ઉપેન્દ્ર અને ઉષાકાન્ત તેનાપર ગુસ્સે થયા, આનંદશંકરનું પાકી આવ્યું. વિનોદ તેનો પડોશી હતો. નિશાળમાં તેઓ સાથે ભણ્યા હતા, ઘણીવાર સાથે રમ્યા હતા. આનંદશંકર તેને નસેનસ ઓળખતો હતો. બેને લડાવી આપે

બેસવાની તેને નાનપણથી ટેવ હતી. આનંદશંકરે બધાનું ધ્યાન પોતાની તથા વિનોદની તરફ ખેંચ્યું. "અહીં કોઈ ડાક્તર મળી આવશે કે? એમના ગળામાં ખખરી બાઝી ગઈ છે કે શું? ઘણું બોલ્યા તેને પરિણામે કદાચ એમ થયું હશે. ના, ના, આતો ગળામાં ગરમી એકદમ થઈ આવી એટલે ચાહ પીવાના નહિ. કોઈ ડાક્તરને બોલાવો કેમકે વખતે મગજે ચઢી જાય તો કંઈ ગમે તેવું થઈ જાય. બરફ, શરબત કંઈ મંગાવું? વિનોદ, બજારમાં માણસ મોકલું?"

વિનોદ—"ના, ના, મને અત્યારે રૂચિજ નથી."

આનંદશંકર—"એક ઘુંટડોજ ચાહ પી એટલે થયું; બધી પીવાની કોણ કહે છે?"

ઉપેન્દ્ર—"જુઓ છો શું? એને પકડી જબરદસ્તીથી મોંમાં રેડી દો."

આનંદશંકર—"હજી એટલે લગી વખત આવ્યો નથી. એમ તો જાગ્રત્ છે."

ઉષાકાન્ત—"ડાહી ડાહી વાતોજ કરતાં આવડી."

આનંદશંકર—"નારે એતો તમારી તરફેણમાંજ છે, પણ બિચારાને શરીરે આરામ નથી."

ઉષાકાન્ત—"લાવો જરા એનો વાંસો પંપાળું, અને પછી એને ચાહ પાઉં એટલે બધું ઠીક થઈ જશે."

વિનોદ એકનો બે થયો નહિ. બહાનું કાઢી છટકી ગયો. આનંદશંકર તેમજ જોવા રાજી હતો. કેમકે રંગરાવ જેવાને આવાના દૃષ્ટાંતથી સમજ પડે કે ઘણાક 'ચઢજા બેટા શુળીપર' એવી વાતો કરે છે અને પોતે તો અલગજ રહે છે. ચાહ પીવાઇ રહી અને મંડળ વિખરાયું. રંગરાવ અને વિપિન બે જણાજ ઓરડામાં રહ્યા.

"વિપિન, મેં આ બધાને ભેગા કર્યા તે પહેલાં તને પૂછ્યું હત તો ઠીક થતે."

"બોલાવ્યા તેમાં નુકસાન પણ શું થઇ ગયું? વિનોદ જેવાઓનો અનુભવ થયો. ઘણીવાર આવા મંડળમાં અમારા જેવા અલગ રહે, કંઇ ખાયપીએ નહિ, તેથી તમને ખોટું લાગે છે. ખોટું તો આવા માણસો ઉપર લાગવું જોઇએ. તમે જેમ તમારા વિચારના માલિક તેમજ અમે અમારા.

"મ્હારો મત મેં જણાવી દીધો અને તે હવે પાછો ખેંચી લેવો એ કંઈ ઠીક કહેવાય?"

"તું તો વિચિત્ર વાત કરે છે. તેં ત્હારો મત જણાવ્યો અને સબળ કારણોને લીધે ત્હારે તે ફેરવવો પડે તો તેમાં શું સત્યાનાશ વળી જાય. મૂર્ખ માણસજ પોતાના વિચારને વળગી રહે છે. પોતે ખોટો છે એમ જાણવા છતાં હઠ છોડતો નથી. જેમના વિચાર આદર્શરૂપ ગણાતા હોય તેમણે આથી કરીને ખાસ પોતાનો મત્ત બાંધતા પહેલાં, જાહેરમાં મૂકતાં પહેલાં, પાકો વિચાર કરવો જોઈએ. કેટલાક પ્રસંગો એવા આવે છે કે ખરા હોઈએ છતાં આપણા વિચારે આપણને બદલવા પડે છે. ગધેડાનું પુચ્છ પકડ્યું તે તો છોડવુંજ નહિ એ કંઈ ડાહ્યા અને બુદ્ધિશાળી માણસનું કામ નહિ."

"ત્યારે મ્હારે શું તું કહે છે તેમ કરવું?"

"ઉતાવળો ના થા; આ ચર્ચાપર પાકો વિચાર કરજે અને પછી યોગ્ય લાગે તેમ કરજે. ઉપેન્દ્ર અને ઉષાકાન્તની સલાહ પ્રમાણે વર્તીશ તો તો જરૂર પસ્તાઈશ એટલું તો મ્હારે કહ્યા વગર ચાલતું નથી. તમે તેમને મારવા જશો અને તેઓ શું બેસી રહેશે? વળી આવા વિચાર તે કંઈ સજ્જનના છે?"

"વિશેષમાં કહેવાનું એટલુંજ કે તને ફાવે તેમ કરજે પણ ત્હારૂં નામ જે તેં બદલ્યું છે તે મને બિલકુલજ પસંદ નથી. મ્હારે તો મોંએજ ચઢતું તથી. ઘણાઓ તને હસશે. હિંદુપણાનો છાંટો પણ ત્હારે ત્હારામાં રાખવો નથી? તું શું છેક પાશ્ચાત્યજ થઈ ગયો? તે નામમાં મીઠાશ શી છે અને આમાં કડવાશ શું આવી ગઈ? તે એવું નામ પસંદ કર્યું તો વળી બીજા કેટલાક પણ તેવાંજ નામ પહેલેથીજ પાડશે. ગાડરીયો પ્રવાહ ચાલ્યો એટલે ચાલ્યો." રંગરાવે પોતાનું અસલ નામ કાયમ રાખવા ખુશી બતલાવી. વિપિન ઘર તરફ વળ્યો અને રંગરાવ ચોપાટી ગયો.



## પ્રકરણ ૨૮.

### રાણાની બેંકના ગોટાળા.

બિરિજચંદ્ર ને વિનોદચંદ્ર રાણાની નોકરીમાંથી દૂર થયા. મનસ્વી રાણાએ દિવાનની જગ્યા પંદરેક દિવસ પછી વિરિંચિલાલને આપી. રસિકલાલને રાજ્યની નોકરી છોડવા આ એક જાતની સૂચના હતી, રસિકલાલ સ્વભાવે તીખો હતો. બહારનો બીજો માણસ એ

ઓદ્દાપર આવ્યો હોત તો એને ઓછું માઠું લાગતે. પોતે વિરિંચિલાલના કરતાં એ ઓદ્દાને વાસ્તે વધારે લાયક હતો. તે મન સાથે બોલ્યો, "રાણાની નોકરીમાં પ્રામાણિક ને નિમકહલાલ માણસનું હવે કામ નથી. આપણા કરતાં નીચો ઓદ્દો ધરાવનાર ઘણીવાર કાંઈ ખાસ મહેરબાનીને લીધે, વગને લીધે આપણા ઉપર ચઢી જાય છે એ વાતથી હું અજાણ્યો નથી. નોકરીમાં દાખલ થતા પહેલાં આ સૂત્ર ધ્યાનમાં રાખવું. મેં પણ એ સૂત્ર ધ્યાનમાં રાખ્યું છે પણ આવા મનસ્વી રાણાની નોકરી અને તે પણ વિરિંચિલાલના જેવા કપટી માણસની સરદારી હેઠળ, એ બહુ જોખમ ભરેલું છે. એના જેવા કપટી બધાને બનાવવા ધારશે, મરજી માફક આપણને નચાવશે. આપણે એની જાળમાં સપડાયા નહીં તોપણ ભોગજ. આપણને હરેક બહાને સંતાપ આપશે; ફસાવવા કોશેશ કરશે. સાચને આંચ નથી એ ખરી વાત છે પણ જુઠાને શરમ નહીં તેનું શું? બિરિજચંદ્રજી નોકરી છોડી ચાલ્યા ગયા. એ નિર્દોષ ઠર્યા તેમાં વિરિંચિલાલને કાંઈ નુકસાન પહોંચ્યું નહીં. પોતે જુઠો ઠર્યો તેની એને નથી લાજ કે શરમ. એતો હતો તેનો તે. તેમાં વળી સરદારી મળી એટલે પૂછવુંજ શું? મ્હારાપર રાણાની દાઢ નહીં હોત તો હું નોકરી છોડતે નહીં પણ રાણાજી મ્હારાપર કરડી નજર રાખે છે એટલે હવે મ્હારે પણ અહીંથી ખસી જવું."

રસિકલાલે રાજીનામું આપ્યું. કિશોરીલાલ પેન્શન લઈ ઘેર બેઠો. ખાલી જે જે જગ્યાઓ પડી તે વિરિંચિલાલે મરજી માફક પૂરી દીધી. એની મરજીને આધીન થાય એવા માણસોને એકદમ નીચી પાયરીપરથી ઉપર મૂકી દીધા.

રાજ્યના જૂના નોકરોને હવે વધારે બોલવા ચાલવાનું રહ્યું નહીં. તેઓ મનમાં ક્યારના સમજી ગયા હતા કે હવે બોલવામાં માલ નથી. તેઓ માંહોમાંહે વાત કરતા કે "રામરાજ્ય ગયું હવે જ્યારે પાછું આવશે ત્યારે. ન્યાયની દાંડી વિરિંચિલાલ જેવા વાનરના હાથમાં. એક બાજુનું પલ્લું નમશે એટલે એક બાચકો ભરી ખાશે એટલે બીજી બાજુનું નમશે અને તેમાંથી ઓઇઆં કરશે. અદાલતમાં બેસશે, આપણને પરમેશ્વરને હાજર જાણી સોગન લેવા કહેશે ને તેના મનમાં પ્રભુના અસ્તિત્વની પણ શંકા. તેમ ન હોય તો પ્રભુનો ડર એને હોવો જોઈએ પણ તે એના મનમાં છેજ નહીં. આપણે તો જે થશે તે જોયાં કરીશું. રાણાનું રાજ ઉંધું ન વળે તેને વાસ્તે ઉપાયો કરીશું ને એક નિષ્ઠાથી કામ કરશું. પાપનો ઘડો એની મેળે ફુટશે."

વિરિંચિલાલને દિવાનપદ મળ્યું ને પહેલું કામ તો તેણે એ કર્યું કે બેંકનો કુલ અખત્યાર પોતાના હાથમાં લઈ લીધો. રાણાને તેણે સમજાવી દીધું કે દિવાન કોઇની શેહમાં તણાય નહીં, કોઈની શરમ રાખે નહીં. બેંકનું કામ દિવાનના હાથમાં હોય તો પક્ષાપક્ષી ચાલે નહીં ને નાણાં લેવામાં નકામી ઢીલ થાય નહીં. રાણાને **त्वमेव शरणं मम देवदेव** ॥ તેમ વિરિંચિલાલ જે કહે તે ખોટું હોયજ નહી, એમ મનમાં હતું. બેંકની દેખરેખ વિરિંચિલાલના હાથમાં રહી. વખતોવખત ત્યાં તે આવતો, મનધાર્યું કરી જતો. બેંક સંબંધમાં કોઈને કામ હોય તો અમુક વખત લગણુ તે બેંકમાં રહેતો. ખાસ જરૂરનું કામ હોય તો દિવાન ઑફિસમાં મળવા પણ સૂચના હતી. કામ ઘણી વાર વધી જતું એટલે ઘર આગળ મળવા હુકમ થયો. એક પગાર લેવા છતાં પોતાને કેટલું કામ પડે છે, ઘેર કેટલું કામ લઈ જવું પડે છે તે રાણાને કહેવા ચૂકતો નહીં. ઘેર માણસો આવે તેને કેમ સતાવવા મનધાર્યું ન મળે તો કેટલા ધક્કા ખવડાવવા તે બાબત તેને સારી સમજણ હતી. ઑફિસમાં બધાં દેખતાં તેમ કરવું તેને ફાવતું નહીં. તેની મરજી માફક ન માગે તેને વ્યાજનો દર બહુ ભારી કહેતો, સોવાર ફેરા ખવડાવતો. કદાચ તે માણસ રાણા પાસે જઈ પહોંચે તો તેને કહી દેતો કે બેંકને નુકસાન થાય તો મ્હારે માથે નહીં. બેંકને પૈસે પોતે પણ ઘણી વાર વેપાર કરતો. જેમ જેમ આડકતરી રીતે પૈસો વધારે આવતો ગયો તેમ તેમ વેપાર કરવામાં 'હરકત આવતી. કેટલીક વાર બીજાની પાસે બેંકને પૈસે વેપાર કરાવતો. રાણાની બેંક લોકોને મદદ કરવાને હતી તેનો આ ઉપયોગ થતો. ખેડુતવર્ગ જે બહુ કંગાળ સ્થિતિમાં આવી ગયો હતો તેને ધીરનાર કોઈ મળે નહીં. તેઓને દિવાન જેવા મોટા ઓહ્દેદારને મળવું બહુ ભારે પડતું. તેઓ ખાતર પૂરી શકતા નહીં, ઢોર પાળી શકતા નહીં. તેમાં વળી વિરિંચિલાલે દાખલ કરેલી નવી ફૉરેસ્ટ સિસ્ટમ* ( Forest system )ને લીધે તેમની મુઝવણ વધી. બીડ ન હોવાને લીધે ચારો પણ તેમને બહુ મોંઘો પડતો. આવું ને આવું વધારે વાર ચાલશે તો ખેડુતવર્ગનું શું થશે, તે કેવી બુરી દશામાં આવશે તેની કલ્પના થઈ શકતી નહીં.

મહેસુલ ખાતાનો કારભાર જેમ બને તેમ અવ્યવસ્થિત થાય તો સારૂં એવી તેની નેમ હતી. વીઘોટીની રીતિ બિરિજચંદ્રે દાખલ કરી

---

* જંગલ સંબંધી કાયદો.

હતી એટલે તે ફાવી શકતો નહીં. ભાગબટાઇની રીતિ દાખલ કરવા વિરિંચિલાલે ભારે પ્રયાસ કર્યો. લોકોનો લાભ એ રીતિથી સારો સચવાય એ નિર્વિવાદ વાત તેણે આગળ કરી. પરંતુ રૈયત તેના કારભારથી અજાણી નહોતી. તે જાણતી હતી કે ભાગબટાઈ રીતિ ચલાવનાર અમલદાર સારો ના હોય તો ભોગજ સમજવા. બ્રિજચંદ્રે આવા કારણથીજ રાણા સુજનસિંહના અનુમોદનથી વીંઘોટી દાખલ કરી હતી, કે જેથી રૈયતને અમલદાર ગમે તેમ સતાવે નહીં. લોકો એટલા બધા સામા થઈ ગયા કે અંતે એને એ વિચાર ફેરવવો પડયો. તેનો જીવ પણ કદાચ જોખમમાં આવી પડે એવી બીતિ લાગવાથી વિચાર માંડી વાળ્યો. પ્રજાની ઇચ્છા છે તો ફેરફાર કરથું નહીં, એમ હુકમ લખી મનમાં બોલ્યો “ખાવાના હજાર રસ્તા છે. બ્રિજચંદ્રને ના આવડયું, તેણે ના ખાધું તેમાં ફાયદો શો થયો? વગર કારણનો ઘેર બેઠો. જ્યારેત્યારે ઘેર તો બેસવુંજ છે ત્યારે શું કરવા મળતો લાભ મૂકીએ.”

વિરિંચિલાલ! બિચારા વિરિંચિલાલને ભાન નહોતું કે આવી રીતે ખાતાં આવડયું તેમાં કાંઇ પુરુષાર્થ નહોતું. એ ખાધું પચે ત્યારે. એનો અપચો થયો તો લોહીનું પાણી થઇ જશે, ખરી મહેનતનું મળેલું પણ એમાં તણાઈ જશે. કદાચ પચ્યું તોપણ પ્રભુ તેમાં રાજી નથી. કોઈ જોતું નહીં હોય, જાણતું નહીં હોય તોપણ તે સર્વજ્ઞ આ બાબતથી અજાણ નથી. વિરિંચિલાલને આવા વિચાર ક્યાંથી આવે? મદમાં છકી ગર્યો હતો, સત્તાના જોરથી બેફિકર થયો હતો, પૈસા રળવામાંજ જીવન સાર્થક થયું સમજતો હતો. હાથી બહુ મસ્તાન થાય ત્યારે પોતાની સુંઢ વડે પોતાનાજ ઉપર ધૂળ નાંખે તેમ પોતાના બુરાં કૃત્ય રૂપી ધૂળ પોતાનાજ શરીરપર નાખતો હતો; પોતાની અપકીર્તિ થાય, એવી રીત ચલાવતો હતો.

મુખ્ય અધિકારી નબળો હોય ત્યાં બધે પોલમપોલ ચાલે. જકાત બાબતમાં પણ બધે અંધાધુની ચાલવા માંડી. દસ માઇલ જતાં વીસ જગ્યાએ જકાત આપવી પડતી. સૌ સૌનો હક્ક ગમે તે રીતે લેવા ચૂકતા નહીં.

આટલેથીજ જુલમની સમાપ્તિ નહોતી, ન્યાય ખાતું જે હમેશા કોઈ પણ જાતના ઠપકાને પાત્ર ન હોવું જોઇએ તેમાં પણ બગાડો કરવા તે ચૂક્યો નહીં. પહેલ પહેલાં તો તેનું જરા પણ ચાલ્યું નહીં

કેમકે તે ખાતાના અધિકારીઓને એની દરકાર નહોતી. સુજનસિંહના વખતના તેઓ દાખલ થયા હતા. પરંતુ તેમની જગ્યા ખાલી પડતી ત્યાં પોતાના માણસ ગોઠવવા તે ચૂકતો નહીં. પરહદની તકરારોમાં રાજ્ય તરફથી અઢળક ખાતો ને પરરાજ્ય તરફથી લાંચ લઈ પોતાના રાજ્યનું હિત સાચવવામાં બેદરકાર રહેતો તથા હરેક રીતે પ્રયાસ કરવા છતાં કાંઈ વળ્યું નહીં એમ રાણાને સમજાવતો.

આ પ્રમાણે વિરિંચિલાલના કારભારમાં નૂતનપુર નૂર વિનાનું બન્યું. રૈયત પર કરનો વિશેષ બોજો, ખેડુત વર્ગ ગરીબ, ન્યાય ખાતામાં ન મળે દાદ, રાજ્યકારભારમાં રૈયતનો કોઈ રીતે ન મળે હાથ એટલે પછી એને પૂછનાર કોણ? રૈયતનું સાંભળે કોણ? આખરે રૈયતે કંટાળી 'રેસિડન્ટ' ને ત્યાં નનામી અરજીઓ મોકલવા માંડી. તે પણ ત્યાં પહોંચતા પહેલાંજ નાશ પામી ને ઉલટા મુખીઓને આશથી કે ત્રાસથી દબાવી દેવામાં આવ્યા. કદાચ, ગમે તે રીતે, અજાણપણે અરજી ત્યાં પહોંચે તો તે બાબત કોઈ આંગળી ન કરે માટે 'રેસિડન્ટ' ને તથા 'નેટિવ એસિસ્ટન્ટ' ને પોતાના કરી લીધા હતા. બિરિજચંદ્રના વખતમાં તથા તેની પહેલાંના પ્રધાનોના વખતમાં ઘણાખરા 'રેસિડન્ટો' નો દેશી રાજ્ય સાથેનો સંબંધ પ્રશંસાપાત્ર હતો. તેમનો કારભાર પ્રામાણિક તથા તેમની કોમને છાજતો હતો. રાઇટસાહેબ પણ બિરિજચંદ્રના વખતમાં જુદા હતા, હવે જુદા હતા, વિરિંચિલાલના તેઓ મળતીઆ થયા હતા. તેથી એમની પાસે અરજીઓ જતી તેની પણ દાદ મળતી નહીં. આથી વિરિંચિલાલના કામમાં કોઈ આડે આવે એમ રહ્યું નહીં. લોકો ત્રાસથી કંટાળી ગયા હતા પણ લાઇલાજ હતા.

આ અંધેર બાબત અધિકારી વર્ગમાંના કેટલાક જાણતા હતા છતાં પણ તેઓ કંઈ કરી શકતા નહોતા. કુંવર વીરકુમાર આ બાબતપર બહુજ લક્ષ આપતો. રાણાને બેએક વાર તેણે અણસારો કર્યો હતો. અંતે 'પત્થર પર પાણી' એમ સમજવાથી તેણે એ વાત કરવી મૂકી દીધી હતી, છતાં છુપા જાસુસદ્વારા જે જે અંધેર ચાલતું ઉચાપત થતું તેની તે નોંધ લેતો. કોઇવાર જાતે પણ કચેરીમાં જતો. એ કચેરીમાં પ્રવેશ કરવામાં, વાંચનાર, ઘણું જોવાનું મળશે.

અધિકારીઓમાંના કેટલાક, પોતે ઉપરી હોવાને લીધે, માણસોને કદાચ ન કહીએ તો ચઢી જાય, કામ બરાબર કરે નહીં, એવા હેતુથી થોડી થોડીવારે નહીં જેવી બાબતમાં, કેટલીકવાર ભૂલ ન હોય છતાં કે વખતે પોતેજ બરાબર સમજ્યા ન હોય તેથી, બીજાઓને દબડાવતા

દેખાય છે. પોતે બિલકુલ કામ ન કરતા હોય, કારકુનને દબડાવવાનુંજ સમજતા હોય, કોરે પાનેજ લીંટા કરતા હોય તેના કરતાં આપણે એમને સારા ગણશું. કેટલાએક આત્મશ્લાઘા કરવામાંજ રોકાયલા છે. કામ કરે, ના કરે, એમ ચાલ્યું જાય છે. કેટલાક જાતે કામ કરતા નથી, બીજા કરતા હોય તેને આવડતું નથી, તેઓ મૂર્ખ છે, એમ માને છે, બીજા આગળ એવો અભિપ્રાય આપે છે અને પોતાના કામની બડાશ મારવામાંજ રોકાઈ રહેલા છે. થોડાક, તેમને "પ્રમોશન" ની આશા રાખવાની નથી, ઘેર બેસવું ન પડે તો મોટું ભાગ્ય, એમ જાણે છે, સમજે છે, છતાં પોતાનું કામ, બબડીને, કોઈક બબડયા વગર, કર્યો જાય છે, ખરેખરી મજુરી કરે છે. આમાંના કેટલાક, જેમ જેમ અનુભવ મળતો જાય છે, તેમ તેમ બીજાને જોઈ આળસુ થતા જાય છે, કામ પણ નથી કરતા, ફરિયાદ પણ નથી કરતા, નથી કોઇને વખાણતા, નથી કોઇને મૂર્ખ કહેતા; માત્ર પોતાનો વખત, ગપ્પાં મારવામાં, આનંદ કરવામાં કે પોતાને ફાવે તેમ બદલી કરવામાં, પસાર કર્યો જાય છે.

કારકુન વર્ગમાં પણ તેમજ. અધિકારીઓને કંઈજ આવડતું નથી તેમની ખુરસી વાસ્તે પોતેજ લાયક છે એમ ઘણાના મોંપરથી સમજાય છે. કેટલાક ઉપરીનાં વખાણ કરવા, તેમની પાસે વગર કારણે જવામાંજ રોકાયલા છે.

સવાલનો નિવેડો બે રીતે લાવી શકાય. એકતો જાતે તે સવાલમાં ઉંડા ઉતરી તેનો નીકાલ લાવીને અથવા તો એ સવાલ અમારા ખાતાનો નથી એમ કહી બીજા ખાતા ઉપર ઢોળી દઈને. બીજી રીતે નીકાલ લાવવામાં દરેક ખાતું એકબીજા સાથે હરીફાઈમાં ઉતર્તું જણાય છે. ભૂલેચૂકે કંઈ મહત્વની બાબત રાજ્યના લાભમાં ઉતરી પછી જોઈ લો મજા. દરેક અધિકારી પોતે એકલોજ તેનું કારણ છે એમ ગણે બીજા કને ગણાવવા માગે અને રાણા કને 'પ્રમોશન'ની આશા રાખે. અમારા હક્ક પ્રમાણે અમને મળતું નથી, નવા નવા માણસો અમારા ઉપર ચાલ્યા જાય છે, એ તો જાણે બધાનીજ ફરિયાદ, દરરોજની ચર્ચા, તદ્દન નવો આવેલો, બધા ઉપર એકદમ ચઢી ગયલો, તે પણ આ ચર્ચા કરવામાં થોડા વખત પછી દાખલ. બદલી, 'પ્રમોશન,' એ વાતો તો દરરોજની, અને એમાં કોઇને કંટાળો આવતોજ નથી. એમની કલ્પના શક્તિને તો કોઈ પહોંચેજ નહીં.

ક્યાં બિરિજચંદ્રના વખતની નૂતનપુરની કચેરી ને ક્યાં વિરિંચિલાલના વખતની. ચતુર કુંવર વીરકુમારથી અંધેર તે કેમ ખમાય?

કુંવરને પ્રજા વાસ્તે અજબ પ્રેમ હતો. કેટલીક વાર તે બહુજ અકળાતો ત્યારે વિરિંચિલાલને દૂર કરવા ધારતો. "આવા માણસને દૂર કરીએ તેમાં પાપ શેનું? અમારો તો એ ધર્મજ છે કે પ્રજાનું રક્ષણ કરવું. ગોપ્રતિપાળ કહેવડાવે શું વળ્યું? વિરિંચિલાલ જેવા દુષ્ટને તો જે કરીએ તે ઓછું" થોડીકવારમાં શાંત થતો ને વિચાર બદલી નાંખતો. "ગોળે મરતો હોય તો વિષે શા વાસ્તે મારવો? એને હજી મન ધાર્યું કરવા દો. એનો વખત ભરાશે એટલે આપો આપ ખસવું પડશે. બિરિજચંદ્રજીનું પણ એમજ લખવું છે. હું બનતો પ્રયત્ન કરી જુલમ થતો અટકાવું છું. મ્હારાં માણસો જઈ પહોંચે છે એટલે એના માણસોનું કંઇ ચાલતું નથી. મ્હારી એના પર કરડી નજર છે તે એ ક્યારનો જાણે છે એ પણ મને વહેમની નજરથી જુએ છે. મ્હારી જીંદગી જોખમમાં ન આવે તેને વાસ્તે સાવધ રહેવું એટલે બસ. એને સારાસારનો વિચાર નથી. સ્વાર્થમાં છેક ડુબી ગયેલો છે.

કુંવર કેટલીકવાર જૂના અધિકારીઓને મળતો. મસલત ચલાવતો. રાણાના સરદારો 'કાઉન્સીલ'ના સભાસદોને પણ વારંવાર મળતો રહેતો. તેમનું લોહી ક્યારનું ઉછળી રહ્યું હતું પણ તેઓ લાચલાજ હતા. એમની સભામાં સવાલ પૂછવામાં આવે તે બાબતજ મત આપવા તેઓનો અધિકાર હતો. રાજ્યકુટુંબને લગતા સવાલોજ ઘણું ખરૂં તેમાં મૂકવામાં આવતા. સુજનસિંહ દિવાનની નીમણુક એ, કાઉન્સિલની સલાહ લઈ કરતાં મનોજકુમારે વિરિંચિલાલની નીમણુક તેમને પૂછ્યું નહોતું એટલે તેઓ બહુ અકળાયા હતા. તેમનો ગુસ્સો રાણાપર હતો તેના કરતાં વિરિંચિલાલપર વિશેષ હતો કેમકે તેમના વર્ષાશનમાંથી પણ તે કંઈ પડાવતો. કુંવર પર તેમની ખાસ મહેરબાની હતી. કુંવરને તેઓ શાંત પાડતા. કેટલીકવાર કુંવરની સાથે તેઓ પણ અકળાઈ જતા, તલવારપર હાથ મૂકતા. ગુસ્સો નરમ પડી જતો અને તેઓને બિરિજચંદ્ર યાદ આવતો. "શાબાશ છે એને કે જેને લીધે પોતાને નુકસાન થયું તેને આપણે છુંદી નાંખવા માગીએ છીએ, છતાં તે આપણને વારે છે. રાજા તથા પ્રજાપર એને એનો એ પ્રેમ છે. પોતાનું બગડે છતાં પણ રાજ્યનું સારૂં ઇચ્છનારા, દૂર હોવા છતાં પણ તેના માટે પોતાનાથી બને તેટલો પ્રયાસ કરનારાઓના જેવા પુરુષો હિંદમાં અવતરશે તોજ આપણે કંઇ કરી શકીશું" એમ તેઓ કહેતા.

બિરિજચંદ્ર મુંબાઇમાં હતો છતાં તેને નિરાંત નહોતી. રાજ્યની ઉંચી પદવી ભોગવી કંઈ પણ કારણસર ઘેર બેઠા હોય તેને નિરાંત હોતી નથી. રાજ્યની ઝંખના તેને આવ્યાં કરતી. રાજ્યના વિચાર મનમાંથી ખસતા નહોતા. રાજ્યસત્તા વગર તેને ચહેન પડતું નહોતું, તેમાં વળી કુંવર તથા સરદારોમાંના ઘણાખરા જોડે તેને પત્રવ્યવહાર હતો એટલે નૂતનપુરની હકીકતથી તે અજાણ નહોતો. કોઈ કોઈ અધિકારી પણ એને પત્ર લખતા. કેટલીકવાર તેને ઉડીને નૂતનપુર જવાનો વિચાર થઈ આવતો. " હું ત્યાં હોઉં તો વિરિંચિલાલને પાંસરો કરૂં. એની જોડે કળે કામ લેવાનું છે, બળે નહીં. એ કળની ગતાગમ કુંવરને કે સરદારોને બરાબર હોઈ શકે નહીં. એમને તો ઘોડો મારી મૂકવા કહ્યો એટલે તે કયાં જશે, શું થશે તેનો ખ્યાલજ નહીં. તેમને ખ્યાલ નથી કે એમ ગમે તે રીતે તેને દૂર કરવા જશે અને વખતે વાત બહાર આવી તો પરિણામ શું આવશે. રાઇટ પણ એની તરફેણમાં છે, એટલે વાતનું વતેસર થતાં વાર શી ? રાઇટમાં પણ અજબ ફેરફાર થઈ ગયો છે. હું એના હમેશા વખાણ કરતો. વાંક એનો નથી, કુદરતની બલિહારીજ એવી છે. પોલુ દેખે ત્યાં સૌ પેસે. કદાચ તેઓ ધારે છે તેમ કરવામાં ફાવ્યા તોપણ તેઓ નિરાંતે બેસી શકશે નહીં. સરકાર તરફથી સવાલો પૂછાશે તેના જવાબ આપતા દમ નીકળી જશે. ભોપાળું બહાર પડ્યું તો તો થઈજ ચૂકયું. કુંવરનો પણ એમાં ભાગ છે એમ જણાયું તો તેને ગાદી નહીં મળે. એટલું સારૂં છે કે જે જે વિચાર મનમાં આવે છે તે કુંવરને સરદારો મને બરાબર લખે છે. છતાં મને એમનો બરોબર ભરોસો નથી. આખરે લોહી પ્રતાપ નો શિવાજીનું એટલે ગમે તેમ કરી પણ બેસે. ટુંક સમયમાં આટલો બધો ગોટાળો થશે એમ હું ધારતો નહોતો, એજ વિરિંચિલાલ એની બુદ્ધિનો સદુપયોગ કરે તો પહેલા નંબરનો માણસ નીવડે. પણ એની બુદ્ધિ કમાર્ગે દોરાય છે." આવા આવા વિચાર મુંબાઇમાં પડેલા, પાંજરામાં પૂરાયલા બિરિજચંદ્રના મનમાં ઘુટાયા કરતા હતા.

વિરિંચિલાલ, કુંવરની એના તરફ કેવી નજર છે તેનાથી અજાણ નહોતો. પણ તેનાથી શું બની શકશે એ તોરમાં, મદમાં, અભિમાનમાં તેની તરફ તિરસ્કારની નજરથી જોતો. એનાં માણસો તેના કામમાં આડે આવતાં ત્યારે બહુજ અકળાતો પણ આખરે કુંવર સામે કંઈ કરી શકતો નહીં.

પ્રેમી પોતાના સહૃદયનું ચિંતન કર્યા કરે તેમ કુંવર તથા વિરિંચિલાલ, એક એકના કટ્ટા દુશ્મન હોવા છતાં એક બીજાનું દરરોજ ચિંતન કરતા. કદી મળવાનો પ્રસંગ આવે તો વિરિંચિલાલ ગમે તે બહાને તેમાંથી મુક્ત થવાનો પ્રયાસ કરતો તે પરથી જણાઈ આવતું કે તેને કુંવર તરફ ઘણોજ તિરસ્કાર હતો પણ વિરિંચિલાલથી ડરવાને, દૂર રહેવાને તેને કારણ નહોતું. તેને ગમે તેમ કરી મળવા, તેની સામુ થવા, તેને કડવા વેણ કહેવા તે જાળ પાથરતો પણ ચતુર વિરિંચિલાલ તેમાં ફસાતો નહીં.

અંતે એક દિવસ બન્નેનો રાજમહેલમાં મેળાપ થયો. રાણો ઉંઘમાં હતો. વિરિંચિલાલને આવતાં દીઠો નેજ કુંવર સામો ગયો ને બોલ્યો,

" વિરિંચિલાલ, તમે દિવાન થયા પણ મ્હારી તો ખબર પૂછતાજ નથી. મને તેથી બહુ માઠું લાગે છે. બિરિજચંદ્રજી તો હમેશ મને મળતા ને તમે તો મ્હારાથી આઘા નાસો છો. "

વિરિંચિલાલને હવે નાસવાની બારી નહોતી. જવાબ આપ્યા વગર ચાલે એમ નહોતું. તેથી આખરે બોલ્યો. " તેમને તે પસંદ હશે પણ મને રાજ્યકુટુંબમાં ભળવું, તેની ખટપટમાં ઉતરવું, તેનો લાભ લેવો પસંદ નથી. વળી કામનો બોજો વિશેષ એટલે ફુરસદ પણ નથી મળતી. "

" થોડા દહાડા હવાફેર જાઓ તો કેમ ? "

" રાણાજી છુટા કરે ત્યારે કેની ? "

" હું રાણાજીને તમારે વાસ્તે વિનતિ કરૂં ? "

" ના ના, આપને તસ્દી શું કરવા જોઇએ ? રાણાજી તમારો બોલ ઉથાપે તો ખાલી મ્હારે લીધે તમારૂં દિલ દુઃખાય. "

કુંવર મનમાં બોલ્યો " તેની દરકાર તમને ઘણી તો. "

" બિરિજચંદ્રજીએ પણ એએક વાર રજા માગેલી પણ રાણાજીએ ના કહેલી એટલે મને માગવી ગમતીજ નથી. "

કુંવર મરડાટમાં બોલ્યો " તેને તમારા જેટલો કામનો બોજો હતો નહીં તો. હમેશા પડયા પાથર્યા રહેતા. દરેક ખાતા પર તમારી નજર. જ્યાં જ્યાં અંધેર ચાલતું હોય ત્યાં ત્યાં બંદોબસ્ત કરવો એમ તમે તમારી ફરજ સમજો. બેંકનું કામ પણ તમારે માથે. ઑફિસમાં કામ પહોંચે, ને ઘેર ગયા કે એનું એ, પછી નિરાંત શેની હોય ? મનમાં ગણગણ્યો " સોળ કલાક ફાવાફાવામાં, આઠ કલાક ઉંઘવામાં પ્રભુને નામે પાણી એટલે નિરાંત શી રીતે હોય ?

"કુંવર, મ્હારી મશ્કરી કરવા ધારો છો કે શું? મ્હારી જોડે કોઈ અઘટતી છુટ લે, પછી તે ગમે તે હોય, પણ મને તે પસંદ નથી."

"એમ? એ તો મેં આજેજ જાણ્યું. રાઈટ સાહેબ સાથે તમે બહુ છુટથી વર્તો છો તે ત્યારે ખોટું હશે?"

વિરિંચિલાલ અકળાયો. "રાઈટ સાહેબ પ્રમાણિક માણસ છે. બધાને તેમના પર ઈર્ષ્યા છે માટે લોક ગમે તેમ કહેતા હશે."

"અને હું ક્યાં તેમને અપ્રામાણિક કહું છું? એમનું નામજ જુઓને! પણ ઈર્ષ્યા થવાનું કારણ શું? એ બિચારા કેમ્પમાં રહે તેના પર લોકોએ ઈર્ષ્યા શા વાસ્તે કરવી જોઈએ? કારણ વગરં કંઈ કાર્ય હોય નહીં."

"કુંવર, તમે મ્હારૂં અપમાન કરો છો. મ્હારે તાકીદના કામ વાસ્તે રાણાજીને મળવું છે."

"ઉભા તો રહો, શું કામ છે તે મને કહો. મ્હારે પણ જાણવું જોઈએ. તેમાં વળી તમારા જેવા બાહોશ માણસના અભિપ્રાયમાં, અનુભવમાં મને ઘણું શીખવાનું મળશે."

વિરિંચિલાલ મનમાં બોલ્યો "આજે કોણ જાણે કોનું મોં જોયું હશે; ઘેરથી નીકળતાં અપશકુન તો નહીં થયા હોય?" "કુંવર, આપનો હુકમ છે તો હું બેસું છું. પણ મને મહેરબાની કરીને સવાલ જવાબ ન કરશો કેમકે જે વિષયપર મ્હારે રાણા સાથે વાત કરવાની છે તે અગત્યની છે અને તેથી મ્હારૂં લક્ષ તે વિષયપરજ રહેવું જોઇએ."

કંઈ ગુચવડા ભરેલું હોય તો મને પણ કહો તો ખરા.

કુંવરે પણ હદ કીધી. વિરિંચિલાલનો કેડો મૂક્યો નહીં. તે એને સારી પેઠે ઓળખતો હતો. જેમ જેમ તે વધારે ગુંચવાતો તેમ તેમ કુંવર મનમાં મલકાતો. વિરિંચિલાલનો ગભરાટ પણ કંઈ જેવો તેવો નહોતો. તેનું મોં ફીકકું પડી ગયું હતું. કુંવરના શબ્દમાં જે અર્થ સમાયો હોય તેના કરતાં તે વધારે કલ્પી લેતો હતો, કેમકે તેનું હૃદય શુદ્ધ નહોતું, દૂષિત હતું. રાણાની પાસે તેને કંઈ ખાસ કામ નહોતું પણ કુંવરને શી રીતે પોતાના માર્ગમાંથી દૂર કરવો તેનો તે વિચાર કરતો હતો. થોડીવાર થઈ અને તે ઉઠયો. રાણા સાથે વાતચિત કરી તે કેમ્પમાં ગયો.

વિરિંચિલાલે રાણા સાથે વાતચિત કીધી તે કંઈ અગત્યની નહોતી, તે કુંવરે પોતાના માણસદ્વારા જાણી લીધું. ઠેકાણા વગરનું તે બોલતો હતો કેમકે તે કંઈક વિચારમાં હતો. વિરિંચિલાલ બહારોબહાર કેમ્પમાં ગયો તેની પણ એને ખબર પડી. કુંવર સમજ્યો કે મેં એને અકળાવ્યો તેનું આ પરિણામ છે. "રાણાજી રાજ્યવહિવટ બાબત બેદરકાર થઈ ગયા છે. કોઈ કંઈ કહે તો એમના ધ્યાનમાં ઉતરે એમ નથી. આ દુષ્ટ માણસપર એને સંપૂર્ણ વિશ્વાસ છે. એનું મનધાર્યું એ કર્યો જાય છે. રાણાજીને હું વાત કરૂં ને મ્હારા બોલનું માન રાખે નહીં તો મ્હારે રાજ્યપાટ ત્યજવાનો વખત આવે તે પરિણામથી પ્રજાને ફાયદો નથી, કેમકે વિરિંચિલાલને મ્હારા સિવાય કોઈ હંફાવી શકે એમ નથી. મ્હારી ગેરહાજરીમાં એ શું કરી શકે તે કલ્પવું નકામું છે. આજે એ ખુબ છંછેડાયો છે ને રાઇટને મળવા ગયો છે. જોઉં તો ખરો એ બન્ને જણા શી કળા કરે છે તે?" આવા આવા અનેક વિચાર કુંવરના મનમાં આવ્યા.



## પ્રકરણ ૨૯

---

### નિરાશા !

"હું બેવકૂફથી ભળ્યો ઝાલિમ દિલે ચોટી રહ્યો,

નાદાનીએ ! નાદાનીએ ! ખુદાઈની જૂદી હવા." (કલાપી.)

રંગરાવને મુંબાઇ આવ્યાને બેએક મહિના થઈ ગયા હતા. એણે ધાર્યું હતું તેટલી ઝડપથી મુંબાઇમાં ન્યાત મળી નહોતી. એક તો ત્યાં ન્યાતીલાઓનું રહેવાનું બહુ પાસે નહીં. બીજું મુંબાઇમાં રહેનારને ઘરની ને બહારની માથાફોડ વધારે. વળી કાંઈ લગનસરા કે એવો વખત હોત તો એ સવાલ વ્હેલો ચર્ચાતે. વળી જ્યાં લગણુ ખાસ કોઈ માણસ આગળ પડી ન્યાત મેળવે નહીં ત્યાં લગણુ કંઇ બને એમ નહોતું. આવી ઢીલથી કેટલીક વાર બહુ ગેરફાયદો થાય છે. પોતાને મળેલી છુટનો કેટલાક દુરૂપયોગ કરે છે. રંગરાવની બાબતમાં એમ ન થયું. વિપિનની તકરારથી રંગરાવના મનમાં એટલું તો તેજ દિવસે ઉતરી ગયું હતું કે ગમે તેમ થાય પણ બધાને તો એના જેવા હાલ તરત બનાવવા નહીં. પોતાનો પ્રાયશ્ચિત્ત કરવા વિચાર

ન હોય તો સમજીને બીજાઓથી દૂર રહેવું. ઉપેન્દ્ર અને ઉષાકાન્તે ચાહ પીધી એ વાત જો ચર્ચાઈ હોત તો જુદોજ રંગ ઝામતે. તેમણે જાતેજ ઘેર આવી પોતે ધાડ મારી આવ્યા હતા તે વાત વડિલોને કહી દીધી હતી.

ઝાઝી હોહા ન કરતાં તેમના જૂના વિચારના વડિલોએ તેમની પાસે સંસર્ગીને ઘટે તેવું પ્રાયશ્ચિત્ત ઘરમેળે કરાવી દીધું હતું. ફરીથી તેમને બારણે પગ મૂકશો અથવા તો તેની સાથે આવા કોઈ પણ કાર્યમાં ભાગ લેશો તો અમારા ઉમરાપર ચઢવા નહીં દઈએ એવી સૂચના તેમને આપી દીધી હતી. જે યુવાનોની રંગરાવને મદદની આશા હતી તે એને ત્યાં આવતાજ બંધ થયા એટલે રંગરાવને એકલા પોતાના પગ પર જોર રાખવાનું હતું.

તેના પિતાની તબીઅત પણ પહેલા જેવી રહી નહોતી. ઘડપણનાં ચિહનો તેના શરીર પર દેખાતાં હતાં. રંગરાવે હજી વકીલાત કરવા માંડી નહોતી. ઘરનું કામકાજ પણ હાલ એને માથે પડયું હતું, મોજીલાલ કોઈ પણ જાતની એને મદદ કરતો નહીં. તેની તબીઅત હવે સુધરી હતી ને તે પાછો ચમનમાં પડયો હતો. ઘરકામમાં કંઈ જરૂર પડતી તો રંગરાવ વિપિનની સલાહ લેતો. ચાકર જોઈ તો હોય તો એને ચીઠ્ઠી લખતો. ગુમાસ્તો ઘરમાં એકજ હતો, કેમકે મિલની પડતી આવી ત્યારથી શેઠની પૈસાની હાલત મંદ પડી હતી. ગાડીઘોડો પણ ઘરમાં હવે એકજ કરી નાખવામાં આવ્યો હતો. ઘરની પંચાતથી કંટાળી તે સાંજે દરરોજ ચોપાટી પર જતો, વિપિન તથા મિત્રમનને મળતો અને મનેની વાત કહેતો.

રાતના સાત સાડાસાતનો સુમાર થયો. ચોપાટી તરફથી ગાડીઓ પાછી ફરતી હતી. પગે ફરવા નીકળી પડેલામાંનો મોટો ભાગ લાકડી હલાવતો હલાવતો પોતાના ભાઈબંધો જોડે વાત કરતો કરતો, કોઈક ધીંગામસ્તી કરતો, ઘર તરફ વળતો હતો. રંગરાવ પણ વિપિન તથા મિત્રમનની સાથે પાછો ફરતો હતો. ગિરગામ ટ્રામટરમિનસ આગળ તેઓ છુટા પડયા અને રંગરાવે કહ્યું જોજો આળસી ન જશો. હું તમારી બન્નેની રાહ જોઈશ. ઈગ્લાંડથી આવ્યા પછી હું બિલકુલ તે તરફ ગયો નથી. રંગરાવ બંગલા તરફ વળ્યો. પહેલા કરતાં એનો તોર જરા ઉતરી ગયો હતો. પગનું જોર પણ કમી થયું હતું. જસમીનને સાથે લઈ વિપિન તથા મિત્રમન સાથે નાટક જોવા જવાનો વિચાર કરતો કરતો તે ધીરેધીરે દાદર પર ચઢતો હતો.

દાદરના પગથીઆં પર પહોંચ્યો ને તે ચમક્યો. કાનને એકજ દિશામાં રાખી જરા ઉભો.

"ડિયર જસમીન, તું બહુ હઠીલી છે. તું ધારે છે તેવું એ કામ અઘરું નથી. મોટાના ઘરનાને નાસી છુટવાની સત્તરસો બારી. પોલિસને સમજાવતાં વાર શી? શેઠ હવે ઝાઝો વખત કાઢવાના નથી એમ ડાકટરના બોલવા પરથી સમજાય છે. આડખીલી માત્ર એકજ છે. મોજીલાલ તો મ્હારો દાસ છે એમજ ત્હારે સમજવું. એને જેમ નચાવવો હશે તેમ હું નચાવી શકીશ. હું કહીશ એનાથી વિપરીત એ કરવાનોજ નહીં. મોજીલાલને દલ્લો કંઈ ખોટો લાગવાનો છે? ને બધો દલ્લો એના હાથમાં આવ્યો પછી વ્યવસ્થા તો મ્હારેજ કરવાની છે કેની? ને ડિયર, હું ને તું તો એકજ કેની?"

રંગરાવે બારણે ઉભાંઉભાં જીભ કચડી. "હાસ્તો, બધું એકનું એક. આ તો મોટો વેદાંતી થઈ ગયો. ચોર, હમણાં તને વેદાંતનો સાર સમજાવું છું."

જસમીન કોઈકવાર નીચું જોતી, કોઈકવાર દાદર તરફ જોતી, કોઈકવાર રસ્તાપર કોઈનાં પગલાં સંભળાય છે કે કેમ તે માટે કાન ધરતી, ગુરુનો બોધ સાંભળતી, તેમ કરવા મરજી હોય કે ન હોય, પણ હિંમત ન હોવાથી અંતે બોલી "મોજીલાલભાઈનો તમે અભિપ્રાય લીધો છે?"

"તું તો મૂર્ખ છે. આટલું કહ્યાથી સમજતી નથી? તેને તો મેં ક્યારનો ભણાવી મૂક્યો છે. તું ચતુર છે માટે તને કામ સોંપવા ધાર્યું છે બાકી એ તો ક્યારનો તૈયાર થઈ ગયો છે. એ શા વાસ્તે ના કહે? એ પણ કંઈ એનો લાભ સમજતો હશે કે નહીં?"

"શાબાસ, કેવી ગત ચલાવે છે. એકવાર મૂર્ખની ઉપમા આપે છે ને બીજીવાર ચતુર કહી ચઢાવે છે," રંગરાવ બબડ્યો.

"હું વિચાર કરી કાલે જવાબ દઈશ."

"જરૂર?"

"ચલો હવે એમને આવવાનો વખત થયો." જસમીન ખુરસીપરથી ઉઠી બારણું ઉઘાડવા આવી.

કાલપર વાત ગઈ તે ગુરુને પસંદ નહોતું. તેથી વિચારમાં પોતે બેઠા હતા. રંગરાવ પણ ઉભો રહી વિચાર કરતો કરતો મનમાં બોલતો હતો "કાલ શું થાય છે તે જાણવાની રાહ જોવી કે નહીં? આજેજ પ્રકટ થાઉં? એ આખરે સ્ત્રી છે, રાક્ષસી વિચારની બની છે, રાતનાજ

એનો વિચાર ગમે તેમ થઇ ગયો તો સારાસારનો વિચાર કરશે નહીં અને સેતાનનું કામ કરતાં પણ ડરશે નહીં. અબળા છે ત્યાં લગી ઠીક છે પણ સબળા થવાના વિચાર પર આવી તો જરૂર સત્યાનાશજ વાળવાની અને મરદ કરતાં પણ હલકું કામ કરવાની. સારા કામમાં તેનો ઉપયોગ કરે એવી કોઇકજ સ્ત્રી. એવી પણ આપણા ઇતિહાસમાં તેમજ સંસારમાં સાંભળી છે, પણ આ અત્યારે દુષ્ટ વિચાર પર આવી છે. કાલપર વાત લંબાવવામાં ફાયદો નથી. એના ગુરુને ખબર નથી કે એની એ સ્ત્રી મ્હારો જીવ લીધા પછી વેડરી તો એનો પોતાનો લેવા' ચૂકશે નહીં. પહેલીવાર ડરે છે તેટલું બીજીવાર નહીં ડરે."

ધધારે વિચાર કરવાનો વખત નહોતો કેમકે જસમીને સાંકળ ઉઘાડી હતી, બિહારી ખુરસીપરથી ઉઠયો હતો.

"વારૂ, આજે તો જાઉં છું. બીજો કંઇ વિચાર કરવાનો છેજ નહીં, છતાં ત્હારી ઇચ્છા છે તો એક દિવસ વાત લંબાવું છું." એમ બોલતો બોલતો જસમીન કને આવ્યો. એક પ્રેમમુદ્રા તો કર એમ બોલી પોતાનું મોં જસમીન આગળ કરવા જતો હતો, જસમીન તેમ કરવા તત્પરતા બતાવતી હતી ને ઓરડાનું બારણું ઘણુજ વેગથી ઉઘડયું. જસમીન તેને અઢેલીને ઉભી હતી તે આ અચાનક ને પૂર જોસમાં આવેલા ધક્કાથી જમીનપર પડી. રંગરાવે બિહારીને ગરદનમાંથી પકડયો.

"કમજાત, તેંજ મ્હારા ઘરનું સત્યાનાશ વાળ્યું. જોજે હવે ત્હારી શી દશા કરૂં છું તે," એમ બોલી રંગરાવે રામોશીને બૂમ પાડી. રામોશી ઉપર આવી પહોંચ્યો ને તેણે એક રસી લાવવાનો હુકમ આપ્યો. દોરડું આવ્યું, રામોશીને વિદાય કરવામાં આવ્યો અને બિહારીને બાંધવામાં આવ્યો. બંગલાના ઉપરના ભાગમાં આ ગરબડ થઈ હતી તેથી નીચેના ભાગમાં આ બાબતથી સૌ કોઇ અજાણ હતું. રંગરાવ પછી જસમીન તરફ વળ્યો. "દુષ્ટ, હવે રડે છે શું ? આ બંધાયો તેથી રડવું આવતું હશે કેમ ? લાવ હવે તને પણ બાંધું. આ ત્હારૂં ભણતર, આ ત્હારો બહારનો ડમાગ, તે સાથે આવું કાળું ભીતર ક્યાંથી નીકળ્યું. એક વિચાર થાય છે કે તને પણ ખોખરી કરી નાંખું" એમ દાંત કચકચાવી બોલી તેણે જસમીનને એક લાત લગાવી. જસમીને મોટી ચીચીઆરી પાડી.

"મરી ગઇજ સમજજે જો હવે બૂમ પાડી તો. ડરાવતી હશે ? જો કે તું લીતમેજ લાયકજ છે છતાં મને પસ્તાવો થાય છે. મને

એમ થાય છે જંગલી માણુસની માફક મ્હારો હાંથ ત્હારાપર કેમ ઉપડયો. ત્યારે તું મ્હારો જીવ લેવા સુદ્ધાં તૈયાર થઈ ગઈ. આમ બોલ્યો ને દાદરપર કોઇનાં પગલાં સંભળાયાં. રંગરાવ જમતો હશે એમ ધારી રસોડામાં તેને વાસ્તે ખબર કાઢી, ત્યાં તે ન હોવાથી વિપિન તથા મિત્રમન તેના ઓરડા તરફ આવવા નીકળ્યા હતા.

રંગરાવનો ઓરડો દાદર નજીક એવી તરેહથી આવેલો હતો કે દાદરપરથી કોઈ બોલે તો તેના ઓરડામાં સાંભળી શકાય.

વિપિને દાદર આગળથીજ હાંક મારી. "કેમ ભાઈ, અમને તો દોડાવી મૂક્યા ને તું તો હજી તૈયાર પણ નથી થયો. નાટકનો વિચાર માંડી વાળ્યો કે શું ? કે ભાભીએ માંડી વળાવ્યો ?"

"અહીંજ નાટક જોવાનું છે ને" રંગરાવ મનમાં બોલ્યો. વિપિનને મિત્રમન ઓરડામાં દાખલ થયા ને એકદમજ અટક્યા. છુટો ચોટલો તથા અવ્યવસ્થિત લુગડાં સાથે જસમીન જમીનપર પડી પડી રોતી હતી, બિહારીને એક બાજુએ બાંધવામાં આવ્યો હતો અને રંગરાવ રાક્ષસ રૂપ ધારણ કરી બન્ને જણાની તરફ આંખમાંથી અંગારા વરસાવતો હતો.

"ભાઇ માફ કરજે મ્હારાથી તો દરરોજની માફક મશ્કરીમાં બોલાઈ ગયું."

"તને જો માફ ના કરૂં તો આમને તો ફાંસીથી પણ વધારે શિક્ષા કરવી પડે. હવે એ "Excuse" ને એવા બીજા જરા જરામાં ક્ષુલ્લક તેમજ મહત્વની બાબતમાં સરખી રીતે વપરાતા શબ્દો મ્હારી આગળ વાપરશોજ ના." એમ કહી પોતે પહેરેલી અંગ્રેજી 'હેટ' તેણે ફેંકી દીધી. "વિપિન, ત્હારા જેવા ગુરુના કહેવાથી હું બદલાયો નહીં તે આ દુષ્ટ ચંડાળ, પાપિણી, અભાગણીના તથા તેના આ ગુરુના કાળાં કર્મોથી બદલાઈશ. મેં ત્હારૂં કહ્યું માન્યું હોત તો આ વખત ન આવતે. મેંજ એને ફટાવી મૂકી, સુધારાની ટોચ પર ચઢાવી દીધી. ને આ કમજાતને મેં શીખવવા રોક્યો તેણે જો આ શિક્ષણ આપ્યું તે. મ્હારા ઘરનું લુણ ખાઈ મનેજ જમીનદોસ્ત કરાવવા તૈયાર થયો. પણ ભૂલ્યો, એને શું કહેવું ? વધારે ગુનેહગાર તો આ છે." એમ કહી પાછી એક લાત લગાવી દીધી. વિપિન વચમાં પડવા જતો હતો. "વિપિન, ગરબડ કરવી હોય તો ચાલતો થા. હજી હું બહુ સારો છું કે આટલેથીજ એમનો છુટકો કરૂં છું. બાકી બીજું

તો નાકજ કાપી નાખવું જોઇએ. મ્હારી સાથે આટલાં વર્ષ કાઢ્યાં મેં એના અનેક કોડ પૂરા કર્યા, એને ફૂલની માફક રાખી તે મને મારવા તૈયાર થઈ ને તે બોધ આપનાર આ એનો ગુરુ એમ કહી તેને એક તમાચો લગાવી દીધો. વિપિન, જા પોલિસના બેચાર માણસ બોલાવી લાવ. આને તો તેમના સ્વાધીનમાંજ મૂકી દઉં. જોઉં તો ખરો કે જસમીન શી જુબાની આપે છે. બોલ કમજાત, કોર્ટમાં એમ કહીશ કે નહીં કે મ્હારા ધણીને ઝેર આપવા મને આ સમજાવતો હતો ને મેં એ બાબત પર વિચાર કરવા એક દિવસ માગી લીધો હતો ?"

અધુરામાં પૂરૂં મોજીલાલ ઉપર આવી પહોંચ્યો ને આ ખળભળાટ શું છે તે જોવા રંગરાવના ઓરડા તરફ વળ્યો.

"આવ દુષ્ટ, તું રહી જતો હતો" એમ કહી તેને ગરદનમાંથી પકડી નીચે અફાળ્યો. આજે રંગરાવમાં અજબ જોમ આવ્યું હતું. મોજીલાલમાં એની સામા થવાનો દમજ નહોતો. કેમ, આ તમારી ત્રિપુટીએ શાશા પેચ રચ્યા છે ? તું મ્હારો ભાઈ છે એમ કહેતાં મ્હારી તો જીભજ નથી ઉપડતી. આપણે બે એકજ ઉદરમાં પાક્યા તેનો પણ તને વિચાર ન રહ્યો ! મ્હારોજ ઘાણ કાઢવા તૈયાર થયો ? તમને બન્નેને એમ ખબર છે કે આ ચંડાળ છેલ્લીવારે તમને બન્ને હાથ ઘસાવશે ? મ્હારા જેવા ભોળાનું નિકંદન કાઢી તું શું સુખી થતે ? આ ત્હારો મિત્ર? આ ત્હારો સલાહકાર ? અરે મોજીઆ તેં ત્હારી આબરૂના કાંકરા કરી નાંખ્યા. પિતાજી વાસ્તે પણ તમે બુરી આશાઓ રાખો છો. હું ઈંગ્લાંડથી આવ્યો તે પહેલાં પિતાજીને કંઈ થયું હોત તો તું મને જરૂર રડાવતે. આવા બંગલાનિવાસી કરતાં તો ઝુંપડીમાં રહેનારાં સારાં. પક્ષપાત કે કોઈ કારણથી બધું તને વારસામાં મળ્યું હોત તો તો હક્કદારનો હક્ક ચુકવી આપવાની ત્હારામાં અમીરાઇ શેનીજ હોય ?"

મોજીલાલ જરા બેઠો થયો હતો. કંઈક બોલવા જતો હતો.

"ખબડદાર, જો કંઈ બોલ્યો ચાલ્યો તો. કેમ વિપિન, પોલિસને બોલાવી લાવે છે કે નહીં ?"

"ભાઇ, મ્હારૂં કહ્યું સાંભળ તો ખરો."

"ચાલ તું નહીં જાય તો હું રામોશીને વરદી આપીશ."

"ઉભો રહે હું જાઉં છું."

વિપિન નીચે જઈ પ્રફુલ્લ શેઠાણી તથા શેઠને બોલાવી લાવ્યો. શેઠની તબીઅત સારી નહોતી. તેને ચાલતાં બહુ શ્રમ પડ્યો. ઘરમાં કંઇ બહુજ અહિત થયું છે એમ સાંભળી જેમ તેમ કરતા એક બાજુએથી શેઠાણી અને બીજી બાજુએથી વિપિનને ટેકવી રંગરાવના ઓરડામાં તે આવી પહોંચ્યાં. પ્રફુલ્લ શેઠાણી આવી પ્હોંચ્યાં ને મોજીલાલના પગમાં જોર આવ્યું.

"બા, આ......"

"કેમ, તને બોલવાની ના કહીતી કે નહીં" એમ કહી તેને એક હડસેલો માર્યો.

"કેમ રંગરાવ કંઈ બહુ ફાટયો છે" શેઠાણીએ કહ્યું.

"તે તો હમણા બધું સમજાશે. વિપિન તને શેઠને તસ્દી આપવા કોણે કહ્યું હતું ?"

તું મ્હારૂં કહ્યું સાંભળે પણ નહીં ત્યારે શું કરૂં જરા વિચાર તો કર ! આપણીજ ફજેતી થાય ને વળે કંઈ નહીં."

"ફજેતીમાં બાકી શું રહ્યું છે? મોટાભાઇ, તમારો બધો પૈસો ખાઈ જવાની દાનત રાખનાર આ તમારો લાલચુ, લોભી પુત્ર તે કામ કેમ પૂરૂં પાડવું તેની બાજી રચનાર આ કુતરો ને તેમ કરવાને સાધનભૂત આ કુલટા. તમારી માંદગીને લીધે તમારી પણ મરવાની રાહ જોઈ બેઠા છે. મ્હારૂં તો કાલેજ રાઇતું કરવું હતું."

પ્રફુલ્લશેઠાણીએ કાનમાં આંગળીઓ ખોસી દીધી.

જસમીન તરફ મોં કરી કહ્યું "કેમ હજી પણ કંઈ સાન આવે છે કે નહીં ? બોલ, આ દુષ્ટ મને ઝેર આપવા તને શીખવતો હતો કે નહીં ? મોજીલાલની પણ તેમાં સંમતિ છે કેની ? ખરૂં ન બોલી તો જરૂર જાણજે કે તમને બધાને પોલિસમાં સ્વાધીન કર્યા વગર રહેવાનો નથી. કોર્ટમાં મ્હારૂં માનશે તેના કરતાં તમારૂં ઓછું માનશે. તમને આવું કામ કરતાં શરમ ન આવી તો તમારી ફજેતી થશે તેમાં મને શું થવાનું હતું?'

જસમીન આખરે સ્ત્રી હતી. રંગરાવ અચાનક આવી પહોંચ્યો, તેથીજ અડધી થઈ ગઈ હતી. વળી જમીનપર પડવાથી તેનું શરીર પણ ઠીક કુટાયું હતું. કોર્ટમાં વાત જાય તો ફજેતીમાં બાકી રહેજ નહીં. વળી બિહારી કદાચ એના માથા પર બધું ઢોળી દે એવો તેને ડર હતો. આવો પ્રપંચી માણુસ આખરે તમને પણ રડાવશે

એવું રંગરાવે તેને તથા મોજીલાલને ભાન કરાવ્યું હતું. રંગરાવે પૂરા પાડેલા કોડ, ઈંગ્લાંડથી આવતા તેના પ્રેમના ભરેલા પત્રો તેને સાંભરી આવ્યા ને તે રડી પડી. "મને માફ કરો, મેં એના કહ્યા-મુજબ કરવા હા નહોતી પાડી."

રંગરાવ માત્ર વહેમ આવવાથી આમ કરતો હશે એમ કોઈને શક હશે તો તે આથી દૂર થયો પ્રફુલ્લ શેઠાણી તો જમીનપરજ જોઈ રહ્યાં. મિત્રમન બહુ વિસ્મય પામ્યો કેમકે તેને આ ઘરના અંધેરનો જાતિ અનુભવ આજે પહેલીજવાર મળ્યો હુકુમતરાય ખુરસીપર બેઠો હતો તેણે ખૂણામાં પડેલી લાકડી લઈ મોજીલાલને બેત્રણ લગાવી. તેની તબીઅત સારી ન હોવાથી તે ઝાઝી વાગી નહીં. " કેમ મોજી ટોપી તે દિવસ ભૂલી ગયલો ને રાતના ચોરની માફક આ ઓરડા આગળ આવેલો તે આજ કેની ?"

"હા મોટાભાઇ, પણ એ તો ભૂલમાં આવ્યો હતો."

"તેં ઘરમાં તેને કોની રજાથી પાછો દાખલ કર્યો ?"

રંગરાવે કહ્યું "ટોપીની શી વાત છે ?"

"જાણવામાં કંઈ માલ નથી" પ્રફુલ શેઠાણી બોલ્યાં.

" ભલે, તમારા મનથી તેમાં માલ નહીં હોય, મ્હારે તો સાંભળવી છે કેમકે તે આ દુષ્ટને લગતી છે."

હુકુમતરાયે હાંફતાં હાંફતાં બધી હકીકત કહી અને તે બોલ્યો " અરે ભાઈ, તું જતો રહ્યો. તું હમેશ મને કહેતો કે ઘરમાં છેક અંધેર ચાલે છે પણ મેં તે બાબત લક્ષ આપ્યું નહીં.. રંગરાવ, ભૂલ મેં કરી ને તેનું ફળ ત્હારે ભોગવવું પડતે. આ દુષ્ટને પણ એના ઘરની આબરૂની દરકાર રહી નહીં ને આ એના કુળદીપકનો બચાવ કરવામાં."

" જરા આસપાસ જુઓ તો ખરા. આમ બધાનાં દેખતાં શું ગમે તેમ બોલો છો ?"

" આવી વાત ઉપસ્થિત થવાનું કારણ આપતાં શરમ ન આવી તો હવે પછી લોકો વાત કરે કે મિત્રમનભાઈ જાતોજાત બધો વેશ જુએ તેમાં શરમાવાનું શું ?"

રંગરાવ તો ચતુર કાકાનુંજ ધ્યાન ધરતો હતો, " એ કાકા અને ત્રિપિને મને ઘણી વાર ચેતવ્યો હતો પણ મ્હારે ગળે વાત ઉતરી નહીં, " એમ તેના મનમાં થતું હતું. " મોટાભાઇ ત્યારે આનું શું કરવું છે ? "

" મરવા દે હવે એને."

" કમજાત, આ પિતાના કહેવાથી તને આજે છુટો કરૂં છું પણ યાદ રાખજે કે હવે દિવસે કે રાતે, કોઈ પણ વાર, આ ઘરમાં તેં ટાટીઓ મૂક્યો તો, ત્હારો પગજ કાપી નાખીશ. ઘરપ્રવેશને બહાને તને કોર્ટમાં ઘસડી જઈશ. મોજીલાલને કોઈ પણ વાર તને મળતો જોયો તો પણ ત્હારા ભોગજ સમજવા. તું સાંભળે છે કે ? તું એને મળ્યો તો તને પણ ઘરમાં ઉભો રહેવાં નહીં દઉં. મોટાભાઈની કે મ્હારી રજા વગર ઘરમાંથી જરા પણ બહાર નીકળવાનું નથી." બિહારીનો હાથ છોડવા ગયો ને બોલ્યો " કમજાત, અભડાવવું શું તે હું સમજતો નહોતો પણ આજે ત્હારો સ્પર્શ કરૂં છું ને એમ થાય છે કે મ્હારે નાહવું પડશે. ત્હારૂં કાળું મોં અમને કોઈને બતાવીશ નહીં." જતાં જતાં પણ બિહારીને થોડી પ્રસાદી મળી. બિહારી ગયો ને શેઠ શયનગૃહમાં જવાને ઉઠ્યા. રંગરાવ, મિત્રોને બેસવાનું કહી પિતાને મૂકી આવ્યો. પોતે જમવાનો નથી એમ શેઠાણીને કહી દીધું.

" વહુને જમવું છે કે નહીં ?"

" ધૂળ ફાકે ત્યારે. જા મોજી તું પણ સુઇ જા." રંગરાવને મૂળથીજ અનીતિને વાસ્તે અજબ તિરસ્કાર હતો. આવો લહેરી અને ઉડાઉ હોવા છતાં ઈંગ્લાંડમાં પણ તેણે કુસંગ કર્યો નહોતો. વિપિનની સંગત તથા તેના કેટલાક વિચારોને લીધે નાનપણથીજ તેનો સ્વભાવ આવી રીતનો ઘડાયો હતો.

" કેમ ભાઈ હવે અમને રજા છે ? સવાદસ થઈ ગયા."

" હા, ખુશીથી જાઓ."

વિપિન જવા તૈયાર થયો ને જસમીન રોઇ પડી. દયામણું મોં કરી કંઈ કહેવા જતી હતી પણ હિંમત ચાલી નહીં.

" રંગરાવ, એક વચન માગું છું."

" આની બાબતમાં કંઇ હશે."

" તે તો પછી જણાશે પણ મને વચન આપ."

" વારૂ."

"હવે આ વાત ચોળવામાં માલ નથી. સમજુકને તો આટલું થયું છે તે જોઈએ તે કરતાં વધારે છે. મૂર્ખને તો હજાર ડીફાં મારો તોપણ જ્ઞાન ન આવે. હવે અમે રજા લઇશું."

બંગલાનો દરવાજો વટાવ્યા પછી મિત્રમને પૂછ્યું "આ બિહારી કોણ છે?"

"કોણ છે તે તો પ્રભુ જાણે. કેવો છે તે તો આપણે જોયો."

"આવા પ્રપંચ જોઈને તો ખરેખર વૈરાગી થવાનુંજ મત થાય. આ ભાઈ, આ સ્ત્રી. એજ જસમીન જ્યારે એની જોડે ફરવા આવતી ત્યારે કેવો ડોળ ઘાલતી? જાણે એક પળ એને વીલો ન મૂકતી હોય તેમ એ એના ખભાપર આશ્વાસન લેતી, કેટલીક વાર તેના ગળાપર હાથ નાંખી બેસતી. તેજ સ્ત્રી તેને મારી નાખવા કોટું કરનારની મદદગાર!"

વિપિન તેને સાંભળતો હતો છતાં જવાબ કંઈ પણ દેતો નહોતો. તે શિશિરનો વિચાર કરતો હતો. "એનાં લગ્ન મોજીલાલ જોડે હજી પણ થવાનાં છે એમ સાંભળું તો ગમે તેમ કરીને તે અટકાવીશ, મિત્રમનની સહાય લઈશ, પિતાજીની મદદ લઇશ; મ્હારી જોડે થાય કે ન થાય પણ આ પાત્ર સાથે તો હવે નહીંજ થવા દઉં;" એમ મનમાં બોલતો હતો.

"વિપિનભાઈ, ઘેર જઈને શું કહીશું?"

"બધું દીઠું તે."

"તમે પણ મ્હારે ત્યાંજ ચલોની?"

"કેમ, તમે કહેશો તેનો ભરોસો નહીં પડે કે ચાતુરિકાને માઠું લાગશે તેની ધાસ્તી છે?"

"તે તો ક્યારની સુઈ ગઇ હશે.?"

"પણ, ઉંઘ નહીં આવી હોય તો?"

ઘેર પહોંચ્યા ને જોયું કે બધાં જાગતાં હતાં અને 'બિઝિક* રમતાં હતાં. માજી કોચપર અમથાં પડયાં હતાં. શિશિરની સામે તેનો પિતા હતો. બીજી તરફ સાસુવહુ હતાં. શિશિરની તબીઅત અહીં આવ્યા પછી સુધરી હતી. તેની બાજી જીતપર હોવાથી તે જરા તાનમાં હતી તેથી ખુરસીપરથી ઉઠી સામી લેવા આવી ને પૂછ્યું "કેમ ભાઈ પાછા ફર્યા? ટિકિટ ન મળી કે નાટક બંધ રહ્યું? તમે આટલી આટલી દોડધામ કરી ને બરાબર ખાધુંપીધું પણ નહીં, તેની પણ કોઈએ દરકાર ન કરી? હા, હા, કોઈની જોડે લઢી પડ્યા હશો તેથી ઉઠાડી મૂક્યા હશે. આવો, હવે જરા બાને દાવ બતાવો." "એક પંથ ને દો કાજ," ધીરેથી ભાઈને કાનમાં કહ્યું.

---

*પાનાની એક રમત.

બિરિજચંદ્ર—"કેમ ટીખળી, હવે એને બેસવા દઈશ કે નહીં? આવો વિપિનભાઈ બેસો."

ચાતુરિકા ખુરસીપરથી ઉઠી અને વિપિનને ખુરસી આપી, પોતે બીજી લઈ આવી. શિશિરની ખુરસીપર મિત્રમન ગોઠવાયો.

મિત્રમન—"તમે રાખી લો પછી બધી વાત કરીશું. અમારી વાત એવી છે કે બન્ને વિષયપર તમારાથી લક્ષ અપાશે નહીં."

બાજી રમાઇ રહી, જીતનાર જીત્યું ને મિત્રમનને, શિશિર તથા ચાતુરિકા ત્યાં હાજર હોવાથી, કેવી રીતે વાત ગોઠવવી તેનો વિચાર કરવા પૂરતો વખત મળ્યો. નસીબને કરવે એટલું સારૂં હતું કે રંગરાવ નાટકમાં આવનાર છે તેની તેણે કોઇને ખબર નહોતી કરી. વિપિનના એક જૂના સ્નેહી જોડે અમારે નાટક જોવા જવાનું હતું એમ શરૂઆત કરી સવિસ્તાર વાત કહી.

ભોળાં મુદ્રિકા અને ચાતુરિકાએ પૂછ્યું "ભાઈ સાવકા હતા કે સગા?"

"સગા, સાત પાણીએ ધોયલા."

એ બન્નેની અજાયબી માઈ નહીં. બિરિજચંદ્રને અને એની માતાને કંઇ બહુ નવાઇ જેવું લાગ્યું નહીં, કેમકે એવા ખેલ તેમણે ઘણીવાય જોયા હતા. શિશિરને પરણાવવા અધીરાં બનેલાં તથા પોતે મરે તે પહેલાં પુત્રીનાં લગ્ન થઇ જાય એવી ઇચ્છા રાખનારાં માજીથી પુછાઈ જવાયું કે "નાનો ભાઇ પરણેલો છે કે કુંવારો? બિચારી તેની વહુની શી દશા થશે?"

"શિશિરની દશા તે તેની દશા" એમ મિત્રમન બોલવા જતો હતો પણ અટક્યો. "વિપિનભાઇના કહેવા પ્રમાણે તો તે પરણ્યો નથી પણ એક રત્ન જોડે તેનો વિવાહ થયો છે ખરો."

"શિવ, શિવ, ત્યારે તેના તો ભોગજ મળ્યા તો. ન્યાતમાં બીજો કોઈ નહીં મળતો હોય," માજીએ કહ્યું.

"ના ના, એના કરતાં ઘણોજ સારો ને કન્યાને લાયક તેમજ ગમતો વર તો છે પણ તેના વડિલોનો વિવાહ તોડવા વિચાર નથી."

આ વાક્ય બોલાયું ને "એવું તે કોણ મૂર્ખ હશે?" એમ કેટલાંક મનમાં બોલ્યાં, માજી મોટેથી બોલ્યાં તે કંઇક સંભળાયું, કંઇક હવામાં ઉડી ગયું અને શિશિર ખુરસી સાથે ફડાક કરતી જમીનપર પડી ને લવી:—

"મૃત્યુને વશ આ કલા થઈ ગઈ! હું એ બની મૃત્યુની!
આ સંસાર અસાર છે! અહહહા! એ શીખ આજે મળી!
વ્હાલાં હાય અરે અરે! જગતમાં વ્હાલાં ઉરે ચીરતાં!
ભૂલોનીજ પરમ્પરા જગત આ, એવું દિસે છે! પિતા!"*

---

## પ્રકરણ ૩૦.

---

### પાછા નૂતનપુરમાં.

"ભુલે વિવેકી જન કો વિવેક, ચઢે કુમાર્ગે તજીને સુટેક;
જુવે ન સુણે, ગઈ સર્વ શુદ્ધિ, વિનાશકાળે વિપરીત બુદ્ધિ."

(રણછોડભાઇ.)

વિરિંચિલાલ બંગલે ગયો પણ રાઇટ સાહેબ કેમ્પમાં નહોતા. એની અધીરાઇનો પાર નહોતો. એનું ચિત્ત સ્વસ્થ નહોતું. હજાર તર્કો કરતો હતો, અનેક ફેરવતો હતો. કોઇકિ વાર દાંત પીસતો હતો. હા, એમ ઠીક પડશે એમ વિચાર આવવાથી મનમાં મલકાતો હતો ને વળી પાછો તેમાં કાંઈ વાંધો માલૂમ પડયાથી દિલગીર થતો હતો. અંતઃપુરમાં સ્ત્રીની વાટ જોઈ બેઠેલા પ્રેમી પુરુષ કરતાં રાઇટ સાહેબને મળવા તે વધારે ઉત્સુક હતો. રાઇટ સાહેબની ગાડીનો અવાજ સંભળાયો ને ઓટલા પરથી કુદી દરવાજા આગળ તેને મળવા ગયો. કંઈ ખાનગી વાત કરવી છે એમ કહી તેમને બાગમાં લઈ ગયો. બન્ને બહુ પાસે પાસે બેઠા ને વિરિંચિલાલે મનનો ઉભરો બહાર કાઢ્યો. પોતાનો વિચાર કેવી રીતનો છે તે સમજાવી દીધું.

રાઇટને તે પસંદ પડયું નહીં. થોડીકવાર તે સ્વસ્થ બેઠો. વિરિંચિલાલ એકાદબેવાર નવી સૂચના આપવા જતો હતો પણ તેને તેણે અટકાવ્યો. દસેક મિનિટ વિચાર કરી રાઇટ એકદમ ઉભો થઈ ગયો. તેમ વિરિંચિલાલને હાથ આપ્યો, જરાક કુદયો, બે હાથ સાથે બીડી દીધા, છુટા કરી જાંગપર અફાળ્યા અને બોલ્યો "Mr. Virinchilal, I have caught the mark. I am very

---

*કૈસરી.

glad, I'm very glad, I'm very glad. * એ ખુશાલી પ્રદર્શિત કરવા જાણે ચિરુટ પીવાની જરૂર હોય તેમ ગજવામાંથી પહેલી તે કાઢી, સળગાવી. ચિરુટ મોંમાં રાખી, એક બાજુએથી ધુમાડો કાઢી, વિરિંચિલાલને પોતાનો વિચાર જાહેર કીધો. તે સાંભળી તેનો હર્ષ માયો નહીં. મન સાથે બોલ્યો 'ખરેખર આની વિદ્યાને કોઈ પહોંચે નહીં. મેં કેટલાં ફાંફાં માર્યાં, હું કેટલો અકળાયો, પણ મને ઈલાજ સુઝ્યો નહીં ને આણે દસ મિનિટમાં કેવો સારો ઈલાજ શોધી કાઢ્યો! રાણાને કહેવાનું કે કુંવરના લાભને માટે, એની ચતુરાઈ વધે, એની બુદ્ધિ ખીલે, અનુભવ પણ સારો મળે માટે આમ કરવાની જરૂર છે. મન તો મ્હારૂં અને રાઇટ સાહેબનું સારી રીતે સમજે છે કે અમને તેની કેટલી દરકાર છે. પણ આ તો એક પંથને દો કાજ. આપણો માર્ગ મોકળો થશે. આપણને કોઈ પૂછનાર નહીં. આપણી રીતભાત પર વહેમની દૃષ્ટિથી જોનાર નહીં. ત્યાં ગયો ને ગમે તેમ લપટાયો તો નિરાંત. અહીં એના શોખ પૂરા પાડશે કે આપણને ખાલી સંતાપ આપશે? એને મનગમતું કરી આપશું એટણે આપણો તાબેદાર થઇ રહેશે."

રાઇટની સાથે બીજી કેટલીક વાતચિત કરી વિરિંચિલાલ શહેરમાં પાછો વળ્યો.

બીજે દીવસે વિરિંચિલાલ રાણા કને ગયો ને કુંવરના લાભની ઘણી વાતો કરી, કુંવરને શિક્ષણ લેવા, રાજ્યકુનેહ શીખી લાવવા ઈંગ્લાંડ મોકલવા વિચાર જણાવ્યો.

રાણાને ગળે વાત ઉતરતાં વાર ન લાગી. વિરિંચિલાલ ગયો ને રાણીને આ વાત કહી. રાણીને એ વાત પસંદ પડી નહીં કારણ કે પોતાના એકના એક પુત્રને ગમે ત્યાં મોકલવા તે રાજી નહોતી. રાણો રાજ્ય બાબત બેદરકાર રહે છે તેની રાણીને ખબર હતી. આમ અનેક કારણોને લીધે તેણે ના કહી પણ રાણો તેનું સાંભળે એમ નહોતું. કુંવરને કાને વાત આવી અને તેં છંછેડાયો.

"બન્ને જણે મસલત કરી ગત તો ઠીક ચલાવી છે. એમને ખબર નથી કે સામો વીરકુમાર છે. હું પણ રજપુત બચ્ચો ખરો. ક્યારે કે એમનેજ ફાંસામાં લાવું. રાણાને ઠગી શક્યા પણ મને છેતરવો ભારી પડશે. પિતાજી કદાચ હઠ લેશે, મને રાજપાટ ત્યજવા હુકમ કરશે તો ખેર, એમનો આ હુકમ માથે નહીં ચઢાવું. પિતામહ

---

† વિરિંચિલાલ, મને રસ્તો જડી આવ્યો. મને ઘણોજ આનંદ થાય છે.

એ બાબત કેવા વિચાર દર્શાવી ગયા છે? એ પુસ્તક તરફ પિતાજી બિલકુલ ધ્યાન પણ આપતા નથી. દરેક નાનીથી મોટી રાજ્યની બાબતપર તેમણે અભિપ્રાય આપ્યો છે. વિરિંચિલાલને નોકરીમાં રાખતી વખતે બિરિજચંદ્રજીએ એ પુસ્તકમાં લખેલા કેટલાક સિદ્ધાંતોનું સ્મરણ કરાવેલું પણ પિતાજીએ તે વાત લક્ષમાં લીધી નહીં. પરિણામે એ માણસ મનધાર્યું કર્યો જાય છે. આટલો મ્હારો પણ સહેજસાજ ડર હશે તો તે પણ હવે એમને ગમતો નથી. હવે જ્યાં ત્યાંથી દૂર કરવાની આ પેરવી છે. મ્હારા લાભાલાભની એમને કેટલી દરકાર છે તેથી હું અજાણ્યો નથી. પિતામહ તો બુદ્ધિના પ્રતાપે, થોડુંઘણું અનુભવમાં જોયાથી, આ વિષય પર લખી ગયા છે પણ હું તો જોઇએ તેટલા દાખલા પ્રત્યક્ષ જોઉં છું. એમનો દરેક શબ્દ એ બાબતમા ખરો પડયો છે. આવા માણસો જોડે કામ પાડવામાં મ્હારે હિંદનાજ અનુભવની જરૂર છે, તેનીજ રાજ્યકુનેહ જાણવાની અગત્ય છે. પિતાજીને ચોકખી ના પાડવામાં મ્હારો અર્થ સંધાશે નહીં. એવો જવાબ દેવો કે જેથી એઓ જાતેજ વિચારમાં પડે," ગુસ્સાના આવેશમાં કુંવર બબડયો.

કુંવરને રાણાનું તેડું આવ્યું ને કુંવર રાણા કને ગયો.

"કુંવર, શા વિચારમાં છો?"

"રાજ્યપુત્રને પ્રજાનોજ વિચાર."

"કેમ પ્રજા સુખી છે કે નહીં?"

"વિરિંચિલાલ જેવા બુદ્ધિશાળી ને નિમકહલાલ દિવાન હોય ત્યાં પૂછવાનુંજ ક્યાં રહ્યું?"

"ખરેખર, એના તે હું કેટલા ગુણ ગાઉં? કુંવર, આજે એમણે મને એક બહુ સારી સૂચના કરી છે. અન્ય દેશની રાજ્યનીતિ જાણવા, ત્યાંની પ્રજાનું હૃદય સમજવા, તેના હકો જાણવા તમને ઇંગ્લાંડ મોકલવા વિચાર છે."

"પિતાજી, પોતાની પ્રજાનુંજ હૃદય પારખવું પ્રથમ જરૂરનું છે."

"એના જેવા ચતુર દિવાનના શિક્ષણ તળે તે અઘરૂં નહીં પડે."

"એઓ મ્હારી સાથે હોય તો ઇંગ્લાંડમાં પણ મ્હારૂં કામ સહેલું થઈ પડે. વળી મને મોકલવા આપ નક્કી કરો તે પહેલાં સરદારોની 'કાઉન્સિલ' માં એ વાત મૂકવાની જરૂર છે તેમની કાઉન્સિલ

આપે બોલાવી નથી તેથી તેઓ ઘણા ગુસ્સે છે. એ સરદારો આપણાં રાજ્યનાં અંગ છે, આ બાબતપર તેમનો અભિપ્રાય લેવાની જરૂર છે. તેમની મરજી રાખવામાંજ આપણું હિત સમાયલું છે. આપ જેમ કહો તેમ કરવા હું બંધાયલો છું."

સ્વપ્નમાં માણસ એકદમ ચમકી ઉઠે તેમ રાણાને થયું. સરદારોનું નામ સાંભળી તે વિચારમાં પડયો. પહેલાંની માફક તેઓ રાણાને વારંવાર મળતા નહીં. રાજ્ય તરફથી દરબાર ભરાતો ત્યારે પણ કંઈ સબળ બહાનું કાઢી થોડાઘણા ગેરહાજર રહેતા. મુખ્ય સરદાર તો નૂતનપુરથી થોડા ગાઉ દૂરજ રહેતો. આવા પ્રસંગ વખતે ખાસ કરીને તેથી પણ દૂર વાસ કરતો.

સરદારોને આમંત્રણ કરવા તેણે કુંવરને સૂચના કરી. કહ્યા મુજબ કરી, કુંવર ફરવાને બહાને મુખ્ય સરદારના ભવન તરફ ગયો. વિજયસિંહને કુંવર આવ્યાની રણશીંગડાને લીધે ખબર પડયાથી તે દરવાજા લગણ સામો આવ્યો ને બોલ્યો "કુંવર, આજ તો અમારા નસીબ ઉઘડી ગયાં."

વિજયસિંહ વયે વૃદ્ધ હતો, રાજ્યનો જમણો હાથ હતો. રાણાના વંશમાં કોઈ હક્કદાર ન હોય તો તેનો તથા તેના વંશજોનો ગાદીપર પ્રથમ હક્ક હતો. તેના દરેક અવયવમાં રજપુતનું લોહી ફરતું હતું. શૂરવીર પણ તેવોજ હતો. નાનપણમાં સુજનસિંહ રાણાની દેખરેખ તળે ઉછર્યો હતો. વિજયસિંહ અને મનોજકુમાર બાળસ્નેહી હતા, જોકે મનોજકુમાર કરતાં તે પાંચેક વર્ષે મોટો હતો. નવા રાણાની બેદરકારીને લીધે રાજ્ય મહેલમાં તેનું આવવું ક્વચિતજ થતું. વીરકુમાર તેને વારંવાર મળતો, તેની સલાહ લેતો. 'કાઉન્સિલ' મળવાની છે તેને સંબોધીને 'ભાગ્ય ઉઘડી ગયાં' એમ વિજયસિંહ બોલ્યા એમ સમજીને કુંવરે પૂછ્યું,

"તમે આવશો કેની"?

"અમારી ફરજ છે બાકી આટલા દિવસો થયાં સણાએ અમને સંભાર્યા નથી તેથી ઓછું બહુ આવે છે."

"આજે પણ મ્હારી વિનતિને લીધે આ પરિણામ આવ્યું છે. રાણાનો દોષ નથી. વિરિંચિલાલ આવ્યો ત્યારનો એમના સ્વભાવમાં છેકજ ફેરફાર થઈ ગયો છે. કોણ જાણે એનામાં એવું શું જાદુ છે!"

"શા કારણસર કાલે અમારે ભેગાં થવાનું છે?"

"વિરિંચિલાલે, મને ઇંગ્લાંડ મોકલવા રાણાને સમજાવ્યું છે."

"વિજયસિંહ ઊછળ્યો. "ને તમે શું જવા રાજી છો ?"

"મ્હારૂં હૃદય તમે નહીં પારખો ત્યારે કામનું શું ?

રાણાજીએ આ શું માંડયું છે ? વડિલ જેજે માર્ગ બતાવી ગયા છે તેથી વિપરીત દિશાજ પસંદ કરવા માંડી છે. બીજા રાજ્યોના દૃષ્ટાંત એમને કાને આવતાં નહિં હોય ? ત્યાં જઈ આવી જેમનો તેમ રહ્યો એવો સોમાંથી એક. અને તમે તો હજી યુવાન છો. ઉમર પણ પૂરી પાકી થઈ નથી. જોઉં તો ખરો કાલે શું થાય છે તે !"

બીજે દિવસે 'કાઉન્સિલ' મળી. સોળે સભાસદો ભેગા થયા. સૌ સૌને સ્થાને બેઠા અને રાણો મનોજકુમાર કુંવર સાથે 'કાઉન્સિલ'નાં મંડપમાં દાખલ થયો.

રાણાએ કુંવરને ઇંગ્લાંડ મોકલવાની વાત છેડી અને વિજયસિંહ ઊભો થયો. તેનું મોં આજે લાલચોળ થઈ ગયું હતું, આંખમાંથી અગ્નિ વરસતો હતો. રાણા તથા સરદારો તરફ નજર કરીને બોલ્યો "રાજ્યમાં જેજે અંધેર ચાલ્યું તેના આજ લગણ અમે આંખ આડા કાન કર્યા છે. વિરિંચિલાલને દિવાનપદ આપવામાં આવ્યું ત્યારથી રાજ્યની, પ્રજાની શી દશા થઈ છે તેના પર બિલકુલ લક્ષ અપાયું નથી. અમારી સંમતિ તેને દિવાનપદ અપાયું તે વખતે બિલકુલ લેવામાં નથી આવી તેતો જાણે ભલે. આજ કેટલો વખત થયાં કોઈ પણ અગત્યની બાબતમાં અમારી સલાહ લેવામાં નથી આવી. અમારી સલાહ વગર રાજ્યનો બંદોબસ્ત સારો ચાલતો હોય તો અમારે બોલવા જેવું કંઈ છે નહિ. રાજ્યનું જોખમ રાણાને શિર છે. રાજ્યનું દરેક ખાતું લાંચીઉં થઈ ગયું છે. હલકામાં હલકો નોકર ફાવે છે તેમ આબરૂદાર માણસોને સતાવતાં ડરતો નથી. તેની ફરિયાદ થાય છે તો કોઈ સાભળતું નથી. વગર વાંકે કેટલાકને વગર ભાડાની કોટડીમાં મોકલવામાં આવે છે. પાછળથી તે બિનગુનેહગાર માલૂમ પડે છે તો તેને વગરવાંકે શિક્ષા કરનારને શા વાસ્તે શિક્ષા નથી થતી ? બેંકનો હિસાબ તો છેકજ ગોટાળાથી ભરપૂર છે. રાણાજીએ જાતે તેમાં તપાસ કરવાની જરૂર છે. ઇંગ્લાંડ જવા બાબત કુંવરની પોતાની મરજી નથી. નરવીર રાણા સુજનસિંહની પણ એવીજ સૂચના છે. વિરિંચિલાલના કામકાજ બાબત અને બેંકના હિસાબ બાબત તપાસ કરવા જરૂર હોય તો રાણાજીને મદદ કરવા અમે તૈયાર છીએ. એ બાબત તપાસ કરવા રાણાજીની ઇચ્છા ન હોય તો અમે પરહદમાં જઈ વસીશું.

અમારી જાગીરનો ભોક્તા વિરિંચિલાલ થાઓ કે સ્પષ્ટ થાઓ તેની અમને પરવા નથી."

વિજયસિંહ વિનયપૂર્વક રાણાના પગ આગળ તલવાર મૂકવા જતો હતો. રાણાએ મને કે કમને તેમ કરતાં તેને અટકાવ્યો. બધા સરદારોનો મત વિરિંચિલાલ બાબત તપાસ કરવા તથા કુંવરને ઈંગ્લાંડ ન મોકલવાનો જાણી રાણાને પોતાનો મત હાલ તુરત ફેરવવો પડયો, જોકે વિરિંચિલાલની વફાદારી બાબત તેને શંકા નહોતી. રાણાએ તેની તપાસ કરવા સરદારોની મદદ માગી, વિજયસિંહે થોડાક વખત વાસ્તે કેટલાક હક્ક રાણા પાસે માગી લીધા. રાણો તે હક્ક આપી મંડપમાંથી બહાર નીકળ્યો. કુંવર સાથે વાતચિત કરી, જોઇતાં સાધન તૈયાર કરી વિજયસિંહ સાથે કુંવર થોડાંક માણસો લઈ વિરિંચિલાલના ઘર તરફ વળ્યાં. બેંક આગળ થોડાં માણસ બેસાડી દીધાં. વિરિંચિલાલના ઘરની આસપાસ પહેરો મૂકી દીધો. કુંવર નીચેજ રહ્યો, વિજયસિંહ ઉપર ગયો. ઘરમાંથી ચલ્લું પણ બહાર ના નીકળે એ બાબત ખાસ નજર રાખવાની હતી. 'રેસિડન્સી' જોડે તકરારમાં ન ઉતરાય તો સારૂં એવી વિજયસિંહની ઇચ્છા હતી. જોકે પ્રસંગ આવે તેમ કરવાને તે તૈયાર હતો.

વિજયસિંહને લેવા વિરિંચિલાલ સામે આવ્યો.

"કેમ આજે તમારે પણ નાણાંની જરૂર પડી કે શું ?" નીચે પહેરો બેઠો હતો તેની ખબર ન હોવાથી વિરિંચિલાલે પૂછ્યું. "તમે તો અમારા મુરબ્બી છો એટલે તમને કંઈ ના કહેવાશે ? જરૂર હોય તો એકાંતમાં વાતચિત કરીએ."

વિરિંચિલાલને આવા પ્રસંગ ઘણી વાર આવતા, તેણે એક ખાસ એકાંત ઓરડો રાખ્યો હતો ત્યાં એને નજરાણાં તરીકે સારી રકમ ઘણુંખરૂં મળતી. વિજયસિંહ મનમાં બોલ્યો, "શું ગર્વ ચઢી ગયો છે ! જાણે રાણાની બેંક તે એની પોતાનીજ થઈ ગઈ. એ નાણાં ધીરશે અને મ્હારો શુકરવાર વળશે !"

"નાણાંની હાલતુરત તો જરૂર નથી અને જરૂર પડશે તો તમે ક્યાં આઘા છો ?" આઘા જવા માગતા હો તોપણ તમને હવે કોણ છોડે એમ છે એમ મનમાં વિચારી આવ્યો.

"ત્યારે શા કારણસર મ્હારૂં ગરીબનું ઘર પાવન કીધું ?"

"આ શું બોલો છો ? તમને ગરીબ કોણ કહી શકે ? રાણાની

મ્હેરબાનીને લીધે અને આ રાજ્યના પ્રતાપે તમે તો દ્રવ્યવાન્ થઈ ગયા છો."

"બધાની મ્હારાપર રહેમનજર છે."

"સારૂં માણસ હોય તે સૌને વહાલું લાગે. રાઇટ સાહેબ મજામાં છે કેની?"

"હા. એઓ મ્હારાપર બહુ મમતા રાખે છે, રાજ્યબાબત પર પણ સારૂં લક્ષ આપે છે."

"હું એમને ક્યાં નથી ઓળખતો? એમને લીધે આપણને ઘણો લાભ છે. પરમાર્થી પણ તેવાજ છે. દિવાનજી બીજી શી નવાજૂની છે?"

"કુંવરને શિક્ષણ આપવા ઈંગ્લાંડ મોકલવા રાણાજીનો વિચાર છે."

"મ્હારા જાણ્યા પ્રમાણે એ વિચાર તમેજ સુઝાડયો છે."

"હાજી, મને એવી ઇચ્છા ખરી કે કુંવરને એ અમૂલ્ય લાભ મળે તો સારૂં."

"તમે તો હમેશ રાજ્યનાં સારાંમાંજ રાજી છો એટલે એમ ઇચ્છા રાખો તેમાં શી નવાઇ?"

વિજયસિંહને વિરિંચિલાલ જોડે વાત કરવામાં ગમ્મત પડતી હતી. જે કામે તે આવ્યો હતો તેમાં હવે ઉતાવળ કરવાની જરૂર નહોતી. વિરિંચિલાલ જવાબ આપ્યો જતો હતો છતાં મનમાં ગભરાતો હતો. વિજયસિંહ શા કારણસર એને ઘેર આવ્યો હતો તેની એને સમજ પડતી નહોતી. વળી તે એવી રીતે વાત કરતો હતો કે એને વહેમ આવતો હતો.

એના મનનો વહેમ દૂર કરવા વિજયસિંહે રાણાનો હુકમ એને બતલાવ્યો અને કહ્યું કે "તમે નજરકેદ છો. તમારા ઘરમાંથી કંઈ પણ વસ્તુ, કોઈ પણ આદમી બહાર નીકળવા પ્રયાસ કરશે, તમારા કોઈની પણ હીલચાલ બાબત જરા પણ વહેમનું કારણ મળશે તો તેના શિરને વાસ્તે અમે જોખમદાર નથી. તમારે પોતાને તો એક પણ ડગલું મ્હારી રજા વગર ભરવાનું નથી."

વિરિંચિલાલ વિસ્મય પામ્યો. નબળોપોચો માણસ સામે હોત તો સામો પણ થતે. વિજયસિંહ આગળ ચાસ ચસાય એમ નહોતું.

"આમ કરવાનું કારણ શું?" તેણે સવાલ કર્યો.

"કારણ સબળ છે, ઘણાં છે, વખત આવે જણાશે." પોતાના બે વિશ્વાસુ અને કદાવર માણસોને બોલાવી, વિરિંચિલાલ પર બરાબર દેખરેખ રાખવાનું કહી. કોઈની જોડે પણ વાત કરવા દેવાની સખ્ત મના કરી, વિજયસિંહ એના ખાનગી મસલત કરવાના ઓરડામાં ગયો. બીજાં માણસોપર પણ જાપ્તો રખાયો. સ્ત્રીવર્ગ જ્યાં હતો ત્યાં વિજયસિંહ ગયો નહીં, પોતાનું માણસ પણ કોઇ મોકલ્યું નહીં. માત્ર એ ઘરનાજ માણસ મારફત ત્યાં ખબર કરાવી કે 'તમારે બધાએ એ સ્થાનમાંથી રજા વગર ખસવું નહીં. આ હુકમનો અનાદર નહીં કરો તો તમારા માર્ગમાં કોઈ આડે આવશે નહીં.'

વિરિંચિલાલની ખટપટમાં ઘરની સ્ત્રીઓનો પણ ભાગ હશે એમ ધારવાનું કંઇ કારણ મળ્યું નહોતું, કારણ મળ્યાં વગર સ્ત્રીઓ પર જુલમ કરવો, તેને ગભરાટમાં નાખવી એ રજપુતાઇનું, મનુષ્યનું લક્ષણ નહોતું. પોતાના માણસોને પણ વિજયસિંહે એ બાબત ચેતાવ્યાં હતાં. તેમાનું કોઈ પણ એ ભાગ તરફ જઈ શકતું નહીં.

હિસાબના કેટલાક કામના ચોપડાઓ કબજે કરી, વિજયસિંહ કુંવરને સાવચેત રહેવાનું સૂચવી, બેંક તરફ વળ્યો. પ્રજામાં ગભરાટ ફેલાયો હતો પણ તે જુદી તરેહનો હતો. ઘણો ભાગ આ બિનાથી ખુશ લાગતો હતો. રોમન સરદાર એક મોટી ફતેહ મેળવી પાછો ફરતો હોય અને તેનો જેવો સત્કાર થાય તેવો વિજયસિંહનો આજે થતો હતો. પ્રજા ચાલતા રાજ્યવહિવટથી કંટાળી ગઇ હતી અને તેને જે કોઇ તેમાંથી ઉગારી લે તેની દાસ થવા તત્પર હતો.

વિજયસિંહ બેંકમાં દાખલ થયો અને ત્યાંનાં દફતરો કબજે કર્યાં. કુંવરને છુટો કરવાની હવે અગત્ય હતી. જેટલી હકીકત કુંવર જાણતો હતો તેટલી વિજયસિંહને ખબર નહોતી. વિરિંચિલાલ પર દેખરેખ રાખવાને એનાં બે માણસ બસ હતાં. ઘરમાંથી બહાર કોઈ ન નીકળે એટલુંજ માત્ર જોવાનું હતું, મહત્વનું કામ કેટલુંક પતી ગયું હતું. પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટને એ કામ સોંપી કુંવરને તેણે સાથે લીધો. ભૂલ જરા પણ થવાથી નોકરી તથા જીંદગી બન્ને જોખમમાં આવશે એવી સુપ્રિન્ટેન્ડન્ટને સમજ આપવામાં આવી. દિવાનઑફિસનાં કેટલાંક દફતરો સાથે લીધાં. આ સંગ્રહ સાથે કુંવર તથા વિજયસિંહે મહેલમાં દાખલ થયા. રાજ્યમાં રડ્યાખડ્યા રહેલા સારા અમલદારોને ત્યાં બોલાવવામાં આવ્યા. બેંકમાં એક કુંવરનો વિશ્વાસુ

માણસ હતો તેને તેડાવવામાં આવ્યો. દિવાન ઑફિસના દફતરોમાંથી પરહદની તકરારોના સંબંધમાં પૈસો ઘણો ખરચાયો હતો પરંતુ ચૂકાદો આ રાજ્યના લાભમાં બિલકુલ ઉતર્યો નહોતો એટલું માલૂમ પડયું. બેંકના નાણાંની ધીરધાર કેટલાક એવા માણસોને થઇ હતી કે તે કોણ છે, ક્યાંના છે, વેપારી છે કે કોણ, તેની ત્યાં બેઠેલામાંના કોઇને ખબર નહોતી. એ ધીરેલી રકમનું વ્યાજ બેંકમાં ભરાયું નહોતું, કેટલીકવાર વિરિંચિલાલે બેંકને નામે વેપાર કર્યો હતો જેનાં ખોટનાં નાણાં બેંકમાંથી ચૂકતે કરી આપવામાં આવ્યાં હતાં. ફાયદાની રકમ તેને પોતાને ખાતે જમે કરવામાં આવી હતી. એના ખાનગી દફતરોમાં ઘણી રકમ નાની તેમજ મોટી જમે થયલી જોવામાં આવી. પરહદની તકરાર માટે રાજ્ય તરફથી ખરચાયલી રકમમાંનો અડધો ભાગ તેજ દિવસે એને ત્યાં જમે કરવામાં આવ્યો હતો. બાકીનું ક્યાં ગયું હશે તે બાબત ઝાઝી શંકા રહી નહીં.

બધાં દફતરો તપાસાઇ રહ્યાં અને ત્યાં હાજર રહેલો દરેક અમલદાર એકેકના સામું જોઇ રહ્યો. કુંવર તથા વિજયસિંહનો ક્રોધ માતો નહોતો. કુંવરનું ચાલતે તો વિરિંચિલાલને ફાંસીનીજ શિક્ષા કરતે. રાણાને ખબર કરવામાં આવી અને તે ત્યાં આવી પહોંચ્યો. ઉશ્કેરાયલા કુંવરે બધું ભોપાળું રજુ કરી દીધું, તે પિતા પાસે-રાણા પાસે ઉભો હતો તેનું તેને ભાન નહોતું. રાજ્યનાં નાણાં ઉચાપત થયાં તેના કરતાં પ્રજાને કેવી કેવી રીતે દુઃખ દીધું તેનો ખ્યાલ આવતાં તેનું મગજ ફરી જતું હતું. રાણાના મનની સ્થિતિ અત્યારે વિચિત્ર હતી કુંવર અકળાઇને બોલતો તે રાણો થોડું સાંભળતો, થોડું નહીં. વિરિંચિલાલ આવો માણસ હશે એ તેના ખ્યાલમાં ઉતર્યું નહીં. રાજ્યમાં છેક અંધેર ચાલ્યું અને પોતે છેક બેદરકાર રહ્યો એ વિચાર પણ મનમાં સ્ફુરતો હતો તેની તરફથી કંઇ ઉત્તર મળ્યો નહીં એટલે કુંવરે પૂછ્યું, "પિતાજી, હજી શો વિચાર કરવો બાકી છે? પ્રજાને દુઃખ દેનાર રાજ્યનો સિપાઇ હોય કે દિવાન હોય, ગમે તે હોય પણ તે સખ્ત શિક્ષાને પાત્ર છે. ખરૂં જોતાં અમચુ સિપાઇ કરતાં તે વધારે ગુનેહગાર છે.

"કુંવર, જરા ધીરો પડ. આમ ઉશ્કેરાઇ ન જા એવું અણઘટતું પગલું આપણને ન છાજે. એ શું કહેવા માંગે છે તે આપણે સાંભળવું જોઇએ. એને સાંભળ્યા પહેલાં, એની પૂરેપૂરી તપાસ કર્યા પહેલાં એને

ગુનેહગાર ગણી આપણે વર્તન ચલાવી શકીએ નહીં. વિજયસિંહજી તમે તસ્દી લઈ એને બંધ ગાડીમાં સાથે તેડી લાવો."

વિજયસિંહની ગાડી એક તરફ ગઈ અને સામી બાજુએથી એક બીજી ગાડી આવી પહોંચી અને મહેલ આગળ અટકી, અંદર બેઠેલા માણસે રાણાને તેના આવવાથી ખબર કરવા, સિપાઇને સૂચના કરી. હજુરીઆએ આવી રાણાને ખબર કરી કે રાઈટ સાહેબ આવ્યા છે.

વીરકુમાર—"પિતાજી, એને કહેવડાવો કે ખાનગી મસલત કરવાની અત્યારે મ્હારી તબીઅત નથી."

રાણો અંદરની વાત બધી સમજ્યો હતો, છતાં આમ કરવા રાજી નહોતો.

"એની જોડે જ્યાં સંવાદ કરવો હોય ત્યાં મ્હારે હાજર રહેવું જરૂરનું છે."

"તો ભલે, તમે પણ ચાલો. પણ જરા મન કાબુમાં રાખજો."

રાઇટને કુંવરની હાજરી પસંદ :પડી નહીં પણ તેનાથી કંઈ બોલાયું નહીં. કદાચ રાણો તેને દૂર કરવા ઈચ્છા ન બતાવે તો પોતાનું અપમાન થાય. રાઇટ થોડુંઘણું બોલ્યો તે થોડીવાર તો કુંવરે સાભળ્યાં કર્યું. રાણાએ તેનો ઉત્તર આપ્યો હોત તો કુંવરને બોલવાનો વખત ન આવત. પણ તેણે મૌન ધારણ કર્યું તેથી કુંવર બોલી ઉઠયો. બન્ને જણ વચ્ચે સખ્ત ટપાટપી થઈ. રાઈટ અંતે બહુજ અકળાયો ત્યારે તેણે કુંવરને કહ્યું કે આ તમારી રીતભાતનું પરિણામ તમારે સોસવું પડશે.

આ શબ્દો કાને પડતાંજ કુંવરનો મિજાજ જતો રહ્યો, અને તેણે કહ્યું, "પરિણામ શું આવે છે તે જોઉં છું: આ બાબતમાં તમારો કેટલો હાથ છે તે અમને અજાણ્યું નથી."

રાઇટ પણ એ બાબતથી અજાણ્યો નહોતો, કુંવર સબળ કારણ વગર બોલતો નહીં હોય એમ સમજી તેણે બાજી ફેરવી નાખી ને રાજ્યનાજ લાભને માટે, તેની ફજેતી થતી અટકે તે માટે, સખ્ત પગલાં ન લેવા રાણાને સૂચવી ચાલતો થયો.

રાઈટ ગયો ને કુંવર મનમાં બોલ્યો, "રાજ્ય જાય તો ભલે, પણ આના જેવા અધિકારીને શિક્ષણ તો એવું સારૂં આપું કે ખોજ ભૂલી જાય. સરકારે એમને વિશ્વાસુ માણસ સમજી રોકયા તેનો

ઉપયોગ તો સારો કરે છે. આપણા દરેક હક્ક પર તરાપ મારવા તેમની નીમણુક કરી નથી. હિંદનો મુખ્ય અધિકારી વાઇસરૉય, તેના હાથ નીચે એક ઇલાકાના અધિકારી તરીકે ગવર્નર, ગવર્નર બધે ઠેકાણે લક્ષ આપી શકે નહીં માટે તેની તરફથી રેસિડન્ટ કે એજન્ટ કામ કરે. આપણા સાર્વભૌમ રાજ્યકર્તાની ત્રીજી પેઢીએ એજન્ટ, એ રેસિડન્ટ કે એજન્ટ. ગમે તેમ, પણ એ આખરે રાજ્યકર્ત્તાનો નોકર અને આપણે ખંડણી આપતા હોઇએ છતાં રાજ્યબંધુ. આપણે આપણું કામ કર્યા જતા હોઈએ તેમાં એને બોલવાનો હક્ક શો? વર્ષે દિવસે એમને એમનું મળે એટલે બસ. આપણી પ્રજા તરફથી કંઈ ફરિયાદ ન હોય તોપણ માથું ઘાલવાનું એમને પ્રયોજન શું? એ રેસિડન્ટ પોતાના હાથ નીચેના ચાર અમલદારને લઇને બેચાર દિવસ અન્ય સ્થળે ગયો હોય તો એનો અત્રે રહેલો કારકુન પણ આ પ્રમાણે તો રાણાને સતાવી શકે. રાણાને રાજાની ઉપમા ત્યારે કામની શી? આપણે તેના હક્ક પર તરાપ મારીએ છીએ તો મગજ બિલકુલ કાબુમાં રાખી શકતા નથી, છેકજ ભાન ભૂલી જાય છે તો આપણા હક્કપર તરાપ મારતાં તેમને આપણાથી અટકાવી શકાય નહીં એ કયા ઘરનો ઇનસાફ?"

વિજયસિંહ આવી પહોંચ્યા એવી ખબર મળવાથી કુંવરના વિચાર અટકી ગયા. રાણાએ કુંવરને રેસિડન્ટ જોડે ચલાવેલી વર્તણુક બાબતનુ અણસારો કર્યો નહીં. જાતે કુંવરની હિંમત પર ખુશ થયો. વિરિંચિલાલને બધાની સન્મુખ ઉભો રાખવામાં આવ્યો. પહેલાં તો તેણે ગુનાહનો એકરાર કર્યો નહીં. કુંવરે દાખલાદલીલ આપી ભોપાળું બહાર પાડ્યું ત્યારે તે મૂગો રહ્યો.

રાણો, કુંવર તથા વિજયસિંહને લઈને નજીકના દિવાનખાનામાં ગયો. વિરિંચિલાલ બાબત શું કરવું તે બાબત બન્નેનો અભિપ્રાય પુછ્યો. કુંવર તથા વિજયસિંહ તેને સખ્ત શિક્ષા કરવાની તરફેણમાં હતા, પરંતુ રાણાનો વિચાર તેમ નહોતો. બહુ વાત થયા પછી, છેવટે રાણાએ કુંવરને કહ્યું:—

**उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः ।**
**अपकारिषु यः साधुः स साधुः सद्भिरुच्यते॥***

"કુંવર, વિજયસિંહ, ઉઠો. મ્હારો નિશ્ચય થઇ ગયો."

વિરિંચિલાલ, તમારી પરીક્ષા કરવામાં હું છેતરાયો. મ્હારા

---

* ઉપકારીને ઉપર ઉપકાર એતો સહજ છે, આપણા ઉપર અપકાર કરે તેના પર ઉપકાર કરવામાં ખરેખરું સાધુત્વ છે.

સંપૂર્ણ વિશ્વાસનો તમે તદ્દન દુરૂપયોગ કર્યો, મ્હારી રાંકડી પ્રજાને સતાવવામાં તમે બાકી નથી રાખી. તમે તમારા દેશબંધુઓ ઉપર જુલમ કરતાં જરા પણ ખંચાયા નહીં, ડર્યા નહીં, તેનો બદલો તમને પ્રભુની અદાલતમાં મળશે. મ્હારી અદાલતમાં તમને જેટલી શિક્ષા કરૂં તેટલી ઓછી છે. આપણી પ્રજાને આપણે સંતાપ આપીએ તો પછી પારકા પાસે શી આશા રાખવી? એ આશા નહી પણ મૂર્ખતા. નૂતનપુરની હદ છોડી જવાનો તમને હુકમ કરૂં છું. પૈસોટકો કે જરઝવેરાત તમારી સાથે બિલકુલ લેવાનું નથી. તમને તથા તમારા કુટુંબને અહીંથી તમારે દેશ મોકલવા, વિજયસિંહને સોપું છું. તેઓ જે સાથે લેવાની હા કહે તે સિવાય કંઈ પણ તમારી સાથે રાખવાનું નથી, ચોવીસ કલાકમાં નૂતનપુરની હદ છોડી જવું. તમારૂં મોં ફરી જોવા હું રાજી નથી. કુંવર, તમે મ્હારી સાથે ચલો મ્હારે તમારૂં કામ છે. વિજયસિંહ, તમે આ બાબત બંદોબસ્ત કરજો" એમ કહી રાણો કુંવર સાથે દિવાનખાનામાંથી ચાલ્યો ગયો.



## પ્રકરણ ૩૧

### પ્રાયશ્ચિત.

"કહે "ચાહું છું" ને જગત સઘળું સત્ય બનશે,
હજારો જન્મોની મુજ હૃદય આશાય ઘડશે,
કહે "ના ચાહું છું" કુદરત પછી જોઈશ નહીં,
ઉખેડી સૌ અંધા નયન મુજ હું ફોડીશ પછી." (કલાપી.)

શિશિરને પાણી છાંટી, દવા સુંઘાડી સ્વસ્થ કરવામાં આવી. તાણમાં પણ તેણે લવારી કરી હતી તેનો પૂરેપૂરો અર્થ વિપિન તથા મિત્રમન બે જણાજ સમજ્યા. થોડીક વાર પછી સર્વ મંડળ ઉઠ્યું. બિરજિચંદ્રના ઘરમાં સુવાની તૈયારી થઈ. મિત્રમન તથા વિપિનની પથારી આજે એકજ જગ્યાએ થઈ.

બન્ને મિત્રો એકલા પડ્યા ને મિત્રમન બોલી ઉઠ્યો, ".વિપિનભાઈ, ગમે તેમ થાય પણ હવે બ્હેનનો સંબંધ ત્યાં તો નહીંજ થવા દઉં. તમારા પર એનો કેવો પ્રેમ છે તે તો હું સમજી શકતો નથી, પરંતુ એટલું તો નક્કીજ કે તમારી જોડે એ સુખી થશે અને ત્યાં

જઈ દુઃખે મરી જશે. મ્હારા મનથી તો મેં ગાંઠ બાંધીજ મૂકી છે કે મોહનલાલનું મ્હારા ઘરમાં નામ નહીં."

અત્યાર લગણ શિશિર એને ચાહ્ય છે એમ માની લેનારા વિપિનને આ શંકાથી બહુ દુઃખ થયું. મિત્રમને તેનું જુદુંજ કારણ કલ્પ્યું અને તેને આશ્વાસન આપ્યું. વિપિને રાત જેમતેમ પસાર કરી. શિશિર તેને ચહાતી હશે કે નહીં એ વિચારે તેનું મસ્તક ભમાવી દીધું. સવારની પહોરમાં વિપિન વહેલો ઉઠી દંતધાવન કરવા બેઠો. શિશિર પણ ત્યાં આવી બેઠી. નૂતનપુર છોડયા પછી છુટથી વાત કરવાને આજે તેમને પ્રથમ પ્રસંગ મળ્યો.

"કેમ, અત્યારે તબીઅત કેમ છે?"

"સારી છે. જરા હાડકાં દુઃખે છે."

"આ રોગને અટકાવવા પ્રથમથીજ ચાંપતા ઉપાયો લેજો. મૂળ જો ઉંડું નંખાયું તો પાછળથી ભારી પડશે."

"તમારી આંખ કેમ રાતી દેખાય છે? બરાબર ઉંઘ નહોતી આવી કે શું?

"રાતે મોડો સુતો હતો અને મ્હારે એવું છે કે ઉંઘ એક વાર કથળી કે પછી ઝટ આવતી નથી. અનેક વિચારો આવ્યાં કરે છે."

"આજે તો ચાહ પીશો કે ની? સુસ્તી ઓછી થશે."

"એ ચાહથી શું વિશેષ છે? પછી જેવી ઇચ્છા."

બીજી પણ વિનોદવાર્તા થઈ. ધીરેધીરે ઘરનાં સઘળાં ઉઠયાં ને પરવારી કરી ને બધાં ચાહ પીવા બેઠાં. ચાહ પી રહ્યા પછી વિપિન પોતાને ઘેર ગયો.

બેત્રણ દિવસમાં રંગરાવના ઘરની ખરી હકીકત બહાર આવી. બિરિજચંદ્ર આ સમાચાર જાણી વિચારમાં પડયો. પુત્રીનો સંબંધ મોહનલાલ જોડે કરવાનું તેને પસંદ પડયું નહીં. માતાને આ વિચાર તેણે જણાવી દીધો. જૂના વિચારનાં માજીએ એ બાબત પૂરતી તપાસ કરી કામ કરવા કહ્યું. બિરિજચંદ્રે તે તપાસનું કામ માતાને સોંપી દીધું. ચકોર માજીએ વાતમાં ને વાતમાં ખરૂં શું છે તે ચાતુરિકા પાસેથી જાણી લીધું, માજી પણ એ સંબંધ તોડવાના વિચારપર આવ્યાં.

આ વિચાર સહેજ લંબાવવાનું એક સબળ કારણ મળી આવ્યું. નૂતનપુરથી એક તાર આવ્યો ને મુંબાઇથી બિરિજચંદ્રને કુટુંબ સાથે નીકળવાનું થયું. ઉન્મતિ વારંવાર ચંદ્રરાવને નૂતનપુર આવવા લખતી

હતી એટલે ચંદ્રરાવ ને વિપિન પણ એ લોકની સાથેજ નૂતનપુર ગયા. વિનોદચંદ્ર ને તારા મુંબાઇમાં એમની સાથેજ રહેતાં હતાં તે પણ નૂતનપુર તરફ નીકળી પડયાં.

તાર કોની તરફથી મૂકવામાં આવ્યો હતો અને તેમાં શું હતું તે જાણવા નૂતનપુરના રાજ્યભવનમાં રાણા તથા કુંવર સાથે આપણે પ્રવેશ કરીએ.

રાણો કુંવરને ખાનગી દિવાનખાનામાં લઇ ગયો. દખિલ થતાંજ તેણે પોતાની તલવાર જોરથી જમીનપર નાંખી દીધી. "કુંવર રાજ્ય કરવાને હું નાલાયક ઠર્યો છું. મ્હારી પ્રજાને મ્હારી બેદરકારીને લીધે બહુ ખમવું પડયું. છેકજ અંધેર ચાલવા દીધું."

તલવાર ઉપાડી પિતા કને મૂકી વીરકુમાર બોલ્યો, "વિરંચિલાલના દૃષ્ટાંતથી બીજાઓને સમજ પડશે, ધીરેધીરે સડો ઓછો થશે અને બધું ઠેકાણે આવી જશે. અપ્રામાણિકને સખ્ત શિક્ષા થાય છે એમ બધાના મનમાં થશે એટલે પોતે તેમ કરતાં અટકશે."

"રાજ્યનો બોજો ઉઠાવવાને બિરિજચંદ્ર સિવાય લાયક માણસ મ્હારી નજરમાં કોઈ નથી."

કુંવરનું પણ એમજ માનવું હતું પણ પિતાની પરીક્ષા કરવા તેણે કહ્યું, "એમને કંઈ પાછા બોલાવાય?"

"શા વાસ્તે નહિ? મ્હારી ભૂલને લીધે એમનું પ્રધાનપદ ગયું. વિરંચિલાલ હોય ત્યાં નોકરી કરવા એમણે પાણી મૂકયું હતું. તે હવે દૂર થશે, મને મ્હારી ભૂલનું ભાન આવ્યું પછી એમને આવવામાં હરકત શી? એમના પાછા આવવાથી ઉલટી એમની પ્રતિષ્ઠા વધશે. મનુષ્યે પોતાની ભૂલ સુધારવી એમાં નાનમ નથી. ભલે મોટો રાજાધિરાજ હોય પણ તે મનુષ્ય તો ખરોજ કેની? કદાચ બિરિજચંદ્રજીની મ્હારા હાથ નીચે નોકરી કરવા ઇચ્છા નહીં હોય. એમનું પણ અપમાન થયું છે અને એમને એટલો દાગ મનમાં રહી જાય તો તે વાજબી છે. તમારા હાથ નીચે નોકરી ન કરવા એમને કારણ નથી અને મેં તો રાજ્યપાટ તમને સોંપવાનો સંકલ્પ કર્યો છે."

"પિતાજી, એવું ઉતાવળું પગલું ભરવાનું કારણ નથી. બિરિજચંદ્રજીને હું લખીશ અને તેઓ પાછા રાજ્યની નોકરીમાં જોડાશે. વિરંચિલાલ સિવાય કોઈનાપર એમને અકળામણ નથી તે હું જાણું છું. વળી તેઓ અહીંના વતની છે. પ્રજા તરફ એમની દિલસોજી છે.

રાજ્યના લાભં માટે, પ્રજાના લાભ માટે, તેઓ જરૂર પાછા આવશે. વિરિંચિલાલના કારભારથી તેઓ અજાણ્યા નહોતા."

"એમને શી રીતે ખબર મળતી હતી?"

"મ્હારા, સરદારોના તથા કેટલાક અધિકારીઓનાં પત્રો એમને વારંવાર જતા હતા. પ્રજા તરફ એમની કેટલી લાગણી છે તેનું ભાન એમના ઉત્તર અમને મળતા તેપરથી હું સમજી શકું છું."

"મ્હારા જેવા ઘોર નિદ્રામાં પડેલા માણસને હજી શું તમે રાજ્ય કરવાને લાયક ધારો છો? કુંવર, રાજ્યની લગામ ઝાલવી એ કંઈ સહેલું નથી, લાખો માણસની સરદારી કરવી કંઈ રમત નથી. રાજાનું કર્ત્તવ્ય જે સમજતો ના હોય તે રાજ્ય કરવાને લાયક નથી. એ કર્ત્તવ્ય સમજવામાં, રાજ્ય ચલાવવામાં જરાપણ ખામી હોય તો એક જણને સોસવું પડતું નથી. સાધારણ માણસ ભૂલ કરે ને એકલો હોય તો ગમ ખાઇને બેસી રહે, કુટુંબકબીલાવાળો હોય તો તે ભૂલનું પરિણામ થોડુંઘણું બધાને ખમવું પડે. રાજાને તેમ નથી. તેની એક ભૂલનું પરિણામ લાખો માણસને ખમવું પડે છે. એ ભૂલ નાનીસુની હોય તો તેને સુધારી લઈ કામ ચલાવવું. મ્હારી ભૂલ તેવી નથી. કોને શું કામ સોંપવું, મોટો હોદ્દો કોને આપવો, દિવાનપદ વાસ્તે કોને લાયક ગણવો એની જેને સમજ નહીં, અથવા તેમાં જેણે ભૂલ કરી તે રાજ્ય કરવા લાયક શી રીતે કહેવાય? કુંવર વખત ગુમાવવાનું કારણ નથી. બિરિજચંદ્રજીને તાર મૂકી અહીં બોલાવો." તાર મૂકાયો અને બિરિજચંદ્ર નૂતનપુર આવ્યા. રાજ્યમહેમાન તરીકે લેવાને રાણા તરફથી સ્ટેશનપર ગાડી મોકલવામાં આવી હતી. કુંવર પણ તેને લેવા સામે ગયો હતો. રાણાની બાબતમાં થોડીઘણી આગળથી વાતચીત કરવાની હતી. સ્ટેશનથી બહારો બહાર બિરિજચંદ્ર મહેલમાં આવ્યા. રાણાનું પહેલું નૂર જતું રહ્યું હતું. વિચારમાં ને વિચારમાં નીચું જોઈ, માથે હાથ મૂકી તે પડી રહેતો. બિરિજચંદ્રે આવીને રાણાને મુજરો કર્યો.

"બિરિજચંદ્રજી, હું એ માનને હવે લાયક નથી, તમારા આવવાની હું રાહ જોતો હતો. તમે આવશો એવી મને આશા નહોતી કારણ કે મેં તમને બહુ ગેરઇનસાફ કર્યો છે. તમારા જેવા ઉદાર દિલના માણસો આર્યભૂમિમાં જનમશે ત્યારેજ તેના ભાગ્યનો ઉદય થસે. કુંવરને પિતાજી જેવો બનાવશો એટલીજ માત્ર ઇચ્છા છે. રાજ્યની લગામ એને સોંપવાની છે."

"હજુર, કુંવર હજી યુવાન છે. રાજ્યશિક્ષણ તેમને મેળવવાની જરૂર છે અને આપના જેવું હું તે આપી ના શકું, ક્ષત્રીના ધર્મથી હું અજાણ છું."

"એ ધર્મનું શિક્ષણ ભાઈ વિજયસિંહ આપશે."

"હજુર જાતેજ તે પર નજર રાખી પછીથી મનમાં આવે તેમ કરશે."

કુંવર તથા બિરિજચંદ્રના મનમાં એમ હતું કે થોડોઘણો વખત વીતી જશે એટલે રાણાનો વિચાર બદલાશે. અણી ચૂક્યો સો વરસ જીવે. માણસના મનની નબળાઈ આવી રીતે પોતાનાપર જય મેળવે એ જોવા રાણો રાજી નહોતો. તેનું મન તદ્દન ઉઠી ગયું હતું.

"બિરિજચંદ્રજી, મ્હારો વિચાર ફેરવવા હું રાજી નથી. મ્હારો ગુનોહ જેવો તેવો નથી. પિતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન, તમારૂં વગર કારણે અપમાન, મ્હારી રાંકડી પ્રજાને વગર વાંકે દેવામાં આવેલા દુઃખનું બીજું કંઈ પ્રાયશ્ચિત્તજ નથી. કુંવરના રાજ્યાભિષેક વાસ્તે શુભ મુહૂર્ત કઢાવો, રસિકલાલને રાજ્યમાં પાછા બોલાવો. વિનોદચંદ્ર ક્યાં છે?"

"મ્હારી સાથેજ આવ્યા છે."

આમ વાત થતી હતી અને વિજયસિંહ આવી પહોંચ્યો.

"વિરિંચિલાલને તેના કુટુંબ સાથે વિદાય કર્યો છે."

"સારૂં થયું. એનું નામ મ્હારી આગળ કોઈ લેશો નહીં. એનું શું થયું, એ ક્યાં ગયો તે જાણવા મ્હારી ઇચ્છા નથી."

વિજયસિંહને રાણાના વિચાર માલૂમ પડવાથી તેણે રાણાને સમજાવવા પ્રયત્ન કીધો. રાણો એકનો બે થયો નહીં. વિજયસિંહ તથા બિરિજચંદ્રના હાથમાં કુંવરને શિક્ષણ આપવાનું કામ સોંપાયું. સરદારોની 'કાઉન્સીલ'માં કુંવરના રાજ્યાભિષેકની વાત મૂકવા વિજયસિંહને આજ્ઞા કરી રાણો ચાલતો થયો.

વીરકુમાર—"બિરિજચંદ્રજી, રાઇટ બાબત શો વિચાર છે? મ્હારો વિચાર વિરિંચિલાલ બાબત કેસ ચલાવવાનો હતો કે જેથી એનું ભોપાળું બહાર પડે."

"બહાર આવતે તો ફાયદો શો થતે? વિરિંચિલાલને કેદમાં જવું પડતે અને રાઇટ બાબત સરકારમાં બહુ વાત જતે તો તેને અહીંથી દૂર ખસેડતે."

"એમને દૂર કરવા કંઈ તજવીજ થઈ શકશે ?"

"વખત આવે બધુંએ થશે. એ એની મેળેજ અહીંથી બીજી જગ્યાએ જવા માગણી કરશે."

" એ પરિણામ જેમ બને તેમ વહેલું આવે તો સારૂં" અધીરો કુંવર બોલી ઉઠ્યો.

કુંવર, બિરિજચંદ્ર તથા વિજયસિંહ છુટા પડયા. કુંવરના રાજ્યાભિષેક વાસ્તે ધામધુમ થવા માંડી. રાણાની હયાતીમાં નવા રાણાને ગાદી આપવાની ધામધુમમાં બાકી શી હોય ? એ ધામધુમ જોવા આવવાને વિપિને રંગરાવને લખ્યું.

રંગરાવ એ ધામધુમ જોવા આવી શક્યો નહીં. તેના પિતાની તબીઅત છેક લથડી ગઈ હતી. મોજીલાલભાઈના કંઈ ઠેકાણાં નહોતાં, બિહારી ઘેર તો આવતો નહોતો પણ તેને મળવાનાં સ્થાનની મુંબાઇમાં ખોટ નહોતી. જસમીન પહેલાં કરતાં બહુ સુધરી હતી. શીરીન હવે કોઇકજ વાર તેની કને ત્યાં આવતી. સસરાની ચાકરી, કરવામાં રંગરાવને જસમીન સારી મદદ કરતી હતી. વિપિનના કહેવાથી રંગરાવે પિતાને ઘરના ભાગ પ્રથમથીજ નક્કી કરવા વિનતિ કરી. હુકુમતરાયને આ વાત રૂચી. પાછળથી તકરાર થાય તેના કરતાં પહેલેથીજ નક્કી કરવું તેને ઠીક લાગ્યું, જેને સાથે રહેવું પસંદ ન પડે તે પોતાનું લઈ ચાલતો થાય. હુકુમતરાયે પોતાની નજર આગળ બધી વહેંચણી કરી બન્ને દીકરીઓને પણ થોડુંઘણું આપ્યું. ચંપકની સ્થિતિ સારી નહોતી એટલે તેમને કંઈ આપવાની જરૂર પડી અને ચાતુરિકાએ મિત્રમનના કહેવાથી પોતાનો ભાગ છોડી દીધો. સાસરામાં પૈસા પુષ્કળ હતો, મિત્રમન એકલોજ ત્યાં વારસ હતો અને તેને વધારે લેવાની લાલસા નહોતી. તે બહુ સંતોષી હતો. એ ભાગનો ઉપયોગ રંગરાવે ચંપકને આપવામાં કર્યો તથા બહેનને થોડીઘણી શિખામણ દીધી. તે પણ છેક લાચાર થઈ ગઈ હતી, પૈસેટકે હાલ હેવાલ થઈ ગઈ હતી.

આણી તરફ રાઇટ બાબત સરકારમાં વાત ચર્ચાઇ. બિરિજચંદ્ર પાંછો નોકરીમાં જોડાયો ત્યારથીજ રાઇટના રામ રમી ગયા હતા. તેણે 'ફુરલો' પર જવાની અરજી કરી. રજા અપાઈ, ખાનગી રીતે તેને સખ્ત ઠપકો અપાયો તથા એક સારા એજન્ટની ત્યાં નીમણુક થઈ.



## પ્રકરણ ૩૨.



### શું કરવું ?

"ઉગ્યો ભાનુ જાપાનમાં, અરૂણોદય ચીતમાંય,
રાત પાછલી આપણી, મંગળ ગીત ગવાય"

કુંવરના રાજ્યાભિષેકની ધામધુમમાંથી મુક્ત થયા પછી બ્રિજિ-ચંદ્રને રાજ્યકારભાર તરફ લક્ષ આપવાનો ઘટતો અવકાશ મળ્યો. મહેસુલ તથા ન્યાય ખાતામાં એવી તો ગરબડ થઈ ગઈ હતી કે તેને અસલ સ્થિતિપર લાવતાં સહેજે દસબાર વર્ષ નીકળી જાય. કામ પુષ્કળ ચઢી ગયું હતું. કંઈકંઈ જરૂરી બાબતોમાં મુદ્દતપર મુદ્દત નંખાઈ હતી. તેને એક ઘડીની પણ ફુરસદ મળતી. નહોતી બેંકનો હિસાબ તપાસવાનું તથા તેને અસલ સ્થિતિપર લાવવાનું કામ વિનોદચંદ્રને સોંપવામાં આવ્યું હતું. તેનો પણ કામ કરતાં દમ નીકળી જતો. બીજાં ખાતાંઓનું કામ રસિકલાલને સોંપી દીધું હતું. વખતોવખત આ ત્રણે જણા મળતા, મસલત કરતા. ચંદ્રરાવની સલાહ તેમને કોઈક વાર બહુ ઉપયોગી થઈ પડતી. ચંદ્રરાવનો ઘણોખરો વખત તેના મિત્ર જોડેજ પસાર કરવામાં જતો. તેનો કાશી જવાનો વિચાર દૃઢ હતો પરંતુ મિત્રના કહેવાથી આગળપર લંબાવ્યો.

વીરકુમારને ગાદી મળી ને તેણે વિપિનને રાજ્યમાં નોકર રાખવા ઇચ્છા બતલાવી. તેની વિપિનપર ખાસ મહેરબાની હતી. વિપિને તેનો ઉપકાર માની પોતાના વિચાર જણાવી દીધા. પોતે શો માર્ગ લેવો તે બાબતમાં કંઇક નિશ્ચય પર આવ્યો હતો તેથી તેણે કહ્યું મ્હારો વિચાર કોઈ સારી શાળા અથવાતો ખાનગી કોલેજમાં નોકરી કરવાનો છે. મને જે મોટી રજા તેમાં મળી શકશે તેનો લાભ હું મ્હારા ભાઈઓને આપીશ. અજ્ઞાન લોક વસતા હશે એવા નાના ગામડામાં હું ફરીશ, કેળવણીથી થતા લાભ ગણાવીશ. માંહોમાંહે સંપીને રહી પોતાનો ન્યાય અસલ આપણે ચુકવતા તેમ પોતે ચુકવે એવા ધોરણપર આવવા તેમને સમજાવીશ. એવા માણસોને કથા વાર્તા સાંભળવાનો બહુ શોખ હોય છે તો એવી રીતે પોતાનું ભરણપોષણ કરનારાઓની મુલાકાત લઇશ, તેમને મ્હારી તરફથી બનતી મદદ કરીશ, અને પેટને મસે આમ ફરનારાઓને દેશનું ભલું કરી શકે એવો માર્ગ ગ્રહણ કરવા કહીશ."

વીરકુમારને આ વિચાર પસંદ પડયો અને તેણે વિપિનને નૂતન-પુરની હદમાંજ રહેવા આગ્રહ કર્યો. "મ્હારા રાજ્યમાંથી તમને વર્ષે

દહાડે કંઈ મળે એવો હું બંદોબસ્ત કરીશ. બીજી જગ્યાઓમાં ફરો તે પહેલાં આપણાં રાજ્યનીજ હદમાં ફરી એ બોધ આપજો. લોકોનાં મન પર કેવી અસર થાય છે તે જાણવાનો તમને અહીં બહુ સારો લાભ મળશે. વળી એ તમારી હીલચાલ તમે સ્વતંત્ર રીતે કરજો, તમારા કામની આડે કોઈ આવશે નહીં."

વિપિને રાણાનો ઉપકાર માની એ વાત કબૂલ રાખી. ઘેર જઈ ચંદ્રાવને પોતાના વિચાર જણાવ્યા, રાણાની મદદની વાત કહી. ચંદ્રાવને એની વાત પસંદ પડી. બિરિજચંદ્ર વિપિનને પોતાના હાથ તળે રાખવા અથવા તો રાણાના ખાનગી સેક્રેટરી તરીક રાખવા માગતો હતો. એને પોતાના હાથ તળે એક બાહોશ માણસની જરૂર હતી. પૈસાનો લાભ પણ આમાં વધારે મળે એમ હતું પરંતુ વિપિનનો દૃઢ નિશ્ચય જોઈ એને એ વિચાર માંડી વાળવો પડયો.

આણી તરફ લગ્નસરા પાસે આવવા લાગી અને રંગરાવના પ્રાયશ્ચિતની વાત મુંબાઇમાં તેમજ નૂતનપુરમાં ચર્ચાવા માંડી. રંગરાવમાં પહેલાં કરતાં બહુ ફેરફાર થયો હતો. તેની રહેણીકરણી, પહેરવેશ બહુ સાદાં થઇ ગયાં હતા. શેઠનો ગમે તે વખતે દેહ પડે અને તે સમયે ન્યાતમાં કચકચ થાય તે અટકાવવા ન્યાતના બેચાર આગેવાનોને મળી ન્યાત મેળવવા તેણે વિનતિ કરી. નૂતનપુરની ન્યાતને પૂછાવીને પ્રાયશ્ચિત્ત ઠેરવવામાં આવ્યું. પરદેશી રાજ્યકર્ત્તા હોવાથી લીધે તેના દેશમાં તેમજ હુન્નરઉદ્યોગ વાસ્તે ચીન, જાપાન જવાના દાખલા વારંવાર થવાના એમ સમજી ન્યાતે સાધારણ રકમ નક્કી કરી. જે માણસ પરદેશ જાય તે ત્યાંથી આવ્યા પછી, અલગ રહી, તરતજ પ્રાયશ્ચિત બાબત જાતેજ ન્યાતની રજાથી બંદોબસ્ત કરે એવી ન્યાતે સૂચના કરી, તેને એકલાનેજ ન્યાતિ સંસર્ગથી દૂર રાખવો પણ છુટનો દુરુપયોગ તે કરે છે. એવું ન્યાતને કાને આવે તો તેના આખા ઘરને ન્યાતબહાર મૂકતાં અચકાવું નહીં એવો ન્યાતે ઠરાવ કર્યો. ઠરાવની નકલ નૂતનપુરની ન્યાતે મુંબાઇ તેમજ જ્યાં તેમના ન્યાતીલાઓની વસ્તી હતી ત્યાં મોકલાવી દીધી. ત્યાં પણ આ ઠરાવનું અનુકરણ થવા લાગ્યું. રંગરાવ તેની બાબતમાં ઠરાવ થયો તેથી પ્રસન્ન થયો અને એ સમાચાર તેણે વિપિનને લખી દીધા. યથાવિધિ પ્રાયશ્ચિત કરી રંગરાવ ન્યાતમાં આવ્યો. તેના પિતાને પણ આથી સંતોષ થયો. એ પ્રાયશ્ચિત થયા પછી, હકુમતરાય વધુ વખત જીવ્યો નહીં.

કામમાં રોકાઇ ગયલા બિરિજચંદ્રને શિશિરનાં લગ્નનું નક્કી કરવા માંજીએ સૂચવ્યું, શું કરવું તેના એ વિચારમાં પડયો. માજીનો

અભિપ્રાય પૂછ્યો. મોજીલાલ જોડેનો સંબંધ તોડવા તેણે સલાહ આપી બીજા સગાંઓનો પણ એવોજ મત થયો. જાણી, જોઈને, સમજ્યા છતાં આવા માણસને પલ્લે પાડવી કોઈને ગમ્યું નહીં. બિરિજચંદ્રે મોજીલાલના જન્માક્ષર પાછા મોકલી દીધા. પ્રફુલ શેઠાણીનો ક્રોધ માયો નહીં. રંગરાવ આગળ તે બબડી પણ તેણે માની તરફેણ ના કરી. "હું પણ આવી બાબતમાં આમજ કરૂં." એમ તેણે બેધડક કહી દીધું. અધુરામાં પૂરૂં રંગરાવને બીજી કન્યા શોધી લાવવા શેઠાણીએ સૂચવ્યું તેની પણ તેણે ના કહી. શેઠાણી તથા રંગરાવ વચ્ચેનો સંબંધ તૂટયો. રંગરાવનો વિચાર મુંબાઇ છોડી, નૂતનપુર જઈ, વિપિનના કામમાં મદદ કરવાનો હતો તે હવે દૃઢ થયો. મોજીલાલને તો કશાની દરકાર નહોતી કારણ કે તેને યોગ્ય પાત્રની ખોટ નહોતી.

ગંભીરે વિપિનના કહ્યા મુજબ નોકરીનો વિચાર માંડીવાળી ઘેર બેઠે નાના પાયાપર ધંધો શરૂ કર્યો હતો. આમ કરવાનું બીજું કારણ એ હતું કે દેસાઇગીરી પર ધ્યાન આપવાનું હવે તેને માથે પડયું હતું કેમકે કુબેરપ્રસાદની તબીઅત સુધરી હતી છતાં તેનો સ્વભાવ નબળાઇને લીધે બહુ બગડી ગયો હતો એટલે જેની તેની જોડે લડી પડતો. શિશિરનો મોજીલાલ સાથેનો સબંધ તૂટયો એ વાત બહાર આવી ને ગંભીર, સભાકાકીનું એક અનુમાન ખરૂં પડયું તે માટે તેમને ધન્યવાદ આપવા તેમના ઘર તરફ વળ્યો. મિત્રમને તેને તેમ કરવા ના કહી પરંતુ ચડસીલા ગંભીરે સભાકાકી, વાતચતુર તથા ચંપક બેઠાં હતાં ત્યાં જઈ વધામણી કહી.

માજીનો વિચાર શિશિરના લગ્ન વહેલાં લેવાનો હતો કારણ તે ઉમર લાયક થઈ હતી. વળી પોતે એ લગ્ન જોવા બહુ ઉત્સુક હતાં. ફરી વિવાહ ક્યાં કરવો તે બાબત બે મત નહોતા. ચંદ્રરાવનો અભિપ્રાય પૂછાયો. બિરિજ સાથેની બાળપણની મિત્રતાનું ફળ આવું સારૂં નીકળે એમ જોવા તે કયારનોએ ઉત્સુક હતો પણ કોઇ ને કહી શકતો નહોતો.

લગ્નનો શુભ દિવસ નક્કી થયો અને સઘળાંના અનુમોદનથી વિપિન શિશિરનો થયો, શિશિર વિપિનની થઈ.

પ્રિય વાંચનાર ! આ પરિણામ જોવા તું ઉત્સુક હતો, અધીરો હતો, ત્હારી કલ્પના બહાર આ પ્રસંગ નહીં હોય. લખનાર અને વાંચનારનાં હૃદય એક થાય, તેમના વિચાર સરખા થાય એથી ઉચ્ચતર લખનારની અભિલાષા શી, એથી વધુ નિઃસ્વાર્થ લખનારને બીજો આનંદ શો ?

ॐ शान्तिः

# વિદ્વાન વર્ગના અભિપ્રાયમાંથી ટુંક નોંધ

શૈલી સરળ, ભાષા શુદ્ધ, વિચાર ઠરેલ, વ્યક્તિઓનાં ચિત્ર તેમજ કુદરતનું વર્ણન યથાર્થ છે. હું આ પુસ્તકથી પ્રસન્ન થયો છું.

રા. બ. કમળાશંકર પ્રા. ત્રિવેદી.

* * * (મને) આશ્ચર્ય એટલા માટે (લાગ્યું છે) કે પહેલાજ પ્રયાસમાં આટલી બધી પુખ્ત વિચારશ્રેણી તથા પુખ્ત ભાષા પર કાબુ બતાવી શકયા છો. * * *

શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

What I like most about your novel is the free & good language employed, free from any pretension. There you excel the master (G. M. Tripathi.)

M. V. Desai B. A. Bar-at-Law

Books like this deserve to be read widely... At a time when so many worthless novels are put forth by several writers, puerile imitations of the sensational novels of the west, healthy and instructive novels like yours are a special boon. You have greatly improved upon Ushakanta Mridula and other novels of the young men's society of Ahmedabad.

N. T. Deshbhakta.

Indeed you seem to have a gift of graphically describing situations.......Your description of Matheran is really very charming and stimulating the imagination. It does not bring out the hackneyed descriptions full of stale and meaningless sanskrit expressions. It is refreshing and vigorous.

H. K. Gole.

'વિપિન' વાંચી ગયો છું. એની ભાષા નવલકથાને છાજે એવી સરળ છતાં પ્રૌઢ પણ છે. વર્ણનશૈલી મનોહર છે. પાત્રનું નિરૂપણ સારૂં કરવામાં આવ્યું છે. જનસ્વભાવનાં ચિત્ર સુરેખ છે. આદર્શ ઉચ્ચ છે. સાંસારિક પ્રશ્નો કેટલાક ગુંચવણભરેલા ઠીક ચર્ચાયા છે.

શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

* * * આપની સરળ શૈલી ઉત્તમ વિચાર તથા વસ્તુસંકલનાની ખુબી જોઈને મને ઘણો આનંદ થયો છે. * * *

શ્રીયુત છગનલાલ હ. પંડ્યા.

શૈલીનો અસ્ખલિત પ્રવાહ અજબ છે, તમે એક બીજી લખો.

શ્રીયુત સદાશિવ મ. દીક્ષિત.

You have imitated Sarasvati-chandra and have left aside some of its defects.

શેઠ કીકાભાઇ પ્રેમચંદ રાયચંદ.

* * * વર્ણનો સામાન્ય પણ સ્થિતિસૂચક અને કંઈક પ્રબોધક છે. ભાષા સરળ અને લગભગ શિષ્ટ છે....રા. રાજેંદ્રના લેખનમાં ગોવર્ધનરામ ત્રિપાઠીના સંસ્કારો પુષ્કળ જણાય છે અને જેન ઑસ્ટિનના સંસ્કારો પણ છે. * * *

શ્રીયુત મણિભાઇ ના. તંત્રી.

* * * વાર્તાનું વસ્તુ યોજવાની કારીગીરીએ નીરસ વસ્તુઓમાં રસ ઉભરાવ્યો છે. * * લેખકની વર્ણનાત્મક શૈલી વખાણવા લાયક છે.

"પ્રજાબન્ધુ"

* * * સંસારના કડવા મીઠા અનુભવ અને અવલોકનનાં ચિત્રો રા. રાજેન્દ્રરાવે ઘણી ખૂબીથી આલ્યાં છે. તેમ કરવામાં તેમનો પ્રયાસ સફળ નીવડયો છે. વાર્તાનો રસ વચ્ચેવચ્ચ બિલકુલ અટક્યા વગર એકસરખી રીતે ચાલ્યો જાય છે. તેમની ભાષા શિષ્ટ અને શુદ્ધ છે. વિચારો પણ સારા છે. સાંપ્રત સમયમાં ઘોળાતા કેટલાક પ્રશ્નો સબંધી તેમણે ઠીક સૂચન કર્યું છે. ટુંકમાં આ નવલકથા ઉત્તેજનને પાત્ર અને વાંચવા લાયક થઈ પડે એવા ગુણોવાળી છે.

"ગુજરાતી"

* * * નવલકથાકારના જે શુભાંશો 'વિપિન' માં દૃષ્ટિગોચર થાય છે તે વિશેષ વિકસિત બની ભવિષ્યમાં ગુર્જર વાંચનારાઓને વિશેષ લાભ આપશે એવી આશા અસ્થાને નથી. * * * લેખકની દેશભક્તિ, જે વિષયનું વર્ણન થતું હોય તેમાં તલ્લીનતા અને નાનામાં નાની વસ્તુઓ તરફ પણ યોગ્ય લક્ષ, વર્ણનો કરતાં કરતાં અપાયેલી નવીન પણ સ્વાભાવિક અને સારી ઉપમાઓ, વચ્ચે વચ્ચે પ્રસંગોચિત કરાયેલી સચોટ વ્યાવહારિક સૂચનાઓ, મર્મને સ્પર્શે એવાં કેટલાંએક કટાક્ષો અને આક્ષેપો, કેટલાંએક પ્રકરણોને મથાળે અને કેટલાંએક અન્યત્ર અપાયેલાં ભાવબોધક અવતરણો વગેરે ધ્યાન ખેંચે એવાં સારાં લક્ષણો છે.

"સમાલોચક."

We confidently think and hope that the book should in the long run occupy not an inconsiderable place in the Gujarati novels of the past few years. * * * The most important merit of the book, however, is in our opinion, the remarkably successful clear and life-like individualising delineation of the various characters–an excellence scarcely to be found or rather hardly attempted for in many an otherwise good and really original novel in Gujarati Literature.

*"The Indu of Bombay"*

જે ઉચ્ચ ભાવના દર્શાવતી અને જનસમાજને ઉન્નતિના માર્ગે દોરતી ગણીગાંઠી નવલકથાઓ છે તેમાં 'વિપિન'ને ગણી શકાય*** એકંદરે પુસ્તક ઘણું સારૂં છે, અને તે વાંચી રહ્યા પછી વાર્તારસના આનંદ ઉપરાંત કાંઈપણ લાભ મને ન થયો એવું કોઈ માણસ કહી શકે નહી.

"બુદ્ધિપ્રકાશ."

The book at every step demonstrates the results of keen powers of the observation of life in town and country and digestion of what he has read.

* * * In his smooth homely language, using at times only to a little high pitch when his characters require it, he has set an example of the capacity of simple Gujarati, in the expression of even delicate sentiments to those who cannot but write Gujarati in a thin Sanskrit garb. "*Th/ Modern Review.*"

માતૃભાષામાં પોતાના જુદાજુદા વિષયો સંબંધી વિચારો જનસમાજ આગળ રજુ કરવાથી જેમ તેમણે માતૃભાષાની સેવા બજાવી છે તેમજ હિંદુ જનસમાજની પણ સેવા બજાવી છે. "**સત્ય.**"

